# લલિતનો લલકાર

કવિશ્રીનાં કાવ્યોનો
સંપૂર્ણ સંગ્રહ



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨



કવિ લલિતજી અને કુમારશ્રી મંગળસિંહજી

કવિશ્રીનું કુટુંબ



શ્રી. પુરાતન　　કવિશ્રી　　સ્વ. તારાબહેન તથા સૌ. ચારુમતી　　શ્રી. સનાતન

# લલિતજીનો કાવ્યદરબાર

વાંચનાર! કવિનાં કાવ્યોનું આકર્ષણ ગજબનું હોય છે; પણ કવિનું જીવન જાણવાનો લોભ પણ મનુષ્યને ઓછો નથી હોતો.

'કવિના જીવનનું પ્રતિબિમ્બ એ કાવ્ય.'

ડૉ. યાજ્ઞિકસાહેબે મને ફરમાન કર્યું કે 'લલિતનો લલકાર' માટે બે શબ્દો લખો.

'લાઠીનો લલિત કાવ્યમય દરબાર!'–એ નામે પૂજ્ય લલિતજીએ તેમના જીવનનો ઉત્તરાર્ધ લાઠીમાં વિતાવ્યો તે વિશે થોડું લખું છું, જે સુજ્ઞ વાચકોને અ-રસિક નહિ લાગે તો હું મને કૃતાર્થ ગણીશ.

કલાપીનું લાઠી એટલે સૌરાષ્ટ્રની સાહિત્યભૂમિ.

સાહિત્ય, કલા અને સંગીત એટલે જીવન, સૌન્દર્ય અને આનન્દ, ભાગીરથી, કાલિન્દી અને સરસ્વતી, જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞાનનો ત્રિવેણી-સંગમ. એ પુણ્યતીર્થનું અમને દર્શન કરાવનાર હતી ગુજરાતી સાહિત્ય પરિષદ. એનું અગિયારમું અધિવેશન લાઠીમાં મળ્યું, જેને સફળ કરવામાં શ્રી. રાયચુરાભાઈ અને ડૉ. યાજ્ઞિકે ખૂબ પરિશ્રમ લીધો. એ ઋણનો હું સ્વીકાર કરું છું.

ત્યારે...?

બ્રિટિશ રાજ્ય હતું. કનૈયાલાલ મુનશી ત્યારે સીધા જેલમાંથી છૂટી સૌ. લીલાબહેન સાથે લાઠી આવ્યા.

જાણે નવપરિણીત વરવહુ આવ્યાં. પણ જાનમાં, જાણો છો, કોણ કોણ હતા?

જાનમાં આવ્યા હતા C. I. D. નાં માણસો!

લાઠી સાહિત્યપરિષદને કેટલાક લોકો પોલિટિકલ કૉન્ફરંસમાં ફેરવવા માગતા હતા. એમની ધારણા ફળી હોત તો હું કદાચ બ્રિટિશ રાજ્યના રાજબંદી તરીકે કાળા પાણીએ હોત.

પણ શ્રી. મુનશીજીએ સાહિત્યને રાજકારણથી જુદું તારવી લીધું. ને સર્વે સાહિત્યકારોએ કલાપીને સારસ્વતનીરની શ્રદ્ધાંજલિ દીધી.

અને એ પછી...?

કવિ શ્રી ન્હાનાલાલ તેમના પુત્ર ડૉ. મનોહરને પરણાવવા માટે લાઠી પધાર્યા. ને એમની સાથે જાનમાં લલિતજી હતા.

રાજ્યમન્દિરમાં લાઠીના નાગરિકોએ એમનું સન્માન કર્યું. ને ત્યારે લલિતજીએ પોતાનું પ્રિય ભજન –કબીરજીનું 'ઘોબનિયાં'– ગાયું.

અને ત્યારથી થઈ અમારી ઓળખાણ.

પછી અમારી વચ્ચે પત્રવ્યવહાર ચાલુ રહ્યો. ને થોડા સમય પછી, મારી અરજે, પૂજ્ય લલિતજી મારાં બાળકોના Guardian તરીકે લાઠી પધાર્યા.

મારી મોટી પુત્રી ભારતી અને પુત્ર ભૂપેન્દ્ર એમનાં અંગ્રેજી શિક્ષિકા મિસ બર્ન સાથે બગીચામાં ફરતાં હતાં ને કુદરતનો અભ્યાસ કરતાં હતાં. રંગબેરંગી ફૂદડાંને મારીને તેમનો સંગ્રહ કરવાનો એ બન્નેને શોખ હતો. લલિતજી એમને ફૂદડાં મારતાં જોઈ ગયા. એમનું દિલ દુભાયું. ભારતી અને ભૂપેન્દ્રને એમણે સમજાવ્યું કે પતંગિયાંને મારીને ચોડવાં તેના કરતાં તેમને પુષ્પે પુષ્પે પરાગ લેતાં ને લહેરથી ઉડ્ડયન કરતાં નિહાળવાં એમાં વધારે આનન્દ છે. અને તે દિ'થી એ જ બાગમાં કલાપીએ 'તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો' એ કાવ્ય લખીને ગોફણો બંધ કરાવી હતી તે પછી તેમના જ બાલકમિત્ર પૂજ્ય લલિતજીએ કલાપીના પ્રપૌત્રોને હાથે ફૂદડાંનો સંહાર બંધ કરાવ્યો.

લાઠીની ભૂમિ જ સાહિત્યમયી છે. તેનો એક વધારે પુરાવો વડોદરાવાળા યતિ શ્રી હેમચંદ્રજીએ શોધી આપ્યો છે. યતિશ્રી કહે છે કે 'પ્રવીણસાગર'નો શૃંગાર લખનાર જીવનવિજયજી મુનિ લાઠીમાં જ હતા. મહેરામણજીએ લવંગિકાને લાઠી મોકલી મુનિનું મુનિપણું ચળાવ્યું અને રાજકોટ લઈ જઈ એ અપૂર્વ ગ્રન્થનો શૃંગાર લખાવ્યો. ત્યાર પછી જીવનવિજયજીએ એથી પણ એક વધારે સરસ પુસ્તક લખ્યું એમ યતિશ્રી હેમચંદ્રજી કહે છે.

હવે શ્રી લલિતજી લાઠીમાં આવ્યા અને વાતાવરણ સાહિત્ય–મલયાનિલે ભીનું બનવા લાગ્યું.

સાંજે ક્લબમાં લલિતજી શાસ્ત્રનો કે સાહિત્યનો એકાદ ટૂચકો મૂકે: પછી એની ચર્ચા ચાલે. થોડા દિવસમાં જ એ એટલું બધું વધી ગયું કે કોઈ ને કોઈ જુદા જુદા વિષય લાવતું જાય ને ઘણી વાર તો ચર્ચા બીજા કે ત્રીજા દિવસ પર મુલતવી રાખવી પડે.

અને કોઈક વાર સન્ધ્યાની પુત્રી ચંદ્રિકા તારાગણની ઓઢણી ઓઢી યૌવનમદભરી રાતલડીમાં સૃષ્ટિને તેના સૌન્દર્યથી આંજતી હોય ત્યાં સુધી સાહિત્યચર્ચામાં મંત્રમુગ્ધ બનીને અમે જમ્યા વિના બેસી રહેતા.

શ્રી લલિતજી ત્રણ વર્ષ સુધી મારાં બાળકોના ગાર્ડિયન તરીકે રહ્યા.

બાળક સાથે એ બાળક બની જતા; એટલું જ નહિ પણ બાલકસમું

નિખાલસ એમનું માનસ હતું.

ભારતી અને ભૂપેન્દ્ર દરરોજ સવારે ઘોડા પર ફરવા જતાં. લલિતજીએ એમાં એટલો સુધારો કર્યો કે પ્રભાતની પ્રાર્થના કર્યા પછી એ બન્ને રાઈડિંગ માટે જાય.

એક દિ' સવારે સહેજ સળવળાટ થયો. મારે કાને ગણગણાટ પડ્યો કે લલિતજી રાઈડિંગ માટે પધારે છે.

હું દોડીને નીચે ગયો. ત્યાં તો ઘોડારમાંથી લલિતજી માટે પણ ઘોડો હાજર થયો હતો. મારી મોટી પુત્રી ભારતી કંઈક સમજણી હતી. તે લલિતજીને ના કહેતી હતી. પણ જીત થતી જતી હતી ભૂપેન્દ્રની. એ લલિતજીને ચીડવ્યા કરતો હતો: 'ગુરુજી, આપ ઘોડે ન જ બેસી શકો.'

લલિતજી પડકાર ઝીલવાને તૈયાર થઈ ગયા હતા. પણ તે દિ' તો મેં લલિતજીને માંડ માંડ રાઈડિંગ માટે જતા રોકયા. એમ કહી ને કે 'કવિની તો કલ્પનાના ઘોડા પર સવારી હોય, ને આભનાં કિરણો હોય.'

ભારતી સવારે લલિતજીને રાઈડિંગની ના કહેતી હતી; તે પણ સાંજે એકાએક ભૂપેન્દ્રની સાથે ભળી ગઈ. મારાથી છાનું નક્કી કરી લેવામાં આવ્યું કે લલિતજી રાઈડિંગ માટે પધારે.

રાજ્ય કરવું એટલે પાંદડું પણ ક્યાં હલે છે તેની ખબર રાખવી પડે. એટલે કવિ અને બે છોકરાંઓ વચ્ચે થયેલી સંતલસ કંઈ થોડી જ જાણ બહાર રહેવાની હતી!

પણ કવિઓ highly strung હોય છે. ને લલિતજી કંઈ અપવાદ ન હતા. માણસો તેમનાથી ખૂબ ડરતાં; ને હું પણ એમનાથી બીતો, એ કબૂલ કરી લઉં.

એટલે મેં સખત બંદોબસ્ત કર્યો કે બે માણસો લલિતજીની પડખો-પડખ ચાલે. ને લલિતજી ક્ષેમકુશળ ઘોડેસવારીએથી પાછા પધારે.

પણ.........

'ગુરુજીને રાઈડિંગ નથી આવડતું! ગુરુજીને બે ખાસદારો પકડે ત્યારે ગુરુજી રાઈડિંગ કરે!' બાળક ભૂપેન્દ્રે કહ્યું. લલિતજી ઉશ્કેરાયા. એમણે ખાસ-દારોને હુકમ કર્યો: 'છેટા જાઓ!' પહેલાં તો ખાસદારોએ ન માન્યું. પણ અન્તે દુર્વાસાનો ક્રોધ તેમનાથી જીરવી શકાયો નહિ.

ખાસદારો દૂર ગયા. દોડતાં દોડતાં લલિતજીની ઘોડી ઉછળી: લલિતજી નીચે.

પરમાત્માનો પાડ કે લલિતજીને ઊની આંચ ન આવી. અને લલિતજી પાછા ઘોડી પર બેસીને બંગલે પધાર્યા.

લલિતજીની દેશદાઝ સારું યે ગુજરાત જાણે છે. મહાત્મા ગાંધીજી જ્યારે સત્યાગ્રહનો મંત્ર સિદ્ધ કરીને આફ્રિકાથી હિન્દ પધાર્યા ત્યારે ચોપાટીની સભામાં લલિતજીએ 'જય સ્વદેશ! જય સ્વરાજ્ય!' નું ગીત લલકાર્યું હતું અને સાર્જંટોના ચાબખા ઝીલ્યા હતા.

રાજકોટની લડત ઊપડી! મહાત્માજી ઉપવાસ પર ઊતર્યા. અસહકારનો બુંગિયો સારાયે સૌરાષ્ટ્રમાં વાગ્યો. લલિતજીએ જાહેર કર્યું રાજકોટ જવાનું. મહા મહેનતે મેં એમને વીનવ્યા ને રોક્યા. પણ પછી એમને પ્રશ્ન થયો કે 'સારા યે કાઠિયાવાડમાં અસહકારની લડત ચાલી રહી છે ને ફક્ત નાનકડું લાઠી રાજ્ય જ કેમ બાકી?' અને મને એમણે કહ્યું કે 'હું કાં રાજકોટ જઊં ને કાં લાઠી રાજ્યના ગામડે ગામડે ફરીને પ્રજાને સમજાવું ને જગાડું.'

અને વાંચનાર........

તે દિ' હું મારા સલાહકારોની વિરુદ્ધ થઈને 'આગની સાથે રમ્યો.' લલિતજી મારી જ મોટરમાં ફરીને મારી વિરુદ્ધ ભાષણો કરી આવ્યા, ને કસોટી પૂરી થઈ. કંઈ ન થયું. એને હું પરમાત્માનો અનુગ્રહ ગણું છું. પણ લલિતજીની આ સરળતા, નિખાલસતા, નીડરતા ને દેશપ્રીતિની અમારા પર ઊંડી છાપ અવશ્ય પડી.

નો...કરી, નોકરી તો એ કરતા જ નહિ. પણ એ મારાં બાળકોના ગુરુજી મટ્યા ને એમને માસિક કંઈ ખર્ચ આપવાનું હતું તે એમણે લેવું બંધ કર્યું. ને બંગલો છોડી, અતિથિગૃહમાં મહેમાન તરીકે રહ્યા. ને પછી એ મારા ગુરુજી બન્યા, લાઠી રાજ્યના ગુરુજી બન્યા.

લલિતજી મારી સાથે રાજ્યકચેરીમાં પણ આવતા થયા. ન્યાય તો લાઠી રાજ્યમાં સ્વતંત્ર હતો. પણ ખાતાવારના અરજદારો મારી પાસે આવતા.

એમાંથી કોઈનો દોષ લલિતજીના હૈયામાં વસે જ નહિ! ને બધી દલીલો થઈ રહે એટલે છેવટની દલીલ—માનવતાની દલીલ-એ સૌ માટે કરે.

લલિતજી મારા ગુરુ બન્યા ત્યારે એમણે મને કહેલું કે 'કલાપીનો હું બાલક મિત્ર. કલાપીએ પોતાની કવિતા 'બાલક કવિને' મને ઉદ્દેશીને લખેલી. એટલે કલાપીનું મારા પર ઋણ છે. મારે એના પૌત્રને કવિ બનાવવા છે. આપ કંઈ લખો.'

—અને પછી તો એ હંમેશાં કહ્યા કરે કે, 'કંઈક લખો, કંઈક લખો.!'

રોજરોજ આ સાંભળી સાંભળીને મને એક દિ' રીસ ચડી. પોર્ચમાં મોટર ઊભી હતી તે બતાવીને મેં એમને કહ્યું, 'લલિતજી! આ મોટર ચલાવો!'

એ મલક્યા. કહે, 'એ તો બાપુ! મને કેમ આવડે?'

'તો મને પણ લખતાં કેમ આવડે?'

'આવડશે જ અને લખાશે જ,' એમણે કહ્યું. એ બોલ પાછળ તેમના મનોબળનો રણકો હતો.

અને છેવટે લલિતજીની જીત થઈ. આજે તેમની પ્રેરણાએ હું ચોવીસ પુસ્તકો ગુર્જરીને ચરણે ધરી શક્યો છું.

પછી તો લાઠીની સાહિત્યપ્રવૃત્તિ વધી ગઈ. આસોના અજવાળિયાંની પ્રતિપદાથી નવમી સુધી નવરાત્ર મહોત્સવ ઊજવવાનું શરૂ થયું. એ નવ દિવસ અને કલાપી-જયંતિના ત્રણ દિવસ લાઠીમાં તો જાણે સાહિત્યરાજ જામી જતું!

એવી એક કલાપી-જયંતિના દિવસોમાં—

સ્વ. સાક્ષર શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી અને કવિશ્રી લલિતજી 'રાસપ્રિયા રાધિકાજી ને પ્રેમભૂપણ ઘનશ્યામ'ના વૃન્દાવનની રાસલીલા અને નવે નવ રસની ચર્ચાએ ચઢ્યા. ચર્ચારસ વિશેષ જામતાં એ બન્ને વૃન્દાવન છોડી કુરુક્ષેત્રે પહોંચ્યા. નવલરામભાઈને તો ઉગ્રતાને લીધે તાવ ચડી ગયો, ને લલિતજી સીધા સ્ટેશન ભેગા! અને મારા પર ચિઠ્ઠી લખી કે 'હું લાઠી છોડીને જુનાગઢ જાઉં છું. મારો સામાન તપાસી જો મને મોકલવો હોય તો મોકલશો. હું રાજ્યનું કંઈ પણ નથી લઈ જતો તેની ખાતરી કરી લેશો.'

અને વધારામાં, પોતે તપખીર સૂંઘતા એટલે મેં એમને એક નાનકડી સોનાની ડબ્બી આપી હતી તે અને મહાબળેશ્વરનો લાકડાનો એક ઘોડો, (કે જે એક દિ' એમણે મારા પર ઉગામ્યો હતો તે) બન્ને પાછાં મોકલી આપ્યાં-બીજી નાની ચબરખીમાં લખીને કે 'દેશી રજવાડાનું હું કંઈ પણ લઈ જવા માગતો નથી,' વગેરે.

હવે શું થાય?

મેં તરત 'કાકા'ને બોલાવ્યા.

સામાન્ય વાંચનાર કલાપીને ઓળખે ને લાઠીને ઓળખે. પણ જેટલા સાહિત્યકારો લાઠી પધાર્યા છે તે સર્વે કાકા ગંભીરસિંહના આનન્દી સ્વભાવને પણ ઓળખે. લાઠીમાં સાહિત્યકારોના જ્યારે 'અખાડા' થતા ત્યારે 'બખાડા' પણ અવશ્ય થતા જ. અને તેનું સમાધાન હંમેશાં 'કાકા' જ કરતા.

અમે બન્ને સ્ટેશને ગયા.

હું મોટરમાં જ બેસી રહ્યો. કેમ કે એક પગથિયું બાકી રાખવાની જરૂર હતી. કાકા લલિતજી પાસે ગયા.

'પધારો, લલિતજી!'

'હું જુનાગઢ જાઉં છું.' બોલ પાછળ ક્રોધ સ્પષ્ટ રીતે કળાઈ આવતો હતો.

'કલાપીની પડખે જ લલિતની દેરી કરવી છે, ચાલો.'—કહી કાકાએ લલિતજીનો હાથ પકડ્યો. લલિતજી મલકી ગયા.

'મને મારી જ નાખવો છે?'

—અને એમના નિખાલસ, ખડખડાટ હાસ્યમાં, એમનો ગુસ્સો મીણની માફક ઓગળી ગયો.

ને વાંચનાર! તે રાત્રિએ, કવિની જાણ વિના, મેં કવિને કવિતા લખતો જોયો.

સારું યે કાવ્ય, લખાયા પહેલાં, કવિની મુખમુદ્રા પર જાણે ચલચિત્રશું દશ્યમાન થઈ રહ્યું હતું.

એ રાત્રિનું દશ્ય અનેરું હતું. ત્રયોદશીની શ્યામલ રાતલડી તારલિયાળી ભાતની ઓઢણી ઓઢીને ઇતિહાસનાં અગોચર ઉકેલતી હતી. યુગ ત્રેતાનાં રામાયણ–ઇતિહાસનાં મનોદશ્યને કવિની કલમ આલેખી રહી હતી.

અને એ હતું ઉત્તરરામચરિતનું રામનું પૂર્ણવિરામગીત!

'સીતાજી પામ્યાં રે વિરામ ત્યારે રોયા રઘુરામ.'

શું વિયોગ પ્રેમનો વિશિષ્ટ યોગ હશે?

અને ત્યારે મેં જાણ્યું—'બાપુ! મારી લલિતા પાછળ હું જન્મશંકર લલિત બન્યો!'

(સ્વ. સૌ. લલિતાબેન એમનાં ગૃહસ્વામિની.)

હવે હું સમાપન કરું, વાંચનાર!

પૂજ્ય લલિતજીની આયુષ્યઅવધ પૂરી થઇ. સ્વર્ગનાં તેડાં આવ્યાં. લલિતજીએ શય્યા ઢાળી.

'લલિતજી,' મેં કહ્યું, 'આપને કંઈ નથી. માત્ર વૃદ્ધાવસ્થાની નબળાઈ છે. પણ સનાતનભાઈ અને પુરાતનભાઈને* બોલાવું?'

એ મલક્યા. જાણે સંતોષનું મલકામણું!

'બાપુ, કોઈની જરૂર નથી. મને લેશ પણ કોઈને મળવાની અપેક્ષા નથી. હું વૃદ્ધ હવે ધીરે ધીરે પ્રભુના દરબારમાં જાઉં છું...પ્રભુને ય ગીતડાં ગાવા કવિ જોઇશે ને?'

એ ફરીથી મલક્યા. એમણે નેત્રો મીંચ્યાં. એ જ ભવ્ય મલકામણું, એ જ અભંગ શાન્તિ.

મેં પુરાતનભાઈને અમદાવાદ સાબરમતી આશ્રમે ખબર તો આપી જ દીધા હતા. પુરાતનભાઈ આવી પહોંચ્યા.

---

* લલિતજીના બન્ને પુત્રો.

પહેલું ગંગાજળ એમણે પાયું ને બીજું મેં.

જીવતાં તો હજી કોઈ કોઈને આવડે છે. પણ જીવન સમાપવાની કલાના જાણનાર તો કોઈક જ પ્રભુપરાયણ વિરલા હોય છે. લલિતજીએ એ કલા જાણી.

લાઠીલી લાઠીના લાડકવાયા લલિતજીના અન્તિમ દર્શને સારુંયે લાઠી ઊલટ્યું હતું. તેમની સ્મશાનયાત્રા ભવ્ય હતી. આબાલવૃદ્ધ સર્વને કંઠે ગુંજી રહ્યું હતું:

'મહુલી મજાની પેલે તીર, સંતો વહાલાં,
અનેરી અમારી એ લગીર.'

ખરો ભક્ત જ્યારે સંસારને છોડી, પ્રભુદરબારમાં જાય છે ત્યારે પોતાની પાછળ વિષાદ નથી મૂકી જતો.

સારીયે સ્મશાનયાત્રામાં ઈશ્વરભક્તિના અલૌકિક રણકાને જેમ જાણે એમનાં મંજીરાં તાલ ન દેતાં હોય!

'વૃક્ષો વેલડીઓવાળાં, કુમળાં ફળફૂલ રસાળાં,
લઈ જાઓ લ્હાણાં એ લગીર.

બાલકો અને બાલિકાઓ પણ સ્મશાનયાત્રામાં હતાં, કુમળાં ફળફૂલ સમાં.

'આજ રજા, કાલ રજા, રોજ રજાની મોજમજા.'

—એ ગીત ગાઈને લલિતજી ચાલતી નિશાળે રજા પડાવતા. ને નદીનો બંધ તૂટે ને પ્રવાહ રેલાઈ રહે તેમ છોકરાઓ ગીત ગાતા ગાતા બહાર દોડતા. એ નિશાળિયાઓ પણ લલિતજીની આ અંતિમ યાત્રામાં એક જ પંક્તિ ગુંજી રહ્યા હતા:

'મહુલી મજાની પેલે તીર, સંતો વહાલાં.'

અને...?

'મનની કંઈ મોજમજાઓ,
રાસયાં ઉરનો કંઈ લહાવો
લેવાને આવજો લગીર!'

સંસારમાં રહી, મન, હૃદય અને આત્માના કેવળ આનન્દમાં વિલસનારો કવિ એ આનન્દનો લગીર આસ્વાદ લેવાને આમંત્રતો પરમાનન્દે પધારી ગયો.

'સામે સંસારી વિલસે, વચ્ચે જીવનસરિતા વહે,
રેલવિયે ત્યાં રસરંગ લગીર.'

લાઠી ગામની પડખે નદી વહે છે. ને તેને પેલે પાર વૃક્ષની ઘટા છે. લલિતજીની એવી ઇચ્છા હતી કે ત્યાં પોતાની અંતિમ ક્રિયા થાય.

ખરેખર! એમના ગીતની કડી પ્રમાણે જ એમની સમાધિ છે. સામે લાઠી ગામ છે, સંસારીઓનું ધામ છે, વચ્ચે સરિતા છે, ને સરિતાને બીજે તીરે લલિતજીની સમાધિ છે.

'ઊડવા ય સફર સહિયારી, સુખદુઃખની કન્થા ધારી,
આનન્દ ઔર એ લગીર.'

અમારે લાઠીમાં અગરચન્દનનાં વન ન હતાં. પણ તેની જીવનસુગંધ તો અવશ્ય હતી. અને સુગંધપમરતી કફની ધરીને એ જ્વલંત દેહની આત્મજ્યોતને સૂર્યમાં સમાઈ જતી જોઈ રહીને અમે પ્રણમી રહ્યા.

અને એમના અમર કાવ્ય 'મઢુલી'ની છેલ્લી કડી:

'લગની સહેવારહાવાની, ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તો આવજો લગીર.
સંતો વહાલાં, મઢુલી મજાની પેલે તીર.'

સહેવાની ને સાહવાની લગની તો આપમેળે અલોપ થાય છે. ને પ્રભુનાં અનાહાપી ગાન પરામાયાના સ્વર સંગાથે, નાદબ્રહ્મની ઢોલકે ને આત્મવેણુની પરમ બંસરીએ સૃષ્ટિમાં પોતાની સ્વરધારા રેલાવી રહે છે. એ એકાગ્રતાની નિર્વિકલ્પ સમાધિ અમે અનુભવી. જેમ વીજળી ઝબકીને વિલીન થઈ જાય તેમ એ કવિ ગહનના ગેબમાં અદ્રશ્ય થઈ ગયો—'લગની લાગે તો આવજો લગીર' કહીને.

પ્રભો! ઇયળ ન બનાવતો; પણ પતંગિયાં બનાવજે કે તારી જ્યોતમાં બળીને પરમ જ્યોતિને પામી શકાય.

પ્રહ્લાદસિંહ લાઠી

૪૯, કોરેગાંવ પાર્ક,
પૂના, ૧-૩-૧૯૫૧

# લલિતજી

ન્હાનાલાલને ગયે પૂરા પંદર મહિના યે માંડ થયા; અને મેઘાણીભાઈ માટેની અવસાનનોંધો પરની શાહી હજી સુકાણી નથી; ત્યાં લલિતજી સિધાવ્યાના સમાચાર આવે છે. ચિત્ત જાણે હળવો એવો આઘાત અનુભવે છે. ખબર પડતી નથી કે શું થવા બેઠું છે. આ સવા વરસમાં કાળપુરુષે આપણા ત્રણ નામાંકિત સાહિત્યકારોને આપણી વચ્ચેથી ઉપાડી લીધા!

☆

નામાંકિત? ન્હાનાલાલ તો નામાંકિત હતા જ. મેઘાણીભાઈના અવસાને આબાલવૃદ્ધ સમગ્ર ગુજરાતને રડાવ્યું પણ લલિતજીને યે મેં નામાંકિત કહ્યા? ગઈ કાલે જે બહેને મને લલિતજીના અવસાનના સમાચાર આપ્યા તેમણે તો, કવિઓ વિશેના સમાચાર જાણવામાં મને રસ હશે એમ માનીને, પરમાર્થબુદ્ધિથી જ આ ખબર આપેલી. બાકી તેમના પોતાના જ શબ્દોમાં કહું તો, "લલિતજીનું નામ તો અમે કોઈ દિ' સાંભળ્યું નહોતું. મેઘાણી એ રીતે મોટા માણસ હતા. લલિતની Personality એવી નહિ."

એ બહેન મેટ્રિક સુધી પહોંચેલાં. મને એમની અને સાથોસાથ શાળા શાળાનાં જુદાં જુદાં પાઠ્યપુસ્તકો અને દૃષ્ટિશૂન્ય અભ્યાસક્રમનાં જાળાં ઝાંખરામાં ઊતરડાઈ રહેલા અધ્યયનઅધ્યાપનની દયા આવી. કાળની પણ કેવી વિલક્ષણતા? ન્હાનાલાલ મેઘાણીની વાત જુદી છે. પણ લલિત કરતાં સોળમા ભાગની યે સાધના કે સિદ્ધિ ન બતાવનાર નામોને રટ્યા કરતો, આપણો તરુણવર્ગનો અમુક ભાગ લલિતનું નામ ન જાણે! વર્તમાનપત્રોએ આપણા જ્ઞાનને વધાર્યું કે અજ્ઞાનને? એમણે આપણી ઔચિત્યબુદ્ધિને વિકસાવી કે તેના અભાવને?

☆

હા; લલિત નામાંકિત હતા જ. મેઘાણીના મેઘગંભીર કંઠે ગુજરાતી કુંજેકુંજ મુખરિત કરી દીધી તેની પહેલાંનો યુગ લલિતનો હતો. એમનાં લયમધુર શબ્દાવલિમાં મઢાયેલી સુકુમાર ભાવરેખાવાળાં ગીતોએ ગુજરાતની ગૃહકુંજોમાં પ્રેમભર્યું સ્થાન મેળવી લીધું હતું. એમના મધુર કંઠે અસહકાર-યુગની શરૂઆતના દિવસોમાં હજારો શ્રોતાજનોનાં હૃદયમાં રાષ્ટ્રપ્રેમનાં અને શૌર્યનાં સ્પન્દનો જગાડ્યાં હતાં. એમના કંઠેથી ઊતરેલાં 'મહુલી' અને 'ઘોબનિયાં' ગુજરાતનાં માનીતાં ગીતો બની ગયાં હતાં. લલિતનું નામ, એ દિવસોમાં, પ્રજાનું લાડકવાયું બન્યું હતું.

☆

ન્હાનાલાલ, મેઘાણી અને લલિત: ત્રણે મુખ્યત્વે કવિ હતા. ત્રણેએ પોતાની કવિત્વભાવનામાં કવિત્વની સાથે ગેયત્વનો પુરસ્કાર કર્યો હતો. છંદોબદ્ધ કાવ્યો પર અને લાંબી પ્રવાહી રચનાઓ પર ત્રણેએ હાથ અજમાવ્યો હોવા છતાં ત્રણેની પ્રતિભા ગેય કાવ્યોમાં મોકળે મને વિહરતી. ત્રણેએ યથાશક્તિ લોકાતુરંજન કરેલું. અને લોકે પણ ત્રણેનું યથામતિ અનુરંજન કર્યું હતું.

ન્હાનાલાલ ગરુડ હતા; વિશાળ પાંખો પ્રસારી, આભ ભરીને એ ઊડ્યા. મેઘાણી આષાઢીલો મેઘ હતા; ત્રમઝૂટ વરસીને ધરતીને એમણે ધરવી. લલિત મોસમી ગુલાબ હતા; એનાં સુરભિ ને સુવાસ, બન્ને મીઠાં ને મુલાયમ. એ ન્હાનાલાલ કેમ ન થયા કે મેઘાણી કેમ ન થઈ શક્યા એ પ્રશ્ન મહત્ત્વનો નથી. જિંદગી સુધી એમણે હૈયાના પરિમલને પોતાની ચારે તરફ મ્હેકાવ્યો, ને વાતાવરણને પોતાની મધુરપથી ભરી દીધું એ હકીકત છે. ઉડ્ડયન કે ગર્જના નહિ, મુલાયમ મધુરપ એટલે લલિત.

ગરુડની કૃતાર્થતા ગરુડ બનવામાં રહી છે; ગુલાબની, ગુલાબ બનવામાં. લાડકવાયા લલિત લલિત બન્યા, અને લલિત જ રહ્યા.

☆

લલિતજીને સૌથી પહેલાં મેં જોયેલા લગભગ બાવીસ વર્ષ પર, એ બી. બી. માટુંગામાં રહેતા ત્યારે, એમના નિવાસસ્થાને. "કૌમુદી" ત્રૈમાસિક એ વખતે તાજું જ બહાર પડેલું. અને તેના ખ્યાતનામા તંત્રી વિજયરાય ત્યાં હાજર હતા. બીજા પણ પાંચસાત રસિકો ત્યાં મળ્યા હતા. એ વખતે મંજીરાં રણકાવતાં એમણે "વિજોગણ વાંસલડી" ગાયેલું તે દૃશ્ય હું યાદ કરું છું ને એમની ગૌર, સ્વસ્થ, ભરાવદાર આકૃતિ, એમના નીરોગી વદન પર વિલસી રહેલી મુગ્ધતા ને ફરકયા કરતી સ્મિતરેખા અને અર્ધંરી ઢળી પડતી એમની પ્રેમભરી પાંપણો—આ બધું મારી આંખો પાસે તરી રહે છે.

☆

એ પછી હું એમને મળેલો, પાછળથી લલિતજીએ પોતે જ સંભારી આપેલું તે પ્રમાણે, કવિશ્રી ન્હાનાલાલને ઘેર, અમદાવાદમાં. પણ એ પ્રસંગની કશી જ વિશિષ્ટ સ્મૃતિ મને નથી. કવિના સાન્નિધ્યનો એ પ્રતાપ હશે.

☆

ઈ. સ. ૧૯૪૦ માં હું રાજકોટ કોલેજમાં જોડાયો. ૧૯૪૧માં કલાપી-જયન્તી પ્રસંગે હું અને પ્રિ. ડો. રમણભાઈ યાજ્ઞિક લાઠી ગયા. નાહીપરવારી અમે રાજમહેલે ગયા. એના આલિશાન દીવાનખાનામાં તો જાણે નાનું સરખું સાહિત્યસંમેલન એકત્ર થયું હતું. લાઠીના યુવાન સાહિત્યપ્રેમી રાજવીની આસપાસ પંડિતો ને શાસ્ત્રીઓ હતા, લોકસાહિત્યના શોધકો ને પ્રચારકો

હતા, તુલસીદાસજીની વાણીને રસપૂર્ણ રીતે વહાવનાર સાદા સાધુજન પણ હતા ને કવિતાના જટિલ પદબંધ પ્રબન્ધોના પરખન્દા પણ હતા. ત્યાં મર્મવિદ્ મુત્સદ્દીઓ પણ હતા અને મુગ્ધભાવી ચિત્રકાર મંગળસિંહજી યે હતા. સાહિત્ય, સંગીત અને કલાનો સુયોગ ત્યાં જામ્યો હતો. અમે ત્યાં ગયા; બેઠા; ને રાજકુટુમ્બ સાથે પરિચય અને વન્દનવિધિ પૂરો થતાં, મારું ધ્યાન પડ્યું જમણી બાજુના ખૂણા પર બેઠેલા લલિતજી પર. એ જ ગૌરવભરી દેહયષ્ટિ, એ જ ખાદીનો લાંબો ડગલો ને કાળી ટોપી, એ જ બ્હાલપનીતર્યું, મરક મરક થતું વદન ને એ જ આનંદભાવથી હસી ઊઠતી આંખો. હું એમને ઓળખું તેની પહેલાં જ એ મને ઓળખી કાઢે છે; હું પ્રણામ કરું તેની પહેલાં જ એ નમ્રતાથી સંપુટ રચી, પ્રસન્ન સ્મિતપૂર્વક માથું જરા ધુણાવીને મને વંદન કરે છે. એમની વિનમ્રતા મને શરમાવે છે, સરળતા વશ કરે છે, સાધુતા મારા હૃદયમાં આદર પ્રકટાવે છે. 'લલિતજી, આપ કંઈ ગાશો?' ઠાકોરસાહેબ વિનયપૂર્વક પૂછે છે: ને 'હું?' એમ મુગ્ધભાવથી ઉદ્ગારતા, મંજીરાં કાઢીને રણકાવતા લલિતજીનો સ્વર દીવાનખાનામાં રેલાઈ રહે છે:

"કાલાઘેલા કાનુડાની
ઝૂરે વિજોગણ વાંસલડી!"

એ જ બુલંદ કંઠ, એ જ મીઠી હલક. વાર્દ્ધક્યનો જાદુગર પોતાનું કામ કરી રહ્યો નથી એમ નથી. પણ એ યુવાનદિલ કવિનો ઉલ્લાસ ને ઉત્સાહ ક્યાં કશાને ગણકારે તેવો છે?

☆

અને તે સાંજના દરબારગઢના ચોકમાં મળેલી વિશાળ સભા. અમે સૌ કલાપીના જીવનનાં અને કવનનાં વિવિધ પાસાં પર બોલીએ છીએ. અમારામાંના કોઈકની વિનોદવૃત્તિ સભાજનોને ખડખડાટ હસાવી જાય છે. કોઈકની વાક્પટુતા દંગ બનાવી જાય છે. પણ લલિતજીની વાણી તો હૃદયના ઊંડામાં ઊંડા મર્મોને સ્પર્શી રહે છે. કલાપી એમને મન માત્ર કવિ કે રાજવી, યોગી કે વિયોગી જ નથી, હૃદયનો સખા છે! અને તેથી, ભાવપૂર્વક હાથ જોડી, આંખો મીંચી, સમાપન વખતે તેમણે ઉચ્ચારેલી, સિનેમાગીતની પેલી પંક્તિ:

'મોરે અંગન મેં આવો મહારાજ!
તુમ બિન સૂની નગરિયાં'

કોઈ નવી જ અર્થવત્તા ધારી રહે છે, ને મિત્રવિયોગની વ્યાકુળતાનો ભાવ સમર્થ રીતે પ્રકટ કરી જાય છે.

લાઠી, ત્યાર પછી તો, મારે અનેક વાર જવાનું બન્યું. જ્યારે જાઉં ત્યારે લલિતજીના અંતરનાં વાત્સલ્ય અને મધુરપની લહાણ તો મળે જ મળે. સાદાઈ એમનો સ્વભાવ બની ગઈ હતી. મધુરતા અને નાગરિકતા તો એમનો પ્રાણ હતી. એમની હાંસી ઉડાવનાર સાહિત્યકારોનો ઉલ્લેખ પણ એ હંમેશાં માનપૂર્વક અને વિનયપૂર્વક જ કરતા; લાઠીના ઠાકોરસાહેબ અને રાજકુટુમ્બને સાહિત્ય અને સંસ્કાર પ્રત્યે પ્રેમ; એટલે કોઈ વાર સુંદરમ્ લાઠી ગયા હોય, તો કોઈ વાર પંડિત ઓંકારનાથજી. કોઈ વાર ભાવનગરના પ્રોફેસર રવિશંકર જોષી ત્યાં જઈ ચડ્યા હોય તો કોઈવાર રમણલાલ દેસાઈ. શ્રી રાયચુરા, પાઠકજી દમ્પતી અને શ્રી ભરતરામ મહેતા તો જાણે લાઠીનાં આપ્તજનો જ બની ગયેલાં. પણ આ સૌની સાથે લલિતજીનો એકંદર વ્યવહાર ઘણો સરળ અને નિખાલસ રહેતો. વિનયભરી વાણી અને મુક્ત હાસ્ય, એ બે એમનાં વાર્દ્ધક્યનાં ભૂષણ હતાં. સૌને જોઈને એ રાચતા, બાલ-રાજહંસને પાંખો ફફડાવતો ને ઊડતો જોઈને એ પ્રસન્ન થતા, કોઈ કોઈ અતિથિની અતડાઈ કે આડાઈ, વાચાળતા કે વાયડાઈને એ ઘણું ખરું, ઔદાર્યથી સહી લેતા ને હસી કાઢતા; ગુજરાતી કવિતાને નવાંનવાં ક્ષેત્રોમાં વિચરતી જોઈને અને નવાંનવાં શિખરોને સર કરતી જોઈને એ સંતોષ પામતા, ને અત્યંત સરળ ભાવથી પોતાની મર્યાદાઓને સમજતા ને સ્વીકારતા. એ કવિ હતા; કવિ થવું, ગણાવું અને રહેવું એમને ગમતું; છતાં, એમની દૃષ્ટિએ વધારે માનપાત્ર અને વધારે ઇષ્ટ તો હતી સાધુતા અને આર્યતા. એટલે જ જીવનના તેમના સામાન્ય વ્યવહાર પર સંતોષ, સરળતા અને પ્રસન્નતાની છાયા છાઈ રહેતી.

☆

લાઠીમાં એ દસેક વર્ષ રહ્યા. એ નિવાસકાળ દરમ્યાન તેમના વ્યક્તિત્વનાં સૌથી આગળ તરી આવતાં લક્ષણો બે હતાં: નિઃસ્પૃહતા અને ઋજુતા. પોતે સ્વ. કલાપીના કાળના અને એમના મિત્ર, એટલે નામદાર ઠાકોરસાહેબ અને કુટુમ્બ મંડળ એમને મુરબ્બી જેવા ગણે ને એમનો પડ્યો બોલ ઉપાડે. પણ લાઠીના રાજદરબારમાં બે વખત જમવાની યે સ્પૃહા તેમને નહોતી. તેમનાં સંતાનો માટે તેમને પ્રેમ તો, સ્વાભાવિક રીતે, હતો જ. પણ એ સૌ પોતપોતાને તૂંબડે તરે છે તે જોઈને તે સંતોષ પામતા. તેમને માટેની વિશેષ આસક્તિ કે લોલુપતા જેવું તેમનામાં નહોતું. પરિગ્રહની વૃત્તિ તેમનામાં મુદ્દલ હતી નહિ, અને જીવન પ્રત્યેની અમુક પ્રકારની નિર્મમતા તેમણે કેળવી લીધી હતી.

લાઠીમાં આટલા માનપૂર્વક એ રહેતા હોવા છતાં, અન્ત સુધી એમણે સાહિત્યસેવી અને કેવળ સાહિત્યસેવી જ રહેવામાં સંતોષ માન્યો

એ એમના સ્વભાવની ઋજુતા. રાજ્યની કે રાજકુટુંબની કશી જ વાતો જાણવા સાંભળવામાં તેમને રસ નહોતો, કહેવા કારવવાની વૃત્તિ નહોતી. રાજકાજની કોઈ પણ વાતમાં એ માથું ન મારતા, સાહિત્ય સિવાયની ચર્ચાઓમાં ભાગ ન લેતા, સંબંધ બધાની સાથે સારો રાખતા ને નભાવતા; પણ ઘરોબો કોઈની સાથે નહિ. આ ઋજુતા એમના જીવનનું મોટામાં મોટું બળ હતી.

અને આ સાધુચિત્ત કવિ પણ માટીનું માનવી નહતો એમ નહિ. પોતાના રાગદ્વેષોને બની શકે તેટલાં ગાળી નાખીને, ચિત્તને સ્વસ્થ પ્રસન્નતાની ભૂમિએ મૂકવાનો પ્રયત્ન તે નિરન્તર કરતા ખરા; પણ કોઈક વાર ત્રીજું લોચન ખૂલી જતું, હોઠ ફફડવા લાગતા, આંખો પટપટવા લાગતી, ફોયણાં ફૂલી જતાં ને માથાના વાળ, શાહુડીનાં પીછાંની માફક, ઊભા થઈ જતા. પછી કોઈની મગદૂર નહિ કે એ તાપને જિરવી શકે. એક ઠાકોરસાહેબના અપવાદ સાથે, હું ન ભૂલતો હોઉં તો, લાઠીના નાનામોટા બધા જ કર્મચારીઓએ આ તાપને જોયો છે. લાઠી આવનાર સાહિત્યકાર અતિથિઓમાંના કેટલાકને પણ—આ લખનારને સુદ્ધાં—એનો અનુભવ થયો છે.

સ્વમાનની એમની વૃત્તિ ઘણી તીવ્ર હતી. વિનમ્રતા એમનો સ્વભાવ બની ગઈ હોવા છતાં, જ્યારે એમને એમનું સ્વમાન ઘવાતું લાગતું, કે એમની સચ્ચાઈ કે પ્રામાણિકતા કે શુદ્ધનિષ્ઠામાં કોઈ શંકા કરતું દેખાતું, ત્યારે એ અકળાઈ ઊઠતા. કંઈક અવસ્થાને લીધે હશે, કંઈક સ્વભાવગત લાક્ષણિકતાને લીધે પણ હશે; પણ કોઈક વાર એમનો ક્રોધાગ્નિ અચાનક આપમેળે ભભૂકી ઊઠતો ત્યારે આડું અવળું જોયા વિના, જે કંઈ હડફેટે ચડે તેને ભસ્માવશેષ કરી મૂકતો.

પણ એમના ક્રોધ કરતાં વધારે વિશાળ તો તેમની નિષ્પાપ સરળતા હતી. પોતે અકારણ ક્રોધ કર્યો છે એમ તેમને લાગતું તો તરત જ પોતે પ્રેમનાં અશ્રુથી એ તાપને શમાવી દેતા; અને બાલકના જેટલી સરળતાથી ને આગ્રહથી ક્ષમા માગી લેતા. અને પોતે સકારણ ક્રોધ કર્યો હોય તો પણ ક્રોધની જ્વાળા શમતાં, તેમનું હૃદય ચચળતું, પોતાને ચીડવનાર પર પણ તેમનો પ્રેમ ઊભરાતો ને તેનું ક્ષમાપન કરી લેતા. તેમના હૃદયની સુકુમારતા અને સરળતા આવી હતી. તેમાં ડંખને, દ્વેષને કે ઈર્ષ્યાને સ્થાન નહોતું.

☆

અને રાજકોટમાં ભરાયેલું છેલ્લું ગૂજરાતી સાહિત્ય પરિષદ સંમેલન!...

'આ ડોસો ત્યાં ગાવાનો છે, હોં!' લલિતજી કહેતા ને ઉમેરતા 'દૂહાની રમઝટમાંય હું ઊતરવાનો છું. મારે ગુજરાતને બતાવવું છે કે ડોસો જીવે છે ને ગાય છે.'

—એ વિશાળ વ્યાસપીઠ પર એ બાળક જેવા સરળ ને મુગ્ધ વૃદ્ધ કવિને હું બેઠેલા જોઉં છું. વેશ એમનો સાદો છેઃ એ જ સાદો સફેદ ખાદીનો લાંબો ડગલો ને એ જ કાળી ટોપી. બાહ્ય ઉપાધિ કે અલંકરણરૂપે એમની પાસે કશું નથી. છે માત્ર મુખ પરનો સદારહેતો મરકાટ ને આંખની નિર્દોષ ચમક. એમના એક ખિસ્સામાં મંજીરાંની જોડી છે ને બીજામાં પોતાનાં કાવ્યોવાળી નોટ છે. મલકતે મુખે પ્રણામ કરતા કરતા એ સૌ પરિચિતોને જોતા હોય છે. ત્યાં એમને બોલાવવામાં આવે છે.

ઉત્સાહભેર એ માઇક પાસે જાય છે, હસીને પ્રણામ કરે છે; મંજીરાં કાઢે છે, રણકારો કરે છે; વિરાટ લોકસમુદાય પોતાના કવિને સાંભળવા એકકાન થઈ જાય છે; પ્રસ્તાવરૂપે પોતે થોડું બોલે છે ને ગીત ઉપાડે છેઃ 'કાળી કાળી કોયલડી.'

કવિ ગાય છે, ફેરવીને ગાય છે, પટલાવીને ગાય છે. શ્રોતાઓ પણ આદરપૂર્વક આતુરતાથી સાંભળી રહે છે. પણ રંગત, કોણ જાણે કેમ, જામતી નથી. કાળના દૂતે શરીર પર હળ હાંકી દીધાં છે, ગળાની કુમાશને કોરી દીધી છે...

અને છતાં, લોકને ગીત સાંભળવું છે, કવિને ગાવું છે. લોક સાંભળે છે, કવિ ગાય છે.

અને આજે પણ એ ડોસો ખરેખર જીવે છે; કારણ કે એ ગાય છે અને એનું ગાન કદી મરવાનું નથી...

☆

કેટલી હોંશપૂર્વક એમણે 'લલિતનો લલકાર' તૈયાર કરેલું? કેટલી નિયમિતતાથી અને નિષ્ઠાપૂર્વક એમણે એના છાપકામ પર દેખરેખ રાખેલી? 'લલકાર' એમને મન માત્ર કાવ્યસંગ્રહ જ નહોતોઃ આયુષ્યભરની તપઃસાધનાનો સારસંચય હતો. એનું પ્રકાશન જોવાને કવિ જીવ્યા હોત તો?

☆

લલિતજીનું જીવનકાર્ય સમાપ્ત થયું છે. એમની પાસેથી સાહિત્યપ્રીતિ અને સૌજન્યસંસ્કારોની દીક્ષા પામેલા લાઠી ઠાકોરસાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજીએ આ મહાકાય કાવ્યસંગ્રહને સુલભ કરી આપીને પિતૃઋણ વાળી દીધું છે. એમણે અને બીજા લલિતપ્રેમી સાહિત્યરસિકોએ લલિતજીના સ્મારક માટેની રકમ પણ એકઠી કરી આપી છે. એ અને કલાપીસ્મારક માટેની રકમ એમણે, હું ન ભૂલતો હોઉં તો, લાઠીનું રાજ્યતંત્ર સોંપાયું ત્યારે સૌરાષ્ટ્ર સરકારને સોંપી દીધી છે. એ રકમોનો ઉપયોગ કરીને, કલાપી અને લલિત, બન્ને કવિઓને શોભે ને પોતાનો પણ યશ વધે એવું સ્મારક કાવ્યભૂમિ લાઠીમાં સૌરાષ્ટ્ર સરકાર સવેળા રચે એમ આપણે ઇચ્છીએ.

મનસુખલાલ ઝવેરી

# લલિતજીની રસકથા

૧ જન્મ ક્યાં અને ક્યારે થયો?
જૂનાગઢમાં નાગરવાડામાં મારા મોસાળના દીવાન અમરજીના જૂને ઘેર. સં. ૧૯૩૩ ના બીજા જેઠ વદિ ૫ ને શનિવારે સવારે : તા. ૩૦–૬–૧૮૭૭

૨ બાલ્યકાળ ક્યાં ગાળ્યો?
મારા પિતા જૂનાગઢ રાજ્યમાં મુનસફ હોતાં ગામડાંમાં મારાં માતાપિતા સાથે

૩ શાળાભ્યાસ ક્યાં અને ક્યારે શરૂ કર્યો?
જૂનાગઢમાં દયાશંકર અધ્યારુની નિશાળની પાટે વેતરણ ને પાટી વડે ગામઠી રીતે

૪ અંગ્રેજી શાળાનો અભ્યાસ ક્યાં કર્યો?
સને ૧૮૮૭ માં જૂનાગઢમાં બ. હા. સ્કૂલમાંથી શરૂ કર્યો. પછી ૧૮૯૪થી રાજકોટ આ. હા. સ્કૂલમાં. ૧૮૯૬ માં મેટ્રિકમાં બેઠો તે ૧૯૦૨ સુધી નાપાસ. ૧૯૦૩ માં સ્કૂલ ફાઇનલ પાસ. ૧૯૦૭ માં S. T. C. Exam. પાસ કરી.

૫ કોલેજનો અભ્યાસ ક્યાં કર્યો?
કોલેજમાં અભ્યાસ નથી કર્યો. ગૃહવાચન વિશાળ, ઊંડું, સર્વતઃ સારગ્રાહી–ગુજરાતી, સંસ્કૃત, વ્રજ, ઇંગ્લિશ–સકલ સાહિત્યનું.

૬ લગ્ન ક્યાં અને કયી સાલમાં થયેલું?
પહેલું લગ્ન સને ૧૮૮૭ : બીજું લગ્ન સને ૧૮૯૬ જુનાગઢમાં.

૭ પહેલું કાવ્ય અથવા કાવ્ય લખવાનું ક્યારે શરૂ કર્યું?
સને ૧૮૯૩ માં જૂનાગઢમાં પ્રભુ ભજનનું–'તું સ્હાય થજે મોરારિ હમેશાં મને રે'–એ પદ પ્રારંભનું.

૮ પહેલું લખાણ કિયું અને ક્યારે પ્રસિદ્ધ થયું?
સને ૧૮૯૫ માં પાદપૂર્તિ રૂપે લલિતના નામથી 'ચન્દ્ર'માં છપાયું.

૯ પહેલું કાવ્ય કિયું અને ક્યારે પ્રસિદ્ધ થયું?
'ક્યાં છે મજા?' 'સુદર્શન'માં સને ૧૮૯૭ માં : સને ૧૯૦૩–૦૪ માં 'સીતા વનવાસ' નાટક રચ્યું, ગોંડળમાં : ગોવર્ધનરામભાઇની પહેલી જયંતીનો લેખ સને ૧૯૦૮ માં.

૧૦ ઢોલનશૈલી લખવા શાથી પ્રેરાયલા?
મારી શૈલી નવીન નથી. જૂનીને વિશેષ સુન્દર કરી છે.

**૧૧ સમગ્ર અભ્યાસકાળમાં અભ્યાસ કેવો?**

ગૃહવાચન, અવલોકન, મનનથી ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, વ્રજ, હિન્દીના શિષ્ટ સાહિત્યનું પરિશીલન કર્યું ને તે એક જ પુણ્ય હેતુથી કે કવિત્વ ને સાક્ષરતામાં રસસિદ્ધ થઈ શકું.

**૧૨ વાચનમાં ઘણે ભાગે શું?**

ગિરિવન પ્રદેશમાં જન્મ્યો છું તેથી ગહનતા-ગંભીરતા ને ભવ્યતાની સુંદરતા મને બહુ ગમે છે, તો પણ ગુજરાતની વન કુંજોનું ગુંજન અને ગુજરાતની નદીઓ ને સમુદ્રનાં લાલિત્ય ને લાવણ્ય મનને ભરે છે.

**૧૩ કયા લેખકો પ્રિય હતા?**

ગુજરાતીમાં 'સરસ્વતીચન્દ્ર,' કલાપી, ના. દ. કવિ; સંસ્કૃતમાં ઉત્તર-રામ ચરિત : અંગ્રેજીમાં શૅલી, વ્રજ-હિન્દીમાં ભક્તોની વાણી.

**૧૪ જીવનની બીજી હકીકત**

- છેક બાલ્યથી સંગીતના સંસ્કાર મારાં માતૃજન તરફથી પામતાં સરળતાથી કવિતા પ્રતિ આકર્ષાયો,
- સાહિત્યવાચનના પ્રથમ સંસ્કાર મારા પિતા અને પિતામહ તરફથી પામેલો,
- ભક્તિતત્વ મારાં માની માએ ઝીલાવેલું,
- 'સરસ્વતીચન્દ્રે' કવિ તરીકે ઘૂમવાને પ્રેરેલો,
- ઉત્તરરામ ચરિતે લગ્ન-સ્નેહ પોષેલો,
- અનંતપ્રસાદભાઈએ તાલ આપી, કીર્તનકાર બનવા પ્રેર્યો,
- રણજીતરામે લેખક બનાવ્યો,
- સતી તારામતીએ સંસારવિશુદ્ધિને પોષી,
- અંબારિયાએ ચેતના જગાડી,
- કલાપીએ સાધુતા જગાડી,
- કવિ ન્હાનાલાલે દૃષ્ટિ વિશાળ કરી,
- મહાત્મા ગાંધીજીએ સ્વદેશસેવાને માર્ગે ચલાવ્યો.*

* સ્વ. લલિતજીના જીવનની માહિતી મેળવવાને તેમના એક સ્નેહીએ મોકલેલી પ્રશ્નાવલિ અને કવિશ્રીએ સ્વહસ્તે લખી આપેલા તેના ઉત્તરો.

# અનુક્રમ

★

# કવિ શ્રી લલિતજી વિષે સ્મિતાક્ષરી

પ્રયોજક:—સ્વ૦ પ્રો. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રીજી
એમ. એ. એલએલ. બી.
ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજીના ભૂતપૂર્વ અધ્યાપક:—
બહાઉદ્દીન કોલેજ જુનાગઢ મલાતજ, આનન્દ પાસે

( શારદા પત્રના સૌજન્યે )

ભાઇશ્રી અક્ષયકુમાર,

તમારો પત્ર મળ્યો. શ્રી રમણલાલ દેસાઇ વિષેનો મારો પત્ર તમને અને તમારા મિત્રોને ખુબ રોચક અને માર્ગદર્શક લાગ્યો, તે જાણી આનન્દ. મારી દૃષ્ટિએ તો હજી ઘણું ઘણું તેમાં કહેવાનું રહી ગયું છે પણ વધારે વિસ્તાર ને ગહનતા સાધવા જતાં પત્ર શુષ્ક થઇ જવાનો સંભવ હતો એટલે મારે એ સ્વરૂપથી સંતોષ માનવો જ રહ્યો વળી તમારા પત્રમાં તમે સરલા બ્હેનની સૂચનાને સબળ અનુમોદન આપીને કોઇ વિદ્યમાન કવિનો આવો જ સંક્ષેપ પરિચય મારે લખી મોકલવો એમ તમે અવિરાઇ ભર્યા આગ્રહ સાથે જણાવ્યું છે, તમારી આવી સમુચિત અભિલાષાને હું નકારી શકતો નથી. એટલે અતિ અલ્પ સમયમાં જ તમને–તમારા મંડળને–આજે પૂર્વવત્ એક અતિદીર્ઘપત્ર લખું છું. તેનો વિસ્તાર અનિવાર્ય છે, ને પત્રનું નિમિત્તકારણ તમારૂં મંડળ જ છે એટલે તમે ખામોશ રાખી આવો લાંબો પત્ર નિભાવી લેશો, એટલું જ નહિ પણ તેને રસ અને ઉત્કંઠાથી વાંચશો એમ મને ખાત્રી છે તો એક કામણગારા કવિ વિષે જ હવે હું તમને કહું.

(૧)

આજે હું તમને એક સુપ્રસિદ્ધ સંગીતકવિનો પરિચય આપું છું. જન્મે તેઓ સૌરાષ્ટ્રવાસી છે અને ભાવે અને કાર્યે તેઓ ગુજરાતના–બૃહદ્ ગુજરાતનાય વતની છે. તેમનો મીઠો ટહુકાર અને તેમનાં મંજીરાનો મંજુલ રણકાર ગુજરાત, કાઠિયાવાડ અને તેની યે પાર વસતા ગુજરાતીઓને સુવિદિત છે. સરળ હૃદયી અને સ્નેહાળ એવા આ કવિને હવે તો તમે કદાચ ઓળખી જ ગયા હશો. તેમનું નામ જન્મશંકર મહાશંકર બૂચ તેમને પોતાને જ નહિ પણ અન્યને ય અલલિત લાગતું હોવાથી તેમણે "લલિત" નામને જ પોતાનું બનાવી દીધું છે. આજે તેઓ જન્મતીર્થ જૂનાગઢમાં વતન–વ્હાલની ઉષ્માથી પોતાના દિવસો આનન્દમાં નિર્ગમે છે. અને મિત્રમંડળને ય હર્ષાશ્રુથી ભીંજવે છે તેમના એક પુત્ર શ્રી પુરાતન બૂચ હાલ અમદાવાદમાં રહે છે ને તેથી તેઓ કોઇ કોઇ વાર અમદાવાદની પણ ઉડતી મુલાકાત લે છે. સ્હેજ સાવધ રહેશો તો તમને ઘર બેઠે તેમના સમાગમ અને સંગીતનો સુન્દર લાભ મળશે, કારણે અમદાવાદ આવે તો ભાગ્યે જ તેઓ ઢાંક્યા રહે તેમ છે ! મને જો ખબર પડશે તો હું તમને આગળથી જણાવીશ જ. મ્હારા તો તેઓ અંગત મિત્ર અને સ્નેહી છે. અને તેથી તેમના જીવન અને કવન વિષે હું તમને ઘણું ઘણું કહી શકું તેમ છું. તેમની જન્મતિથિ: છે બીજા જેઠ વદ ૫ શનિ સવારે

૧૯૩૩: ૧૯૯૬: સં. તા. ૩૦મી જૂનાગઢ.
૧૮૭૭: ૧૯૪૦; સને આયુષ્ય વય: ત્રેસઠમું વર્ષ ત્યારે હતું

શ્રી લલિતજીને હાલ, તો એકોતેરમું વરસ જાય છે. પણ સાઠીએ તેમની બુદ્ધિ નાઠી નથી, કે શરીર ગલિત થયું નથી આટલી ઉમરે પણ તેઓ તન અને મનનું સારૂં સ્વાસ્થ્ય ભોગવે છે; અને હર્ષપ્રફુલ્લ જીવન વીતાવે છે. તેમના જીવનનો પ્રધાનસૂર આનંદ છે; તેમનો મુખ્ય સિદ્ધાંત સ્નેહ અને સેવા છે; ને તેમનો માનીતો વિષય ભક્તિ રસ છે. આજે વૃદ્ધાવસ્થામાં ય તેઓ ખડખડાટ હસી શકે છે, અને

આજે હું તમને એક સુપ્રસિદ્ધ સંગીતકવિનો પરિચય આપું છું. જન્મે તેઓ સૌરાષ્ટ્રવાસી છે અને ભાવે અને કાર્યે તેઓ ગુજરાતના–બૃહદ્ ગુજરાતનાય વતની છે. તેમનો મીઠો ટહુકાર અને તેમનાં મંજીરનો મંજુલ રણકાર ગુજરાત, કાઠિયાવાડ અને તેની યે પાર વસતા ગુજરાતીઓને સુવિદિત છે. સરળ હૃદયી અને સ્નેહાળ એવા આ કવિને હવે તો તમે કદાચ ઓળખી જ ગયા હશો. તેમનું નામ જન્મશંકર મહાશંકર બૂચ તેમને પોતાને જ નહિ પણ અન્યનેય અલલિત લાગતું હોવાથી તેમણે "લલિત" નામને જ પોતાનું બનાવી દીધું છે. આજે તેઓ જન્મતીર્થ જૂનાગઢમાં વતન–વ્હાલની ઉષ્માથી પોતાના દિવસો આનન્દમાં નિર્ગમે છે. અને મિત્રમંડળને ય હર્ષાશ્રુથી ભીંજાવે છે તેમના એક પુત્ર શ્રી પુરાતન બૂચ હાલ અમદાવાદમાં રહે છે ને તેથી તેઓ કોઇ કોઇ વાર અમદાવાદની પણ ઉડતી મુલાકાત લે છે. સ્હેજ સાવધ રહેશો તોતમને ઘર બેઠે તેમના સમાગમ અને સંગીતનો સુન્દર લાભ મળશે, કારણે અમદાવાદ આવે તો ભાગ્યે જ તેઓ ઢાંકયા રહે તેમ છે ! મને જો ખબર પડશે તો હું તમને આગળથી જણાવીશ જ. મ્હારા તો તેઓ અંગત મિત્ર અને સ્નેહી છે. અને તેથી તેમના જીવન અને કવન વિષે હું તમને ઘણું ઘણું કહી શકું તેમ છું. તેમની જન્મતિથિઃ છે બીજા જેઠ વદ ૫ શનિ સવારે

૧૯૩૩: ૧૯૯૬: સં. તા. ૩૦મી જૂનાગઢ.
૧૮૭૭: ૧૯૪૦; સને આયુષ્ય વયઃ ત્રેસઠમું વર્ષ ત્યારે હતું

શ્રી લલિતજીને હાલ, તો એકોતેરમું વરસ જાય છે. પણ સાઠીએ તેમની બુદ્ધિ નાઠી નથી, કે શરીર ગલિત થયું નથી આટલી ઉમરે પણ તેઓ તન અને મનનું સારૂં સ્વાસ્થ્ય ભોગવે છે; અને હર્ષપ્રફુલ્લ જીવન વીતાવે છે. તેમના જીવનનો પ્રધાનસૂર આનંદ છે; તેમનો મુખ્ય સિદ્ધાંત સ્નેહ અને સેવા છે; ને તેમનો માનીતો વિષય ભક્તિ રસ છે. આજે વૃદ્ધાવસ્થામાં ય તેઓ ખડખડાટ હસી શકે છે, અને

મીઠી મજાકથી અન્યને હસાવી શકે છે. શો સ્નેહાળ સ્વભાવ અને કેવું આનંદથી છલોછલ ભરેલું જીવન ! તેમનામાં જુનાગઢી નાગરની સમયજ્ઞતા અને મીઠાશ છે, ભક્તજનની સહજ નમ્રતા છે, કવિજનને ઉચિત ઉર્મિલતા છે, નાગરિકને શોભે તેવી સંસ્કારિતા છે, અને સ્નેહીની નિખાલસતા છે આ એક એવા કવિ છે કે ભાગ્યે જ તમને ભયંકર અને નાજરમાન લાગે. ક્રોધસૂચન અને ભ્રૂભંગ કે કટાણું મોં, એ લલિતજી માટે અશકય તો નહિ પણ વિરલ તો કહી શકાય કારણ કે ક્રોધ કે કડવાસના પ્રસંગોમાં યે તેમને હાસ્યમાં સરી પડવાની કળા આવડે છે. જગત સુખ દુઃખથી ભરેલું છે; તો પછી નાહકનો કલેશ કરી દુઃખભાર વધારવો શાને ? એવા દુઃખભાર સ્હામે જનૂનીવેરી બનીને જીવનનો આનંદ લૂંટવામાં જ તેમને મન સાચી માણસાઇ છે ને કૃતકૃત્યતા છે.

એવા આ લલિતજીને તમે કદી જોયા નથી માટે જણાવું છું કે તેઓ સૌમ્ય મુખમુદ્રા ધરાવે છે. સ્વભાવે તેઓ શાંત લાગે છે. પણ બોલવા બેસે ત્યારે હજારોની સભાઓને ડોલાવે છે. તેમનું "હૃદય આળું છે." ને "મન મોળું છે." એટલે કવચિત્ તેઓ અલૂણા–મીઠા વિનાના ય લાગે ખરા, પણ આકાશમાંથી પડતું વર્ષાજળ નિતાંત મીઠું જ હોય છે ને ? તે કયાં ખારૂં છે ? આટલા ઉપરથી તેમના સ્વભાવનો તમને સ્હેજે ખ્યાલ આવ્યો હશે. કવચિત્ તેમની નમ્રતા કે મધુરતા કદાચ તેમના ઉર્મિલ હૃદયના ઉંડા પ્રતિધ્વનિ જ હોયની ! એકંદરે તો એમનો સ્વભાવ લીંબુના રસ કરતાં શરબત જેવો કહી શકાય; કારણ કે તેઓ તેમની પ્રસંગ–અનુકૂળ વૃત્તિને લીધે ગમે ત્યાં પણ સહેલાઇથી ભળી શકે છે. સંગીત અને કવિતા તેમની માનીતી કલાઓ છે. સુન્દર વાનગીઓ અને આહ્‌લાદક પ્રકૃતિ–દૃશ્યો તેમને બહુ ગમે છે વિશેષમાં મંજીરાની જોડ અને તપખીરની ડાબલી તેમનો અખંડ સહચાર સાથે છે. તો હવે તેમના ઘડતર ઉપર હું આવું.

આહ્‌લાદક ગિરનારે અને ભવ્ય અરબ્બી સાગરે, નાનકડા જન્મશંકરને, દશ બાર વર્ષની ઉમ્મરમાંથી જ સંગીતપ્રિય કર્યા. તે વખતના રિવાજ મુજબ તે ઇ. સ. ૧૮૮૭ માં દશમા વર્ષે લલિતાગૌરી સાથે પરણ્યા. ઇ. સ. ૧૮૯૦માં માતા સ્વર્ગે સિધાવ્યાં. ઈ. સ. ૧૮૯૪ માં લલિતા દેવલોક પામ્યાં. અને બાલભર્તાનો પ્રથમ સંસાર આમ સમાપ્ત થયો. આટલી ઉમરે ય જન્મશંકર કવિતાશોખ કેળવતા, અને સંગીત પ્રીતિ પાંગરાવતા, શ્રી ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય તેમના સમકાલીન મિત્ર હોવાથી તેઓ આચાર્યને ઘેર જતા થયા અને તેમના પિતા પાસે પિંગળજ્ઞાન પામ્યા. શ્રી મન્નથુરામ શર્માનો પુણ્ય-પ્રભાવ પણ જન્મશંકરે અનાયાસે જ આવકાર્યો, અને સોળમે વરસે, યુવાવસ્થાના આરંભે જ તેમનું કવિહૃદય થનગન્યું. આમ ઈ. સ. ૧૮૯૩ માં "તું સ્હાય થજે, પ્રભુ! હમેશાં અમને, રે!" નામે તેમનું પ્રથમ કાવ્ય પ્રકટ્યું. બીજે વર્ષે તેઓ વિધુર થયા; અને "લલિતનાં આંસુ" નામે કાવ્ય લખી, આંસૂ સાથે જૂનાગઢ છોડી, અભ્યાસ અર્થે રાજકોટ ગયા. ત્યાંતો સાહિત્ય-પ્રિય વિદ્યાર્થીની સંગીત-કાવ્ય પ્રીતિ તેની વિધુરાવસ્થામાંયે આછતી તો કેમ જ રહે? રાજકોટમાં ત્યારે શ્રી. રૂપશંકર ઉદય-શંકર ઓઝા તેમની પાડોશમાં રહેતા. તેમણે લાઠી ઠાકોર કલાપી સાથે આ સાહિત્યપ્રિય યુવકનો એક આશાસ્પદ કવિ તરીકે પરિચય કરાવ્યો. હાઇસ્કુલનો વિદ્યાર્થી આથી દર વેકેશનમાં ઠાકોર સાહેબનો મહેમાન બનતો, ને તેમની મૈત્રી માણતો. તેમને સાહિત્યાનન્દ આપતો ને રસલ્હાણ લૂંટતો, વેકેશન પુરૂં થાય કે લલિતજી ફરી પાછા રાજકોટ ભણવા આવ્યા જ હોય. ઈ. સ. ૧૯૦૦ અર્થાત્ કલાપીના મરણાંત સુધી તેમના સાહિત્ય-દરબારમાં લલિતજી તેમના ગાઢ મિત્ર હતા! કલાપી વિષે કંઇપણ પ્રમાણ-ભૂત અને સમીચીન બોલી શકે તેવા પુરૂષોમાં લલિતજી આજે અગ્ર અને અગત્યનું સ્થાન ધરાવે છે.

ઇ. સ. ૧૮૯૬ માં, જન્મશંકર બુચ ફરીથી તારાગૌરી સાથે પરણ્યા. આજ વર્ષે અમદાવાદમાં કવિ દલપતરામનાં અને ત્યાંની "બન્ધુ સમાજ" ના સભ્યોનાં તેમણે દર્શન કર્યાં. આમ આ યુવક કવિના, રાજવી મિત્રના, સાહિત્ય-સંગીત-ભક્તના, વિદ્યાર્થીના અને પ્રીતમના એમ પાંચ પાંચ પાઠ એકી વખતે ભજવવા માંડ્યા. પરિણામે ગણિતના દેવ તેમનાથી વધુને વધુ રીસાતા ગયા. ઈ. સ. ૧૮૯૬ થી ૧૯૦૨ સુધી જન્મશંકરે સાત સાત વર્ષ મેટ્રીકની પરીક્ષા આપ્યા જ કરી. પણ ગણિતદેવનો કોપ કોણ નિવારી શકે ? સાત સાત વર્ષના તપ પછી ય તે દેવે આ સાહિત્ય-સંગીત ભક્તને ન કહ્યું "વરં બ્રૂહિ" કે સ્વયં ન આપ્યું વરદાન. ઈ. સ. ૧૯૦૮ માં તેને દુરારાધ્ય માની તેઓ સ્કૂલ-ફાઇનલ થયા ! આજના આ પ્રતિષ્ઠિત કવિનો આ વિદ્યાર્થી-વૃત્તાંત તમને ખરેખર રસપ્રદ અને બોધક લાગશે.

પણ કાજળઘેરા વાદળને ય રૂપેરી કોર હોય તેમ વિદ્યાર્થી જીવનની આ નિષ્ફળતાએ અનાયાસે લલિતના જીવનને કેટલાક લાભ આપ્યા. વર્ષો સુધી મેટ્રીકમાં રહી તેમણે વિવિધ સાહિત્યનો અભ્યાસ તીવ્ર શોખથી ચાલુ રાખ્યો. અંગ્રેજીમાં હેડમાસ્તર ગીમી સાહેબ માર્ગદર્શક હતા. સંસ્કૃતમાં વિદ્વાન જીવણરામ શાસ્ત્રીજીના અને શ્રી શંકરપ્રસાદ ચોળકિયાના જ્ઞાનનો લાભ મળતો ગણિતના ઉવેખનારે સાચી સાહિત્ય રુચિ વિકસાવી, અને સ્વાધ્યાય ચાલુ રાખ્યો. તેથી સંસ્કૃત ઈંગ્રેજી ને ગુજરાતી સાહિત્ય જળમાં તેઓ નિરંતર સ્નાન કરતા થયા. સ્કૂલ-ફાઇનલ થઇને જ સંતોષ માનનાર અને કૉલેજનો ઉમરો ન ચઢનાર લલિતજી આવી જ્ઞાન-સંપત્તિને લીધે જ આગળ ઉપર સારા કવિ થઇ શક્યા. અને સાહિત્ય-શિક્ષક તરીકે ય સફળ થયા. અલબત્ત લલિતજીનું વિદ્યાર્થી જીવન આટલેથી જ સંકેલાઈ ગયું ન હોત અને જો તેઓ કૉલેજનું શિક્ષણ પામ્યા હોત તો તેઓ આથી યે વધુ સારા કવિ અને સમર્થ લેખક બની શક્યા હોત એમ તો લાગે છે જ.

જન્મશંકર ફરીથી પરણ્યા પણ પ્રથમ પત્ની લલિતાને વફાદાર રહેવા માટે તેમણે સ્વર્ગસ્થ સખીનું નામ પોતીકું કર્યું; અને "એક કાંકરે બે પક્ષી"ને ન્યાયે, તેમણે પોતાનું અલલિત "જન્મ" નામ ઢાંકી દીધું. "સરસ્વતીચન્દ્ર"ની છાયા પડતાં થોડીકવાર તો તેમણે પોતાનું નામ "લલિતચન્દ્ર" પણ રાખેલું. પરંતુ છેવટે "લલિત" એવું સંક્ષિપ્ત અને સરલ નામ જ ધારણ કર્યું. આમ તેમના "લલિત" નામનો ઇતિહાસ મનોહર તેમજ ઐતિહાસિક છે.

કલાપી સાથેના પાંચ વર્ષમાં (ઈ. સ. ૧૮૯૫થી ૧૯૦૦) વેકેશન પૂરતા સહવાસમાં, પૂર્વે કહ્યું છે તેમ, બે કવિ હૃદયો કંઇ કલ્પનાઓ ઉડાવતા અને અકલ્પ્ય કાવ્યાનન્દ માણતા. પણ શોભનાના વિરહે જલતા કલાપીને જગત ખારૂં લાગતું, ને તેમનું હૃદય નિરાશાથી ભરાતું. આપણા વિદ્યાર્થી કવિ તો યૌવનના ઉલ્લાસે ભર્યા રહ્યા. કલાપીના "વિષ-પાન"નો તેમણે "ક્યાં છે મજા? ક્યાં છે મજા?" ની ગઝલથી જવાબ આપ્યો બન્ને કવિ હૃદયો નિકટ સમાગમથી એકમેકને વધુ ઓળખતા થયા. કલાપીનું "બાલ-કવિ" નામે કાવ્ય આ લલિતજીને જ ઉદ્દેશીને લખાયલું કહેવાય છે. કલાપીને આ જુનાગઢી યુવાન કવિ—"ક્ષારસિન્ધુ મહીં મોતીનો શોધક" ને "લોહી લીધા વગર લોહીનો" દેનાર લાગ્યો. ઇ. સ. ૧૮૯૬ ના એપ્રિલમાં રચેલા આ કાવ્યમાં કલાપી આ બાલ કવિને કહે છે કે— "સૌન્દર્ય, સર્વ સ્થળમાં, તુજ નેત્ર જોશે," ને "છે એક બાજુ દુનિયા સઘળી હઠીલી" ને "એકલો કવિ રહીશ તું એક બાજુ." બાલ કવિના મૃદુ અને સ્નેહાળ હૃદયને એ રાજવી કવિએ પારખ્યું અને વિશેષમાં ઉચ્ચાર્યું:—

"તારી દિસે ચપલ નેત્રની જ્યોતિ, બાપુ!
કીકી ભરી રમતિયાળ હજાર ભાવે,

જેને જનો જગતમાં નબળાઇ કહે છે–
તેમાં જ છે તુજ થવું પુરૂષાર્થ, વ્હાલા ! ”

ઇ. સ. ૧૯૦૦ માં કલાપી આ જગતમાંથી કાયમના ગયા. અને બાલ કવિને આંસુ સારવા પાછળ મુકતા ગયા ! પોતાની પાંખ તૂટી હોય તેટલો તીવ્ર શોક લલિતને થયો; અને વિરહતૃપ્ત હૃદયમાંથી આગળ ઉપર “ મ્હારા મયૂરને ” અને “ ઝૂલતે ઝરૂખે મેં તો દીઠો'તો મોરલો ! ” એ બે ભાવવાહી કાવ્યો તેમના મૂક શોકને મૂર્તિમંત કરી ગયા. “ જગનાં ઝેર ” પી જનાર એ કલાપીની “ કલગી નમી, ” ત્યારે સ્નેહી સુહૃદ્–કવિ અકથ્ય વેદના સ્હેજે અનુભવે જ ને ?

કલાપી ગયા પણ લલિતજીને કંઇ કંઇ લાભ કરી આપતા ગયા. કલાપીના સહવાસથી લલિતજીને પણ અમદાવાદ, નડિયાદ ને મુંબઇના કવિ સાક્ષરોનાં દર્શનનો લાભ મળ્યો, ઇ. સ. ૧૮૯૯માં લલિતજીએ, શ્રી આનન્દશંકરભાઇને જોયા; અને કલાપી સાથે નડિયાદમા સરસ્વતીચન્દ્રકાર ગોવર્ધનરામનાં તેમણે દર્શન કર્યાં. ગોવર્ધનરામને તેમણે યુગપુરૂષ તરીકે નિહાળ્યા અને ‘ સાહિત્ય ગુરૂ ’ તરીકે સત્કાર્યા.

લલિતજીના કવિ જીવન ઉપર જેમ નરસિંહ અને મીરાંની પરોક્ષ અસર છે, તેમજ કલાપી અને ગોવર્ધનરામની પ્રત્યક્ષ અસર પણ થઇ છે. એક અગ્રગણ્ય વિદ્યમાન કવિની અસર હજુ ગણાવવી બાકી રહી જાય છે, અને તે કવિ ન્હાનાલાલની ત્યાર પહેલાં કાળક્રમે એક બે મુદ્દાઓ જરા નિરખી લઇએ;

કલાપીના સ્વર્ગવાસ પછી લલિતનું સાહિત્ય–જીવન જાણે કે નોધારૂં ને એકલવાયું બનતું લાગ્યું. ઇ. સ. ૧૯૦૧ માં “ બાહુક ” અને ૧૯૦૨માં “ અમરાવતીનાં અતિથિ, ” નામે બે ખંડકાવ્યો તેમણે રચ્યાં; પણ વસ્તુતઃ તો તેઓ બહુધા દીર્ઘ ઊર્મિકાવ્યો જ લાગે છે. પ્રથમ કાવ્ય પરલક્ષી થવાનો

પ્રયત્ન કરવા છતાંયે પ્રાયઃ આત્મલક્ષી જ લાગે છે. બીજું તો આત્મલક્ષી જ છે. પ્રસંગ, કાર્ય, સંવાદને પાત્ર-વિકાસ પરત્વે તો તમે બન્ને કાવ્યોમાં નિરાશા જ અનુભવો ! ઉર્મિલતા ગેયતા, મધુરતા, મનોહરતા અને નૈસર્ગિકતા જેવાં ઊર્મિ-કાવ્યનાં કેટલાં ય લક્ષણો, આ ખંડકાવ્યોમાં પણ જણાય છે, આ સાથે હવે પછી રચાયલાં બીજાં બે ખંડ-કાવ્યો વિષે પણ બે બોલ અહીં કહી લઉં. " રુક્મિણી રમણ " ઈ. સ. ૧૯૩૩ અને " રામ-વિરામ " ઈ. સ. ૧૯૩૫ઃ આ બીજાં બે તેમનાં ખંડકાવ્યો છે. ખરી રીતે તો આ ચાર સુદીર્ઘ કાવ્યો કાલિદાસના મેઘદૂતની શૈલીને જ અનુસરે છે. અને તેમને માટેનો યોગ્ય શબ્દ તો " ખંડકાવ્ય " નહિ પણ " દીર્ઘ ઊર્મિકાવ્ય " જ છે. આ ચારે ય ઊર્મિકાવ્યોમાં વિવિધ મનોહર વૃત્તો છેઃ અને અંતરે અંતરે લયબંધ છે. "રુક્મિણી રમણ"માં સૌરાષ્ટ્ર વર્ણન વખતે કવિની કલમ થનગની ઉઠે છે. " રામ-વિરામ " માં કવિને નર્મદા નદી જોઇ સીતા સાંભરે છે; અને અબ્ધિ નિહાળી રામ યાદ આવે છે. ભકિત ભર્યું કવિ હૃદય આમ પ્રકૃતિના પદાર્થોમાંય તેમના મનોહર દૃશ્યોને લીધે નહિ. પણ તેમની ઊર્મિ પ્રેરક શકિતને લીધે જ આનન્દ માણે છે. વિશેષમાં સંગીતનિષ્ઠ કવિ લયબંધી રચી ગેયત્વને યથેચ્છ વહેવા ન દે તો તેને જંપ પણ કેમ વળે ?

ઇ. સ. ૧૯૦૪ નું વર્ષ કવિ જીવન માટે અનેક દૃષ્ટિએ નોંધપાત્ર કહી શકાય ઊર્મિકાવ્યો ઉપર હથોટી અજમાવનાર કવિએ લોકજીવનને નિહાળ્યું ને તેની નાડ પરખી. કાવ્યાનન્દ જો ભકિતરસનું આલંબન લઇને નાટકદ્વારા આપી શકાય તો કવિ વધુ લોકસેવા કરી શકે અને તેની સાહિત્ય-સેવા તેથી યશદાયી નીવડે ! કવિ તેવા નાટયકાર બન્યા અને " ઉત્તરરામ ચરિત " ની છાયાવાળું "સીતા વનવાસ" (સીતાયન) નાટક રચ્યું. નાટક-કાઠિયાવાડમાં ઘણે સ્થળે ભજવાયું. અને વખણાયું.

લલિતજી તેથી લોકકીર્તિ કમાયા, અને કવિ પ્રતિષ્ઠા પામ્યા. કવિ લલિતજીનાં આજે સુપ્રસિદ્ધ થયેલાં કેટલાંયે કાવ્યો મૂળ આ નાટકમાં જ મળી આવે છે. તેનો ગદ્ય વિભાગ ગાળી નાંખી માત્ર તેનો પદ્ય સંગ્રહ જ "સીતા વનવાસ"ની કૃતિમાં સચવાયો છે, ને પ્રસિદ્ધ થયો છે. "જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે!" અને "મટૂલી મજાની પેલે તીર!" આ જનતાએ ખૂબ સુણેલાં ને સત્કારેલાં કાવ્યો પણ મૂળ તો "સીતા વનવાસ"નાં જ અંગ છે. લલિતજીએ ત્યારે સ્કૂલ ફાઇનલ થઈ ગોંડલની હાઇસ્કૂલમાં શિક્ષકવૃત્તિ સ્વીકારી હતી, "સીતા વનવાસ" વ્યાપક રીતે વખણાયું. રાજકોટથી "કાન્ત" ને લેઇ કવિ ન્હાનાલાલ તે જોવાને ગોંડલ પધાર્યા. ન્હાનાલાલ આ વિષે કહે છે કે:–"ઈ. સ. ૧૯૦૪ના એપ્રીલમાં ગોંડલમાં સર્વોત્તમ દીઠું ત્યાંનું લલિત મંડળ ને, સૂણ્યું તેનું છન્દસંગીત ન્હાનાલાલ અને "કાંત" બન્ને તેથી મુગ્ધ થઈ ગયા. મહાકવિએ ત્યારથી લલિતજીની બ્હાંય આલી અને મટૂલીને 'સાહિત્ય.' માસિકમાં પ્રકટ કરાવ્યું, કલાપી વિરહથી ઝૂરતા લલિતને આ મહાકવિનો પરિચય સુખદ અને પ્રેરક લાગ્યો. તેમને લાગ્યું કે "પ્રભુએ મને મિત્ર આપ્યો." પાંખવિહોણા કવિને ન્હાનાલાલના સમ્પર્કથી નવું બળ મળ્યું અને "અટ્ટહાસ્ય" લાધ્યું."

આમ મ્હારો પત્રપ્રવાહ વધે છે. તેમ તમારો કંટાળો પણ કદાચ વધે તેવો ભય રહે છે. પણ તેનો એક ઉપાય બતાવું? આ લાંબો પત્ર તમે કાંઈ એકજ બેઠકે વાંચી જાઓ તેમ હું ઇચ્છતો નથી. બેશીકરાઇ અને આદશાહીથી તેને કટકે કટકે તમે વાંચી જશો. આવી બેફીકરાઇ અને બાદશાહી જો કૉલેજિયન ન બતાવે તો તે કૉલેજીયન શાનો? અને છતાં ય જો કંટાળો આવે તો તે માટે ચ્હા પીવાની કે ઍસ્પીરીનની ટીકડીઓ લેવાની હું ભલામણ નથી કરતો. ચ્હા એ કૉલેજિ-યનોનું માનીતું પીણું છે તે જાણવા છતાંયે હું તો તમારો

કંટાળો દૂર કરવાને એક બીજો ઉપાય સૂચવું છું. સંપૂર્ણ સ્વદેશી અને રહેલો. એ એ કંટાળા વખતે જરા " ઘી કેળાં " ખાજો. આપણા લલિતજીનો એ અતિમાનીતો અને તેમની વિશિષ્ટતારૂપે પંકાએલો આ પદાર્થ છે સ્હેજ અખતરો કરી જોવા જેવો છે, તે ઉત્તેજક અને પૌષ્ટિક છે. અને કવિ લલિતજીને તો તેના વડે ગાવાની અને કવવાની ખૂબ પ્રેરણા મળે છે. આશા છે કે આ ઉપાય તમે અજમાવશો.

પાછો પ્રસ્તુત મુદ્દા ઉપર આવું. નાટ્યકાર તરીકે નામચીન બનેલો આ લબ્ધપ્રતિષ્ઠ ગોંડળનો શિક્ષક, નવા નવા સાહિત્ય સંપર્કો સાધે છે. ઈ. સ. ૧૯૦૫માં તેઓ પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરનો આશ્રય મેળવે છે. વળી તેઓ અમૃતલાલ પઢિયારનો પરિચય પામે છે, અને શ્રી રણજીતરામનું સખ્ય સાધે છે. બીજે વર્ષે. " સ્નેહમુદ્રા " ઉપર લલિતજી વાર્તિક રચે છે; અને ત્યારબાદ ત્રણ વર્ષે તેઓ રાજકોટની સાહિત્ય પરિષદ્‌ના પ્રસંગે " અમે તો કાઠીયાવાડી "ના કાવ્યથી સૌનું ધ્યાન ખેંચે છે. ૧૯૦૯:

પણ અહીં એક અગત્યની વાત રહી જાય છે. ઈ. સ. ૧૯૦૮નું વર્ષ કવિજીવનમાં એક સ્મરણીય સીમાચિન્હ છે. આ વર્ષે કવિએ. ગોંડલની શિક્ષકવૃત્તિ છોડી, રાજકોટમાં શ્રી બળવંતરાય વજેશંકર છાયાના સુહૃદ-કૃત્યથી 'કાઠીયાવાડ ટાઇમ્સ' નું તંત્રીપદ સ્વીકાર્યું; અને ત્યાં તેઓ 'ગણકદેવી'ના કર્તા શ્રી અનંતપ્રસાદ વૈષ્ણવના પરિચયમાં આવ્યા. સંગીતપ્રિય અનંતભાઇએ કવિ લલિતની સંગીત શક્તિને પરખી અને ઉમળકાભેર તેમણે આ યુવાન કવિને મંજીરાની દીક્ષા આપી ! લલિતના ઘડતરમાં તેમના સંગીતમય જીવનમાં, કવિતા-સંગીતના 'સંવાદમાં, અને જાહેર લોકપ્રિયતામાં આ મંજીરાએ અદ્દભુત ફાળો આપ્યો છે. આ મંજીરાએ, કવિ-જીવનમાં, એવું, તો વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે કે મંજીરા તો લલિતનાં પોતાનાં જ થઇ પડ્યાં. અને તેમનું અવિભાજ્ય અંગ બની ગયાં. મસ્ત બની મંજીરાના

મંજુલ રણકાર સાથે સાથે કવિ જ્યારે સ્વરચિત ભજન કે કાવ્ય લલકારવામાં મગ્ન બને છે. ત્યારે તે તેમના જ વતનના અને જ્ઞાતિના ભક્તરાજ નરસૈંયાની યાદ દેવરાવે છે. આજના બહુ થોડાજ કવિઓ પોતાનાં કાવ્યો લલકારી શકે છે. તો વળી મંજીરા સાથે તાલબદ્ધ રીતે ગાનાર તો વિરલા જ હોય છે! લલિતના જીવનનો મુખ્ય ઝોક કવિતા કરતાં સંગીત તરફ જ વધુ છે. અને આજ હકીકત તેમના કવિત્વનાં રહસ્ય સમજવામાં ખુબ સહાયભૂત થાય છે. લલિતમાં આમ કાવ્ય અને સંગીત એ ઉભય કલાનું સુભગ સંમિશ્રણ જેટલું સ્તુત્ય છે તેટલું જ આકર્ષક છે. વળી તેમાં ય કવિના સંગીતમય ટહુકાર અને મંજીરાના ઝણકારનો સુયોગ! એ સોનું ને સુગંધ સરખા દીપી ઉઠે છે. અત્ર જણાવી લેઉં કે કવિતા એ સંગીતની દાસી નથી, પણ સ્વતંત્ર કલા છે, તે મ્હારા ધ્યાનમાં છે જ.

ઈ. સ. ૧૯૧૦ સુધી લગભગ બે વર્ષ લલિતજીએ "કાઠિયાવાડ-ટાઇમ્સ" નું સંચાલન સંભાળ્યું અને ઇંગ્રેજી-ગુજરાતીમાં પોતાની કલમ ચાલુ રાખી. ભાષા અને સાહિત્યનો અતિશય શોખ વર્ષો સુધી તેમણે ચાલુ રાખેલો હોવાથી અને પોતે આનન્દી સ્વભાવના હોવાથી તંત્રીપદ તેમને ન કઠિન લાગ્યું કે ન કાંટાળું નીવડ્યું.

ઇ. સ. ૧૯૧૧ માં તેમને માત્ર ગ્રેજ્યુએટને જ મળતી 'પ્રમાણભૂત ભાષાંતરકાર'ની સરકાર તરફથી સનદ મળી. ફરી પાછા તેઓ રાજકોટ સ્ટેટ-હાઇસ્કૂલમાં શિક્ષક બન્યા અને બે વર્ષ પછી ઇ. સ. ૧૯૧૩ માં સ્વ. મોતીભાઇ અમીનની છાયા નીચે પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારક તરીકે વડોદરા રાજ્યની તેમણે નોકરી સ્વીકારી.

તેવામાં જ દક્ષિણ આફ્રિકામાં પ્રબળ પુરૂષાર્થ દાખવતા એક હિન્દીએ ત્યાંની સરકાર સામે કરેલા સત્યાગ્રહના વિજયની ઘોષણા હિન્દના કિનારા સુધી પહોંચી. રણજીતરામ જેવાએ એ

નરવીરને ત્યારથી જ ઓળખી લીધા અને લલિત આગળ તેની યશોગાથા ઉચ્ચારી, તરત જ સને ૧૯૧૩ માં કવિએ નવસર્જન કર્યું.—" ગાંધી ! તું હો સુકાની રે, સાચો હિન્દવાન ! " લલિતની રાષ્ટ્રભક્તિ આટલી જૂની છે, ને હિંદુસ્થાનના ગાંધીયુગ પહેલાંની છે.

આમ શ્રી લલિતજીનું જીવન અસ્થિર ને અપ્તરંગી કહી શકાય. દુનિયામાં તેમણે વિવિધસ્થળનાં પાણી પીધાં છે, અને વિવિધ પ્રદેશો ખેડયા છે. વડોદરાને વડલેથી તેમણે લોકસેવકનું બિરૂદ ઝડપ્યું. અખુટ ઉત્સાહ દાખવ્યો, અને ઝડપી કાર્ય કર્યું. પુસ્તકાલય-પ્રવૃત્તિનો સંદેશો ગામડે ગામડે તેઓ સીનેમાની ફીલ્મો અને પોતાનાં મધુર ભજનગીતો વડે પહોંચાડતા અને લોકજીવનમાં ઓતપ્રોત થઈ તેને જ્ઞાનમાર્ગે પ્રેરતા. સ્વ. મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડે પણ તેમની કીર્તિ સાંભળી તેમને આમંત્રણ આપ્યું. રસિક અને કદરદાન રાજવી તેમના કાર્યથી રાજી થયો અને રીઝયો ! કવિને તેથી કેટકેટલી નવાજેશોથી તે નૃપાલે તરત જ નવાજ્યા ! સરસ્વતીના આ પ્રેરક વાતાવરણમાં સ્વ. કુડાલકર અને સ્વ. પંડિત દલાલના સહવાસ બળે લલિતે ત્યારે પ્રાકૃત-અપભ્રંશમાં ય ચંચૂપાત કર્યો. પણ કવિની આ પુસ્તકાલય પ્રવૃત્તિ થોડાં વર્ષજ ચાલુ રહી !

ઈ. સ. ૧૯૧૯-૨૦ માં કવિ પુનઃ પાછા રાજકોટમાં શિક્ષક બન્યા. અસહકારનાં ઘોડાપૂર ગુજરાતભરમાં ત્યારે ઉછળતાં હતાં. રાષ્ટ્રીય કેળવણીની વીરહાક ત્યારે વાગી; અને વિદ્યાપીઠ મહાવિદ્યાલયો અને વિનય મંદિરો અસ્તિત્વમાં આવ્યાં. ઇ. સ. ૧૯૨૧ માં રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં સાહિત્ય અને ભાષાના અધ્યાપક કવિ લલિતજી નિમાયા અને લગભગ પાંચ વર્ષ સુધી ત્યાં રહ્યા.

આ સમયમાં ઇ. સ. ૧૯૨૩ માં, કવિનાં દ્વિતીય પત્ની પરલોક સંચર્યાં, અને કવિએ ઘરભંગ અને હૃદયભંગ અનુભવ્યા. સ્નેહી પતિનું હૃદય સનાતન વિયોગથી વીંધાતું રહ્યું અને આખરે તેમાંથી અમર કાવ્યનાં પાતાળ-ઝરણાં ફુટયાં. મધુર મનોહર "વિજોગણ વાંસલડી" અને કરૂણાંકિત "એકલરામ" આ મનોદશાના અને હૃદય-વ્યથાના જ પડઘા પાડે છે.

ઇ. સ. ૧૯૨૭ માં લલિતજીની પચ્ચાસ વર્ષની જયંતી ઉજવી, ગુજરાતે પોતાની ગુણજ્ઞતા દાખવી. ઇ. સ. ૧૯૨૯ના અરસામાં મુંબાઇના રેડીયો સ્ટેશન ઉપરથી તેઓ કાવ્યો અને બાલગીતો પણ સંભળાવતા. ઇ. સ. ૧૯૩૩ માં તેમણે- "રુકિમણી રમણ" નું સુદીર્ઘ કાવ્ય રચ્યું ઇ. સ. ૧૯૩૮ માં લાઠીના શ્રી. બાલ યુવરાજના શિક્ષકપદે તેઓ હતા; અને આજે તેઓ માદરેવતન જૂનાગઢમાં ચઢેલા થાક ઉતારે છે ને જીવનનો આનંદ માણે છે*

છતાં લાઠીના ગુણમર્મજ્ઞ સ્વરાજ્યાર નામદાર ઠાકોર સાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજી પોતાની પ્રત્યક્ષ વત્સલ છાયામાં કવિશ્રી લલિતજીનું ઘડપણ વ્હાલ પાળે છે ને "લલિતના લલકાર"નો ગ્રંથ છપાવી દે છે, આખું રાજકુટુંબ તેમને પાળે છે. પ્રભુનો જ એ પ્રત્યક્ષ અનુગ્રહ સ્તો !

આવાં વિવિધરંગી કવિનાં આટઆટલા જીવન-નિરૂપણ પછી હવે તેમનાં કાવ્યોનો અને કવિત્વ શક્તિનો તમને પરિચય આપું.

---

* લાઠી રાજ્ય તરફથી તાજેતરમાં જ તેમને રૂ. ૧૦૧ નું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું છે.

તા. ૧૮-૧૧-૧૯૩૯ —પત્રલેખક.

લલિતજીની કૃતિઓ નીચે પ્રમાણે ગણાવી શકાય. (૧) સીતા વનવાસ (ઇ. સ. ૧૯૦૪), (૨) લલિતનાં કાવ્યો ભાગ ૧ લો (ઇ. સ. ૧૯૧૨), (૩) વંડાદશાને વડલે. (ઇ. સ. ૧૯૨૪), (૪) લલિતનાં કાવ્યો, ભાગ ૨ જો. (ઇ. સ. ૧૯૩૨) આ વિના, છાપામાં છુટક વેરાયેલાં કે અપ્રસિદ્ધ રહેલાં કેટલાંય કાવ્યો અને સંખ્યાબંધ પ્રસિદ્ધ લેખો લલિતજીની સાહિત્ય પ્રવૃત્તિની જમે બાજુને વધુ જોમ આપે છે.

"સીતા વનવાસ" વિષે પહેલાં મેં કહ્યું છે, એટલે અહીં પુનરુક્તિ નહિ કરું. પણ કવિ જીવનની આરંભ દશામાં રચાયેલી આ નાટ્યકૃતિ જોતાં મને મનમાં એમ થાય છે કે:—"આવો લોકપ્રિય અને ભાવવાહી નાટ્યકાર એક જ કૃતિ આપીને કેમ અટકી ગયો, અને કેવળ ઊર્મિ–કાવ્યોમાં જ જીવનભર કેમ સપડાઇ ગયા ?" આ પ્રશ્ન નિરુત્તર રહેવા જ નિર્માયો છે.

"લલિતનાં કાવ્યો ભાગ ૧ લો" સને ૧૮૯૮ થી ૧૯૧૧ સુધીનાં કાવ્યોનો સંગ્રહ છે. "વંડાદશાને વડલે" માં ઇ. સ. ૧૯૧૨ થી ૧૯૧૪ સુધીનાં કાવ્યોનો સમાવેશ થાય છે. અને "લલિતનાં કાવ્યો ભાગ ૨ જો" માં ઇ સ. ૧૯૧૫ થી ૧૯૩૦ સુધીનાં કવિનાં કાવ્ય–કુસુમોની વીણણી કરેલી છે. આ ત્રણે કાવ્ય સંગ્રહો, સ્વરુપે અને ભાવે, પ્રાયઃ સમાન છે, કારણ કે તે બધામાં બહુધા ઊર્મિ ગીતો જ પ્રધાન અંશે છે. આથી તેમનું સળંગ અવલોકન અહીં સંક્ષેપમાં તમને આપી મ્હારા પત્રને જલ્દી પૂરો કરું કારણ કે આરંભેલા કાર્યને પૂરું કરવું તે દ્વિતીય બુદ્ધિ લક્ષણ ગણાય છે ને ?

આપણા કવિને સંસાર સોહામણો લાગે છે. ગૃહ–જીવન મધુર લાગે છે. અને સ્નેહ–સેવામાં જ માનવીની મહત્તા જણાય છે. તેઓ મુખ્યત્વે દામ્પત્યના કુટુંબ જીવનના જ કોકિલા કવિ છે. અને તેમનું હૃદય એવું ભોળું છે કે સંસારની

આનન્દ લહરિ કે શોકનો સુસવાટો તેમના જીવનને જોતજોતામાં હચમચાવી દે છે. જાણે કે કવિ જીવન એટલે લજામણીનું પાન ! તમે તો તે ઓળખો છો . ને ? તેમને "વ્હાલાંની વિદાય વસમી" લાગે છે. "વ્હાલાં," તેમને મન. 'દીલના દેવસ'માં છે અને 'મીઠલડું' સહિયર મૂઠી. પરને પ્રિય' કરનાર 'સ્નેહભરી સુંદરી'ના સ્વાર્પણને તેઓ વખાણે છે. કારણ કે તેણી સામાન્ય નરને ય "વસિષ્ઠ બનાવનાર અરૂંધતી" છે તેને "વ્હાલાં–પ્રાણસમાં" લાગે છે, પ્રિયજનને જોતાં કૈં કૈં થાય છે, તેથી "અંતર ઉમળકે છલકાય છે." અને હસી પડાય છે." "વહાલાંનો તુંકાર" તેમને "લાડભર્યો લલકાર" લાગે છે. અને "આંસુડાં" તે, "કેસુડાં" જણાય છે. "અજબ આકર્ષણે" ખેંચાતાં પતિ પત્નીને, તેઓ, "**सोऽहम्**" ને "**साऽहम्**" રટતાં સાંભળે છે. "ગુણવતી ગૃહદેવી" ને "ઉરદેવી" છે, "અગ્રેચરી" છે, બલ્કે "સ્વામિની" છે., એ સ્મિતભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે" ત્યારે તો "અમી ઝરશે." "દુઃખડાં શમશે," ને "દેવો અવતરશે" એવી "રસિક રમણી" "રજકણમાંથી" "રત્ન" બનાવે છે. અને કવિ તેવી "નારી"ને "નારાયણી" તરીકે પૂજવા તૈયાર થાય છે. એવી સખીના સહવાસમાં રહી કવિને એક પાવન અભિલાષા સિદ્ધ કરવી છે, અને તે જગતની સેવા જગતમાં સુખ–સ્વર્ગ રચવાના અને તેને સોહામણું કરવાના કવિને કૈં કૈં કોડ છે.

પત્ની પ્રેમના આવા મધ્ય બિન્દુમાંથી પ્રેમની અનેક ત્રિજ્યાઓ ફૂટી કવિજીવનને સ્પર્શે છે. ભાઇ અને બ્હેન તથા માત અને પિતાને પણ કવિ અમાપ સ્નેહથી અને આદરથી નિરખે છે. "મા તે મા" અને બ્હેન તે, "માતૃ જ્યોતની જ્વલતિ જ્વાલા" છે ગૃહજીવન અને અને કુટુંબ જીવનને છલોછલ ભરી ઉભરાઇ જતો, કવિ–સ્નેહ આખરે, દેસજીવન અને માનવજીવનને ય સ્પર્શે છે. અને તેને ઉન્નત કરવા ઇચ્છે

છે. સંતન-પ્રેમ, મ્હેમાન-સત્કાર, દીન-અનુકમ્પા ને ગામડિયાં તરફનો પક્ષપાતઃ આ સૌ કવિના સ્નેહજીવનના જ વિવિધ રંગો છે. બધાને માટે કવિને ખુબ લાગે છે; અને બધા તરફ તેને આદરભાવ છે. કારણ કે મ્હાલું-રહેવું: તે કવિ જીવનનો પ્રધાન સિધ્ધાંત છે. બલ્કે પ્રાણવાયુ છે. "દુઃખિયાની ધા" સુણીને તેમના બેલી થવાની આકાંક્ષા ધરાવતા એ કોડિલા કવિની કાવ્ય પ્રવૃત્તિ આવા કૈં કૈં વળાંક લે છે.

કવિએ કુટુંબ જીવન ઉપરાંત બીજા કેટલાક વિષયોને છેડયા છે. તેમણે ઊર્મિ-કાવ્યો ને પ્રકૃતિ-કાવ્યો કર્યાં છે. બાલગીતો સર્જ્યાં છે, અને ગઝલો પણ રચી છે; તેમણે પ્રસંગોચિત કાવ્યો ઘણાંજ રચ્યાં છે, નિવાપાંજલિઓ અર્પી છે, રાજગીતો તથા રાષ્ટ્રગીતો ને પ્રસિદ્ધ કર્યાં છે. અને "ન્હાનાં ન્હાનાં બાળકના એ કાલાકાલા બોલ" ગાતા એ કવિ આખરે બુધ્ધ, ક્રાઇસ્ટ અને શંકરાચાર્ય વિષેના સર્વ ધર્મ પ્રીતિકશંક કાવ્યો સુધી પહોંચી ગયા છે.

કાવ્યની રચના પરત્વે જો કહું તો તેમણે રૂપબંધ, માત્રા બંધ, અને લયબંધ વાપર્યા છે. આ સોરઠી કવિએ-ભજનોમાં જૂના રાહ તાજા કર્યા છે; અને સોરઠી-દૂહાનાય પ્રયોગ કરી જોયા છે, વસંતતિલકા, મંદાક્રાંતા ને હરિણી જેવાં વૃત્તો સફળતાથી વાપરનાર કવિની હથોટી ખરેખર તો લયબંધમાંજ દીપી ઉઠે છે.

એવા આ સૌરાષ્ટ્ર-કવિને લોક-સંઘે સત્કાર્યો છે, ને હૃદય-સિંહાસને સ્થાપ્યો છે. વિવેચકોની તીખી કલમ પણ તેની હયાતીમાં તો તેને સ્થાનભ્રષ્ટ કરી શકે તેમ નથી; કારણકે તેની સત્તા તેના મધુર ટહુકાર ને મંજીરાના રણકાર ઉપર સુદૃઢ સ્થપાયેલી છે.

લલિતમાં રસ-સમૃદ્ધિ નથી પણ રસનાં ટીપાં છે; દર્શનના વિસ્તાર નથી પણ તેના ચમકારા છે. સુખદુઃખથી ભરેલા જગતને તેઓ મસ્ત આશાવાદીની અમી નજરથી નિહાળે છે. અને તેને અમૃતમય કરવા મથે છે. જગત્ નઠારું થાય હોયે તેઓ આનન્દથી ને આશાથી તેની સામે હસવા જેટલું સામર્થ્ય ધરાવે છે !

શ્રી. મેઘાણીએ તેમને "મધુ કંઠીલા ભજનિક" તરીકે ઓળખાવ્યા છે, જ્યારે કવિ ન્હાનાલાલે તેને "ગીત-કવિ" કહ્યા છે. અને કવિ પોતે તો "દેવ-ચકલી" થવાય હોયે સંતોષ માને છે વળી તેમને બકુલના સુવાસિત ફૂલની ઉપમા આપે છે. પણ મને તો તેઓ "સોરઠ-કોકિલ" રૂપે જ ગમી ગયા છે- પણ મ્હારો આ અભિપ્રાય મ્હારો પોતાનોજ હોવાથી તમે અશ્રદ્ધા રાખવી ઇતિહાસમાં જેમ વિગ્રહનાં કારણો પૂછાય તેમ તે વિષે કારણો પૂછશો. જુઓ ત્યારે તેની યે સમજૂતી આપું.

સોરઠ એ પ્રકૃતિ-સોહામણો પ્રદેશ છે; ને તેની લીલી વનરાઈમાં કુંજે કુંજે કોયલ ટહૂકે છે. વનસ્પતિ-પ્રદેશ રહેઠાણથી એટલો તો પાસે છે કે વસતીમાં યે વૃક્ષો ઉપર કોયલ અને પોપટ નિર્ભયતાથી કલ્લોલે છે ! મારા ઘર પાછળના વડ ઉપર હું આવાં દૃશ્ય અનેકશઃ નિહાળું છું અને ગમે તે ઋતુમાં યે કોયલને જોઉં છું કે સાંભળું છું. કવિ લલિતને હું સોરઠ-કોકિલ કહું છું તે અનેકવિધ ઔચિત્યને લીધે જ. તેમનામાં કોકિલનું મર્યાદિત ઉડ્ડયન છે, ગરુડરાજનું ગગનવિહારી ઉડ્ડયન નહિ; તેમના કવનમાં કોયલનું જ સ્વયંભૂપણું અને માધુર્ય છે; વળી તેમનાં કાવ્યો કોયલ ટહૂકાર જેવાં જ ટૂંકાં છે ઋતુએ ઋતુએ વસંતકાળ માણતા કોકિલની જેમ લલિતજીનો ય કાવ્ય-ટહૂકાર આજે લગભગ ચાર દાયકા સુધી યે સદા ચાલુ રહ્યો છે. અને એમનાં ટુંકાં કાવ્યોમાં યે કોકિલ સૂરના જ જેવી આહ્લાદક તાઝગી અને સાદૃશ્યમૂલક ભિન્નતા છે.

સ્હેજ અપ્રસ્તુતતાનો દોષ વ્હોરીને ય હજુ આ મુદ્દાને જરા વધુ વિશદ કરૂં ? કવિ ન્હાનાલાલને એક કાવ્યમાં ગરૂડની ઉપમાથી અંજલિ આપી છે. ગયા સપ્ટેમ્બરની આઠમી તારીખને શુક્રવારે અહીંના લાલબાગમાં ગાર્ડન સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રી આયંગરને બંગલે મેં આ બે કવિઓને ભેગા બેઠેલા જોયા, એટલું જ નહિ, પણ સ્વરચિત કાવ્યો લલકારતા સાંભળ્યા. સ્વાસ્થ્ય અર્થે મહિનાઓ સુધી જૂહુ રહી આવેલા કવિ ન્હાનાલાલ સમુદ્ર તટેથી કે કે કાવ્ય-મૌક્તિકો લાવેલા, તે તેમણે અમને બતાવ્યાં. પણ તેમનાં આ કાવ્યો સાચે જ પાણીદાર મોતી હતાં. વિશાળ દર્શન, ઉચ્ચ ઉડ્ડયન, ભીપણતા કે રમતીયાળપણું, કઠોરતા કે મધુરતા: સૌની મને વારાફરતી તેમા ઝાંખી થઈ. કવિ-દૃષ્ટિ ક્યાં ક્યાં ફરી વળતી હતી તેની " સાગર-કૃત્વા છે, " " આશલી, " " ચન્દ્રમા " ને " રણદેવ " સાંભળી સંપૂર્ણ પ્રતીતિ થઈ. વચ્ચે લલિતજી મંજીરા સાથે મનોહર સ્વગીતો ગાઈ બતાવતા હતા. પેલી " વિજોગણ વાંસલડી, " " એકલરામ. " " દર્શનનાં જાદુ " વગેરે તો હોય જ ! લલિત મનોહર લાગ્યા પણ કોયલ જેવાજ મધુર અને મર્યાદિત શક્તિવાળા. કોકિલ તે કેટલું ઉડી શકે ? મહાકવિ ભવ્ય તીક્ષ્ણ, ગગન વિહારી, ચોટદાર અને પ્રભાવશાળી જણાયા, સાચે જ બીજા ગરૂડ ! એ વિરલ દૃશ્ય વિસર્યું વિસરાય તેમ નથી. વળી વિશિષ્ટતા તો એ હતી કે ગરૂડ અને કોકિલ બન્ને હર્ષપ્રફુલ્લ અને મસ્ત મનોદશામાં હતા.

લલિતના " મદુલી " તો સાંડાત્રણ દાયકાથી અમર બની છે; અને આજે ય તેનાં માધુર્ય ઓસર્યા નથી. તેમાંય " મનની મોજમજાઓ " ને " રસિયાં ઉરનો લ્હાવો " છે. " સાહીયારી સફર " છે. " સ્નેહના સહાવાની લગની " અને " સુખદુઃખની કથા " છે. " આશાનું સ્થાન " " સ્વજનના સ્નેહ, " ને " દર્શનનાં જાદુ " પણ આજ કાવ્ય-સંગ્રહનાં ( અર્થાત્ "લલિતનાં કાવ્યો ભાગ ૧ લો ) ભાવવાહી કાવ્યો છે, " હરિણીને "

ને " મૃગલીને " એમાં કવિ પોતાના સહચાર-જીવનનો આનંદ સુંદર રીતે દર્શાવે છે. " દુઃખિયાંનાં બેલી, " " કાઠિયાવાડનું નવજીવન " ને " અમે તો કાઠિયાવાડી " એ પણ ગણવાપાત્ર સારાં કાવ્યો છે. પૂર્વે જણાવેલું કલાપી ઉપરનું " મયૂરને " નામે કાવ્ય તો ખુબ જ ભાવવાહી ને કરુણાંકિત કહી શકાય. કેટલાં યે ભજનો, બાલગીતો. ને પ્રસંગોચિત કાવ્યો પણ આ સંગ્રહમાં છે. પણ તે બધાનાં મૂલ્ય બહુ ઊંચાં ન ગણાય.

કવિ પ્રકૃતિ-દર્શનના શોખીન છે. અને વનરાઇ દેખી વ્હાલ ઘેલા ને રંગીલા બને છે. કોયલ અને મોરનું દર્શન તેમને મસ્ત કરી મૂકે છે. રસ અને વસંત તો તેમના ખાસ માનીતા શબ્દો છે. પણ છતાં યે તેમના કાવ્યોમાં પ્રકૃતિનું સૂક્ષ્મ મનોહર અને પ્રેરકવર્ણન ભાગ્યે જ મળે છે. કારણ કે પ્રકૃતિનું દૃશ્ય જોતાં કવિની ચક્ષુઇંદ્રિય કરતાં હૃદય વધુ કાર્યપરાયણ બને છે. અને પરિણામે કવિ પ્રકૃતિના સૌન્દર્યપાનને ઉવેખી પોતાના ભાવ-નિરૂપણમાં જ લીન થઇ જાય છે. " કાળી કોયલડી " માં કે "બાલ વસંત" માં સર્વત્ર જોતજોતામાં જ કવિ ચક્ષુર્વિષયક દર્શનમાંથી સરી પડી પોતાના જ હૃદયમાં ઉદ્‌ભવતા સાનંદાશ્ચર્ય અને આદરના જ ભાવો આલેખે છે. ઊર્મિ-ગીતોની હથોટીવાળા કવિને આ જ શોભેને ? આત્મ-લક્ષિત્વ, ગેયત્વ, માધુર્ય, એક જ ભાવનું નિરૂપણ, કલાયુક્ત મનોહર સ્વરૂપ અને લઘુતાઃ " લિરિક " નાં આ સર્વ લક્ષણો લલિતજીનાં ઊર્મિ-કાવ્યોમાં મળી આવે છે.

કવિએ ઉલ્લાસપૂર્ણ બાલગીતો આપ્યાં છે ને ભાવવાહી ગઝલો ય ગાઇ છે. " જગતની જીંદગીના લ્હાવ, " કે " દિલ-ગુલાબી " " તું ક્યાં નથી ? " ( છેલ્લાં બે "લલિતનાં કાવ્યો" ભાગ ૨ જામાં છે ) આવી ગઝલો ચિરંજીવી લાગે છે. કુટુંબ જીવનના કવિ તરીકે તો બોટાદકર. લલિતજીને ઢાંકી દે તેમ કહી શકાય. પણ લલિતજી સમગ્ર રીતે પોતાનું સ્થાન વિશિષ્ટ કરી રહ્યા છે ને સાચવી રહ્યા છે. તેઓ સંગીત કવિ છે.

બાલગીતોના સ્રષ્ટા છે, સરસ ભજનીક છે. જાણિતા રાષ્ટ-કવિ ને લોકસેવક છે, એક વખતના પત્રકાર અને અધ્યાપક છે. તથા પ્રકીર્ણ ગદ્યલેખોના યે લેખક છે. તેમની આવી વિશિષ્ટતાઓ અન્ય કોઇ એક કવિમાં તમને ભાગ્યે જ જોવાની મળે.

"વડોદરાને વડલે" માંનું તેજ નામનું કાવ્ય ઉરના અબોલ બોલ-ભર્યું ખુબ જ પ્રશંસાપાત્ર છે "આંબલો", "સ્નેહનાં સ્મરણ" "વ્હાલાં પ્રાણ" "ચકૂલો" "માનસનાં હંસ" ને "જગન્નાથનું જયકીર્તન" નોંધપાત્ર કહી શકાય. "બાપ તે તો બાપ" "માતું હેત" "બ્હેનના સદ્ભાવ" ને "ભાઇનું ગીત" જેવાં બાલગીતો સાધારણ જ છે. ગાંધીયુગ ત્યારે હિન્દમાં શરુ થયો નહોતે: અને સહકારની ભાવનામાં શ્રદ્ધા રાખતા કવિએ ત્યારે હિન્દ-બ્રીટન વિષે, રાજ્ય અને રાષ્ટ્ર વિષે, પણ સામાન્ય કાવ્યો આપ્યાં છે જ.

ઇ. સ. ૧૯૧૫ થી ૧૯૩૦ સુધીમાં રચાયેલાં સારાં કાવ્યો કવિએ "લલિતનાં કાવ્યો ભાગ ૨ માં" સંગ્રહ્યાં છે. "સાગર તીરે તો જા!" "દીલગુલાબી," "સખિ! વિચરીયે" "જય ગુર્જરી" "મોરલો" "મહાકવિ ન્હાનાલાલ", "તમે વ્હાલાં!" "એ સ્હાંઝે તો-" "તું ક્યાં નથી?" આવાં કેટલાંયે કાવ્યો તેમની કવિ કીર્તિને સાચવી રાખે છે, પણ એ કવિત્વની યશ કલગી તો પેલી "વિજોગણ વાંસલડી, બને છે. અને 'એકલરામ' પણ તેવું બીજું સુન્દર ને ભાવવાળું કાવ્ય છે.

"વિજોગણ વાંસલડી" માં બસોનું માધુર્ય કવિએ જાણે ઠાંસી ઠાંસીને ન ભર્યું હોય ને! કાવ્યની મધુરતા અને વેધકતા બંસીની જ વારંવાર યાદ આપે છે. અને આટઆટલાં માધુર્ય ઉપરાંત તેનો અર્થસંભાર ચિંતન અને કલ્પના પણ અનેરાં છે. "એકલરામ" તેની કરૂણ ભાવભાવના અને પ્રસાદ માટે ઘણી ઘણી પ્રશંસા માગી લે છે "લલિતનાં કાવ્યો ભાગ ૨ જામાં લલિતના કવિત્વે વિકાસ સાધ્યો છે કે કેમ? એવા પ્રશ્નનો હું

તો આમ જ-ઉત્તર આપું ! આ બે કાવ્યોના સર્જકને માટે હું બેવડે બોલું તો કહું કે—'હવે કોઈને આજ સંગ્રહમાં સ્થાન પરત્વે, વિસ્તાર-વિકાસ ન લાગે, પણ આવાં કાવ્યોના ચમત્કારને લીધે, અપૂર્વ જાદુભર્યા માધુર્યને લીધે, તેમની નિત્ય નવીનતાને લીધે ને સુવાસિત તાઝગીને લીધે હું તો આ કવિને ખૂબ ધન્યવાદ આપું ને વારંવાર પ્રશંસું. કોઈક સાહિત્યમાં કવિ છે, તેના એક જ કાવ્ય પ્રશસ્તિ-કાવ્યથી અમર નથી થયા? લલિતજીનાં આવાં સર્વોત્તમ કાવ્યો બરોબર કોઈ ઉત્તમ કવિનાં સર્જનોની હારમાં મૂકાય તેવાં છે હું તો મારી રીતે, આ સૌરાષ્ટ્ર-કોકિલ વિષે આવો ખુલાસો કરું ! ને કોકિલ જીવનભર નાના મધુર ટહુકાર કરે છે; ને ટહુકાર સ્વયંભૂ ને સહજ છે, મૌલિક ને મધુર છે, ને ટહુકારમાં સાહજ્ય છે, જ્યાં વિવિધતાને તાજગી છે, ક્વચિત્ નિત્ય નવીનતાને ચિરંજીવિતા છે. કોકિલ જીવનભર આવી આકર્ષક રીતે ગાયા જ કરે, ટહુક્યા જ કરે અને આનંદ આપ્યા જ કરે: ને શું ઓછું છે? તેને વિહંગરાજની ભાવનાથી ના નિરખશો. ગરુડનાં ઉડ્ડયન જેમ ને ચકોર દૃષ્ટિ, તેમાં રખેને આરોપતા!

ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૩૦ સુધીમાં લલિતે રચેલાં કેટલાંય કાવ્યો ૨૦૦ સામયિકોમાં છૂટાં છવાયાં પડેલાં છે; ને તેમનો સંગ્રહ હજુ થયો નથી. તેમાં દેશભક્તોને સ્મરણાંજલિ ને નિવાપાંજલિ છે, સ્વદેશ કીર્તન છે. અને પ્રાસંગિક કાવ્યો પણ છે. પણ બધાંય સામાન્ય. ઈ. સ. ૧૯૩૦ પછી એ કવિ નવાં કાવ્યો તો રચતા જ રહ્યા છે: અને તે પણ પ્રકીર્ણ પ્રસિદ્ધ થયાં છે, તેમનો હજુ સંગ્રહ થયો નથી. કવિ જો પોતાનાં બધાં જ કાવ્યોનો સમગ્ર સંગ્રહ પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરે તો કેવું સારું!

આટ-આટલા ગુણદર્શન પછી લલિતની જે મર્યાદાઓને ત્રુટીઓ ન બતાવું તો એ ગુણ વર્ણન કેવળ પ્રશંસા-વચન જ બની જાય. કવિને લાડ અને લહેકાર માટે પક્ષપાત છે. શબ્દોને વળોટ આપીને એ શ્રાવ્ય-વાચક અને મધુર બનાવવાની તેમને

ટેવ છે. સાગરમાં અને ગિરિરાજમાં ય સર્વત્ર તેઓ કોમળતા જ જુએ છે ને આદર જ અનુભવે છે. કવચિત્ તેઓ શબ્દમાધુર્યથી ઘેલછાના ભોગ થઈ પડે છે; સંગીતના ચોકઠામાં શબ્દને ગોઠવે છે; અને તેમાંથી અર્થને ઉપજાવે છે, 'ઝંકાર' ને 'ગુંજન' એ આ સંગીત કવિને પ્રથમ લાધે છે; શબ્દ પછી પ્રગટ થાય છે; ને અર્થ તેને અનુસરે છે, અર્થ કરતાં લય અને પ્રાસ તરફ જ તેમની દૃષ્ટિ વધુ ચોંટેલી રહે છે. કેટલાક શબ્દોનો તો તેમણે અતિરેકથી, ઉપયોગ કર્યો છે, ને તેમનાં અર્થગૌરવ મોળાં કર્યાં છે, 'લલિત,' 'સનાતન,' 'રસ' 'કાલુઘેલું,' 'બ્હીલું,' 'પ્રભુતા' 'પ્રાણ પૂજ્ય,' 'રસાક્ષર,' 'મધુરા–મધુરા,' 'અણોલઓલ' અને 'અડોલ ડોલે' જેવા પ્રયોગો કવચિત્ યોગ્ય સૂપયોગથી શોભી ઉઠ્યા છે, તો બહુધા તે અસ્થાને વપરાયા છે. તેમનામાં સુકુમારતા, મધુરતા ને ભક્તિભાવ છે પણ બીજા ભાવો તો બહુધા ઉપેક્ષિત જ રહ્યા છે. શ્રી. કવિ ન્હાનાલાલ કહે છે તેમ 'એમના ભાવનાં ઝરણ સૂક્ષ્મ છે, પરંતુ વિશાળ નથી; એમનો પ્રિય શબ્દ 'લગીર' છે, 'મહા' નથી, 'તેમના દર્શનની સંકુચિતતા ને એકવિધતા ઘણાને સાલે તેવી હોય છે. કારણ કે ઘણી વખત તો એક જ ભાવને ઘુંટી ઘુંટી વિવિધ સ્વરુપે રજુ કરે છે. એકંદરે તો વીરતા નહિ, પણ દીનતા અને આર્જવ જ તેમના હૃદયને વધુ આવરી લે છે.

વિચારોની પુનરૂક્તિ, પ્રાસયમકનો અતિરેક, અર્થ દુર્બોધતા, શબ્દાળુના અને અર્થ–ગૌરવની ઉણપ: તેમના કાવ્યોની ઉધાર બાજુના મુદ્દાઓ છે. ઉડ્ડયનનો થાક ને દ્રષ્ટિ મર્યાદા પણ જરા ખૂંચે તેવાં છે. વળી તેમના કાવ્યો અતિ ટુંકાં છે ને તેથી ચિંતનસમૃદ્ધિ કે ભાવોદ્રેક પણ વિરલ થઇ જાય છે. પણ 'કોકિલ' પાસે તો ટુંકાં મધુર ટહૂકાર, સાધારણ ઉડ્ડયન, ને મર્યાદિત દ્રષ્ટિ ઉપરાંત બીજું શું તમે માગી શકો ?

લલિતજી કવિ પ્રકીર્ણ ગદ્ય લેખો પણ લખ્યા છે. ને રેખાચિત્રકાર તથા વિવેચક થવાના ય પ્રયત્નો કર્યા છે. તેમણે જોયેલા સાહિત્યકારો મેં પૂર્વે ગણાવ્યા છેજ. ખબરદાર અને ગાંધી સંપ્રદાયના કેટલાયે પ્રતિભાશાળી લેખકોનાય પરિચયમાં તેઓ આવ્યા છે. તેમના ગદ્યલેખો પણ ઊર્મિભર્યા ય ટુંકા છે. તેમાં પણ શબ્દાળુતા ને અર્થ દુર્બોધતા તો હોય છેજ. તેમાં ચિંતનસમૃદ્ધિ અલ્પ ને અભ્યાસ આછેરો છે. 'કવિનો રસાત્મા,' 'રસાક્ષર કે સાક્ષર' 'કાલિદાસઃ એક રસરેખા' જેવા લેખો આ લક્ષણોની પ્રતીતિ કરાવે છે. એક જ મુદ્દાના સ્ફુરણથી કે એક જ ઊર્મિના અનુભવથી કાંઇ અભ્યાસપૂર્ણ લેખ તૈયાર ન થાય. તે લલિતજીએ લક્ષમાં રાખવું એઇએ.

જાહેર સમારંભોમાં ઊર્મિગીતો ગાતા ગાતા લલિતજી વિશદતા અર્થે પ્રવચન કરે છે, ત્યારે ખુબ ખુબ દીપી ઉઠે છે. તેમની પ્રવચન-વિવેચન કરવાની રીત પ્રશંસાપાત્ર છે, તેમાં નિખાલસતા, મધુરતા, આનન્દ અને સ્નેહીનાં આકર્ષણ જણાય છે. કોઇ સ્વજન જોડે જાણે કે સ્ફટિક શાં હૃદયથી પોતે વાત કરતા હોયની! આવી પદ્ધતિથી સંગીત-પટુ ને મંજીરાભક્ત, સમારંભોમાં ને સભાઓમાં સંપૂર્ણ વિજય મેળવે છે ને લોક-સમુદાય તેના કામણને વશ બની અધીન થાય છે.

આવા એ સૌરાષ્ટ્ર કોકિલ આજે પોતાને ૭૧ મેં વર્ષે પણ ટહૂકે છે. મંજીરા વગાડે છે, સભાઓ ગજવે છે ને લોક સંઘને વશીકરણ કરે છે એ શું ઓછું આશ્ચર્યજનક છે? અને એમનાં કાવ્યો કોકિલના ટહુકાર સમાં, સ્વયંભૂ, મૌલિક ને મનોહર છે. એ પુનરુક્તિ દોષ વ્હોરીને ય તમને પુનઃ જણાવું છું.

પત્ર ખૂબ લાંબો થયો છે. કંટાળો આવે તો મેં પૂર્વે કહેલો ઘી-કેળાંનો ઉપાય જરૂર અજમાવજો. મેં તો કરી જોયો છે. સરલા, પ્રમોદ, વિનુ સૌ મઝામાં હશે. તેમને તો આ પત્ર જરૂર ગમશે. એમ મને ખાત્રી છે. હવે તમને આવા લાંબા પત્રો નહિ લખું; કારણ કે તમારે પણ હવે ટર્મીનલ પરીક્ષા આવે છે ને? એજ.

જૂનાગઢ,
તા. ૫-૧૦-૩૯

સ્વ૦ પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી
એમ. એ. એલ એલ. બી. અધ્યાપક
એમ. એ. બી. એ. બહાઉદ્દીનકોલેજ.
જૂનાગઢવાસીના જયસચ્ચિદ્.

# ૧–પ્રભુ સ્તુતિ.

(છોકરાઓ ચાલો છાપ કાંઠે રમવા આજ રે–એ ગીતનો ઢાળ બીહાગની છાયા)

તું સહાય થજે! પ્રભુ!
હેતે, હંમેશાં અમને રે
દુઃખડાં કાપી,
સુખડાં આપી,
સન્મતિ દેજે, અમને રે!
સહુની પ્રભુ! કરિયે સેવા,
એવા લ્હાવ અમારે લેવા;
જીવતરમાં કરજે, સદાય,
આપે સવાયા: અમને રે!

સં. ૧૯૪૯ જેઠ વદિ ૧૩ સોમવાર, તા. ૧૨–૬–૧૮૯૩, જુનાગઢ

# ૨–ક્યાં છે મજા?

ક્યાં છે મજા! ક્યાં છે મજા! કહે તું; મુસાફર ખલ્કના!
દુનિયા મહીં, ક્યાં છે મજા? માની લઉં, શામાં મજા? ૧
છે ક્યાંય ખાણ ખુશાલીની, આ ખલ્કને કોઈ ખુણે?
દેખાડી દે જો હોય તો, ખોદી લઉં, ત્યાંથી મજા! ૨
આલમ સુણે, બ્હેરી. ન ગાણું, જ્ઞાનનું દરિયા તણું!
તે દુઃખ પોતાનું રડે તો માની લઉં શામાં મજા! ૩

રોવે, હસે, અસ્થિર ભૂત ! શોધે, ન શું ક્યાં સત્ય છે ?
દુઃખ ભાર લઇ મુંગી ફરે ધરતી ! લઉં શામા મજા ? ૪
ત્યાં આસમાને આભલાં જૂદાં જૂદાં કંઇ ચકચકે !
સમજે ન, કો, તેથી નિશ્વાસો, સૌ ભરે ! શામાં મજા ? ૫
દરિયા મહીં, ધરતી મહીં. ત્યાં, આસમાન મહીં ઉંડે;
કહે તખ્ત ખુશાલી તણું ! શું કામની પણ તે મજા ? ૬
છે ત્યાં ગયાં ભૂત તો હજારો, માણવા જ, અખુટ મજા !
સાથે લઇ પાછાં ફર્યાં: દીઠાં નહિ, તો ક્યાં મજા ? ૭
વર્ષા બીચારી ગર્ભિણી, સ્હેતી પ્રસૂતિવેદનાઃ
પછડાય ચીસો પાડતી, ને ગર્ભ જળરૂપે પડે !! ૮
થીજાય શીયાળા મહીં, સીઝાય ઉન્હાળા મહીં,
દુનિયા બધી એમ જ પીડાતી દેખું છું ! તો ક્યાં મજા ? ૯
ખણસુરતી આલમ તણી, હસતી ખીલે જે કારમીઃ
દેખું હું પણ કરમાય ક્ષણમાં ! માનું તો શામાં મજા ? ૧૦

૨

સુણવા, કહે અવલોકવા, કો વાંચવા, કોઈ કહેઃ
હું મ્હાવરો રાખું ઘણો ! તેમાં ન આવે પણ મજા ! ૧૧
આલમ તણી મેં ચોપડીનાં, ફેરવ્યાં પાનાં ઘણાં !
માલિકના ડહાપણ થકી સમજુ થયો ! પણ ના મજા ! ૧૨
હું ગાન દુનિયાનું સુણું ! અવલોકું સારી ખલ્કને !
જાણી લઉં છું ભેદ સઘળો, ત્હોય તેમાં ના મજા ! ૧૩
જીગર વિના, તનહા ફરૂં તેથી ન આવે રે મજા ?
આ છરક વીણ. રોતું ન માને દીલડું ક્યાંઇ મજા ! ૧૪
ઉડી ગયેલા નૂરથી ઝાંખો ફરૂં જન-મંડળે
ધારી ફકીરી હું પુકારૂં "નૂર ! ઓ ! મુજ નૂર ! ક્યાં ?" ૧૫
સુણે ન કો ? રડવું જુએ, ના, મુજ હાલત આલમે
દેખું જ તેને રડતી હું, તો દુનિયામાં ક્યાં મજા ? ૧૬

3

દુનિયાં મહીં ભાઈ ! નથી, ક્યાંયે નથી, કાંઇ મજા !
શ્રમગીનીનો ભંડાર આ છે! માનું તે શેમાં મજા ? ૧૭
આ જીંદગી છે જ્યાં સુધી, સ્હેવું બધું રે ત્યાં સુધી !
આ જીંદગી પૂરી થશે તો આવશે ઉંચી મજા ! ૧૮
સ્મરવાં ગયેલાં સ્નેહીને, રડવાં ગયેલાં સ્નેહીને,
ભગ્નાશ જીવિત મુજ એ છે! હાલ તો કહો તે મજા ! ૧૯
કહો તે મજા કે દંભ કે મૂર્ખાઇ, ડહાપણ જે ગમે,
અવસાન સુધી હૃદય, મુજ, તેમાં જ માની લે મજા ! ૨૦
અવસાન બાદ ઉડી જતાં, અકલિત અગમ્ય જ સ્થાનમાં,
આ ખલ્કમાં નથી ક્યાંય, એવી કરીશ ત્યાં સાચી મજા ! ૨૧
૧૮૯૬, રાજકોટ.

# 3—ચાલ, સખિ ! ઉડિયે !

( લાવણ્યમયી )

સખિ ? સહૃદયતાના ખરા ભેદ, સમજે જ્યાં ન કોઈ મૂઢ:
તે જડ જગમાં કદી ગમે કેમ વસવુંય ?
મ્હારાં સહુને ગણી, સરલ થઇ મળું ભળું સહુમાં કોડે:
સખિ ! ત્હોય, વ્હેમથી ભર્યાં, મને તરછોડે !
જે થયેલ મ્હારાં, ઉડયાં ! તેથી દિલફકીર તનહા ભમતો !
ડુબતા દિલનો કર સખિ ! ત્હેં જ તો પકડયો !
તુજ શુદ્ધ પ્રણયનું, પ્રિયે ! આચમન દઈ નૂર વળી ચળક્યું:
આ વિરક્ત મુખડે ફરી સ્મિત કંઇ ફરક્યું !
માટીનાં ઢેફાં જડે:
સોનાની રજ ચકચકે !

પણ સ્પર્શ થતાં તે ઉડે:
ભરભર થઈ નીચે પડે !
કંઈ પડ ઉખેળતાં અગમ્ય વિધિનાં સૂત્ર ગૂઢ ઉકેલ્યાં;
નવ ત્યાંય જડ્યાં કંઇ ઇષ્ટ સુખડાં ઘેલાં !
છબિ રમ્ય રસિક રવિ હૃદય–સૃષ્ટિની અવનિપટ પર પાડે
પણ પીછી ધ્રુજવી અનિલ લીસોટા રાખે !
ચંચળ વિધિની વાટિકા મહીં, આ ભમે નિત્ય ચંચલતા !
કરમાય, કુસુમડાં ખીલે રમે પળ ત્યાં; હા ?
દુનિયા ફાનીના ક્ષણિક જીવનમાં રંગ સીકર કંઇ ઊડે
સુખદુઃખની પ્યાલી પીતાં વિરહ પીડ સ્ફુરે !
પ્રિય સખિ ! રજસ્તમસાવૃત્ત પુતળાં રમે હસે, ને જીવે !
ત્રિવિધ તાપથી ફડફડી સુતાં સૌ ઊઠે !
અસ્થિર મન તેનાં ભમે,
વિધિ વ્હેમ થકી તે ભરે;
નવ હૃદય–ખેલ શીખવે;
સૌ વિરસ બીચારાં રહે !
એ ધૂર્ત વિધિના પેચ ચળકતા, અતિ તીક્ષ્ણ વળવાળા,
ભેસે, ખુંચે, કદી, નહીં, નીકળવાના ! હા ?
વીંટળાય પરિચય થકી પેચપર, રક્ત નીકળતાં સુધી !
લવણ્ય અડચે, બળતા રડે, જાય રડી સૂઈ !
સખિ ! અભેદને, સ્મરસિદ્ધ, અધમ સાધક કરી સિધ્ધિ સાધે !
એ ક્ષુદ્ર રીત ઉચ્ચ હૃદય ને કયમ છાજે ?
એ અજવાળાંના કીડા એમ ખદખદે સ્થૂલ વ્યવહારે !
અંધારામાં દગ દીન મીંચાઇ જાયે !
તિમિર તેજની સંધિ ક્ષિતિજે, પરવશ ભૂતડાં દીન નાચે !
અનુભવી શકે સત્વનું સ્વપ્ન કદી ના, તે !

પ્રતિકૂલતાથી તે ખીજે:
અનુકૂલતાથી તે રીઝે:
રીઝ ખીજમાં જીવે મરે,
મૃદુભાવ ન હોય જ હૃદે!
સખિ! ન હોય નિર્મિત સ્થાન આપણું અસાર આ સંસારે!
નહીં પ્રણય-અંશનો વાસ અન્ય સૃષ્ટિએ?
દઈ નિજ પિંજરાં બાળી, સુઈ, બીડી બાથ ચિતા શય્યામાં!
ભૂત ભભૂત ચોળિયે, ચાલ, પ્રણય-વેદીમાં;
અગણિત ગોળાપર થઈ, રચી, અદ્વૈત લોઢમાં ભળશું!
ત્યાં વિશ્વયંત્રની ચીસ દૂર સુણીશું!
રસ-નીતરેલો ભવ તજી, સરલતા સજી, ચાલ, સખિ! ઉડિયે!
આ અનંતતાના ઉદધિ મહીં રસ છણિયે!

૧૮૯૭ ઓક્ટો.

# ૪—અશ્રુ પ્રભાવ.

( સ્વામીજી શ્રીભગવાનદાસજીને ચરણે )

૧

વ્હાલાં કેરા દુઃખ શ્રવણથી, પીગળે હૈયું ભીનું:
વ્હાલાં કેરાં દુઃખ મનનથી. ભાન, તો, થાય તીનું;
એ ભાને તો, ભવઅટનનું કૈંક ભૂલાય વીત્યું.
ભૂલાવાના દૃઢ અનુભવે, કૈંક સ્ફુરે અચિંત્યું!

૨

વ્હાલાંનું એ ગજબ ગતિનું દુઃખ દારૂણ સુણી,
જુની વીતી સ્મરી શરીર આ કંપી ઉઠે છ ધ્રૂણી!

આક્રંદે, તો, દ્વિગુણ દુઃખમાં, આંખ દીસે છ ખૂની !
કિંતુ, અંતે, મૃદુ થઈ, દ્રવે, આંસુની ધાર ઉન્હી !

૩

નાહી લેજો, કંઈ ભીંજવજો, અંજલિયેય લેજો !
પોતા વીતી કહી, સ્વજનનાં દુઃખ ભૂલાવી દેજો !
લૂછાવંતાં સદય લુછજો સ્નેહીનાં આંસુડાંને !
આંસુડાનાં વિનિમય મહીં, જન્મસાફલ્ય, હા ! છે !

૪

પીડા પામી અરર ! કરવું; એય ઊંચી મજા છે !
વ્હાલાં ! રોવું સહન કરતાં; એય ઊંચી મજા છે !
રોતાં, રોતાં, મનની કથવી એય ઊંચી મજા છે !
અંકે સૂવું પાછી સ્વજનને: એય ઊંચી મજા છે !

૫

વ્હાલાં ! મ્હોટું મનુજ બળનું એજ છે કર્મ ઊંચું !
વ્હાલાં ! આવા મનુ જગતમાં એજ કર્તવ્ય ઊંચું !
વ્હાલાં ! વિશ્વે મનુ હૃદયનું એજ આતિથ્ય ઊંચું !
વ્હાલાં ! આવું મનુમનતણું આપ-લે-ભાન ઊંચું !

૬

ઊંડા ઊંડા કંઈ સમયના કીટ જે કોતરે છે !
તેના અંતે સ્વજનહીનની કોણ સંભાળ લેશે ?
આવી ઘેલી મનુમન કરે કોટિ શંકા સદાયે !
ને આંસુડાં અમૂલ અરપી કૈંક સંતોષ પામે !

સને ૧૮૯૭, લાઠી.

## ૫–સ્વર્ગીય સંગીત.

સ્વર્ગીય સંગીત રમ્ય મચ્યું ! વાહ !
મધુર મંજુલ સૂર ભર્યું ! વાહ !
ખરજ પંચમ ટીપ તણા સૂર, છેડે દર્દુર મયૂર કોકિલા;
ઝરમર ઝરમર પ્લુત સમરવમાં, વ્યાપી ઓર ધ્વનિ અનહદ
રહે: વાહ !
સૃષ્ટિ તણા સૌંદર્ય કુંજ મહીં બજે દૂર કંઇ અગમ્ય બંસી !
વાયુ-નચાવ્યાં રસ પડદાની; ઘૂઘરીઓ ધમકીજ રહી ! વાહ !
અનંતતાના પડદા પાછળ, વિધિ-તણલચીના કર આગળ,
ગૂઢ તાલથી મૃદંગ ચંચળ, ચેતવતું ગાજીજ રહે ! વાહ !
ભિન્ન પ્રવેશે, ભિન્ન વેશધર, રૂપાઠ, ભજવે, પુતળાં વિધિવશા!
એજ સરલતા સાહૃદયતાની, આ સંગીતમાં બજી રહી ! વાહ !

૧૮૯૮, ગોંડળ.

## ૬–અનંત કુદડી.

વ્હાલાં ! રમિયે, ઉમંગે, ફરતાં કુદડી અનંત !
શીતળ નિર્મળ શ્વેત નયનહર–
શાંત ચળકતી ચાંદની સુખકર–
જામી રહી કેવી રમ્ય !
ખાનપાન અમીનું કરી લલિત ભવ્ય લ્યો લ્હાવ !
મીઠી આજની રાતડી કડવી આવતી કાલ !
લૂખા દિવસની રાત જ લીસી:
ઉંડા નયનની આંસુની લીસી:

લૂછતાં લઇ અનુકમ્પ !
સ્કન્ધે સ્વજનને વિશ્રમ્ભને સ્થળ,
ભૂલી જઇ ગત વાતડી પળપળ,
ગળતાં મહીં ભૂજ બંધ !
સ્નેહ–ધરી સુરખી ભરી પર ફરતાં દૃગ દ્વંદ્વ !
દેખે રસ-બ્રહ્માંડમાં પ્રિયજનમય કંઇ રંગ !
એ રંગમાં રસબોળ રહીને,
ગુપ્ત કળા નિરખી પ્રિયજનને,
સૂચવતાં કંઇ મર્મ !

૧૮૯૮, ગોંડળ.

## ૭–કોકિલાને આશ્વાસન.

( હરિણીવૃત્ત )

૧

વિરહ વનના શોકાગ્નેથી, "ટહૂક !" થયું ન શું ?
મૃદુ હૃદયની પીડાવાળું, હતું, ગીત એ ન શું ?
કુપિત જનની ઉન્હી જ્વાળા ભર્યું હતું એ ન શું ?
કરૂણ રસની તેમાં ઊંડી હતી પ્રતિભા ન શું ?

૨

પ્રણુય-કલહે, તછોડેલી, વૃથા, કંઈ સ્વપ્નમાં,
ચકિત, ચમકી, બ્હીલી બાલા દિસેછ ટહૂકતાં:
ન તું ચમકજે; ભીરૂ ચારૂ ! ન રોષ તું રાખજે:
રડી રડી સખિ ! દૂભાતાં તું ન ચંચુ સુઝાવજે !

૩

સરસ શું મજા, મીઠી મુગ્ધે ! ન આમ્લ રસે પડી ?
મધુર ટહૂકા કીધા, ખાતાં, ન, આમ્રની મંજરી ?

કંઈ રમતમાં ડાળે ડાળે કૂદ્યાં ન શુઃ કૂજતાં ?
સુખ સમીરને બાકી શ્યામે ! શું રાખ્યું નીચોવતાં ?

૪

નિરખી ધનને શીખ્માં તે આ રસાબ્ધિથી આવતાં·
સુખદ શિખરે કેકી નાચે ભલે કંઈ આશમાં:
કંઈ પગ પછી હાશું પાછાં રમી રસ વૃષ્ટિમાંઃ
પુલકી ઉડતાં લીલી લીલા ગજાવશું કૂજતાં !

૫

અમૃત ઘડી, જે સંયોગીને સુખે વિકસાવતી–
વિષમય જ એ વિયોગીને દુઃખે કરમાવતીઃ
અકળ નિયમે બંધાયેલાં છુટી ન શકે જરીઃ
સમય વિકૃતિ થાતાં સુખી બધું સહવું: સખિ !

સને ૧૮૯૮, લાઠી.

## ૮—સખિનો માતૃવિરહ.

૧

માળી ન, મીટ, ત્યાં, બોલા બાળી પડી, પ્રિય વ્હાલવરી !
રડી, ન, ડસકી ના, મુંગી, હૈં, કળી, સમજી શકી !
સુખ ગરીબડે રોવા જેવે ઘુંટે નિજ શ્વાસને !
શમ શમી રહી શાણી શ્યામા સમાઇ જતી ઉરે !

૨

જનની-મરણે, વ્હાલી ઘેલી દુઃખે ગભરાય હૈં !
વદન કુમળે મ્હારી મુગ્ધા તણે અટકાય હૈં !

ઘડી ઘડી મુખે ઊંડા ભાવો છવાય ભુંસાય કૈં !
    તરૂણી તડફે વ્હીલી વામા કરૂણ રસે ભરી !

૩

અવધિ ! અવધિ ! સૂઝે કૈં ના ! સહ્યું કંઈ જાય ના !
પ્રિય દિલ રૂચ્યાં માર્યા મીઠી લગાડી વળી જતાં !
સ્મિત–અમી ભર્યાં વ્હાલાં મોંઘાં જતાં પ્રભુ–ધામમાં !
સમય–શરણે, વ્હાલાં ! સ્હેવું અમોલ રહ્યા સદા !

૪

ન, ભયવશ, થા, ભોળી ભામા ! ન, રંક, તું, જા બની !
    દુઃખ-શર ઝીલે, આવે વ્હાને, જ ટક્કર એવડી !
ઉર સુઇ રહે; વ્હાલી માળા ! કળી તુજ વાંછના,
    સઘળી પૂરતાં લ્હાવા લ્હાણાં ન માણશું એકલાં !

૫

હૃદય દીનને સ્વીકાર્યાં ત્હેં પ્રિયે ! દિલ દાઝતે;
    સુખી, તું, કરવા, યોજે, હેતે. અનેક ઉપાયને !
શરણ હીનની સેવાની તે વધાવી પરંપરા !
    જનની–જીવને તારી સંગે ઉભો તુજ ભક્ત આ !

૬

ગભરૂ ગીતડે ભોળાં વ્હાલાં ગળે ત્યમ ક્રીડશું:
    પ્રણય છણતાં પાશું પીશું રસાયન સૌખ્યનું;
જીવિત ધરશે ફુલી ફાલી લીલા વિભુ વ્હાલની;
    સ્મિત લઇ દઈ સ્હાશું મીઠી અનંત મુસાફરી !

૧૮૯૯, જુનાગઢ.

# ૯—મ્હારા મયૂરને (કલાપીજીને)

ગઝલ.

( ગેહા થયો ખતા મહીં; ખતા નહિં જતી; કલાપીની એ
ગઝલના રાહે )

૧

પીડા તણી પરંપરા માંહે પડી રહેવું !
મુંગે મુખે આવી પડ્યું સ્હેજે સહી રહેવું !
આનંદમાં વાતું ન વ્હાણું કાં કદી વ્હાલું ?
તાપે ત્રિવિધ સૂતાં સદા ઉડતાં બળી રહેવું
શાને વિધિ શીખાવતો વ્હાલું અને સ્હાલું ?
છાજે ન એ સુખ સ્વર્ગનું એને લખ્યું રહેવું !

૨

તું યે તજી અંતે ઉડયો ! વ્હાલા મયૂર ! બાપુ !
વ્હાલાં પીડે વિયોગથી એ યે સહી રહેવું !
ગભરૂ જીગરમાં તું રમ્યો ! મ્હારા મયૂર ! બાપુ !
ખાળી ગયો રાખી જ તો, સ્હેજે સહી રહેવું !
ઉડયો કયા ત્રાસે, અમે ત્હારાં છતાં ! બાપુ ?
ભૂલ્યો હથેળીમાં ચૂમ્યો ! એ તો સહી રહેવું !

૩

જેને ગણ્યું રસ નીતરેલું એ જગત તજવી,
સાથે મને પાંખે પુરી ધાર્યું ન કાં લેવું ?
ત્હેં લૂટના લ્હાણાં મજાની જે કર્યાં, બાપુ !
કારી જખમ તેમાં સહ્યા તે તો ગણી રહેવું ?
ઉંડું હતું તુજ દર્દ દોરંગી જગત કેરૂં !
છતાં તુજ રેવી દિલ રહેમ: એ સ્મરી રહેવું !

૪

ત્હેં ઝેર ઉતારી ધર્યાં જગનાં; અરે ! બાપુ ?
એથી શું કંઇ એકાંતમાં ધાર્યું જતું રહેવું ?

બન્દો ખુદાનો, ઇશ્કનો, તું, ઓલીયો; બાપુ !
કેકા થકી મંત્રો સર્યા, તે તો જપી રહેવું !
નાચ્યો કલા પૂરી ફુલાવી ડોક પચરંગી !
આંસું સર્યાં કલગી નમી એ ગૂઢ છે રહેવું !

૫

ભૈરવ તણા તાંડવ તણા ભણકાર લીસોટા
રહેતાં ભુંસાશેઃ એય વ્હેણું; તો સહી રહેવું !
જૂદી જહાંનો તું ફીરસ્તો ખોળીયું બદલી,
આવી ઉડયો ઝળકાવી પાંખો; જોવું ને રહેવું !
વ્હેતા વ્રણોની વેદના વસમીજ તેં વેઠી;
ગાયાં છતાં દિલના જ ગીતડાંઃ એ સ્મરી રહેવું !

૬

માની મજા જ્યાં ત્હેં કવિતા કોતરૂં ત્યાંની !
ધોશેજ આંસુ ત્હોય તે જગમાં લખી રહેવું ?
ત્હારૂં હૃદય ત્હારૂં સ્વરૂપ, ત્હારી કૃતિને તું;
કૈં જે હતું; ન્હોતું થયું; તે તો સહી લેવું !
આવ્યો પ્રભુનો માનીતો તે તો હવે જાણ્યું !
ત્હારી પ્રભુના ઝીલનારાં યે ઝમી રહેશું !

૭

તૃપ્તિ તથા મુકિત ધરી વાઢ્યો સદા વિશ્વે !
તુંને સદાય અનંતતામાં કાપતા રહેવું !
માળા અમારે આંસુની અર્પી સદા રહેવું !
પીતાં પ્રસાદી ત્હેં હવી જંપી જરા રહેવું !
શિવમય થજે તું સાંત શકિતને સૂતાં અંકે !
એવું હવે વિદ્રૂપને ઇચ્છી સદા રહેવું !

સને ૧૯૦૦ જાન્ત, ચૂડા.

# ૧૦—બ્હેનને મંગળમાળા.

( મરાઠી સાખી )

૧

માતૃજ્યોતિની જ્વલંત જ્વાલા ! મહિયરની યોગમાયા !
કૌમારની મનભર મૂર્તિ અમ ! દુઃખભંજન કુલ દુહિતા !
ભગિની ! તુજ ભાવભર્યા બોલે, વીર તુજ વિક્રમ સમ ડોલે !

૨

લલિત, લાડિલી, અમીરસીલી, બાલા બાંધવવેલી !
વત્સલતાથી છલકાતા, એ ઉરસરવર ઉછરેલી–
બ્હેનાં ! સરલ સૌમ્ય રહેજે: જીવિતનો મોહન મંત્રજ એ !

૩

અમર વેલડી ! કુલ જીવન વ્રત ધરી, તપસ્વિની બનજે:
જગત કુટુમ્બે, જીવ-કુલમાં, ફળફૂલ સુકૃતિનાં ધરજે:
સુહવજે હો ! સંસાર સદા, ખીલવજે ગૃહની સુંદરતા !

૪

દેશ-નંદિની ! ગૃહમંદિરની લક્ષ્મી વંદ્ય બની રહેજે:
આત્મ-કમળનાં કોમળ સુવાસ પ્રકાશ હો રેલવજે:
ધરજે, બ્હેન સુભાગ્યવતી ! જનની વ્રત કલ્યાણ કરી !

૫

પ્રાણ-લગ્નની યોગ-લીલામાં જીવિત-ધન્યતા પામો !
ગૃહ-આંગણને ધર્મ-તીર્થ, પ્રભુને પગલે જ બનાવો !
વિહરજો દેવસમ દમ્પતી ! જગતની ધપાવજો પ્રગતિ !

ઇ. સ. ૧૯૦૦ જૂનાગઢ.

# ૧૧-મૃગલીને.

(હરિણીવૃત્ત)

૧

ધીકી રહી ધરા, ઉંચે નીચેઃ તપે રવિ તીવ્ર એ;
બળબળતી લૂ, ચારે પાસે, રહે વરસી ભવે;
વિજન રણુની ઉન્હી રેતી ઉડે કરી અંધ દે;
લખ લખ કરી લ્હાતી જ્વાલા ફરી વળતી બધે;

૨

તડપી ફફડી. રૂંધાતાં, તો, ન ભાન કશું રહે;
ધ્રીકર ફડકે, આ હૈયાંને, વિરામ ન કૈં વળે;
વિરહ-દવમાં હોમાયેલી. સખી, બળતી હશેઃ
મુજ અધમની ચિંતાથી, એ ઉભી સળગી જશે!

૩

તૃણ જળ ઠરી સૂતેલીને, તૃષાર્ત, દઈ સુવા,
મૃગજળ પીવા જાતાં, હાર્યો, પડી વિખુટાં ગયાં;
મધુર મૃગલી, મ્હારી, સ્હેતાં અચાનક આ બધું.
તરફડી સીઝી રહેતાં, થાશે શું ભસ્મનું પુતળું?

૪

પ્રિય વિરહિણી! મ્હાંજે શાંતિ, તને મળું ત્યાં સુધીઃ
તલસી ટટળી સોસાજેમાં, દુઃખે મુજ ઘેલડી!
સતત સુખના લ્હાવા લેવા કચાવું ઘડી ન કાં?
અવનતિ સહી લેવી, શાણી! ન ઉન્નતિ માટ કાં?

૫

બળી વિરહમાં જાશું, લ્હોયે, હુતાશનનાં હવિ,
જન જગતની કૈં કૈં સેવા જશું કરતાંઃ સખિ!
યુગતણી લીલા લીલી થાતી જશે રસથી ભરીઃ
ભવ મહીં ખુળી ખીલી રહેશે અનંત વસંતની!

૧૯૦૧, પાલણપુર.

# ૧૨–જય સરસ્વતી !

( ભૈરવી )

૧

જય સરસ્વતી !
સુકુમાર નન્દિની !
મલકતી મનસ્વિની !
ઉર-સર–વિલાસિની !

૨

વિરલ સરલ રસતરંગ સમ, અમ, હો સ્વચ્છન્દ વિહાર !
તુજ કૌમાર કળાયલ સમ હો ભાવ–જીવન–સંસાર !

૩

જય સરસ્વતી !
પ્રતિભા જગાવતી;
અમીરસ ઉછળાવતી;
સુર–વેણુ ગાજતી !

૪

દેવ–પુત્રી ! સંજીવની ઉષ્મા ! જ્યોતિ ! આત્મ--ઉજાળ !
પ્રાણ--પ્રેરણા પ્રણય પ્રચારક વિબુધ ભકત તુજ થાવ !

૫

જય સરસ્વતી !
મલકાવી મ્હાલતી !
ઉમંગ આશ સીંચતી !
પ્રભુ–પન્થ દાખતી !

૧૯૦૩, ગોંડળ

# ૧૩—હરિણીને.

( હરિણીવૃત્ત )

૧

કંવલ મીઠડા, ઉઠે હૈયે, ભરે કંઇ જોડલાં:
પ્રણય-રસના, ઘેલાં હેતે ભરે કંઈ ઘૂંટડા;
સુખદ પાણમાં, ભૂલી કૈં કૈં, રમે હસતાં વને:
પ્રતિકૂલ વિધિ! તેને બાપુ! હવે, ન, સતાવજે!

૨

રડ, ન રડ, તું, વ્હાલી વસ્તુ! પીડા કંઈ પામતાં;
ઢળી, ન પડ, તું; નીચે, નીચે ગણું લચકાવમાં:
'પ્રિય! મરૂં છું: હા!' ના કલ્યાણી! ન, એ સખિ! બોલમાં!
મૃદુ હૃદયમાં, વેધી વાકયે, ચીરા, વળી, પાડમાં!

૩

ગત સ્વજનનાં ઓછા બોલો, દુભાયલ મુખનં,
કંઇ કંઈ સુણી, આ હૈયાને ઝડેપડ, છે જડયો;
પણ કંઇ શમ્યા, તારા સૌખ્યે, બણો તું ઉવેળ માં;
દુઃખદ શરદી વ્હાલી! એવું વડી વળી લાવ માં!

૪

મુંજ જીવિતની મોંઘી આશા, ભવે, સખિ! એક તું;
અજબ નૂર કંઈ આ આંખોનું, પ્રિયે! મુજ એક તું!
બળું બળું થતા આ હૈયાને સુધાસમ લેપ તું!
અકલ "किमपि द्रव्यं" વ્હાલી! ગરીબનું એક તું!

૫

મધુર લહરી વ્હાણુંની, તું, સુગંધી સમીરની!
પ્રિયજન અલી મીઠી નિદ્રા! ગુલાબ કળી સમી!
સહૃદય સહુ! આવો; લાવો, રસાયન કૈં થકી—
મુજ હરિણીને ફીકકે ચ્હેરે, રતાશની રોશની!

૬

મુજ હરિણી, જો મ્હારી સ્હામે, મીટમીટ માંડશે;
અમ પ્રથમશાં હેપે હૈયાં, સચેતન હિંચશે;
કંઇક ભૂલતાં, ભોળે ભાવે, કૃતજ્ઞ જ તો થશું,
સદય સહુને સેવીશું હો! સજોડ સુહાવીશું!

૧૯૦૩ જુનાગઢ.

## ૧૪—ભક્ત-વીર નરસૈયાને વન્દન.

("હોઉ કાંઇ કદમવાળી છૈયાં"! એ પદની ધૂન).

નમું, નેહે, તને: નરસૈયા!
પ્રેમ ભક્તિ નચાવે થથૈયા હો!
સ્મરૂં સ્નેહે તને: નરસૈયા!
જૂદું જગતથી તાન જગાવ્યું—
તમ્બૂરમાં: રસ-છૈયા! હો!
નમું નેહે તને: નરસૈયા!
સાધી ત્હેં આનંદ-વિષ્ણુની—
શાંતિ—લક્ષ્મી મૈયા: હો!
નમું નેહે તને: નરસૈયા!
વ્હાલનું વ્હાણું હૈયે વાતાં,
રેલવ્યા રમ્ય રવૈયા: હો!
નમું નેહે તને: નરસૈયા!
યોગલીલા શ્રીકૃષ્ણની કૂજી.
તેં તો સુરાષ્ટ્ર—બપૈયા: હો!
નમું નેહે તને: નરસૈયા!
આચાર ને વિચારની એકતા,

પ્રેરી ત્હેં; મહાનિર્ભય ભૈયા! હો!
નમું નેહે તને: નરસૈયા!

૧૯૦૩, જુનાગઢ

# ૧૫—મઢૂલી.

મઢૂલી મજાની પેલે તીર!
સંતો વ્હાલાં!
અનેરી અમારી* એ લગીર!
વૃક્ષો વેલડીઓવાળાં, કુમળાં ફળફૂલ રસાળાં,
લઈ જાઓ લ્હાણાં એ લગીર!
મનની કંઈ મોજ મજાઓ, રસિયાં ઉરનો કંઈ લ્હાવો;
લેવાને આવજો લગીર!
સ્હામે સંસારી વિલસે, વચ્ચે જીવન-સરિતા વહે:
રેલવિયે ત્યાં રસ રંગ લગીર!
ઉડવાય સફર સહિયારી, સુખ દુઃખની કન્થા ધારી,
આનન્દ ઔર એ લગીર!
લગની: સ્હેવા સ્હાવાની, ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તે આવજો લગીર!

૧૯૦૪ ગોંડળ.

# ૧૬—જન્મભૂમિનું જયમંગલ.

જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે!
રઘુવીર સમ વિરલ વીર! ભારતી સુભટ સુધીર!
ઉર-સમુદ્રને, હિમાલયે, ઉછાળિયે!
જનની-અંક ઝૂલિયે! ઝનૂની રંગ ઝીલિયે!
આત્મ-બળ ઉજાસથી, બધું ઉજાળિયે!

સત્ય અર્થ સજી થાઓ! વિજય વાવટો ઉડાઓ!
વીર ધર્મથી, ધરા, સદા, ધ્રૂજાવિયે!
"સત્વથી સચવાય સ્વત્વ!" સમજી, એ થઈ પ્રવૃત્ત,
ઘૂમિયે, ઝઝૂમી, જંગ તો મચાવિયે!
ભૂતલ ફોડી ફેડિયે! ઊંડી જડો ઉખેડિયે!
દ્વારને દમામ, દેશને, જમાવીયે?
પરિસ્થિતિ પલટાવિયે? પ્રવૃત્તિચક્ર ચોજિયે?
જાતને સ્વદેશ કાજ, કાં, ન, હોમિયે?
માતુ દીન દુભાય છે? સપુત? પીડા પીછાનિયે?
દૂધ દીપાવિયે? ઉમંગને વધાવિયે?
દેશ સેવના સ્વધર્મ? અન્ય ન કર્તવ્ય કર્મ?
અભયથી બધુંય પ્રભુમય પ્રમાણિયે!

તા. ૪-૮-૧૯૦૪, ગોંડળ.

# ૧૭—અમે દેશના બાળ.

( લાવણી )

૧

અમે દેશના બાળ (૨) રંકના રત્ન આશ-આધાર!
જન્મભૂમિનાં લાડ પાળવા, ધર્યો અમે અવતાર!

૨

વસુંધરાના રત્ન (૨) રસાતલ ફોડી ગગન રમનાર!
ચેતન રસ-ગંગાનાં ભરિયે: જગત ધરે ચમકાર!

૩

દેવચરિત અમ સત્ય (૨) સનાતન થકી ન ડગમગનાર!
વર્તન વૃત્તિ વિચાર એક અમ દેશ ભક્તિનો સાર!

૪

અમે બાળગોપાળ (૨) દેશના લડાક ને વાચાળ !
રંક માતના રત્ન રખડતાં ! કોણ અડે અમ વાળ ?

૫

દિલ વસનારા દેવ (૨) અમારા રાત દિવસ રખવાળ !
દેશ અર્થ અમ કસે કાય, એ, કચ્છબધ્ધ વિકરાળ !

૬

એ કાયાના દેવ (૨) જગવશે દેશ જીવન ઝંકાર !
દુઃખે દુર્બલ ત્યમ દૃઢ બનશું અમે જ તારણહાર !
સને ૧૯૦૪ ગોંડળ.

## ૧૮–કૂચ કદમ.

( ઇંગલીશટ્યુન )

૧

બંધુઓ ! કૂચ કદમ ઉઠાવ !
ઉમંગે દમબદમ મીલાવ !
મેદાને દમામથી ચલાવ !
વિજય હિંદ જનનીનો ઘુમો ગજવો !

૨

મગતાની દેશ બાળકો !
મર્દોની શૂર સૌ થજો !
મૈયાનું દૂધ દીપાવજો !
અમર બાળ ! સરલ ધર્મ એ ધરજો !

૩

ઝુંડાઓ સત્યના ઝૂકાવ !
ડંકાએ બંધુના બજાવ !
બંદાઓ! દેશભક્ત થાવ !
જનની હિંદ, જનકદેવને સ્મરજો !

તા. ૨૫-૪-૧૯૦૫, ગોંડળ.

## ૧૯—આજનો આનન્દ.

( સોરઠ રાગિણી )

અહોહો ! આજ ઘણો આનન્દ-
લીલા ભરી લહરી સમ વિહરંત !
પ્રભુ ! એ નિભાવજોજી અખંડ !
ગઇ કાલ તે કાલ આવતી !
આજ, એકની એક !
ધન્ય: સમય હો જે પળ મળિયે-
આપણ એક અનેક !
અહોહો ! આજ ઘણો આનન્દ !
સ્વજન-શરણમાં, અંતર ગુંજે:
નાચે નટવર પ્રાણ !
ડોલે ને બોલે કંઇ ગેબી:
કરી મધુરાં નિજ દાન !
અહોહો ! આજ ઘણો આનન્દ !
ઝીલિયે હો ચાલો આત્માનાં-
સુંદર તેજ સુગંધ !

રસ લીલાં ફુલડાં સમ ઝૂલિયે !
વિભુ-ઉર લલિત વસંત !
અહોહો ! આજ ઘણો આનંદ !

૧૯૦૪ ગોંડલ.

## ૨૦—આશાનું સ્થાન.

(મરાઠી સાકી)

૧

મીઠડું મહિયર મેલીને પરને પ્રિય કરવાનું:
સ્વાર્પણ ને સ્વાશ્રયનું જીવન જીવતાં મુખ મલકાતું;
ઉમળકે ઉમંગ ધરી, સેવે સુન્દરી સ્નેહ ભરી !

૨

એવી ગુણિયલ ગૃહદેવીને પશુસમ પિંજર પૂરે:
નરની અવગણનાથી નારી મુંગા મોંરે ઝૂરે:
જનનીને આવાં દુઃખડાં, સંતતીને શાનાં સુખડાં ?

૩

બળબળતા હૈયામાં દુધ ઉદ્દીપક આવે ક્યાંથી ?
વીર બાલ બાલા દુધમલ અવતરે હિંદમાં ક્યાંથી ?
દુઃખી જનનીના જાયા, ક્યાંથી બને રાવરાયા ?

૪

સ્મિત ભરી સહુચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે:
અંતરનાં કંઇ હેત અનેરાં ઉર છલોછલ ભરશે:
ત્યારે અમી ઝમશે: શાંતિમાં દુઃખડાં શમશે !

૫

સજાત જોડાં જાત ભોગથી પર હિતમાં પરવરશે:
અડગ ધૈર્યને શૌર્ય ભર્યાં સંતાન હિન્દમાં સરશે;
ત્યારે દેવો અવતરશે વિરલા નરવીર તરવરશે ?

૬

પોતાનાં પ્રિય દેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે:
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે:
ત્યારે પ્રભુતા સંચરશે સ્વર્ગસમ સુંદર હિન્દ થશે !

૭

હિન્દજનો અર્ણવ ઘુઘવશે ને બ્રહ્માંડ નચવશે:
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે;
એવું ઐક્ય થશે; એવી 'લલિત' લીલા ખીલશે !

૧૯૦૪ ગોંડળ.

## ૨૧–સતી સીમંતિનીને.

( હરિણીવૃત્ત )

૧

લલિત લહરી ધીરી ધીરી સુધીર સમીરની:
હસતી હસતી મીઠું મીઠું કહી ગઈ કૈં જરી;
રમતીલી જુએ પાછું પાંખો વિશેષ પ્રસારતી:
કુદરત તણી સામગ્રીને વિશેષ ઉજાળતી !

૨

મયૂર પુલકે ને કોકિલા ઉડે શુક સારિકા:
કંઇ કુલડિયાં પન્થે વેરે પવિત્ર પ્રયાણના;
મહિયર જતાં સીમંતિની સતી પ્રિય લાડિલી;
પ્રિયજન તણી આવી દીસે ઉંડી મીઠી લાગણી !

૩

ઝુલતી ઝુલતી ધીરાં ધીરાં સતી ડગલાં ભરે:
પ્રિય પ્રણયનાં મોતીડાંની વધામણીને નમે;
મુખ ન મલકે, આંખો ઢાળે હસાવી હસે નહિ.
મનભર સખી સ્કન્ધે સ્તંભી કળાયલ ડોલતી !

૪

કુમળી કળીશી જે ગૌરીએ ધરી લીલી ઓઢણી,
પ્રણય-પગલે મારી સંગે જ સપ્તપદી ફરી.
નમણી નમણે જે મુગ્ધાની નમી મુખ પાંદડી,
અજબ પુતળી એની એ આ સુહાય સીમંતિની !

૫

સ્વરૂપ જુજવે, કલ્યાણી ! તું કરે મુજ સેવના:
સખિ ! સહચરી ! ઓછી ઓછી છતાં થતી તું સદા;
પદ કુમકુમે આવ્યા ત્હારે જ ઉજવળ દિન આ;
ભગવતી સતી ! પુણ્યે ત્હારે જ સામ્બપદે ચ્હડ્યાં !

૧૯૦૪, ગોંડળ.

## ૨૨—ગૃહદેવીનાં દર્શન.

( કાલીંગડાની ધુન )

૧

જય ! જય ! ગુણવતી ગૃહદેવી !
ગૃહદેવી: અહોહો ! ઉરદેવી !
અધમીંચેલી આંખડલી તુજ,
પ્રણય-રસે છલકેલી !
અહોહો ! માનસ સરવર જેવી !

૨

હસતા કંઇ હલતા હોઠે તુજ,
અંતર તૃપ્તિ ઠરેલી;
અહોહો ! મૌક્તિકમાળા જેવી !

૩

નમણે મુગ્ધ મધુરે મુખડે,
ઓછી ઓછી બનેલી;
અહોહો ! ચારૂ ચંદની જેવી !

૪

વીર બટુક બાલાની જનની,
સૌભાગ્યથી મળેલી,
અહોહો ! વ્હાલપ વેલી જેવી !

૫

દેશોદયની ઉષા સમી તું,
અજબ દીપે અલબેલી;
અહોહો ! જીવન-ઉષ્મા જેવી !

૧૯૦૪, ગોંડળ.

## ૨૩–જય ભગવંત !

( ઉઠી, મન, જા, જગબંધન તોડી, પીલુ–એ ધૂન )

ભલું કરજો સઉનું; ભગવંત !
સારથી અમ સંસાર તણા છો;
જીવન-મર્મ જગાવી, ધપાવો !

તમ રખવાળાં, ભકત પ્રજાને;
તારણહાર ! ભવાબ્ધિ તરાવો !
સત્-જંગે પ્રભુ ! રંગ રખાવો,
સ્વાર્પણના વીર લ્હાવ અપાવો !
સ્વતંત્ર રહિયે તમ પૃથ્વી પર:
કુદરતના શૃંગાર બનાવો !
મનુ-જીવતરની મહાસાર્થકતા,
જન્મ સમી સુકુમાર સુહાવો !

તા. ૧૭-૧૧-૧૯૦૪ ગુરૂવાર, ગોંડળ.

## ૨૪-રસિક રમણી.

૧

રજકણમાંથી રત્ન બનાવે રસિક ચતુર રમણી,
ધન્ય ! ગૃહિણી જે કરે જીવનની સરલ રહેણી કરણી;
અહો ! એ રસિક ચતુર રમણી !

૨

મનહર વશકરણી હસમુખી ફરફરતી હરિણી:
પ્રણય-ચેતને કરે મહૂલી વીજળી સમી ઉજાળી;
અહો ! એ રસિક ચતુર રમણી !

૩

રંક પતિનું રળતર લક્ષ ગણું ગૃહિણી ગણતી,
રસાયણી પંચામૃત કરતી સ્પર્શ થકી રસીલી !
અહો ! એ રસિક ચતુર રમણી !

૪

જનની ભગિનીના ભાન સ્મરાવે અજબ અમી ઝરણી:
હર મ્હાને હૈયાને હળવું કરે રમુજી રમણી;
અહો ! એ રસિક ચતુર રમણી !

૧૯૦૫, ગોંડળ.

## ૨૫–વસમી વિદાય.

( ધન્યાશ્રી )

વસમી એક વિદાય:
વ્હાલાંની વસમી એક વિદાય !
પ્રેમ અને પરિચય વધતાં. તો,
વિરહ સહી ન શકાય;
વ્હાલાંની વસમી એક વિદાય !
ઉભરાતા ઉપકારો ઉછળે;
ભીનાં હૈયાં ભરાય;
વ્હાલાંની વસમી એક વિદાય !
મન માન્યાં વ્હાલાંની વ્હાલપ–
પળ પણ નવ વિસરાય !
વ્હાલાંની વસમી એક વિદાય !
ઓછાને અધુરા કંઈ ભાવે,
સ્વજન કર્યાં શું થાય ?
વ્હાલાંની વસમી એક વિદાય !
દિલના દેવ સમાં વ્હાલાંને,
આંસુ અર્પી રહેવાય !
વ્હાલાંની વસમી એક વિદાય !

૧૯૦૫, ગોંડળ.

# ૨૬—અમે તો વસુન્ધરાના વીર.

( ભૈરવી )

અમે તો વસુન્ધરાના વીર !
અમારો ધર્મઃ થવું રણધીર !
અમે તો વસુન્ધરાના વીર !

લાડઘેલી જનનીના જાયા !
લાડકવાયા લગીર !
શિરછત્ર વત્સલ વિભુવરના–
અમે કુમાર સગીર !
અમે તો વસુન્ધરાના વીર !

ત્રિવિધ તાપથી સિદ્ધ અમારાં–
ઉદ્દીપક ઉર-વીર !
આત્મ-ઉજાસ ભર્યાં આશા બળ–
ઘુઘવે અમ ગંભીર !
અમે તો વસુધરાના વીર !

મ્લાન પ્રાણને પ્રફુલ્લ કરિયેઃ
બનાવિયે નરવીર !
લહરીમય ઉછળી વિહરિયે,
બની સ્થિર ધીર સમીર !
અમે તો વસુન્ધરાના વીર !

૧૯૦૫, ગોંડળ.

# ૨૭—સન્તન.

( કાયા રે કયસે રોઇ, તજ દીનો પ્રાન;
કબીરજીની એ ભજન ધૂન )

સંતન મનભરિયાં મળજો રે, અન્તરને મંદિર !
નિરંતર, અંતરને મંદિર !
મોહ—મેઘલી મ્હાંય, શોચને બળબળતે બપોર; નિરંતર !
ઉજ્વલ એ ચન્દનીના જેવાં;
મીઠાં મ્હેરામણસમ જન મળજો રે—
અંતરને મંદિર !
આજકાલની અજબ ધૂનમાં, ઘોર દોરને ખેલ; નિરંતર !
નેહભર્યાં નન્દનના જેવાં;
સાચાં સજ્જન હો આવી મળજો રે—
અંતરને મંદિર !
માયાવી કાયાની કફની પ્રકટે પ્રભુ—અવતાર; નિરંતર !
આત્મ—દાનવીર જગ અજવાળે:
એવાં મહાજન મોંઘેરાં મળજો રે—
અંતરને મંદિર !
જગમાં પ્રભુ--આદેશ જગાવી બને માનવી દેવ; નિરંતર !
કુમકુમને પગલે પાવનકર,
એવાં પ્રભુજન હો અમને મળજો રે—
અંતરને મંદિર !
આત્મ-ઓજ ઝળહળાવનારાં. અમ હૈયાંને હીર; નિરંતર !
તાંતણિયે બંધનિયાં બાંધે;
એવાં સંતનને પ્રભુ મેળવજો રે,
અંતરને મંદિર !

સને ૧૯૦૭, મુંબાઇ.

# ૨૮—બ્હેનના બોલ.

( સોરઠા )

૧

મીઠી માની સ્હોડ, બાપુની શીળી છાંયડી,
બેલડિયાંની જોડ, જુગ જુગ દેજો; નાથજી!
બ્હેનાં કુળની લાજ! બંધુ કુળનો દીવડો;
એવાં કુળ ઉજાળ; એ તો એકજ માજણ્યાં!
લોકડિયાંનાં લાડ, પલટા મારે પલકમાં!
ભાંડરડાંના ભાવ, એ તો અળગી રીતના!
મા સંભારણુ બ્હેન! બાંધવ ઢાંકણુ તાતના!
દિલ વ્હાલપનાં બ્હેન, વ્હેતલ મ્હારાં માજણ્યાં!

૨

આપણુનો અવતાર, ઊંડો વ્હાલપથી ભર્યો:
એ વ્હાલપનો પાર, ઘેલડિયાં સહુ પામજો!
વ્હાલભર્યો સંસાર, મીઠા મ્હેરામણુ સમો:
ત્યાં વ્હાલાંનાં નાવ, ધીરાં ધીરાં ડોલજો,
નીચે ડોલજો નીર! આભ ઉંચેરાં ડોલજો!
વ્હાલાં ન્યાળી લગીર, એની મેળે મલપજો!
મંગળહારે કંઠ, ધ ય: ચાંદલે ચુડલે;
એ સોહાગ અખંડ, સોહાગણુનો વાધજો!
સોહાગણુ શિર મોર, કોડ કળાયલ પુરતલ;
કાળજડાંની કોર. કાળજડાં કંઈ ઠારજો!

૩

મનના મળિયા મેળ, તેનાં મળવા દોહ્યલાં!
મન વાળ્યાંની વેળ, વીરા! સોણુલિયે રહે!
એવાં ઉંડાં હેત, સોણુલિયા સંસારમાં!

ઘડે અજબ સંકેત, વીર ! જીવન અનંતના !
ભેગાં છે ભરપૂર ! અધુરાં તો અળગાં પડે !
દેહુ જ રાખે દૂર, વીર ! વિદેહુ ન વેગળાં ?
સાચક છે સંબંધ, પ્રભુના પ્રેર્યાં આપણા !
એ આદેશ જ્વલંત, વીર ! પ્રભુતા જગવિષે !
કલ્યાણક નરનાર, વીર ! નારાયણ બને;
આપણુનો અધિકાર, સેવામાં, જીવ-જગતની !

૪

લાડીલાં પ્રભુ-બાળ, અણુસમજુ આખર બધાં !
ગુંચવાય જંજાળ, આપ-ડાહ્યલાં માનવી ?
એ બાળકના ખેલ, માયાવી મમતા ભર્યાં;
મથે, વ્યર્થ, વણમેળ, પ્રભુ-ભૂલકણાં માનવી !
એ મન્થનને અંત, પ્રસાદ ધરે વસુંધરા !
મહેમાનીમાં, બંધ, હોય; ન તોડે માનવી !
બાપુકા ભંડાર, વસુંધરા-સાગરભર્યાં !
ભેગાં ભોગવનાર, એક મતિલાં ન માનવી !
અમીને એકલ સૂર, પીયે સુર સંસારિયાં !
વિખડાં કેમ અસુર, ગળે પાપિયાં માનવી ?

૫

વ્હાલાંનાં વેચાણ, વાત વાતમાં થઈ રહે;
પ્રભુને વ્હાલાં પ્રાણ, એ તો વિરલાં વીર જન !
પ્રભુજીને દરબાર, દુલહન દરબારી સમાં !
લોકડિયાંનાં લાડ, પાળે વિરલાં વીરજન !
અગણિત અણઘડ લોક, પ્રભુનાં બાળક બાપલાં;
રખવાળાંની ઓથ, એ તો દેતલ વીરજન !
સચરાચર કિરતાર, પ્રભુજી તો પોષણ કરે;
પોષણના ગોવાળ, એ તો વિરલાં વીરજન !

કરે પ્રાણ કુરબાન ! ધરે સદાવ્રત સ્નેહનાં !
દીયે પ્રભુનાં ભાન, એ તો વિરલાં વીરજન !

૬

બેલડિયાંને બોલ, પ્રકટે દેવ દિદાર એ;
દેવ-જીવન અણમોલ, વીર ! આપણે ગાળવું !
આવ્યાં, તો, આ લોક, લોકડિયાંને લાડશું !
જશું પછી પરલોક, દેવ બનાવી દીનને,
બાળકડાંની લ્હાણ, મન મેલી જે મ્હાલશે:
તેવાં વ્હાલાં પ્રાણ, પ્રભુજન સેવા પામશે !
બનવું સદા સજોડ, પ્રભુ બાળકને સેવવા:
એવા રૂડા બોલ, બાળક પાસ પળાવવા !

૭

ધગધગતી જ વરાળ, હૈયે માત્ર ન માનજો:
ધખધખતે અંગાર, બાપુ ! જીવતર ગાળવાં !
આવા જીવન-જોગ, અનાથ અબળાને જડયા !
એવા એ અવજોગ, આપણ સહુએ ટાળવા !
શોધીને સંજોગ, અબળાને ઉધ્ધારવી !
જાતડલીના ભોગ, ઘટે દેશ મૈયા-પદે !
દેશ-બાળની માત, ફડકે મારે ફડકલાં !
એને વળે નિરાંત, તો જ દિવસ, વળશે વીરા !
મુંગા માર અબોલ, કાળજડાંને સેકતા !
આંસુડાંને ઓઘ, બાળક ક્યાંથી ઉગરે !

૮

એકમેક નરનાર, હુળવાં હૈયાં ચાંપશે !
તે ઘર, પ્રભુ-કિલકાર, દેવ-બાલુડાં કૂજશે !
નિરાધાર કંઇ બ્હેન, એનાં આંસુ ઉતારજો:
દુઃખિયાંને સુખ-ચેન, દેતલ સાધુડિયાં સદા !

બાલા ! બટુ ! કૌમાર-વ્રત વરિયે ગોવાળી શાં:
લાડીલાં ! લલકાર, ગોપાલનનો ગજવજો !
કોઈ એકલાં એક, ચુંદડલીએ, અંચળે:
બ્હેન બન્ધુની પેઠ, ભાંડરડાંને સેવજો !
કંઈ જોડાવ, સજોડ ! સ્વર્ગ રચો સંસારમાં !
રખવાળામાં કોડ, બાળકડાંના પૂરજો ?
દેવ-જીવન દૃષ્ટાંત, ગોપાલકતાથી ભર્યાં:
ગ્રેગ અંત કલ્યાણ, ગણી બાળ સંભાળજો !
માનવ કુળના દેવ ! સાજન ! સજોડે સંચરો !
જનની જનકશાં સેવ, પ્રભુ-બાળકની પામજો !

૧૯૦૫, ગોંડળ.

## ૨૯—બાલ-વસંત.

( મેંય તો તોરે કાગનવા લગી મહારાજ, ભૈરવીની ધુન )

આવ્યો, સખિ ! આવ્યો આ તો બાલ-વસંત !
બાલ વસંત એ વ્હાલ-વસંત !

દુધ ભરિયે મુખ ગોરડિયે, સ્મિતનાં ફાલ્યાં ફુલડિયે,
ફોરવવા આંતર-સુગંધ, આવ્યો, સખિ ! બાલ-વસંત !
અધ ઉઘડયાં નમણાં નયણે, ઉજ્વલ રંગી અંજનિયે,
ઉજાળવા જીવન અનંત, આવ્યો, સખિ ! બાલ-વસંત !
કેસરિયાં કર-કુંપળિયે, કુમકુમિયાં પદ પાવનિયે,
રેલવવા અજબ આનંદ, આવ્યો, સખિ ! બાલ-વસંત !
રૂમઝુમ રમતાં તરવરતાં, રડતાં યે રસબસ કરતાં,
કિલકિલવા પ્રભુરવ આત્મ-કુંજ, આવ્યો, સખિ ! બાલ-વસંત !
વ્હાલપનું વિરાટ-વામન: બાલક એ દેવ સનાતન:
ઉધ્ધારવા ભલો ભોળો બ્રહ્મ, આવ્યો, સખિ ! બાલ-વસંત !

૧૯૦૫, જૂનાગઢ.

## ૩૦—બાળા બ્હેનાંને.

આવો, બાળા ! બ્હેનાં ! આવો સંગ, કહું એક વાતડલી !
ઉજમાળાં ! ધરી રે ઉમંગ, ઉજાળો જાતડલી !
સંસારની સુંદર વાડીમાં, ડોલી રહ્યાં નરવૃન્દ રે,
લીલા ભરી સન્નારી વેલી, ઝુલી રહી ઝીલીછન્દ !
કહું એક વાતડલી !
શીળી છાયા સુરંગી:
રૂડાં ફળફૂલ સુગંધી:
લઇયે એવી મજાની રસ-લ્હાણુ, અંતર વ્હાલપની !
હાલો, હાલોને રહિયે એવી જન કુંજે,પ્રભુ-ગીત જ્યાં ગુંજાય રે
હૈયાંને હિંડોળે એને હાલોને હિંચીયે જ્યાંથી એ સૂર ઝીલાય !
કહું એક વાતડલી !
વ્હડિયે ચેતન-હેલે:
લાંબા લલકાર રેલે:
લઇએ એવી રૂડી રસ લ્હાણ, અંતર વ્હાલપની !
આવો, બાળા ! બ્હેનાં ! આવો, સંગ: કહું એક વાતડલી !

૧૯૦૫ ગોંડલ.

## ૩૧—વ્હાલું વતન.

( મ્હારા રામ ગયા વનવાસ રે. નયણે નિદ્રા ન આવે જરી
એ ગીતની ધૂને )

લાડિલું લલિત મનોહર ધામ: રે !
ડોલે વ્હાલું વતન, ઉરે !

ઘેલું ગોકુળસમ મુજ સુર ગ્રામ રે!
ગરવું ગોંડળ મ્હારૂં કુળ ગામ રે!
જુનાગઢ મુજ જન્મનું ધામ રે!
ડોલે વ્હાલું વતન ઉરે!

પગલાં; જ્યાં, માતપિતાનાં; બાળપણુનાં બંધુ જ્યાં,
ત્યાંતો પ્હેલા અમ પ્રીત -પ્રણામ રે! ડોલે વ્હાલું વતન ઉરે!
વસમી પળ વળે વિસામા, સ્મરતાં, ચમકાર સ્ફુરે જ્યાં,
ત્યાંતો કરિયે અમ શિરનાં દાન રે! ડોલે વ્હાલું વતન ઉરે!
દેવ દંમ્પતી બાળકડાં, રાજવી; રંક; રમે: જ્યાં,
ત્યાં તો વિલસંત અમારા રામ રે! ડોલે વ્હાલું વતન ઉરે!
મીટ્ટેમીટ માનવ મળતાં, હૈયાં તો હસી પડતાં જ્યાં,
ત્યાં તો થનગન નાચે અમ પ્રાણ રે! ડોલે વ્હાલું વતન ઉરે!
ઘેલી ગોવાળી કેરાં લ્હાણાં લ્હાતાં વ્હાલાં જ્યાં,
ત્યાં તો ઉછળે આત્મન અભિરામ રે! ડોલે વ્હાલું વતન ઉરે!

૧૯૦૫, ગોંડળ.

# ૩૨–સાऽहम् साऽहम् ।

( હરિણીવૃત્ત )

૧

પરિચય વિના વ્યક્તિ વ્હાલી ગણી મુજ હેતથી:
ઉર-ઉમળકા એની મેળે વધ્યા કંઈ વેગથી:
કર લઈ ઉરે એ બાલાને દીધા કંઈ કોલ મેં:
જીવિત સઘળું એ આલંબે રહ્યું વળગી જ છે!

૨

સ્મરણ કરતાં એ શ્યામાનું, ધ્રૂજી તનડું રહે:
શ્રવણ કરતાં એ વ્હાલીનું, ઉરે ઝરણાં વહે:
નજર પડતાં એ દેવી હા ! ગણું ફલસિદ્ધિ એ;
અમર કરશે, ગ્રંથિ ગુંથી, સુમંગલ મૂર્તિ એ !

૩

સ્વજન શરણે, વિસામા ને વિરામ સદા વળે;
રસ મધુરતા વ્હાલાં અર્પે અને વિભુતા ભરે;
મૃદુ હૃદય આ ભાવે ભીનું રહે કંઈ એવું એ;
સહચરી તણા સંગે, એ તો પ્રકાશિત છે બને !

૪

ભૂલી કયમ શકું કલ્યાણીનાં કર્યાં કદી આ ભવે ?
રમણી મળજો એનાં એ હો ! ભવોભવ તો મને !
પ્રતિપળ કંઇ આવા આવા વિચાર વહ્યા કરે:
જપ સમું કંઈ સાऽहम् साऽहम् ઉરે જ થયા કરે !

૧૯૦૬, ગોંડળ.

## ૩૭—મ્હારા એક જન્મ દિવસે.

( પૃથ્વીવૃત્ત )

૧

અતિ ઉમળકા ભર્યાં સ્વજનના રમી સંગમાં–
રસાયન સમું પીતું હૃદય કૈંક વિશ્રમ્ભમાં;
મીઠી નજરની અગમ્ય અસરે મૃદુ હાંફતું;
સખિ ! જગત સ્હોડમાં સુખ ભરી સમાયું હતું !

૨

ન ઝાંય વળગી જરા પ્રીકરની ઉરે કો દિને:
પવિત્ર શરણે મનોરથ તણા રમ્યા મોર, ને-
દિલે ગભરૂ ચિત્ર કૈંક ભરવાં પર્યાં ક્ષોભમાં:
સખિ! હરખમાં જણાયું નવ કે લીસોટા રહ્યા!

૩

ગયાં જનની પાવની અવશ એ દઇ અંજલિ:
રહ્યાં શિથિલ ગાત્ર શેઈ પિતુના નીચે છત્રની;
રહેલ રમવા જ સાથી પણ સર્વ દે ભૂલવી:
પ્રિયે! શું તુજ પૂર્વ આશ્રમ તણી ન એ પૂતળી?

૪

હતી ન સમજે છતાં ગમતના પુરા તાનમાં:
દગેદગ અમી વહ્યું; વળગતાં ભર્યા ઘૂંટડા:
રચ્યા રમતમાં અનેક ઉભયે ઉંચા કોડ ત્યાં;
સખિ! ગઈ જ શકિત એય! જડ આ રહી વ્યકિત હા!

૫

ન તું હતી શું એ જુદા સ્વરૂપમાં વળી ભેટતી:
ન ભૂલું કદી યે અહા! સુખદ સ્વપ્નશું એ વળી!
હતાશ જનને હૃદે વરી જ સીંચી કૈં પોપતી;
કરે જીવન ઉચ્ચ તું; મુજ સખિ! શકું શે ભૂલી?

૧૯૦૪, ગોંડળ.

## ૩૪--દુઃખિયાંનાં બેલી.

(દા લાગ્યા રે ડુંગરિયે, કાના, કયાં જઈ વસિયે:
મીરાંબાઇનાં એ ભજનને ઢાળે)

ધા સુણજો, રે, દુઃખિયાંની! વ્હાલાં! બંધુ બનિયે! (૨)
એનાં બેલી બનિયે રે, દુઃખિયાંને સંભાળિયે!

એકજ જનનીનાં જાયાં! એકજ શિરછત્ર છવાયાં!
રંક ભાંડુનાં રખવાળાં લઇએ: રે! હુંફે હુલાવિયે!
ખેલડિયાં ખ્હાંય ખરોખર, સ્હેવા સર્જ્યા શું સહોદર?
દુ:ખે દુ:ખિયારાં આળાં અંતર ચાંપિયે; રે હૈયાળી દેઇયે!
દુ:ખિયાંનાં ફેડી બંધન, રચિયે ઉર-આંગણ નન્દન!
દીનને દ્વારે, દયાસાગર રેલિયે: એવાં આંસુ અર્પિયે!
દુ:ખિયાંનાં દેવ સહાયક! દીનનાં તો સંતન સેવક!
રંકને પગલે, પ્રભુ-લીલા ન્યાળિયે! પ્રભુજીને ભાળિયે!
સંપે, સંમેલન ભરિયે! હૈયાંને હેલે, સ્હડિયે!
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વંદિયે! પ્રાણને ઉજાળિયે
ધા સુણજો રે, દુ:ખિયાંની!
વ્હાલાં! બન્ધુ બનિયે!

૧૯૦૭, ગોંડળ.

## ૩૫–અમે તો પ્રભુ–બાલ બલવંત.

(ભૈરવી)

અમે તો પ્રભુ-બાલ બલવંત!
અમારે રેલવવો આનંદ!
અમે તો પ્રભુ-બાલ બલવંત!
સર્દાની પાલનમાં વિકસે-
અમ જીવનના તંત્ર!
વિકાસમાં તો વેગ ભરે કંઇ-
નિર્ભયતાના મંત્ર!
અમે તો પ્રભુ-બાલ બલવંત!

નાથે તણા નિર્ભય નન્દનને–
સ્વાર્પણના સ્વચ્છન્દ !
તાત સમા તેજસ્વી વિચરિયે,
ભરિયે તેજ–તરંગ !
અમે તો પ્રભુ–બાલ બલવંત !
ઉજાળિયે રસ–સુગંધ વધવા–
વસુંધરાનાં રત્ન !
પ્રાણ–રસાયન પ્રસારિયે–
રચી અમ ચેતનને રન્ધ્ર !
અમે તો પ્રભુ–બાલ બલવંત !

૧૯૦૭, ગોંડળ.

# ૩૬—સુરવરની મુરલિ.

( મહૂલીના ઢાળે )

મુરલિ સુરવરની, ધીરે સૂર,
સુણિયે: સજની !
અધૂરી મધુરી દૂર અદૂર !
સ્મિતનાં ચેતનમય નયને,
અમીમય સરસાયન હ્રદયે,
હરિયે પ્રિયજન મન મુગ્ધ મધુર ! સુણિયે; સલૂણી !
કૌમાર–નિકુંજ વિહરિયે !
મુરલિધર પ્રભુ–દૂત બનિયે:
સુકુમારિલ કોકિલ સ્નિગ્ધ મયૂર ! સુણિયે; સજની !
વર્ષામાં વસંત વહિયે:
આર્ત આનન્દન બનિયે:

કરિયે ઓછાં ઉરને ભરપૂર ! સુણિયે; સજની !
સાચક સારથી ધુરંધર,
સંસિદ્ધ બની સંસ્થાપક,
રહિયે ગોપાલનમાં ચકચૂર ! સુણિયે; સજની !
બાલક સમ સરલ કંળાયલ,
રહિયે દંપતીસમ વત્સલ;
ધરિયે વ્હાલપ-વટના અંકુર ! સુણિયે સલૂણી !

૧૯૦૭, મુંબઈ.

## ૩૭—પ્રણય—વેણુ.

(સોરઠનો લય)

હો મૃદુલ મધુર મનભર, ઉર,
પ્રણય-વેણુ વાજે રે, તેજ સાજે રે !
ગુંજે કંઈ ગેબી નાદ;
જાણે વ્હાલાં જનનો સાદ !
મુખ-કલાપ ખીલે રે; જ્યોતિ ઝીલે રે !
પ્રાણ તો પ્રફુલ્લ થાય;
સ્મિત-વિલાસ, વદન, સ્હાય,
મન-મયૂર નાચે રે; રસિક રાચે રે !
હૃદયે રસ ઉભરાય,
નયણાં તો આંસુ છાય,
આત્મ-હંસ ઝીલે રે અહો ! કિલકિલે રે !
સ્મરણ સ્નેહનાં ભરાય:
સ્વજનમય જગત જણાય !
ઇન્દ્રજાળ જાગે રે; કંઇ પ્રકાશે રે !

બાલિકા--બટુ: પ્રભુ--બાલ,
રેલે કૌમાર રાસ,
દંપતી વિલાસે રે; સ્વર્ગ રાજે રે !

૧૯૦૭, મુંબઇ, બીજી ગુજરાતી સા. પરિષદ.

## ૩૮—મા તે મા.

### બાલગીત.

૧

અહો ! મા તે મા !
બીજા વનના વા !
ભલાં ભોળાં બા-
કરે હા, ચે, હા !
કાલાં ઘેલાં મા-
ન કહે કંઈની ના !
ઓછાં ઓછાં બા-
કરે ગાયાં ગા !

૨

અહા ! એ તો મા-
સુણી ધાતાં ધા !
શરાં પૂરાં બા-
ઝીલે આડા ઘા !
મીઠી નજરે મા-
ઠારે દિલના દા !
મોંઘી મોરી મા-
અભયનું ભૂ પા !

૧૯૦૭ ગોંડલ.

## ૩૯—હિન્ડોલ.

( શંકર વસે રે કૈલાસમાં; એ પદની ધૂન )

હાં ! હાં ! હાલોને, હિંચોળિયે;
રૂડે પ્રાણુને હિંડોલ, પ્રીત-મીટને મદહોલ હો !
લાડિલાંને, હો હિંચોળિયે !
ઓળોળોળો, ઓળોળોળો હાલો,, હાલોને, હિંચોળિયે !
હાં, ઓળોળોળો, હાં, ઓળોળોળો, ઓળોળોળો, હાં !
અંત-દંપતીને ઉર, અવતરે;
ધન્ય: વ્હાલના વિરાટ, વિભુ, વામનને ઘાટ હો ?
વ્હાલાં નાનડિયાંને ઝુલાવિયે, હાલો, હાલોને; ઝુલાવિયે !
બાલક મ્હાલે ત્યાં કલ્લોલિયે !
એના કાલા કલ-બોલ, કરે ઘેલાં રસ-બોળ: હો !
હૈયે હૈયાંને, હુલાવિયે, હાલો, હાલોને, હુલાવિયે !
બાલક ડોલે ત્યાં તો ડોલિયે !
એને પ્રાણુને પ્રકાશ:ને અમોલ સ્મિત વિલાસ: હો !
હૈયે હૈયાંને, ઉલ્લાસિયે, હાલો, હાલોને, ઉલ્લાસિયે !

૧૯૦૭, ગોંડળ.

## ૪૦—કુમળાં દિલની દાઝ.

( આંખ વિના અંધારૂં રે, સદાય મ્હારે; એ નાટ્ય ગીતની ધૂને )

લેશ ન કોઈ દુભવજો રે,
કુમળાં દિલને—
ફુલડાં સમ હેતે હુલવજો !

દૃષ્ટિના ડંખ ન દેજો,
અમીની નજરે, રસ ભરજો,
દિલને દરિયે, સંગે, બસ: ફરજો રે!
કાળાં ગોરાં નવ કહેજો;
હસતે મ્હોંયે, જ હસવજો;
ઉજમાળા બોલે, ઉજળાં કરજો રે!
ભરોંસે ન કોઇ ભૂલવજો;
ભોળાંમાં ભાવ જગવજો;
નિર્બળને પ્રબળ બનાવી, વિલસજો રે!
કુમળાં દિલને લેશ ન કોઈ દુભવજો!

૧૯૦૮, ગોંડલ.

## ૪૧—પ્રભુનું શરણ.

( મેં'ય તો તારે દામનવા લગી મહારાજ; ભૈરવીની ધૂને )

અમે તો ત્હારાં શરણ ધર્યાં;
અહો, કીરતાર!
ભોળપ ભરપૂર;
ઓછપને ઉર;
ત્હારો એક આધાર!
અહો, કીરતાર!
ભરચક ભવમાં;
ભર વસ્તીમાં;
ત્હારો એક દીદાર;
અહો, કીરતાર!
અમે તો ત્હારાં શરણ ધર્યાં;
અહો, કીરતાર!

૧૯૦૮; ગોંડળ.

# ૪૨—વસંતને વધામણુ.

( હરિણીવૃત્ત )

૧

નિજ શરણુમાં, જે સંભાળે, સને સખી સાચવે;
વિરહ સહતાં, જે ચિંતાએ મને, સખી ચિંતવે;
પ્રણુય-બલની એ ઉષ્માએ, નિવૃત્ત કંઇ રચું;
જીવિત-બલની એ પાંખોએ પ્રવૃત્ત સદા રહું !

૨

સ્મરણ જપથી ત્હારાં ચિત્રો રચે સ્વર મૂર્તિ તે-
કિરણુ-કણિકા, અંધિ તેજે, અણુમય આળખે;
હ્રદય-દયિતે ! એવી તું ! સૌ સ્થિતિ સ્થલ કાલમાં-
તરવરી રહે ગાયાં ગાવા સદા તુજ ભકતનાં !

૩

પ્રિય દિલભરી દેવી ! ડોલું મીટ્રેમીટ માંડતાં;
પુનિત પગલે ત્હારે, વન્દી શીખું દીનદાસતા;
મહિયર ગણી મ્હારાંમાં, ત્હેં સ્વીકારી પરાર્થતા;
કરીશું જગની, એ આદેશે તપસ્વિની ! સેવના !

૪

બટુક હ્રદયની અમ્બે ! સલૂણેડિલ સાત્ત્વ હું;
જગજીવનની ધેનુ ! તુંથી ધુરંધર ભદ્ર હું;
સમય-પટને, ચાલો દેવી ! સમૃધ્ધ બનાવિયે;
જગ સરલનું બાલુડું: આ વસંત વધાવિયે !

૧૯૦૮, ગોંડળ.

# ૪૩—આંસુડાંની લ્હાણ.

( રૂડીને રૂપાળી રે, મીઠીને મધુરી રે, માવા, તારી મોરલી હોજી ભગવતી મીરાંબાઇના એ ભજનની ધૂને )

આવો, આળાં–ભોળાં રે ! મનડાનાં મોળાં રે !
પ્રભુના ઘરનાં ઘેલડાં હોજી ! આવો, લઇયે–
આવો, આંસુડાંની લ્હાણ !
આંસુડાંનાં કેસુડાંની લ્હાણ !

આંસુ પાડી સંભારશું, સાંભળશું સુખ દુઃખ !
હરી હૈયાં ને થશું, એકમેક દિલ–દુઃખ !
નિરાંત વાળે આંસુડાં હોજી !
આવો, આવો, લઇયે આંસુડાંની લ્હાણ !

નિરાધારને નિરખતાં, નયન ભરાશે નીર !
કઠોર થઇને, સેવીશું, દર્દી દિલ લગીર !
અંતર ઠારે, આંસુડાં હોજી,
આવો, આવો, લઇયે આંસુડાંની લ્હાણ !

કુમળાં ઉર સંભાળશું: જાણે હળવાં ફૂલ !
ભરી ઝૂક પ્રભુતા તણી, કરશું પ્રાણ પ્રફુલ્લ !
ઉર અજવાળે, આંસુડાં હોજી,
આંસુડાં તો કેસુડાં હોજી !

૧૯૦૮, ગોંડળ.

# ૪૪–સજોડિલાં સન્ત.

( ભૈરવી )

સજોડિલાં સંત રે.
　　જાણે સાચાં સીતારામ !
એવા સંતોના વસંત રે,
　　જેવા કળાયલ પ્રાણ !
સાચાં સીતારામ રે;
　　વ્હાલાં વિસામાનાં ધામ !
ચાલો, સખિ ! જઇયે સંસાર–તપોવનમાં !
　　નમિયે સાચાં સીતારામ !
સાચાં સીતારામ રે,
　　વ્હાલાં વિસામાનાં ધામ !
દેવ બનાવે, દીનને, સંસારીલાં સંત;
　　સાધુતા પ્રભુતા તણા, એ સખિ! મોહનમંત્ર!
ચાલો, સખિ! રહિયે કલ્યાણક કંથામાં,
　　બનિયે સાચાં સીતારામ !
સાચાં સીતારામ રે,
　　પાલક પ્રેરક પ્રાણ !
સજોડિલાં સંત રે;
　　જાણે સાચાં સીતારામ !
સાચાં સીતારામ રે,
　　વ્હાલાં વિસામાનાં ધામ !

૧૯૦૮, ગોંડળ.

# ૪૫—ફુલની પાંખડી.

( સોરઠ રાગિણી )

ફુલની પાંખડી લ્યો પ્રાણ
ઉરની એ અધૂરી લ્હાણ—
અમીમય આંખને અહેશાન !
સ્વજન, સ્નેહનાં ઝરણાં, રેલે;
દિલ-હરિયાળ, અહો ! એ ઝીલે;
પ્રાણ-પાંદડી ખીલી રહે; ત્યાં,
બીજાં શાં સન્માન ?
છલકાતા રસ-ભાવ-તરંગે,
પ્રકાશ; પરિમળ; ઉછળે, અંગે;
પ્રફુલ્લ આત્મ-કમળ ઉઘડે ત્યાં,
બીજાં શાનાં દાન ?
અનંત-દલપર વ્હાલાં મ્હાલે;
અમરવેલ-સુરતરુસમ ઝૂલે;
પ્રીતિ-લક્ષ્મી પ્રભુમય પ્રકટે; ત્યાં,
પ્રભુતાનાં રસ-પાન !
દૃષ્ટિ-યોગમાં, મધુરું હસતાં,
વ્હાલ-ઉમળકે; અધૂરૂં વિલસતાં,
રસિયાં જન કલ્લોલ કરે ત્યાં,
અધીનતાનાં તાન !
પ્રાણ-સમાં પ્રિયજનને પરિચય,
રૂમઝુમતું અમ જીવન રસમય:
એમાંની આ એક જ ફુલની પાંખડી લ્યો; પ્રાણ !

૧૯૦૯, રાજકોટ.

## ૪૬—કાળી કોયલડી.

કાળી કોયલડી ! બોલે બોલી કાલી,
કુઉઉ કુઉઉ (૨)
પીયુપ પીયુ !
ડાલે લટકાળી, માળી મચકાળી,
કાળી કોયલડી !
મીઠી રે મધુરી તારી, સુરીલી કિલકારી !
પ્રાણ પીગળાવનારી, કાળી કોયલડી !
મંજરીની કુંજે, હીંચે, રસની માધુરી સિંચે,
મંદ મંદ, મીટ મીંચે, કાળી કોયલડી !
વ્હાલાંના વિલાસ કેરી, સ્મરણ-રણક પ્રેરી,
કાં હસાવે, હેરી હેરી ? કાળી કોયલડી !
વ્હીલી રે તું વ્હાલ-ઘેલી ! હર્ષની રેલાવે હેલી:
ઘેલાંતુરની તું બેલી ! કાળી કોયલડી !
સખિ ! સુરતાની દેવી ! વિભુની વીણા અનેરી !
ચેતના જગાવ દેવી; કાળી કોયલડી !

૧૯૦૯, રાજકોટ.

## ૪૭—દેશમૈયાનું સ્વરાજ્ય-મંદિર.

૧

દીન દેશ મૈયા ! ન, દુભા, ન દુહાગણ રહીશ લગીર !
દેવ-દીધલ દુધમલની જનની ! અમે હવે ન સગીર !
બાવન વીરસમા તુજ જાયા, ધીંગડમલ, રણધીર !
વીર બાવની તુજ બહલાવે, ત્યાં બન્નઃ પ્રસંગ-વીર !
એક આંસુ, મા ! છે બન્નઃ તુજ, અમ સ્હાવા અગણિત શિર !
તલગત પત્થર થઈ, ધરિયે, સ્થિર તુજ મૈયા ! મંદિર !

૨

રસ-સાયર--તરણી ગૃહદેવી, રચતી મણિયલ તીર!
મંડપ-સ્તમ્ભ સમય-ગિરિવર ગૃહદેવ રચંત રૂચિર!
ગોળ ઘુમટ ઉજ્વલ પ્રભુતાના ઘેરાતા ગંભીર!
પોષક મા, તું; પિતાઃ પ્રભુ પ્રેરક, ઉછળે હૃદય-રૂધીર!
તુજ રસની દુહિતા, ત્યાં હીંચોળની હૈયાં ને હીર!
દેવ--બાલ રૂમઝુમતાં કિલકિલતાં મૈયા-મંદિર?

૩

રાજ--માત! તુજ રાજ--મંદિરે, દેવ રાજ્યના વીર!
લાખેણી! તુજ લાડકવાયા, ત્યાં, બસઃ મ્હેરેગીર!
એક રૂધીરતા અનેક રચિયે, દુર્ગ રાજવી અજિત!
ઉદર-ભોગ આપણ દુર્ગો ઉદરંભરતા નિર્મિત!
ઔરસ આત્મજ અમે, દેશ-રૈયા! તુજ રક્ષક વીર!
સ્વાર્પણની સેવા, બસઃ હે પ્રભુ! અમ મૈયા-મંદિર!

સને ૧૯૦૯, રાજકોટ. સં. ૧૯૬૫ માધવસંત.

# ૪૮—અમે તો કાઠીયાવાડી.

(ગઝલ)

અમે તો કાઠિયાવાડી, સરલ સૌરાષ્ટ્રવાસી!
ભૂખ્યા ઉર--ભાવના, પ્રભુ-ભકતની ભૂમિ અમારી,
અમ ડેલિયે, આવો; સુજન! પધરાવિયે દીલ--દાયરે!
રેલી કસુમ્બલ રંગ નયને; ચેતના જ જગાવિયે!
અમારે ડોલતે ડુંગર; ઝૂલે હો દેવવાડી;
વસે, ત્યાં ધર્મ વીર, પ્રેરક પ્રચારક સંત જાતિ!

મ્હેતા મીરાં નટવર અશોક દયેન્દુ રાજલ ચંદ્ર, ને-
વાત્સલ્યભર પગલે પનોતે, પ્રાણુ, પત્થર અમ ધરે!
ઝઝૂમે ઝુંડ ઝાડી, સોરઠા દૂહા ગજાવી;
ઘુમે ત્યાં રાજવીર રક્ષક સહાયક સિંહ જાતિ!
રણુધીરને પગલે પળી અમ જાત સ્વસ્થ બનાવિયે!
રાજા પ્રજાની દીલભરી સ્વસ્થાન જુજવે ઝીલિયે!
અમારે આંગણે ફરતો જ સાયર કૈં તરંગે!
નીતરતે નીર, ધરતો વ્હાણુ, મોતીની, ઉમંગે!
પશ્ચિમને બારે, મહાહિન્દે, પ્રબલ સામ્રાજ્યનો-
બાહૂ અડગ, ગુજરાત-કચ્છે, પ્રાંત અમ પ્રગતિ કરો?

૧૯૦૯, રાજકોટ.

## ૪૯—સાધુજન.

(રે અમ આગળીને માયા ઘણી વ્હાલી રે:
એ નાટ્ય ગીતની ધ્રુને)

રે અમે, તો, સાધુજન
અમે સદાનાં સાધુજન!
અમે પ્રભુનાં સાધુજન!
સરળ હૃદયનાં સંગી રે,
સંગી એક રંગી!

ભોળાં મૃદુ અંતરવાળાં,
કાલા ઘેલાં પ્રભુ-વ્હાલાં;
ભોળાં બાલકશાં દિલનાં રંગી રે,
રંગી એક રંગી!

સુખિયાં નિરખી રીઝનારાં;
દુઃખિયાં તો દેવ અમારાં;
ભૂખ્યાં ઓછપનાં ઉરનાં અંગી રે,
અંગી એક રંગી!

૧૯૧૦, રાજકોટ.

# ૫૦--ઉદયનાં દર્શન.

( મરાઠી સાખી )

૧

દેશજનોના ઉજ્વલ સુખમય દેહ ધરે જે દેવી-
એ તો એકજ દેશોદયની દિલભર ઉષા અનેરી।
સરલ અભેદભરી, અહો ! એ મણિસમ મનોહરી !

૨

તેજ સુકોમળ, પવન લહરીને પલ્લવ, પ્હેરે અંગે;
તારલિયા વેણીમાં વિરમે, સુરેખ સુરખી રંગે;
પ્રેરતી. પરવરતી, ધર્મ--સહચારે ઉષા સખી !

૩

ઉદય--સમયને દિવ્ય દેહ, દિન--દર્શન મંગળ થાતાં,
ઉમંગ-નયને, સ્મિતઃવદને, કરઃસુકૃત્ય, પગલે; પ્રભુતા।
લીલા, તપ-તેજ-ભરી, પૃથ્વીને આ પટ, વિસ્તરતી !

૪

સુગંધવતી પૃથ્વીને પલ્લવ, રસ--સાગર કૈં ઘુઘવે;
કોમળ કમળ--દળે, લક્ષ્મી--ઉર, વિષ્ણુદેવ કૈં વિલસે;
એવી રસ-રાસ-લીલા, વિકસાવો, રાજકલા !

૫

જગજ્જનોના પંચાયતને, એકવાક્યતા ગુંજે;
લોકારાધક આણાત્માનાં ઓજસ, ચેતન આંજે;
એવી સ્વર--જ્યોતિ--લીલા વિકસાવો પ્રજાજનતા !

વિશેષ ધર્મે, તીવ્ર ન્યાયથી, સ્નેહ--સામ્ય વિસ્તરતાં;
સ્વસ્થ કર્મયોગીને સ્વાર્પણ, સંયમ, શાંતિ વિલસતાં;
એવી સંસિદ્ધિ--લીલા વિકસાવો પ્રભુ--જનતા !

૭

દેશોદયની ઉષા, એ સમી, અહો! ઉઘડવા લાગી!
પ્રોત્સાહક અજવાળાં પ્રકટયાં! અજબ ચેતના જાગી!
વાગી વિજય-ઘંટા! મંગલ એ સંક્રાંત દશા!

૮

દેવ-પ્રજા! સૌ ભક્ત ઘેલડાં! દેશ-તપોવન ઘૂમો!
પ્રભુનો જય લલકારી, જાતને સુકર્મ યજ્ઞે હોમો!
જ્વાળા ઝળહળજો! સર્વને આમંત્રણ કરજો!

૯

અભયભર્યાં સુજનો! જ્યોતિર્મય દેશ-પટે તરવરજો;
ઉષ્માને આનંદ, સ્વસ્થતા ઝીલજો ને ઝીલવજો!
કરશે પુણ્ય-કૃતિ, સર્વની કલ્યાણક પ્રગતિ!

૧૯૧૧, રાજકોટ.

## ૫૧–અમે તો દીન વત્સલ.

અમે તો દીન-વત્સલ: હો! દયાના દેવના દૂતો!
અમારે એક બસ: કરવાં સદા કલ્યાણનાં કૃત્યો!
અમારે આંગણે આવે પ્રભુજી રંકને વેશે!
અને એ ચેતવે અમને વિચરવા દીનને દેશે!
પ્રભુ-પગલે મળે દૈવી સમૃદ્ધિ જે વિશુદ્ધિની–
અમે એ લ્હાણ જઈ દઈએ, દીનોને દ્વાર રસભીની!
પ્રભુની એ પ્રસાદીથી, ઉરે, આનન્દ તો રેલે,
જગતના સેવને જીવતાં, સદા ઘુમિયે જ રસ-હેલે!

તા. ૨–૮–૧૯૧૧, રાજકોટ.

## ૫૨-હિન્દની બોલબાલા.

(સારંગને સૂરે; હીંચ)

બોલોજી બોલ-બાલા-
હિંદ દેશની હો આજ!
જગ-વિશાળ માનવ-મહારાજ્યનો રવિરાજ;
હિન્દી સ્વરાજ્ય-શિખર વિરાજો શિરતાજ!
ઝગો જન્મભૂમિ-ઉર,
પ્રભુ-મહેન્દ્રનાં એ નૂર!
ધર્મને સમભાવ; આત્મબલ તણે પ્રભાવ,
હિંદીજન! સર્વ મ્હાલો શાંતિને સદ્‌ભાવ!
બલિહારીનો એ બ્હાર-
સદા વાધજો અપાર!
પ્રભુ-પ્રજાને રંજન ધર, વિલસો, લોક રાજ્ય;
સ્વસ્થ હિંદમાં, સુહાવ વિશ્રમ્ભ ને ન્યાય!
હિન્દી બાંધવોને સંગ,
જગત-જન ધરો દિલરંગ!

તા. ૧૨-૧૨-૧૯૧૧, રાજકોટ.

## ૫૩-પ્રભુનાં સ્વરૂપ.

(ભૈરવી)

પ્રભુ! એક જ અમ આદર્શ તું!
દર્શન દે જુજવે રૂપ તું!
ઘર-આંગણુ, મા-બાપ: સહોદર:
અમી રસ ઝરણાં રૂપ તું!

ગરવા ગુરૂજન બાળક-બાંધવ,
પ્રાણ પરિમલ રૂપ તું !
અનુરંજન-ધર પ્રભુ-પ્રજાજન:
રોમ ફુવારા રૂપ તું !
રસ રંગે જીવન યોગીજન,
દીન દયાળુ રૂપ તું !
અમોલ પોષક, અકલિત પ્રેરક:
કર અમને તુજ રૂપ તું !

તા. ૯-૩-૧૯૧૨, રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કૂલ માટે.

## ૫૪—અમારી પીછાન.

( બિહાગની ગઝલ )

જનેતા જન્મભૂમિ ને પિતા પ્રભુ અમારે !
મીઠાં માબાપની સેવા સહોદરને અમારે !
મમતા ઝરે મૈયા, પિતા પ્રેરે,
રસાયન રેલિયે !
ચલવી ચમક કંઈ ઓર ઉજ્વલ,
આત્મબલ બહલાવિયે !
જનેતાનાં જ દૂધે, બસ: થવું દુધમલ્લ અમારે !
પિતાને છત્ર, બનવું આત્મ-તેજસ્વી અમારે !
સંસાર સુંદર સારમયમાં,
ડોલિયે ડોલાવિયે !
ઉલ્લાસમાં રમતાં અજબ રંગી,
જગત અજવાળિયે !

૧૯૧૨, રાજકોટથી સુરત જતાં.

# ૫૫–મુંબઈના દર્શન.

( સોરઠ )

૧

આજકાલની વાત, ડુંગરિયા તુજ બેટની:
તે તારો વસવાટ, મુંબઈ ! વધતી વેળશો !
મનહર તુજ મ્હેલાત, ઊંચીને અલબેલડી;
સોહે નહીં સુજાત, મુંબઈ ! જન રસ ઘેલડાં !
તું ધીંગેરુ ધામ, રાજ્ય અને વેપારનું;
મહાલક્ષ્મી સુદામ, મુંબઈ ! તુજ આરે વસે !
ડોલે દિલ દરિયાવ ! ઝૂલે ઉજળાં આંગણાં !
રસ ફુલડાંને લ્હાવ, મુંબઈ ! તુજ પલ્લવ ભર્યાં,
ઉજમાળે એંધાણ; લુમઝુમતા તુજ ડુંગરા !
લલિત પ્રાણની લ્હાણ; મુંબઈ ! લઈ દિલ ફુલતું !
વ્હાલાં સુખ સૌભાગ્ય; તુજ હસતાં મ્હોંયે વસ્યાં !
દર્શનને સદ્ભાગ્ય, મુંબઈ ! આંખડલી ઠરે !

૨

સ્થિતિ–પલટે, અમ દેશ, અંજળ ઝરણી વાદળી !
રણવગડે અમ નેસ; મુંબઈ ! તું બસ એક તું !
સાચાં દિલનું હેત, ચાચક રહીને સીંચતાં;
એવાં વ્હાલાં પેટ, મુંબઈ ! તું દિલ રહેમ દે !
આવ્યાં ને સત્કાર, તેડ્યાં ને સંભાળ, ને–
દુઃખિયાંને જઈ દ્વાર, મુંબઈ ! સેવા તું કરે !
લખલખતી એ લ્હાય, દુકાળિયાં ભૂખે મરે:
હાય, સુણીને ધાય, મુંબઈ ! વિરલાં દેવજન !

આપદ કેરાં દુઃખ, કહ્યાં સહ્યાં નવ જાય હો !
ભૂખ્યાં દુઃખ્યાંને, હું કે, મુંબઈ ! દાનાં દિલ દે !
સુખિયાં પ્રભુની બ્હાંય, દુઃખિયાંને ઉદ્ધારતી !
એ પ્રભુતાની છાંય, મુંબઈ ! પ્રભુજન દઇ શકે !

તા. ૧૧-૪-૧૯૧૨, મુંબઇ

## ૫૬–પ્રિયજનોને સમર્પણ.

(લલિતવૃત્ત)

૧

નયનને અમી, પ્રાણ પોષતાં,
ઉર-હિંડોલમાં તો હુલાવતાં,
સ્મરણ-દર્શને કૈં ફુલાવતાં,
પ્રિયજનો ! તમે દેવ-દેવીશાં !

૨

જય-સમૃદ્ધિના યોગ સાધતાં,
પ્રણય-ચેતને તો ઉજાળતાં,
કરૂણતા હરી, હર્ષ રેલતાં,
પ્રિયજનો ! તમે એમ પાળતાં !

૩

જનની, તાત ને બ્હેન, બંધુ હો !
સહચરી, સખા, બાળુડાં, અહો !
ગૃહ-કુટુમ્બને દેશ વિસ્તર્યાં-
પ્રિયજનો ! તમે અંતરે વસ્યાં !

૪

પ્રતિપળે, અહો ! ધન્ય જીવને,
અધીન આત્મ જે સિદ્ધિ મેળવે-
ફુલની પાંખડી માત્ર એ ધરે !
પ્રિયજનો ! વધુ એથી શું બને ?

૧૯૧૨, રાજકોટ.

## ૫૭–એક યાચના.

( આંસુડાના ભેદો તો બતાવો કોઇ,
કવિ ન્હાનાલાલના એ ગીતની ધૂને )

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ !
ગુંજતાં બતાવો કોઈ !
ઉર–સૂર–પડછંદ ભેળી ગુંજતાં બતાવો કોઈ (૨)
વ્હાલાં ! એ બતાવો કોઇ !

પ્રાણ, અને પ્રિયજન, પ્રભુઃ દિલ વસનારાં દેવ !
એ તો હસી બોલાવતાં, રેલાવે રસ-–રેલ !
રસની એ રેલમાં બસઃ ઘૂમતાં બતાવો કોઇ ! (૨)
ચૂમતાં બતાવો કોઈ !
નેહ નીતરતાં નમણાં ભેળી ચૂમતાં બતાવો કોઈ !
વ્હાલાં ! એ બતાવો કોઈ !

પ્રાણ-કિરણ ચેતન ભરે ! શાંતિ સ્વજનનાં હેત !
એને તેજ-–હિંડોલ, વિભુ, ઝૂલે એક અનેક !
એવું એક અનેકમાં, આનન્દતાં બતાવો કોઈ ! (૨)
નન્દતાં બતાવો કોઇ !
વ્હાલાં જનમાં વિભુવરને વન્દતાં બતાવો કોઈ !
વ્હાલાં ! એ બતાવો કોઇ !

૧૯૧૨, રાજકોટ.

## ૫૮—સાગર-સ્નાન.

( ધીમાં ધીમાં ચાલોને મ્હારા પ્રાણ; એ ગીતનો ઢાળ )

આવો, રસને હિલ્લોલઃ વ્હાલાં પ્રાણ, હો !
આવો, કરિયે સાગર નીરે, સ્નાન હો !
વ્હાલાં પ્રાણ, હો !
છોળ ઉછળે ને બનિયે રસઓળઃ હો, સખિ !
રસ ઉછાળિયે ! મચવિયે કલ્લોલઃ હો, સખિ !
રસ મસ્તાનઃ હો ! વ્હાલાં પ્રાણ, હો !
પ્રભુ–કેન્દ્રથી ઉતરે, હેતતણો હિંડોલ;
ચક્ર–ડોલને, તો, બને, રસના ઘુમ્મટ ગોળ !
તહીં ઘુમિયે, કિલકિલિયે, મદલોલ હો, સખિ !
રસ–વિશુદ્ધિની રેલવિયે છકછોળ હો, સખિ !
દિલ ગુલતાન હો, વ્હાલાં પ્રાણ, હો !

તા. ૩–૫–૧૯૧૨, આતાફુઝ.

## ૫૯—મ્હાનું મ્હોં !

માનું મ્હોં તો બાળક વિના વ્હીલું:
બાળ–દર્શન શોધે રસીલું !
જુએ જુએ ને જોમ વધારે;
અમી રસથી બાળકને સંભારે !
માનું મ્હોં તો સ્હામું ને સ્હામું;
બાળ જુએ ત્યાં એજ માયાળુ !
માનું મ્હોં તો હસતું ને હસતુંઃ

બોલાવે ને હસાવે અમસ્તુ !
માનું મ્હોં તો બાળકને ઉજાળે:
ઉજળે મ્હોંયે માનાં બાળ મ્હાલે !
માનું મ્હોં તો જાણો બીજો ચંદો;
વ્હાલાં ! આવો, માને વ્હાલે વંદો !

તા. ૫-૬-૧૯૧૨, સુરત.

## ૬૦—પ્રભુ પ્રાર્થના.

પ્રભુ ! ધન્ય: નવીન દિવસ ઉગે રસ--વિલાસમાં:
રમે રસ--રસિક પ્રિયજન કૌમાર--રાસમાં !
ઘુમે સુકુમાર ભાવમાં;
ઝુમે ઉર--ભાવ લ્હાવમાં;
દિસે નિર્મલ રસની સુરમ્ય મૂર્તિરૂપમાં,
મીટેમીટ માંડી નવ શકે;
માંડે તો પ્રાણ પુલકે !
હસે અનુકંપતાં અહો એ તો વાતવાતમાં !
ઉરે અધીનતા વસે;
ઉદાર વર્તન વિલસે;
પ્રભુ ! રાખજો સુખી સદાય એ સુહાગમાં !
અને દાખજો ઉજાસ, પુણ્યના પરાગમાં !

તા. ૩-૮-૧૯૧૨, સુરત; પ્રો. ગજ્જરને ત્યાં મ્હારા રચેલા અપ્રસિદ્ધ સરસ્વતીચન્દ્રાતર્ગત ગુણસુન્દરી નાટકમાંનું ગીત.

# ૬૧—ઘડૂલો.

( કુંજલડી રે સંદેશો અમારો જઇ વ્હાલમને કહેજોજી રે:—
એ રાસ ગીતને ઢાળે )

સુણજો સાહેલી ! વાતઃ મ્હારે ઘડૂલોઃ
દિલનો મુજ દેવ હો હુલાવતી હુંઃ રે !
સંસારે એક સાથ, મ્હારે ઘડૂલો;
હેતે ભરેલ હો, હુલાવતી હુંઃ રે !
સૂરજ ચાંદાની જાત, મ્હારે ઘડૂલો;
તારલે જડેલ હો, હુલાવતી હુંઃ રે !
પૃથ્વી પાતાળ ભાત, મ્હારે ઘડૂલો;
સ્વર્ગ ચીતરેલ હો, હુલાવતી; હુંઃ રે !
પ્રાણનો પુરાણ નાથ, મ્હારે ઘડૂલો;
જ્યોતિ જ્વલંત હો, હુલાવતી હુંઃ રે !
જીવતરનું લક્ષ્ય માત્ર, મ્હારે ઘડૂલો;
એને સંકેત હો, હુલાવતી હુંઃ રે !
સુંદર સૌભાગ્ય રાજ, મ્હારે ઘડૂલો;
ધરતાં શિરમોર, હો, હુલાવતી હુંઃ રે !
રહેજો અખંડ તાજ, મ્હારે ઘડૂલો;
આત્માનો કિરીટ; હો, હુલાવતી હુંઃ રે !

તા. ૬-૧૧-૧૨, વડોદરા.

# ૬૨—કાઠિયાવાડનું નવજીવન.

( સોરઠા )

૧

ડુંગરિયો અમ દેશ, સોહે દેવભૂમિ સમો:
પુરાણ પુણ્ય પ્રદેશ, આજ કાઠિયાવાડ એ !
સિંહણ સુત સુજાત, ગજવે ગિરિનાં ગહ્વન-વન:
સુંદર એજ સુરાષ્ટ્ર; આજ કાઠિયાવાડ એ !
ઉત્તરાશ્રમે વાસ, શ્રીકૃષ્ણે પણ જ્યાં કર્યો;
પડે પુરો વિશ્વાસ, એજ કાઠિયાવાડ અમ !

૨

હિન્દી જનને રાજ્ય, રાજે પ્રભુજીનો મુકુટ;
એજ હિન્દને આજ, સુહવ કાઠિયાવાડ ! તું !
પ્રકટે તુજ સપૂત, ધર્મ-ભકિતને ભાવ કેઃ
રાજ-ભકિતને દૂધ, પ્રગત કાઠિયાવાડ ! થા !
રાજયોગને કામ, પ્રજા રાજવી ઘુમાવતાં,
રાજ વીરોનું ધામ, પ્રબળ, કાઠિયાવાડ ! રહે !

૩

પ્રજા પુત્ર રજપૂત, સેવે; દેશવિદેશ કંઈ:
સત્યાચારે શુદ્ધ, સદા, કાઠિયાવાડ ! રહે !
જગત ધપે છે આજ જીતવા, સ્વર્ગ, વિમાનથી,
સજી તેજના સાજ, ઉડ, કાઠિયાવાડ ! તું !
જુએ હિંદ ગુજરાત, તને ય જમણી બાંહ્ય સમ:
પ્રભુ-રાજ્યે જ સ્વરાજ, ખિલવ કાઠિયાવાડ ! તું !

તા. ૧૯-૧૨-૧૨, વડોદરા.

## ૬૩—ભગવાન બુદ્ધનો પ્રબોધ.

( ભૈરવી ત્રિતાલ )

બુદ્ધને પ્રબોધ, બાપુ ! તું પ્રબુદ્ધ હો !
  સ્નેહને રસાયને, તું સ્નિગ્ધ, શુદ્ધ હો !
આજ દેહ આજ દુનિયાનો ઉજાગ હો !
  દીનનો મનુષ્ય દેવ, તું દયાળ હો !
આત્મ-સિદ્ધિનો સદા જગાવનાર હો !
  આંગણે અશોકનો તું વાવનાર હો !

તા. ૩૧-૧૨-૧૨, વડોદરાને વડલે; શ્રી બુદ્ધમૂર્તિ ઉદ્ઘાટને.

## ૬૪—પયગંબર હઝરત મહમ્મદ સાહેબનો પેગામ.

( સોરઠા )

કહી ગયા ય કબીર એક પ્રભુની વાત કંઈ:
  હિન્દી પ્રસંગ વીર ! મુસ્લ ઈમાની આચરો !
અજબ ખુદાઇ નૂર, બીરાદરીને બાંધજો !
  જુદાઈ ન હો જરૂર, બાંહ્ય ધરી ઈકબાલ હો !
કુરાન તરવાર ને અભય સ્વસ્થતા આપજો:
  એક ખુદાના યાર, હિન્દુ મુસલ્મીન સર્વ હો !

તા. ૩૧-૧૨-૧૨, વડોદરા.

# ૬૫-વડોદરાને વડલે.

( મરાઠી સાખી )

૧

ચાલો, રસિયાંજન ! જઇએ હો-
વડોદરાને વડલે !
ત્રિવિધ તાપથી બળબળતે ઉર,
વિરામ ત્યાં મેળવિયે !
વિશ્રમ્ભે લઇયે વિશ્રામ !
વાત કંઇ વિચારિયે અવિરામ !

૨

અહો ! ધીર ગંભીર ઘટા કંઇ-
છટા ભરી એ ડોલે !
કિલકિલાર કરતાં પંખીજન,
ઉરના અબોલ બોલે !
ચાલો, એ સુણિયે પ્રભુ-ગીત,
આચરિયે પ્રભુતાની રીત !

૩

રસિયાજી રાજ-પ્રેમાનંદ, દયાળુ-
ઝૂલે તરંગે !
રસ-પ્રકાશ રેલે ત્યાં હેલે,
હિંચિયે હો ઉછરંગે !
સંગ-વિહારે બનિયે વિશાળ !
રસિકજન ! મ્હાલિયે જીવન રસાળ ?

૧૯૧૨, વડોદરા, ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદને ચરણે.

## ૬૬—નાનાં બાલક.

નાનાં બાલક ! આવો રે આવો !
આવી ઓચિંતાં વ્હાલાં લગાવો !
નાનાં બાલક ! બોલો રે બોલો !
કાલા બોલે ડોલાવો ને ડોલો !
નાનાં બાલક ! ના, ના, રીસાઓ !
રીસાઓ ત્હોયે શાનાં હસાવો ?
નાનાં બાલક ! ઘૂમો રે ઘૂમો !
બ્હાવરાં બનાવે તમ ખૂમો !
નાનાં બાલક ! ઝૂલો રે ઝૂલો !
ફુલાવો માલતીશાં ફૂલો !
નાનાં બાલક ! ખેલો રે ખેલો !
તમને જોઈ થાતો જીવ ઘેલો !

૧૯૧૨, વડોદરા.

## ૬૭-ભગવાન શંકરનો સંદેશ.

( કાલિંગડાની ધૂન )

જગતના નિવાસિઓ !
તજી દ્યો ઉદાસીઓ:
અભયના ઉપાસી હો !
જય ધર્મ-પ્યાસી હો !
સત્ય-બ્રહ્મ-ભોગી હો !
મસ્ત રાજયોગી હો !

અર્જુન કર્મયોગી હો !
સેવના-સુવાસી હો !
સ્વસ્થ સ્નિગ્ધ જ્યોતિ હો !
નિજાનન્દ મૂર્તિ હો !
શાંતિની વિભૂતિ હો !
વ્હાલના વિલાસી હો !

૧૯૧૨, વડોદરા.

## ૬૮–તાપીને તીરે.

૧

પ્રતાપી તાપી ! તું, વ્રત તપ ભર્યું જીવન વહે:
વનેથી વ્હેતી, તું; સરલ તરલી નિર્મળ રહે;
ઝુલે; તારા તીરે, સુરત જનનાં તીર્થ લહરે;
વિલાસી વિશ્વાસે, અમ સમ નીરે કૈંક વિહરે !

૨

સુરાષ્ટ્રે પોષ્યાં ને ગિરિવરની છાયે રમઝુમ્યાં;
સમુદ્રે તો ન્હાયાં; જીવન સુખ જો ! ગુર્જરી થયાં;
વધાવે તાપી, જો ! સુમની ગુજરાતે ધૂન ભર્યાં;
સખિ ! જો ! બાળુડાં ઉછળી નવરાવે રસ-તર્યાં !

૩

ઉભાં રહોને, દેવી ! બટુક સુત એ પાસ ભીંજવે;
શિરે હુંયે પૂજું, પ્રણય-અભિષેકે, ગીત-રવે;
સખિ ! જો તો કેવાં જળચર હસે નીરખી રહે;
રસીલાં શૃંગારે લલિત જનને લાલન ધરે !

૪

સખિ! જોને! આ, તો, રસિક ગરવી ગુર્જરી ભૂમિ!
અહીં મ્હાલીશું હો! ગરવી વીરતા નર્મદ સમી!
તપે ઉષ્મા હૈયે પ્રણયતણી: તારાં તપ ફળ્યાં;
પ્રતાપે એ કેવાં જીવતર સખિ! જો, ઝળહળ્યાં!

૫

સખિ! સાહિત્યે, તો, રસ-જીવનને બ્હેન મ્હલ્યાં;
અહો! લીલા-હેરે સરલ ઉરનાં ગીત ગજવ્યાં;
રસે રંગે રાગે સુખ દુઃખ ભર્યાં નાટ્ય ભજવ્યાં;
હજી તો માણીશું ત્રિભુવન ભર્યાં નિત્ય જ નવાં!

મે. ૧૯૧૨ ઇ. સ. સૂરત: રાજકોટથી.

## ૬૯—ભગવાન ક્રાઈસ્ટનાં પુણ્ય સ્મરણ.

( આશાવરી–દાદરો )

ક્રાઈસ્ટનો આદેશ, એક એ સદૈવનો:–
દુ:ખીને દયાનાં દાન: એજ દ્યો ને દ્યો!
અનાથને ઉગારવાનાં પુણ્ય લ્યો ને લ્યો!
ક્રાઈસ્ટનો સંદેશ, એક એ સદૈવનો:–
દીન આંખને જગાવતાં લૂછો લૂછો!
મ્લાન ઉરને હસાવતાં હસો: હસો!

ક્રાઈસ્ટનો ઉદ્દેશ, એક એ સદૈવનો–
એક તાત કેરાં થેરાં બન્ધુઓ બનોઃ
જગતમાં ઉમંગ શાંતિ પ્રેરનાર હો !
ક્રાઈસ્ટનો તો સ્મરણ શેષ, એ સદૈવનોઃ–
સંત પ્રભુ–બાલ ત્યાં સદા વસંત હો !
અન્ય આત્મને ઉજાળનાર વંદ્ય હો !

તા. ૧–૧–૧૯૧૩, વડોદરા.

## ૭૦–બન્ધુ બ્હેનને.

( બાલગીત )

બન્ધુ ને બ્હેન !
સ્હાજો દિનરેન;
દુઃખે, અદ્‌ભુત–
જાગે જગદૂત !

રહેજો દીન–દાસ;
છાજો દિલવાસ !
જીવતરની નેમ,
રણવાળાં ને રહેમ !

વીતક વીસરાયઃ
વ્હાલપના વા વાય !

૧૯૧૩, વડોદરા.

# ૭૧–સ્નેહનાં સ્મરણ.

( આશાવરીની ધૂને )

સુંદર મધુરાં સ્મરણ સ્નેહનાં વ્હાલાં લાગે અપાર !
વ્હાલાં લાગે અપાર–
તેને વન્દન વારંવાર !
સ્નેહનાં સ્મરણ અમી–રસધાર !

રસમાં, ન્હવરાવે, નીતરાવે,
રીઝાવે રસબોળ !
મસ્ત બનાવી. નિત્ય નચાવે,
ઉછળાવે રસછોળ !
સ્નેહનાં સ્મરણ રસાયન–સાર !

રસ–ઘુઘવાટે રમ્ય પ્રસંગો, ભવ્ય ભણે ભણકાર !
સૂર મધુર પ્રિયજનના ગજવે, અહો ! લલિત લલકાર !
સ્નેહનાં સ્મરણ અકલ રણકાર !

રસ–કણિકાએ વ્હાલાં જનના,
રચાય કંઈ આકાર !
બોલાવે રસ–ઘેલાં એને,
એવો રસ–અવતાર !
સ્નેહનાં સ્મરણ પ્રાણ–આધાર !

તા. ૨–૧–૧૩, વડોદરા.

## ૭૨–ધીરી ત્વરાએ.

(બંસરી બજાવો કહાના ધીરે ધીરે: એ ગીતની ધૂને)

ધીરે, જીવન-ત્રિતાર, ઝણઝણાવો ધીરે, ધીરે !
 ધીરી ત્વરાએ, વ્હાલાં ! રસ જમાવો ધીરે ધીરે !
સ્નેહનાં તરંગ, શ્વાસેશ્વાસ, ઝીલો ધીરે, ધીરે !
 ધીરી ત્વરાએ, જગતને જગાવો ધીરે, ધીરે !
અમીના તરંગ, આંખે આંખ, ઝીલો ધીરે, ધીરે !
 ધીરી ત્વરાએ, જગતને ઝુલાવો ધીરે ધીરે !
અભયના તરંગ, રોમે રોમ, ઝીલો ધીરે ધીરે !
 ધીરી ત્વરાએ, જગને રસ ઝીલાવો ધીરે ધીરે !
તેજના તરંગ, આત્મ-પાંખ, ઝીલો ધીરે ધીરે !
 ધીરી ત્વરાએ, જગતને ઉડાવો ધીરે ધીરે !
ધીરે, વ્હાલાં ! ધીરે ધીરે. ગાઓ, ઘૂમો ધીરે ધીરે !
 ધીરી ત્વરાએ, જગન્નાથ જય ગજાવો ધીરે ધીરે !

તા. ૩-૧-૧૯૧૩, ડાકોર.

## ૭૩–પ્રભુનાં પ્રદર્શન.

(કહાનડાના લય)

એક પ્રભુ સચરાચર ન્યાળું:
 અદ્ભુત બાહ્યાંતરે નિહાળું !
સવ્ય પ્રભુને ભાવે વન્દું;
 વિરાટને ધ્યાને આનન્દું !

રમ્ય પ્રભુને હૃદય ઝુલાવું;
વામનને જ પ્રદર્શન મ્હાલું !
ચેતન માત્ર પ્રભુમય પૂજું:
સચરાચર સેવામાં ઝૂઝું !

તા. ૩-૧-૧૯૧૩. ડાકોર.

## ૭૪–પ્રભુ ! તમે હો !

( બ્રિજવાસી પ્યારે કન્હૈયા રે, માખન ચોર;
એ ભરવીના ગીતને ઢાળે )

પ્રભુ ! તમે પરખાવ–
હો ! એકાકાર !
અકળ, કળાયલ, પ્રકટ, પ્રભામય,
ભક્તિને તાને નિરખાવ–
હો ! એકાધાર !
સરલ સ્વરૂપધર વિરલ કંઈકિમય,
સ્નેહની સાને સમજાવ–
હો, એકાચાર !
પ્રાણ–પ્રદર્શને, ચેતન–સંચલને,
સંતોને પગલે તો પમાવ–
હો, એક અપાર !

તા. ૪-૧-૧૯૧૩, વડોદરા.

## ૭૫—માનસનાં હંસ.

( રામબાણ વાગ્યાં હોય તે જાણે;
ધનાભગતના એ ભજનની ધૂને )

માનસનાં હંસ ચણે મોતી હો, મનવાજી!
મોતીનાં તે કાંઇ જ્યોતિ!
ઊંચી રસવૃત્તિને તેજ-તરંગે,
ઉરની લક્ષ્મી અતુલ ડોલે,
સ્મિતનાં મોતી એના કમલને ઝુલાવે,
હંસલાં ચણે ને ચરુ ઝોલે હો, મનવાજી!
એક ગુણજાણ તો, હંસલાં વિરલાં:
ગૌરને ગૌરવવાળાં:
વિમળાં કુમળાં ને સરલ રસીલાં,
હંસલાં ધરે મોતી રસાળાં, હો, મનવાજી!
જગને જય-આશાની નજરે નીહાળી,
મોતીનાં જ્યોતિથી ઉજાળે:
એ તો એ એકલાં હંસલાં અંતે,
જીવન જયવંત હો બનાવે! હો, મનવાજી!

તા. ૮-૧-૧૯૧૩, વંટાદ્રા.

## ૭૬—આત્માની અવતાર લીલા.

(રામબાણ વાગ્યાં હોય તે જાણે: ધનાભગતના એ ભજનની ધૂને)

હો, મારે, તો એક પ્રભુ; અંતરમાં મ્હાલે!
એની સાને, મુજ આત્મા હાલે ચાલે!

દૂધમલ દેહને ઉજળે દેવળિયે,
એક જ્યોતિનો હિંડોલ હાલે,
ભાવ-મોતીસર એને સાંધીને,
આત્મા, અધીન હો, ઝુલાવે !
હો, મારે, તો, એક પ્રભુ, અંતરમાં મ્હાલે !
જોતો, ન, જોતો, ત્હોય અંતર પરોવતો,
એક જ્યોતિનો પ્રકાશ ઝીલે !
એ તો એ એક ને અનન્ય અંશ આત્મા,
પ્રોજ્વલ કિરણુ શો જગે મ્હાલે !
હો, મારે, તો એક પ્રભુ, અંતરમાં મ્હાલે !
દુઃખિયાંને દ્વાર જઈ, પતિતની બાંહ્ય ધરી,
અધમને અહો ! સદા ઉધ્ધારે !
સંતાવતાર એ અંશ-કિરણુ આત્માને,
એક પ્રભુ આપ સમ જગાવે !
હો, મારે તો એક પ્રભુ, અંતરમાં મ્હાલે !

તા. ૬-૧-૧૯૧૩, વડોદરા.

## ૭૭—હિન્દી: જગજન.

( ગઝલ )

અહો ! કંઈ અકલ પ્રભુ-ઈચ્છા સુકાવે હિંદી: જગજન !
અને કંઈ એજ સત્તા આજ જગવે હિંદી: જગજન !
ભૂમિ ચોખંડમાં સામ્રાજ્ય ચલવે એક જગજન !
ધપ્યે કંઈ જાય એ તો એક ચક્રવે એક જગજન !
ઝુલવશે ચૌદ ચોકડી રાજ્ય હસ્તે એક જગજન !

અવશ સ્વસ્થાનમય વિકસાવશે સામ્રાજ્ય જગજન !
જગત મહારાજ્યમણિ તો એક માને હિંદ, જગજન !
મણિ અજવાળતાં જ પ્રકાશવા દેશે જ જગજન !
સ્વયં જ્યોતિ પ્રકટતાં તો પીછાને વીર જગજન !
શૂરા હિંદી ! ઉભા રહો જ્યાં ઉભા બહાદૂર જગજન !
કદમ તો એક સરખે કૂચ કરિયે: હિન્દ ! જગજન !
પરસ્પર આશના ઉચ્છ્વાસ ભરશે હિંદી: જગજન !
ધરી સામ્રાજ્ય શિર, સ્વરાજ્ય કરશે હિંદ: જગજન !
સ્વરાજ્યે સિદ્ધ ને બલવંત બનશે હિન્દ: જગજન !
સદા વીર બંધુસમ, તમ સંગ ઝૂઝશે હિંદ, જગજન !

તા. ૧૦-૧-૧૯૧૩ વડોદરા.

## ૭૮–હિન્દી અમે, તો !

(ગઝલ)

પ્રભુજીનાં પ્રજાજન હિંદ વસિયે હો, અમે તો !
હળીમળીને જ ઘુમિયે સ્વસ્થ સૌ હિંદી અમે તો !
ઉગ્યે ઇન્દુ પ્રકાશે તેમ હિંદુસ્થાન ચળકે:
ચમત્કારે જગત ચમકાવિયે હિંદી અમે તો !
અમારે અંશ રાજે રાજ-યોગીરાજ એ હો !
ધુરંધર ધર્મના સામ્રાજ્યના હિંદી અમે તો !
સદાવ્રત ન્યાય તેમ જ નેહનાં ધરિયે સુભાવે;
પિતા પ્રભુના સ્વદેશે દેશપૂત હિંદી અમે તો !
અમારો હિંદ તો દેશેન્દ્રસમ સોહે સદાનો !
સુહવિયે જગત જય-શૃંગારથી હિંદી અમે તો !

તા. ૧૦-૧-૧૯૧૩, વડોદરા.

# ૭૯-ગરવાં ગુણિયલ.

(રામબાણ વાગ્યા હોય તે જાણે, ધનાભગતના ભજનની ધુને)

હો, બાપુ ! ગુણ દાખે તે ગુણિયલને વંદિયે !
એ ગરવાં જનને અધીન રહિયે !
માયાવી મંદિરને જુવે ન જાણે ને-
માટીનું માળખું જ નાણે !
એવી આંખે જગત પ્રપંચી આ પુતળાંને,
પામર પતિત હો પ્રમાણે !
કિરતાર કારીગર, હળવે હાથે,
કારસા કારમા રચતા !
એક ફુંક હેત તણા ચેતનની મારે ત્યાં-
જીવતા જીવ કંઈયે થનગનતા !
સંતો એ જીવતા જીવના જગતને,
વન્દી વન્દીને આનન્દે !
તેમાંયે માનવના સદ્ગુણની લીલાને,
જોઈ જોઈ નાચવા મંડે !
સુંદરતા જોતાં એ સુંદરતા દાખેને,
સુંદરતા એ જગ શૃંગારે !
સુંદર સંસારમાં સુંદર સંસારિયાંને,
પૂજે પ્રભુની હારે !

તા. ૧૨-૧-૧૯૧૩, વડોદરા.

## ૮૦—પ્રભુ! તું:

(ઇસ તન ધનકી કૌન બડાઇ; એ ભક્ત કબીરજીના પદની ધુને)

એક અનાદિ અનન્ત પ્રભુ! તું!
મધ્ય સદા વિલસંત, પ્રભુ! તું!
પ્રકટ પ્રકાશ સ્વરૂપ પ્રભુ! તું!
જીવન-મ્હાંય, વસંતઃ પ્રભુ!
જ્યાં નિશદિન પરખાય, પ્રભુ! તું!
ત્યાં અમને વિહરાવઃ પ્રભુ! તું!
અદ્ભુત રમ્ય સુહાય, પ્રભુ! તું!
તું-મય અમને સુહાવઃ પ્રભુ! તું!
એક તું! એક તું? એક પ્રભુ, તું!
ભવ્ય લીલા મહીં, લલિત, પ્રભુ! તું!

તા. ૧૬-૧-૧૯૧૩, વડોદરા.

## ૮૧—બન્ધુતાનું બ્યૂગલ.

(ઇંગ્લીશ ટ્યૂન)

૧

જાગો; જાગો બંધુ બધાય! બંધુતાનું બ્યૂગલ વાય!
દુઃખની કીકીયારી સંભળાય! લડાઇ, રેલ, કે લાગી લ્હાય!

૨

દોડો ને દ્યો સાચી સહાય! આલો બૂડયાં બળ્યાંની બ્હાંય!
લાગો કામે, તોડી કાય! દુઃખિયાં જીવે તો જીવાય!

૩

અંતરમાંથી જે કો ન્હાય, ભૂલી ભેદ જ જાતે સ્હાય!
વીરા! પળાય તે સદ્ધર્મ! શરાં કરાય તે સત્કર્મ!

૪

ધાતાં આવી વસમી વેળ, તે, તો, મનુષ્ય નહિ પણ દેવ!
વર્તે આવા કાળા કેર, ત્યારે ઉડે દયાની સેર!

૫

જાગે અનેકના આત્માંશ, તેમાં પ્રભુ ઘુમે અશાંશ!
હાથે હાથ ધરો આધાર! આચરો પ્રભુતાનો આચાર!

૬

રેલ કે લ્હાય, રોગ, દુષ્કાળ: ત્રાસને પ્રસંગ હવો સંભાળ!
બંધુઓ! બેલડિયે બંધાવ! ધપાવો પ્રભુ-આશ્રય એ નાવ!

તા. ૧૬-૧-૧૩, વડોદરા.

# ૮૨—સ્ત્રીદેવીને.

( સોરઠા )

૧

સ્ત્રી! તુજ ધન્ય સદંશ, જોઈ જોઈ નમિયે અમે!
પુરૂષ-જીવન પૂર્ણાંશ, સ્ત્રી-દેવી! એ તું કરે!

૨

ઉછળતા રસ-ભાવ, સ્વાર્પણમય સેવા, વળી,
મનભર રમ્ય પ્રભાવ: સ્ત્રીદેવી! એ તુજ હો!

૩

મીઠાં માને બ્હેન, પત્ની ને પુત્રીઃ નમું;
સ્મરણ-દર્શને, બ્હેન, શ્રીદેવી ! એ, તું, ભરે !

૪

પ્રફુલ્લ પોષે પ્રાણ, રસ-ચંદનના અર્ચને;
દયા-દૃષ્ટિનાં દાન, શ્રીદેવી ! એ તું દીયે !

૫

સુયોગ-માયા ! ધન્યઃ માયાળુ જીવન રચેઃ
પુણ્ય-સ્મરણ એ રમ્ય, શ્રીદેવી ! હો, તાહરાં !

૬

પાકે ત્હારી કૂખ, દેશ-દીપક વીર બાલકો !
પૂરો કોડ, અચૂક, શ્રીદેવી ! અમ હિંદના !

તા. ૧૪-૧-૧૯૧૩, રાજકોટ.

# ૮૩-ગરવી હો ગાય.

( બાળગીત )

૧

ગરવી હો ગાય !
તું મોરી માયઃ
પાવન તુજ પાયઃ
મંગળ અમ થાય !

૨

નરવે તુજ દુધ,
જાગે સપૂત !
માના રખવાળ;
ધુરંધર ભૂપાલ !

૩

ભૂમિના ભાર–
ઉતારણુહાર !
મ્હારે ધાનાર:
દીનના આધાર !

૪

માતા ને ગાય–
ચેતન–પય પાય !
જોરાવર જાત–
હિન્દે વિખ્યાત !

તા. ૧–૨–૧૯૧૭, વડોદરા.

## ૮૪—બ્હેનના સદ્‌ભાવ.

બ્હેન તે તો બ્હેન–
દુઃખમાં દિલને વાળે વ્હેન !
વ્હીલાં વેણુ, બ્હેન,
સાચે ભાવ, સ્મરે દિનરેન !
માની મૂર્તિ બ્હેન–
એની આંખે તો દિલ–રહેમ !

વ્હાલાં લાગે બ્હેન:
　　　　માયાળુ એ માની જેમ!
ભાઇ ઘેલાં બ્હેન,
　　　　ઓછાં ઓછાં નમણે નેણ!
બંધુનાં દુઃખ બ્હેન,
　　　　ધોતાં આંસુડાંને વ્હેન!
વીરા વન્દે બ્હેન,
　　　　ધરવા રક્ષાનાં વ્રત નેમ!

૧૯૧૩, જૂનાગઢ.

## ૮૫–પ્રભુ-પરિવારને નિમંત્રણ.

( ગોવિંદ ગુણ ગાઓ રે; એ ધનાશ્રીના ગીતની ધુને )

આવો, વિલસિયે એક; હો!
　　　　પ્રભુ–પરિવાર!

હિન્દુ! આનન્દે, ભરિયે!
　બૌદ્ધ! પ્રાણ–શરણ ધરિયે!
　　પ્રભુતાના દઇયે દાવ અનેકઃ હો!
　　　　પ્રભુ–પરિવાર!

જૈન! જીવદયા પાળિયે!
　જરથોસ્તી! જ્યોતિ ઝીલવિયે!
　　સુરતાના લઇયે લ્હાવ અનેકઃ હો!
　　　　પ્રભુ–પરિવાર!

ક્રીસ્ચન ! હેતે, હુલવિયે !
મુસ્લિમ ! ઈમાની કરિયે !
જનતાના સહિયે ઘાવ અનેક: હો !
પ્રભુ-પરિવાર !

તા. ૬-૨-૧૯૧૩, જુનાગઢ.

## ૮૬—વસંત-પંચમ.

( હોરી )

અહોહો ! સૂર એ વસંત-પંચમ !
પુલકતો આનંદ નિરંજન !

મદ-વિહ્વલ કોયલ રસઘેલી,
ન્હાવરી, જોને, બની એ !

વ્હાલ વસંતને વ્હાલો લગાડી,
રમ્ય ટહૂકે રમણી એ !

અહા ! શી જોડ બની એ વસંત કોયલની યે !

શિશિર-સમીર, અહો ! અતિ શીતલ !
વ્હાલાં ઉર-ઉર સમાય !

હેતની હુંફ વળે કે હળવાં,
હૈયાં એમ પુલકાય !

રસિયાં રસ રેલાવે ને ઉછરંગ ઝીલાવે !

નવચેતનની ફૂંક ફરે ને-
નવરંગ નાચે હો, રે !

નવજીવનને દર્શન આત્મા—
ઘૂમે સ્વજન જ્યમ દ્વારે !
અજબ ધૂન એ લલકારે; વસંત–ચેતના પ્રસારે !

તા. ૬–૨–૧૯૧૩, જુનાગઢ.

## ૮૭–સ્હાંઝને સમયે.

( દેશી ઢાળ )

૧

સ્હાંઝ પડે ને દિન આથમે ને હળવાં હૈયાં થાય:
વ્હાલાં ! આવો, આમનાં તો હસતે મ્હોંયે મળાય !

૨

પગલેથી પરખાવ: વ્હાલાં ! સાદેથી ઓળખાવ !
એ તો વ્હાલાં ! એકલાં તમ દર્શને દિલ ઉભરાય !

૩

વાત કહીશ કંઈ વ્હાલની, ને રીઝવીશ ગાયાં ગાઈ;
પ્રાણને ફુલડે રમાડીશ, મનમાં રહી મલકાઈ !

૪

વ્હાલાં ! પણ તમ સાને સમજો; હું થી કયમ બોલાય ?
જોઈ રહું ને સાંભળું; તમ મધુર બોલ એમ થાય !

૫

અજબ આંખ અલબેલડી તમ ! સાધું એનો જોગ !
એ જોગે અલમસ્ત રહું ! પ્રભુ ! નિભાવજો સંજોગ !

તા. ૬–૩–૧૯૧૩, વડોદરા.

# ૮૮—જીવનની જયલક્ષ્મી.

( સોરઠ ત્રિતાલ )

જીવનની જયલક્ષ્મી, જગદમ્બ !
વિભૂતિ પ્રભુતણી જગવંદ્ય !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

લલિત અને લાવણ્યભર્યું, તુજ, દેવી ! દર્શન સૌમ્ય !
પૂર્ણ પલક ભરી ભરી નિરખિયે ! પુલકે રોમેરોમ !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

તું મનિષા ! તું હૃદય–ભાવના ! બ્રહ્મતેજ તું અનુપ !
સચરાચરમાં વિરલ કંઈક તું: વિલસે વિવિધ સ્વરૂપ !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

સુંદરતા, મૃદુતા, તું ! સુગંધ; ઉજ્વલતા રસ–મૂર્ત !
નવરંગે, તું ! અરંગ મનભર, રમ્ય અકલ અદ્ભુત !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

સકલ કલા: તું ! અંશ અંશ: તું ! દીસે પૂર્ણ સાકાર !
અણુ રેણુ બ્રહ્માંડ ભરે તુજ વિકાસ વિજય વિહાર !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

જયલક્ષ્મી ! તુજ સ્મરણ–દર્શને, કુમકુમ ને કલ્યાણ !
આત્મ–કમળ, તું, રહી અપાવે, વ્રત તપ અર્પણ લ્હાણ !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

તા. ૬–૩–૧૯૧૩, વડોદરા.

# ૮૯-નર્મદાનાં નીરમાં—

( ભૈરવી-દાદરો )

નર્મદાનાં નીર ડોલે! જળની લક્ષ્મીને હિંચોળે!
પરિમલ ત્યાં વાયુ વાય! સ્તુતિપદ રસબિન્દુ ગાય!
રસ-ઘેલી કોયલ ઘૂમે! આમ્રકુંજ ઝૂમે ઝૂમે!
સ્મિત-કિરણ કંઈ રૂમ ઝૂમે! છાનુમાનું આવી ચૂમે!
નર્મદાની ભવ્ય વિભૂતિ, ઉર-અંગમ ઝૂલતી સૂતી!
પારદર્શને પ્રતિપ્રહર, પ્રકટે પ્રભુતાની લહર!
સૃષ્ટિ-દર્શને, સદાય, માતની લીલા સ્મરાય!
સોડાડમાં હૃદય સમાય, નયનામૃતમાં ન્હવાય!
નર્મદા! તું માતૃજ્યોતિ! જલકણ મણિ-મોતી સોહાતી!
માવડીને ચરણ-સ્પર્શ, સ્ફુરતા અભિલાષ હર્ષ!
તીર્થરૂપ શરણ નિમગ્ન, વિહરે પરમાત્મ-લગ્ન!
ઉર-ઉછાળ ભાવલીન, દાનવીર રસસિંધુ દીન!
નર્મદા! ગજગામિની તું, રસ-સંસાર-ચારિણી તું!
કમલાસન અર્પનારી, કલશથી અમી સિંચનારી!
સાન્ત્વના સહચાર ધર્મઃ સીનેહ પરિચરણ મર્મઃ!
ચારિક તપોમય સુકર્મ, હો અમ પરિક્રમણ ધર્મ્ય!
નર્મદા, અમ મા અમર્ત્ય! અશ્રુ-તર્પણે હો તૃપ્ત!
વાંચ્છી વંદિયે શિશુ-સંગ, દમ્પતી પ્રભુ-કૃપાવંત!

તા. ૧૫-૪-૧૯૧૩, ચાંદોદ-કરનાળી.

# ૯૦–કોણ, એ, તે, અલબેલી ?

( આવોને, નંદલાલ ? એ ગીતને ઢાળે )

ઘેલી તે કાંઈ ઘેલી !

કોણ, એ, તે, અલબેલી ?

ઘૂમે જાણે ભાનસાન ભૂલેલી, ગાનતાને મસ્તાન ઝૂકેલી !
મ્હાવરી એમ બનેલી, કોણ, એ, તે, અલબેલી ?
ચૈત્ર વૈશાખની તાપની હેલી! લૂની ઝ્હાયે ભૂમિ ધૂમ ધીકેલી,
એવે સમે જ છકેલી ! કોણ, એ, તે, અલબેલી ?
નીચે ધરતી ને આભ જ ઉંચે, વચ્ચે મલપતી વ્હાલાની કુંજે:
ક્યાંની એ ક્યાં હો કુજે ! કોણ, એ, તે, અલબેલી ?
મોહનમંત્રની વાત જ ધ્યાને પિયુનાં પિયૂષ જ રોજ એ માણે !
કાંઇ ન બીજું જાણે ! કોણ; એ, તે, અલબેલી ?
પિયુને, ઘેલો બનાવી, બોલાવે ! હરી ફરની સંતાતી શોધાવે!
ઘેલાંનાં ગામ વસાવે ! કોણ, એ, તે, અલબેલી ?
જોવા મળી દુનિયાં, જાગેલી: આવી, કોને, આ તે ધૂન લાગેલી?
ત્યાં દીઠી કોયલ, પેલી ! અલબેલી પિયુ–ઘેલી !
ઘેલી તે કાંઇ ઘેલી, કોયલ તો પિયુ–ઘેલી !

તા. ૨૩–૪–૧૯૧૩, વડોદરા.

# ૯૧—આંબલો.

( ઓધવ! નન્દનો છોરો, તે નમેરો થયો: જો; એ ગીતને ઢાળે )

મ્હારે આંગણે, તો, એક ઉભો આંબલો રે લોલ!
એનો ફરતો ઘેરાવ રળીયામણો રે લોલ!
એને લીલોછમ્મ પલ્લવની પામરી રે લોલ!
એને કલગી-તોરે, કુમળી મંજરી રે લોલ!
એ તો તાપ, લ્હાડ; વૃષ્ટિ, ઉભો તપે રે લોલ!
ને એ એક વાત વ્હાલની, ઉરે જપે રે લોલ!
એ તો હસતો ને હેત એનું છલકતું રે લોલ!
એની છાંયમાં સમાય મુજ જગત બધું રે લોલ!
એને દર્શને, તો, ઠરે મારી આંખડી રે લોલ!
મ્હારા ગુણિયલ ગૃહદેવની હું કિંકરી રે લોલ!
એને ગુંજન, ગુલતાન કાલી ઘેલડી રે લોલ!
હું તો બનું એની કોયલ રસ-હેલડી રે લોલ!
એને અમૃત, રસ-ઉજવલ આત્મા બને રે લોલ!
ને એ આત્મ-ફલ સુહાવતાં સંસારને રે લોલ!
આંબો ઉંચો ઉગે ને નીચો નમે રે લોલ!
એની ઓથે વિસામો, ગમે તે સમે, રે લોલ!
વ્હાલાં! આવો, અમ ઘેર, આંબે ઝુકવા રે લોલ!
પ્રભુતાની રસ-લ્હેર, આવો, મ્હાલવા રે લોલ!
મોહ શોકની સમૃદ્ધિ, નથી, આંબલે રે લોલ!
શીલ પુણ્યની સંપત્તિ ભરી સામટી રે લોલ!
એની છાયે, બને દોહ્યલો ભવ સોહ્યલો રે લોલ!
પ્રભુ રાખજો અખંડ મ્હારો આંબલો રે લોલ!

તા. ૨૪-૪-૧૯૧૩, વડોદરા.

# ૯૨—રસિયાં ઘેલાતૂર.

( આશાવરી ત્રિતાલ )

૧

રસિયાં ઘેલાતૂર ! અરે ! એના તે કંઈ અવતાર !
બની વ્હાલવરાં ઘૂમે જ તેને, સ્વજન એક આધાર !
સ્વજનતણાં હો સ્વર-ફુલડાંના પરિમલ કરે પ્રફુલ્લ !
મનભર સ્વરૂપને દર્શન, તો બને અધીન દિલ ડૂલ !
ચરણ-સ્પર્શ પ્રિયજનને, ઓહો ! દિલ કંઈ કંઈ થઈ જાય !
વ્હાલાંને વ્હાલી સેવામાં, ધન્યઃ જીવિત અર્પાય !
રસિકને સ્નેહ, જીવિતનો સાર !
રસિકને રસ—જીવિતના તાર !
રસિકને પ્રિયજન પ્રભુ—અવતાર !

૨

હૃદય-સરોવર પ્રાણ—કમળ તો ડોલે અપરંપાર !
રસની છકછોળે વ્હાલાંને રોળે વારંવાર !
અહો ! રસિયાં નો એ અવતાર !
રસની રેલમછેલ જોઈને વ્હાલાં ઘેલાં થાય !
વિમળ વ્હાલને ક્રીડન, પ્રભુતા પ્રાણતણી લહેરાય !
પ્રાણ—પ્રફુલ્લ પ્રભુ—પ્રતિમાસમ અણુરેણુ પરખાય !
તેમાં યે પ્રિય કમળ—ફૂલને દેખી મસ્ત થવાય !
મન મુકી અલબેલી કાંતા ઘુમે સલપતી ગાય !
રસ—સરિતાની કમળ—લક્ષ્મી એ તરંગિણી બની જાય !
મુકે મનસ્વિની મુખ-કમળે ને ફરી જુએ ત્યાં કાંત,
રસ—લીલા જોતો ને હસતો આવી મળે એકાંત !

મુગ્ધ નહિ પણ ભક્ત દમ્પતી બને સ્નેહ-શૃંગાર !
પ્રાણ--કમળનાં મોતીનો, એ, હાર, ધરે સંસાર !
ધન્ય ! જુગલ તો એકજ જે આચર ધર્મ-સહચાર !
જીવ-જગતની ગોવાળીનો, વહે એજ સુખ ભાર !
જાતે ઉજળાં જગ અજવાળે, પરમ જ્યોતિના અંશ !
વત્સલતાને પરિમલ, જગને, ઉડવે સજોડ હંસ !
પદ્માવતી જયદેવ દમ્પતી જેવાં વિરલાં સ્હોય !
એવાં દેવજનોને કીર્તન અખંડ મંગલ હોય !
અહો ! રસિયાંનો એ અવતાર !

તા. ૨૦-૫-૧૯૧૩, વડોદરા.

## ૯૩-હિન્દ ભૂમિના અમે પાલકો.

( સવૈયા લાવણીના લડાયક સૂરે )

૧

હિંદ ભૂમિના અમે પાલકો ! પ્રજાપાલ અમ પ્રભુઃ જયરાજ !
સ્વદેશ હિંદી-સ્થાન અમારો ! જન સામ્રાજ્યે હિંદ સ્વરાજ્ય !

૨

હિંદ દેશના અમે પાલકો ! જગજન અમ બાહૂ બલવંત !
સ્તંભ હિંદીજન અમે જગતના ! પ્રભુ-રચિત એ ઋણાનુબંધ !

૩

હિંદ ભૂમિના અમે પાલકો ! ધ્વજા એકતાની ધરનાર !
જનતાનું સ્વસ્થાન હિંદ અમ ! જગત રાજ્યને મ્હલાવનાર !

૪

હિંદ દેશના અમે બાલકો ! દેશ–પૂત લલિત ધીર અમે !
હિંદ સુરાષ્ટ્રતણા સિંહોને, કુલીન વીરતા એક ગમે !

૫

હિંદ રાષ્ટ્રના અમે રક્ષકો ! સ્વસ્થ, સજ્જ ને એક અમે !
હિંદ–જગતની બાંહ્યધરીએ જનતા ઘુમશે એક સમે !

તા. ૬–૬–૧૯૧૩, વડોદરા.

## ૯૪—ઝૂલરે હાથી ઝૂલ.

( બાલગીત )

ઝૂલ રે હાથી ! ઝૂલઃ
તારી સૂંઢમાં કમળ–ફૂલ !

સૂંઢમાં કમળ–ફૂલ,
તેથી તું સોહે અણમૂલ !

તું સોહે અણમૂલ,
તુંથી સુહાય સ્વરાજ–કુળ;

સુહાય સ્વરાજ–કુળ,
ત્યાં સહુ વિલસે અનુકૂળ;

સહુ વિલસે અનુકૂળ,
લોક વિનાયક ! તું પર ડૂલ !

વિનાયક ! તું પર ડૂલ.
તેથી તું ચે મંગળ મૂળ !

તા. ૯–૭–૧૩, વડોદરા.

## ૯૫–પ્રભુ બેલી !

( ગોવિંદ ગુણ ગાઓ રે, સહુ નરનાર: એ ગીતની ધૂને )

મારે તું પ્રભુ બેલી રે !
જગતના નાથ !
જગમાં, જ્યાં ધોળાં કાળાં,
ત્યાં તુજ એક જ રખવાળાં !
તારી ઓથે ઘૂમું સનાથ રે !
અનાથના નાથ !
તારી પ્રભુતાને દર્શન,
દાના દિલને આકર્ષણ,
પાવન હું પૂજું પ્રાણી માત્ર રે,
દીનના નાથ !
મારે તું પ્રભુ બેલી રે !
જગતના નાથ !

તા. ૧૧–૭–૧૯૧૩, વડોદરા.

## ૯૬–શ્રીકૃષ્ણના આદેશ.

( આશાવરી–દાદરો )

શ્રીકૃષ્ણ જન્મના એક: જે ઉધ્ધારે દીન અનેક !
ઉધ્ધરતાં અનેક: તે, તો, નિર્ભય બનતાં છેક !
નિર્ભય બનતાં છેક, તેને અભયદાનની ટેક !
અભયદાનની ટેક, એ રહે સુકર્મ–યોગે એક !

સુકર્મ-યોગે એકઃ તે શ્રીકૃષ્ણ એકનાએક !
  શ્રીકૃષ્ણને આદેશ, જાગે ઉત્સાહક આવેશ !
ઉત્સાહક આવેશ, ભજવાવે નટવરનો વેશ !
  હો નટવરને વેશ, વ્હાલાં મ્હાણે આશાએશ !
માણે આશાએશ, સેવા-ભક્તિને પરિવેશ !
  ભક્તિનો એ લેશ, પળાવે શ્રીકૃષ્ણનો આદેશ !

તા. ૧૮-૮-૧૯૧૩, વડોદરા.

## ૯૭-ભક્ત સુદામાજીનું જયકીર્તન.

( ધીરાભગતના ભજનની ધુન )

એ તો એક સુદામા રે !
  સાચા બ્રહ્મભોગી થયાઃ હોજી !
    જેણે તાંદુલ સ્હામા રે ?
      શ્રીકૃષ્ણને ચરણે ધર્યા હોજી !
ભક્ત ટેકીલા અભયથી, પ્રભુ શું રમતાં હોડ !
એક સવાઈ કર્યા કરે, ત્યાં બીજા વાળે દોઢ !
  અબોલ અદ્દભુત કામા રે,
      રસિયાં જનના પ્રભુતા ભર્યા હોજી !
બંધુતાને બેડલે હો બેલડિએ સંબંધ,
ઝુકી સંસારે ઝૂઝતા એ સંત જ સ્વજન અબંધ !
  વ્હાલાંને વિસામા રે,
      દેનારા દીન ભાવે ભર્યા હોજી !

તા. ૨૯-૮-૧૯૧૩, વડોદરા.

# ૯૮-હિન્દી વીરની જન્મ જયન્તી.

[ પૂજ્ય દાદાભાઈને ચરણે ]

( મહીદીપ છંદની ચાલ )

હિન્દી વીરની જયંતી, આજ ઉજવિયે હો !
દેશ-ભક્તને દીદાર, નૂર ઝીલિયે હો !
ધન્ય જન્મ એ તણો જે જગદીપક હીરો !
બાંહ્યધર અનેક બંધુનો તે વંદ્ય વીરો !
સ્થળ સમય સ્થિતિ વિચારી સ્વસ્થ તે થનારો !
સત્યનો આચાર્ય એક સંપ સાધનારો !
જગત-બંધુતાને અભિમાન સૂઝવનારો !
હિન્દનું નિશાન અભયથી સધાવનારો !
વીરતાના વિરલ ગુણુ વીર પીછાનનારો !
હિન્દી, જગતસંમ, સવાઈ હો બતાવનારો !
ભેલડિયે બાંધીને સુકાની એ થનારો !
સ્વરાજ્યને પ્રજાને લલિત ધીર જગાવનારો !
ધ્વજા દંડધારી હિંદ ! જગત-બાહુ તું હો !
એક સરખું સ્વાસ્થ્ય, પ્રભુ-રાજ્યમાં તને હો !

તા. ૩-૯-૧૯૧૩, વડોદરા.

# ૯૯-લોકગણેશ કીર્તન.

( ઉઠી પ્રભાત સમરલે તું શ્રીગણેશદેવા; એ પદને ઢાળે )

[ લોકમાન્ય શ્રી ગોખલેજીને ચરણે ]

વંદિયે ગણેશ લોકગણનાયક વીરા,
ગોરી જન્મભૂમિ જાત ગુણ-ગંભીર ધીરા !

ધન્ય: એ મનુષ્ય દેવ મંગલ કરનારા !
　　મહાદેવની સમૃદ્ધિ દઈ મ્હલાવનારા !
ગૃહ-કુટુંબ, કુલ-સમાજ, રાજ્ય-દેશ માંહે-
　　એકથી વિશેષ વ્યક્તિને શિરે ઝુલાવે !
ડોલતા માતંગરાજ કાર્યભાર ધારે !
　　જન્મ-સાર્થક સમર્થ પાર એ ઉતારે !

તા. ૪-૯-૧૯૧૩, વડોદરા.

## ૧૦૦-તીર્થને ધામે.

( મીરાંને પૂર્વજન્મની પ્રીત; એ ભજનની ધૂને )

હાલો, હાલો, તીર્થને ધામ, રે !
　　　　જ્યાં હૈયાં હીંચે !
હોરે એ તો લલિત દિલારામ રે !
　　　　સ્નેહ-અમી સીંચે !
ધ્યાન મનનશીલ મલપતાં-
　　　　શાંતિ અને એકાંત !
એની છાયે વિહરતાં,
　　　હરિના દાસ એ તો ચંદ્રકાંત રે !
　　　　બ્રહ્મ-રસે ભીંજે !
રમ્ય રસાલય ડોલતું,
　　　　ભવ્ય આત્મ-મંદિર !
વિરાટ પ્રભુ ત્યમ ઝૂલતા,
　　　હરિના દાસને દિલ રસ-વીર રે !
　　　　સાધુ સંતો રીઝે !

તા. ૧૯-૯-૧૯૧૩, ડાકોર.

# ૧૦૧–વિજયેશ્વરીનાં પ્રદર્શન.

( પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી;
વલ્લભ ભટ્ટના એ કળિકાળના ગરબાના ઢાળે-હીંચ )

બ્રહ્મનો પ્રકાશઃ વિશ્વઃ તે; તું વિશ્વેશ્વરી !
ત્હારાં અભિનવ રૂપ !
પ્રાણનો સુવાસઃ પ્રેમઃ તે તું પ્રાણેશ્વરી !
તું તો તું સ્વજન સ્વરૂપ !
પ્રેરણા સરસ્વતીની તે તું હૃદયેશ્વરી !
ઝૂલે જગ ત્હારે લ્હાવ !
ચેતના ઉલ્લાસ કેરીઃ તે તું ચંડીશ્વરી !
જાગે જગ ત્હારે ભાવ !
સંસારને જોગવે તુંઃ ગૃહેશ્વરી !
એક તું જુજવે વેશ !
યોગ ને ક્ષેમ તું વધારતીઃ યોગેશ્વરી !
કુળને કુટુંબમાં હમેશ !
માત, બ્હેન, પત્ની, પુત્રીઃ પૂજુંઃ પરમેશ્વરી !
બ્હાલ રહ્યાં તુજ લલિત અંગ !
દેશ કેરા રાજ્યને સમાજને, રાજેશ્વરી !
વિલસાવો પ્રગતિને પંથ !
રાસ રમણ ચ્હડે તારે દૂધડેઃ રસેશ્વરી !
વિજય દશાના રંગ !
એકતાન પૂણ્યની પ્રવૃત્તિમાં વિજયેશ્વરી !
ખેલાવો અમને નિશ્ચિન્ત !

તા. ૫-૧૦-૧૯૧૩, વડોદરા.

# ૧૦૨—દીપોત્સવીનાં પ્રાણ—ગુંજન.

( આશાવરી-દાદરો )

પુણ્ય સ્મરણ પૂર્વનાં સ્મરી જીવન ઉજાળે—
એ મનુષ્યઃ જે પ્રભુજી ! તુજ પ્રભુતા પાળે !
પાંગ ધરી આનંદ ને ઉમંગની એ સૂઝઃ
દીપ તું ધરેઃ મનુષ્યને અગમ્ય સૂઝે !
તુજ કૃપા, એ, દીનનાથ ! છાજજો સદાની !
જન-કલાને પૂર્ણિમાશી હજી ન પુરે શાની ?
શ્વાસે શ્વાસે રસ-પ્રવાહ કેરી લહરી આવેઃ
સ્થલ સમય સ્થિતિ તરંગ જીવનને બહલાવે !
બુધ્ધિનો પ્રકાશ એમ રસમય કંઈ રેલેઃ
ભક્તિને આવેશ લલિત હ્રદય નાચે મેળે !
એક ધૂન જામે ને રચાય જ્વાલામાલીઃ
રહો જ્વલંત, પ્રભુ ! મનુષ્ય દિલની એમ દીવાળી !
સૂર્ય-મંડળો અબન્ધ બન્ધને ઘુમે જે—
તેજ ન્યાય, જન-સંસાર રાસ તો રમે છે !
નેહની એ નીતિ, સિધ્ધ પ્રભુ ! અખંડ રાખો !
ને એ નીતિનાં ક્રમણ તો વિક્રમતા દાખો !
વિક્રમ જયંતી દિન લઇયે હર્ષ લ્હાવોઃ
જીવન-ક્રમની વિજય નેમ, નાથજી ! સધાવો !

તા. ૫-૧૦-૧૯૧૩, વડોદરા.

# ૧૦૩–સોરઠીએ ગુજરાત.

( સોરઠા )

સોરઠીએ ગુજરાત, કઠણ ન્હાડિલા પ્રાંતમાં,
વસે રાજવી જાત, રણશૂરા મુજ ભાંડુઓ !
સીપાહિ નાગરિક કાઠી રજપૂત: વીર પૂર્વજના વંશજો !
અનન્ય હિંદી સપૂત, જગત-બંધુ મુજ ભાંડુઓ !
કચ્છ, કાઠિયાવાડ, ઝુઝે પ્રસંગે મોખરે,
હિંદી જનની વ્હાર, ધાનારાં મુજ ભાંડુઓ !
લોક-ધર્મિલા રામ ! રાજધર્મિલા લોક ત્યમ:
પ્રભુ-રાજ્યનું ધામ, ધરનારા મુજ ભાંડુઓ !
એક પ્રભુને ધર્મ, બાંહ્ય ધરીને ધર્મવ્રત,
ધરે એક હિત મર્મ, હિંદીજન મુજ ભાંડુઓ !
ધર્મ એક જયવંત, વિજયદિશા વિચરાવતો,
વિજય-માળા ધરંત, ધર્મ-ભકિતલા ભાંડુઓ !
એ ભાંડુની ભાળ, સઉ જેવી લેજો: પ્રભુ !
લેશે જગ-સંભાળ, એક દિવસ મુજ ભાંડુઓ !

તા. ૫–૧૦–૧૩, વડોદરા.

# ૧૦૪–મનુદેવની પ્રભુતાર્થે.

( આશાવરી–દાદરો )

બંધુતાની બંધિએ સુધા પ્રભુજી ! સિંચો:
ને અમારી ગ્રંથિએ, પ્રભુજી ! હિંચો, હિંચો !

શ્વાસને સુવાસ તો હુલાવિયેજી હૈયે:
રસ-સમૃદ્ધ ભાવમય શરણ અધીન રહિયે!
નાથ! તમ પ્રભાવ રમ્ય અમ જીવને છવાજો:
આત્મને અશોક ત્યમ અભય ઉભય સહાજો!
એ બળે મનુષ્યની વધે દિવ્ય સમૃધ્ધિ!
દેવપદ ચલાવજો એ પ્રણયની વિભૂતિ!
માનવીની પ્રગતિ નાથ! તું સદા સધાવે!
વિજયને અપાવતાં તું રાજવીર બનાવે!
એ વિચારી તું મનુષ્ય! બંધુતા બજાવે!
તો જ રાય-રંકમાં સમાનતા સુહાવે!
પ્રભુતણા અનુગ્રહે તું જે પ્રભુતા પામે;
ધન્ય તું મનુદેવ! તે જીવે તું નાથનામે!
તુજ વિકાસ: તુજ વિલાસ: તુજ વિહાર: પ્રેરો-
જગમાં પ્રભુતાભર્યા જીવનની લલિત લ્હેરો!

તા. ૧૨-૧૦-૧૯૧૩. વડોદરા.

## ૧૦૫-ભાઈનું બાલગીત.

( મ્હાડ )

ભાઈ: ભલા ભગવાન!
ભાઈને સુહાગનાં સન્માન!
સંભાળે ભગવાન,
ભાઈ તો ભોળાને ગુણજાણ!
શિર જયમોર અમોલ:
ભાઈને હૈયે ફૂલ-હિન્ડોલ!

શિરે દેશને રાજ્ય !
ભાઈને દિલ સંસાર સમાજ !
આંગળ વીંટી સુહાય:
ભાઈથી સુર-શૃંગાર દીપાય !
આંગળિયે જ અનાથ:
ભાઈ તો દેવ સમા સાક્ષાત !
ભાલે ચન્દન બીજ,
ભાઈને ફળજો અનેક વિધ !
પ્રાણાત્માને ચન્દ્ર,
ભાઈનો પૂર્ણોદય હો સ્વતંત્ર !

તા. ૨૦-૧૦-૧૯૧૩, વડોદરા

## ૧૦૬—બાળક અને ફૂલ.

( આશાવરી ત્રિતાલ )

નાનાં નાનાં બાળકો ને નાનાં નાનાં ફૂલ !
એ વ્હાલાં ! કોઈ કહેશો કે કોનાં વધૂ મૂલ !
વ્હાલાંમાં વ્હાલાં પ્રભુ-તુલ્ય !
નાનાં નાનાં બાળકો આશા કિરણનાં કુળ !
નાનાં નાનાં ફૂલડાં તો રૂમઝુમતાં રસ-મૂળ !
વ્હાલાંનાં દર્શન પ્રભુ-તુલ્ય !
નાનાં નાનાં બાળકો નવરંગી બાલ વસંત !
નાનાં નાનાં ફૂલડાં તો સોળ કળાયલ ચંદ્ર !
વ્હાલાંનો તે કાંઇ આનન્દ !

નાનાં નાનાં બાળકોનાં હૃદયનાં ઉર-ઉછાળ. |
નાનાં નાનાં ફૂલડાંના લલિત મધુર ઢાળ !
વ્હાલાં રસિયાં દિલ-વિશાળ !
નાનાં નાનાં બાળકો ને નાનાં નાનાં ફૂલ !
ઓ વ્હાલાં ! બસ: કહો બનું કયમ તમને અનુકુલ ?
વ્હાલાં બન્ને બાળક ફૂલ !

તા. ૨૦-૧૦-૧૯૧૬, વડોદરા.

## ૧૦૭—વ્હાલાંજનનો વિનોદ.

[ ખંડ કાવ્ય ]

( અનુષ્ટુપ )

૧

જેમાં તેમાં સદા શોધે, વ્હાલાં પ્રાણ વિનોદને:
પ્રભુ-કૃપા રૂપે પામે, ધન્યતા જન્મ-જીવને !

૨

એકવાર ઉભાં જોતાં, અરીસાઓ મઢ્યાં અમે,
જોતાં જોતાં જુદે બ્હાને. હસ્યાં જ કરતાં હતાં !

૩

બાળકો બે હસતાં'તાં, રામ-લક્ષ્મણ જોડશા:
પૂછ્યું મેં તેમને: "શાને હસો છો આટલાં બધાં ?"

૪

બાલકો કહે: "તમે બેય અરીસામાં દીસો ઘણાં !"
"નાંખેલી નજરે જ્યાં ત્યાં બાને બાપુ તમેજ છો !"

૫

"એકના એક એ મ્હોંયે, હસી બોલાવતાં તમે:
એકની એક એ આંખે, થનગનાવતાં તમે!"

૬

બાલકોને કહ્યું: "જુઓ, તમે બેય અનેક છો!
અરીસામાં દીસો તેવા, બન્ને બાવનવીર હો!"

૭

બાવનવીરની વાત, ઝીલી ઝટ ગલવત,
બાળકો તો ગયા દોડી; રહ્યાં એક અમે ઉભાં!

૮

કહ્યું મેં: "જોઇ કે, પ્રાણ! હેતની દ્રષ્ટિની મઝા?
ચરિત્ર જુજવે દીસે, વ્હાલાં તો મૂળ રૂપમાં!

૯

"અરીસે આપણે એક, આપણી આંખમાં બધાં!
બધાને હૃદયે એક, પ્રભુજી બહુ રૂપમાં!"

૧૦

એકના એક સંસારે, જીવનાદર્શ તો ઘણા:
તે સૌના ધર્મ-કર્તવ્યે રહિયે એક રંગીલાં!

૧૧

સુજ્ઞ માતૃ પિતૃ દેવ, સંયમી ઉપભોગમાં;
જ્યાં ત્યાં ગૃહ-સંસારે, એનાં એ વ્હાલ-સોહ્યલાં!

૧૨

સ્નેહ, આનંદ, સૌન્દર્ય: દ્રષ્ટિમાં ઝીલવો તમે;
પછી તો પ્રાણ, હોય સ્તો આમ ભક્તિ-વિનોદ તો!

તા. ૨૦-૧૦-૧૯૧૩, વડોદરા.

## ૧૦૮—નરસિંહ મ્હેતાનું જયકીર્તન.

( મીરાં ભક્તના પદની ધૂન )

નરસિંહ મ્હેતા રે !
નરમાં શૂરા સિંહસમા હોજી !
કહેતા તેવું રહેતા રે !
એ નર પૂરા સિધ્ધસમા હોજી !
આત્મ–જ્યોતથી ઉજળી આંખે ઉજળું જોય;
જગ જંજાળ ઉકેલતાં સંસારી સાધુ રહોય !
નેહ જીવનના નેતા રે !
નિર્મળ નીરની મૂર્તિ સમા હોજી !
સોળે સાન જ આવતાં જગત અતિથિ રૂપ !
તેની પરિચર્યા કરે તે જીવતર તો પ્રભુ રૂપ !
ગુપ્તદાન જે દેતા રે,
અભય તણા એ આણે સમા હોજી !

તા. ૨૬–૧૦–૧૯૧૩, વડોદરા.

## ૧૦૯—કલાપીનાં સ્વર્ગસ્થ રાજપુત્રીના સ્મરણમાં.

( લલિતવૃત્ત )

૧

સખિ ! પિતા તણી દૃષ્ટિ ઠારતાં;
દિવસ કૈંક મ્હેં નીરખ્યાં હતાં:
પ્રિય કલાપીની પુત્રી એ વળ્યાં,
પ્રભુજીને બીજે લોક; સાંભળ્યાં !

૨

સુર પિતા તણા ગુણ કેળવી
કંઈ કૂળયે જતાં રાજ-બાળકી !
પ્રિય કલાપીની ભવ્ય સૌમ્યતા,
નીવડી લાખની રાજ-રમ્યતા !

૩

રસ કરૂણની રેલમાં વહ્યો,
સમય જે, સખિ ! હું જતો હતો:
પ્રિય કલાપી તે દિન તેડતા,
બહુ બતાવતા દીન બંધુતા !

૪

સ્મરૂં ન શું ? સખિ ! પુણ્ય જે સમે,
મન ભર્યાં પિતા, પુત્રી તો રમે !
પ્રિય કલાપીની ધન્યઃ એ પળે,
હૃદય ઉજળે આંસુ ઉછળે !

૫

પ્રિય કલાપીના દૃષ્ટિ-યોગમાં,
અમર આશના દેશ દીસતા;
રસ ભર્યાં અહો ! સ્નેહી-દર્શને,
સુભગ ભાવિના ભાવ વિલસે !

૬

જીવન એ બળે કાવ્ય લાગતું,
રસ-કલા-ધ્વનિ પૂર્ણ ખીલતું !
પ્રથમથી સદા સ્નેહી ઘેલડાં,
દિલ ઉદારથી તો નિભાવતાં !

૭

હત કલાપી ને રાજપુત્રી એ,
હત ઉપાસતાં સ્નેહ ભકતને !
મુગત આત્મની જ્યોત બેલડી,
પ્રભુ ! પ્રશાંત એ સિંચજો અમી !

૮

મરણુ જે સદા આમ આવતું,
જીવન--જન્મને તે જગાવતું !
સ્મરણ સ્નેહીને તો હવે, સખિ !
પ્રણય--જીવને જીવવું નકી !

તા. ૭-૧૧-૧૯૧૩, વડોદરા.

## ૧૧૦—નવલાં હાસ્ય.

( ચોપાઇ )

૧

નવલ સમયનાં નવલાં હાસ્ય-
હસાય ત્યાં સ્વર્ગીય વિલાસ !

૨

જગત ઉછળે હસતે શ્વાસ !
પ્રસરે સઘળે પ્રાણુ--સુવાસ !

૩

વિનોદની લ્હેરે ઝૂલાય !
આત્મા થનગન થનગન થાય !

૪

જન્મ મહાશય મુખ ઝળકાય !
નયણે મૂર્ત વિજય મલકાય !

૫

ઉદય દશાનાં ઉજળાં ચિન્હ;
છજાવજો પ્રભુ ! એ નિશદિન !

તા. ૭-૧૧-૧૯૧૩, વડોદરા.

## ૧૧૧-મનમોહન ગાંધીજીને.

( ગોવિંદ ગુણ ગાઓ રે, સહુ નરનાર;
ધનાશ્રીના એ ગીતની ધૂને )

ગાંધી ! તું હો સુકાની રે !
સાચા હિન્દવાન !

હિંદની જીંદગી અમારી, અફળાતી, અસ્થિર, ન્યારી;
તેને જોગવવા; હો સુકાની રે ! સાચા હિંદવાન !
રાજ્ય પ્રજાના હિતનું, મન્થન, દેશે, છલકાતું;
નવનીત ઉતારે હો સુકાની રે ! સાચા હિંદવાન !
જનતાના જન મહારાજ્યે, હિંદીજન તણા સ્વરાજ્યે,
હાકલ એ ગજવે શર સુકાની રે ! સાચા હિંદવાન !
હિંદી જાત જ જમાવી. જગમાં વિખ્યાત બનાવી,
ધપાવે સત્યાગ્રહે, સુકાની રે ! સાચા હિંદવાન !
મનમોહન, ઉદાર ભાવે, વીરતાના પ્રસંગ લાવે,
હિંદ હિત-કસ્તૂરી મૃગ, હો સુકાની રે ! સાચા હિંદવાન !
સુદામાપુરના દીપક ! શ્રીકૃષ્ણનાં જગવે સ્મારક !
નિર્ભય ભારત-નાવિક સુકાની રે ! સાચા હિંદવાન !

ગાંધી ! તમ સજોડ પગલે, હિંદ-સંતતિ સંચરિયે !
**શાંતિજય, પ્રભુ, અર્પે; હો સુકાની રે ! સાચા હિંદવાન !**

તા. ૧૮-૧૧-૧૯૧૩, ગુજરાત પાટણ.
તા. ૧૧-૧-૧૯૧૪, ગુજરાતી. મહાત્મા ગાંધીજીના પ્રથમ પરોક્ષ પરિચયે રચેલું પ્રથમ હિન્દી સત્કાર ગીત.

## ૧૧૨—સુરાષ્ટ્રના સિંહને.

૧

ગિરિસિંહ-ગુર્જર સુરાષ્ટ્રના !
ગજવ, ગજવ હો, હિંદ-સુરાષ્ટ્ર !
સમુદ્ર ગર્જનને પડછન્દે,
જગવ, જગવ તું, જગત-સુરાષ્ટ્ર !
નિર્ભય મહાનુભાવ ભવ્ય તું-
હરે ફરે ત્યાં સ્વસ્થ-સુરાષ્ટ્ર !
તીક્ષ્ણ પ્રતાપી તુજ દષ્ટિથી,
કર્મ-કુંજ ગુંજે-સુરાષ્ટ્ર !

૨

આફ્રિકાનો સિંહ બંધુ તુજ-
એક જ પૃથ્વીપટમાં માત્ર !
ને તું તો જીવતો જાગતો-
સિંહ હિંદનો શૂર સુજાત !
સિંહ ભૂમિના હિંદ-સુરાષ્ટ્રી જય-
રાજયોગી સુર તું વીર;
ત્હારે ગંભીર ગેબી નાદ, તું-
રેલવ શાંતિ જગમાં સ્થિર !

તા. ૨૬-૧૧-૧૯૧૩. મ્હેસાણા-કડી-વડોદરા.

# ૧૧૩–પૂર્ણિમા.

૧

ખીલી, અહાહા ! નભ, ચન્દ્ર–પૂર્ણિમા !
અને ખીલી નેત્રની સર્વ હો કલા !
ખીલી, અહા ! સુંદર સૃષ્ટિની લીલા !
અને ખીલી પ્રાણકલાપ પૂર્ણિમા !

૨

ઉરપ્રકાશની એ પરિસીમાઃ
વિષમકાલની રમ્ય ચેતનાઃ
રસ ઉછાળતી ગુપ્ત પ્રેરણાઃ
સહચરી સમાં એક પૂર્ણિમા !

૩

પરમ પુણ્યનાં દેવી પૂર્ણિમાઃ
પ્રભુજીની કૃપાદૃષ્ટિ પૂર્ણિમાઃ
વિભૂતિ–યોગમાં આત્મ–મન્થને,
અભય આપતાં એક પૂર્ણિમા !

૪

અમૃતફૂલડાં ઝીલી ચૂમતાં,
સ્વજનને સદા છાય પૂર્ણિમા !
લલિત લાડિલાંના ઉપાસને,
પ્રકટ રીઝવે સ્નેહ–પૂર્ણિમા !

૫

બ્રહ્માંડને જગતને રસ–દર્શનો, એ–
સ્હામે ધરી નયનયોગ સુહાવતાં એ–
આરોગ્યવર્ધિની સખી કુલ સૌખ્ય શાંતિઃ
સૌન્દર્યલક્ષ્મી પ્રસરી રહી દિવ્ય કાંતિ !

૬

કાંતિના કાંતની કાંતા સર્વત્ર ચળકી રહી:
રસની જ્યોત એ રેલે ચંદની જગવંદની !

૭

આકાશિકાપર ઉભાં રસદેવી શું એ !
ઓચિંતી ત્યાં અલકવેણી છુટી ગઈ એ:
ઉંચે મ્હેકી કુલકલાપ ખર્યોય ત્યાં તો–
ઝીલે ફુલો ઉછળીને હસી રહેજ એ તો !

૮

કલ્યાણી અલકાવલિ પ્રસરતાં તો વ્યોમ તેનું બન્યું:
ને તેનું મુખ ચંદ્ર શું વિલસતું સોળે કળાથી ભર્યું:
દેવીની ફુલ-વેણી હો વિખરી, ને તારા ફુલોશા ઘમે:
ને એ તો ફુલસંગ હો જનનીના ભાવે અહોહો ! રમે !

૯

તારાને ફુલશાં વ્હાલાં, બાલૂડાં ગૃહ-ફુલનાં !
પિતૃપદે, ફુલો, ફાલો: માતૃ-જ્યોતિ પ્રકાશમાં !

તા. ૧૩-૧૨-૧૯૧૩, કંબોઇ ગામે. કડી પ્રાંતે, વડોદરારાજ્યે.

## ૧૧૪—અલમસ્ત બન્દો !

અલમસ્ત બન્દો, શ્રી પ્રભુ કિરતાર ! હું ત્હારો:
ત્હારે શરણ, હો નાથ ! ત્હારાં કામ કરનારો !
ખુદા ભૂલી, ખુદીધરે, તેને ન ગણનારો !
સામાન્ય હક સુખે જીવવાનો ભોગવું ન્યારો !

તુજ રહેમના કાનૂનને વશ રોજ રહેનારો !
  તારે ભરોંસે ભય વિનાનો રોજ ફરનારો !
હું સ્વાશ્રયી, અન્યાશ્રયીને મુક્ત કરનારો !
  નર છું; નથી વનનર: હું નારાયણ રહેનારો !
હું તો દુગ્ધાધર ગીતની સંભાળ લેનારો !
  મ્હારૂં બધું તારાં ગરીબને દઈ જ દેનારો !

તા. ૨૫-૧૨-૧૯૨૩, વડોદરા.

## ૧૧૫-વસંતે વ્હાલની કલા.

(અનુષ્ટુપ)

૧

વસંતે, કોણ એ, વ્હાલાં ! બજાવે ગેબી ખંજરી ?
હસીને ફેરતી, વ્હાલાં ! ન શું એ આમ્ર-મંજરી ?

૨

વસંતે, કોણ એ, વ્હાલાં ! રેલે કસુંબી આંસુડાં ?
લપ્પાઈ ઝૂલતાં, વ્હાલાં ! ન એ શું ફૂલ કેસુડાં ?

૩

વસંતે, કોણ એ, વ્હાલાં ! પુકારે પ્રાણ-ચેતના ?
હસી બોલાવતી, વ્હાલાં ! ન શું એ ઘેલી કોકિલા ?

૪

હસીને હેરિયે, વ્હાલાં ! હેરી હેરી હસાવિયે !
હસીને બોલિયે, વ્હાલાં ! બોલી ઘેલાં બનાવિયે !

૫

દેહ ને તીર્થ, ઓ વ્હાલાં! દેવશાં સર્વ અર્ચિયે;
ધ્યાને ને કીર્તને, વ્હાલાં! સેવામાં ભક્તિ પાળિયે!

૬

વસંતે, આમ, હો વ્હાલાં! ફળાંને વ્હાલની કળા,
સ્નેહના ચરિતે, વ્હાલાં! ધન્યઃ સંસાર મ્હાલિયે!

તા. ૧૨-૩-૧૯૧૪, સંતકુંજ-સાંતાક્રૂઝ-મુંબાઇ.

## ૧૧૬—"આવો, હસિયે!"

( મદાડની ધુન )

આવો, હસિયે મધુરાં હાસ્યઃ
વ્હાલાં! ઝીલિયે સ્નેહ-સુવાસ!
હસતાં મ્હોં ને હસતાં હૈયાં;
હસતા નયન-ઉજાસઃ
ત્યાં તો સ્વર્ગ અને સુરજનનાં-
દર્શનને સહવાસ!
આવો, હસિયે મધુરાં હાસ્ય!
હસી બોલાવે, દિલ, પધરાવે,
ઝુલવે આત્મ-વિલાસઃ
ભય ચિંતા ભુલવે સ્મિતસોહન,
ઉછળાવે ઉલ્લાસ!
આવો, હસિયે મધુરાં હાસ્ય!
વસંતે-કુંજે કૃષ્ણુણંસરી-
વિનોદ-ગુંજન વાય!

લલિત ચરિત જનને પુણ્યાલય,
સઉથી હસ્યાં કરાય !
આવો, હસિયે મધુરાં હાસ્ય !

તા. ૨૫-૩-૧૯૧૪, પૂના.

## ૧૧૭-અલૌકિક લોક

અમને મળે અલૌકિક લોકઃ
એને દર્શન; અલય અશોક !
સંસારી સાધુજન એ તો-
સાદાં સરળ અશોકઃ
નિર્મલ નેહભર્યાં ભાવે, એ-
દર્શાવે સુરલોક !
એને દર્શન, પ્રભુજી છયોક !
ભરતાં મીટેમીટ, અહોહો !
ઝીલતાં બોલેબોલ,
હસતાં તે દિલ વસતાં વ્હાલાં-
પાકે રસના શેળ !
એને દર્શન, ઉર રસબોળ !
પ્રિયજનનાં પરિચારક એ, તો,
પ્રકટાવે દિવ્યાંશઃ
સાચાં સ્નેહીજન વિકસાવે,
સુંદર સરલ સદંશ !
એને દર્શન, ઉજળાં હંસ !

તા. ૩-૪-૧૯૧૪, વડોદરા.

## ૧૧૮—ગુંજન-કુંજ

સુમન જ્યાં ગર્જે ગુંજાગુંજ:
એ તો રસાક્ષરીની નિકુંજ !
ગ્રંથાલયની રમ્ય ભાવના, કુસુમલ, શી ગુમ્ફાય !
ભૂત-ભાવિની ઇન્દ્રજાલમાં, વર્તમાન ગ્રન્થાય !
સુંદર સુહાય ફુલ અનંત ! સર્વની વિધવિધ દિવ્ય સુગંધ !
એ પ્રદર્શને, અંતર નયન રસાત્મક શાં લ્હેરાય !
ભાવપ્રવાહે, વિમલ, વિહરતાં, ઉલ્લાસે ઉછળાય !
અહર્નિશ વર્ષા અને વસંત રેલવે કરૂણોજ્વલ આનંદ !
હૃદય-સુન્દરી સરસ્વતીનું મંદિર મનભર સ્હોય:
આત્માની અદ્‌ભુત લીલાનાં પરિશીલન ત્યાં હોય !
ધ્યાન મનને ત્યાં વાચકવૃન્દ વિલસતાં શાંતિમય એકાંત !
અનુભવ તરંગકુંજે, અભિનવ રંગસુદર્શન થાય:
માનવનાં ગુણગૌરવ ત્યમ સૃષ્ટિ સૌન્દર્ય પરખાય !
પૂજ્ય એ પવિત્ર અક્ષર તીર્થ, ભક્ત જ્ઞાનીજન ઘૂમતાં નિત્ય !
નિવૃત્તિગૃહને નિવાસ, જાગે પ્રભુજીવનના તાર:
બને બ્રહ્મચર્યાને ચરણે દેવ, દુઃખી નરનાર !
અહો ! ગ્રંથાલયને વિશ્રામ લલિત ઉર-જ્યોત ઝગે અભિરામ !

તા. ૨૦-૪-૧૯૧૪, નારગામે, વડોદરા—
સેન્ટ્રલ-લાયબ્રેરી પરિભ્રમણ.

## ૧૧૯—બસ: એકવાર !

એક વાર, બસઃ હસો : પછી જુઓ તો મજા !
પછી જુઓ તો મજા ! હો સદાની મોજમજા !

હસી હસીને દિલવસો! પછી, જુઓ તો મજા!
હંસ હસે, સરવર હસે, હસતાં હળવાં ફૂલ!
હસતે હૈયે મ્હાલિયે! વ્હાલાં! પ્રભુ–મશગુલ!
એકવાર, બસ: ભૂલ ભૂલો! પછી જુઓ તો મજા!
પછી જુઓ તો મજા! હો સદાની મોજમજા!
ભૂલીભૂલીને દિલ ઝુલો! પછી જુઓ તો મજા!
ભૂલે વાંક, દિલ ઘેલડાં, ઝુલે ભાવને વ્હેન!
ડૂલે દીનાધીન, એ, નેહભરેલે નેન!
એકવાર, બસ: ખીલો! પછી જુઓ તો મજા!
પછી જુઓ તો મજા! હો સદાની મોજમજા!
ખીલી ખીલીને રસ ઝીલો! પછી જુઓ તો મજા!
ચંદ્ર ખીલે! રજની ખીલે! તારા ખીલે અનંત!
ઝીલાય રસમય તેજ ત્યાં પ્રકટે વ્હાલ-વસંત!

તા. ૬–૫–૧૯૧૪, વડોદરા.

## ૧૨૦—પ્રિય પ્રાણ સખી

(પીલુ–ત્રોટક)

રસ–વ્હાણ ભર્યાં–
પ્રિય પ્રાણ: સખિ!
ધપવો કુલ જીવન વ્હાણ: સખિ!
ઉછરંગ ભર્યાં!
ઉર–આંખ! સખિ!
ઉડવો પ્રભુ–ચેતન પાંખ! સખિ!
પદસદન ભર્યાં ફૂલભાર–સખિ!
પાળવો ભવ જીવન પાર! સખિ!

તપ તેજ ભર્યાં !
સુકુમાર ! સખિ !
હસમુખાં સનાતન સ્હાવ ! સખિ !

તા. ૯-૫-૧૯૧૪, વડોદરા.

## ૧૨૧—ચન્દુ મ્હારો બન્ધુ !

( બાલગીત )

૧

ચન્દુઃ મ્હારો બન્ધુ ને ચન્દુ મ્હારો વીર !
ચન્દુઃ મ્હારા જીવનનો દોરલો સુધીર !
ચન્દુઃ તો ચલાવે મને હૈયાંને હીર !

૨

ચન્દુઃ મ્હારો ચાંદલો ને ચન્દુ શિર કિરીટ !
ચન્દુઃ મ્હારા નયણાંનો તારલો સુધીટ !
ચન્દુઃ તો ચમકાવે અહર્નિશ દીઠ અદીઠ !

૩

ચન્દુઃ મ્હારે મુખડે ! ચન્દુઃ મન-મંદિર !
ચન્દુઃ મ્હારા આત્માનો મોરલો અધીર !
ચન્દુઃ તો નચાવે પ્રાણગંગાને તીર !

તા. ૧૦-૫-૧૯૧૪, વડોદરા.

## ૧૨૨–દીનાધીન દિલડાં

( મીરાંને પૂર્વજન્મની પ્રીત રે; એ ભજનની ધૂને )

એ તો દિલડાં અધીન દીન દાનાં રે !
વ્હાલાં ! એને નમિયે !
જેના કલ્યાણક કામણ છાનાં માનાં રે
એનાં થઈને રહિયે !
: છાનાં છપનાં છાય, એ, છાની લે સંભાળ:
અજાણ્યાં બધી વાતમાં:
જેનાં કર્યાં ન જાય જોય જાણ્યાં રે:
વ્હાલાં ! એને નમિયે !
હસ્તે મ્હોંયે ઓછાં ઓછાં થવાનાં રે
એનાં થઈને રહિયે !
વિભુ વન્દે સચરાચરે ! પૂજે પ્રાણી વિશેષ !
આત્મ-વિભૂતિ શું લાડતાં:
એના ગાયાં ગાતાં જે મનમાન્યાં રે !
વ્હાલાં ! એને નમિયે !
સાચે ભાવે તો સેવે સ્નેહી શાણાં રે
એનાં થઈને રહિયે !

તા. ૨૯-૫-૧૯૧૪, ગણદેવી-બીલીમોરા-વડોદરા.

## ૧૨૩–ધન્ય જન્મ

( કલ્યાણઃ મુસતાલ )

ધન્ય જન્મઃ આત્મજ્ઞાન !
આત્મમાં પરમાત્મભાન !

હો હસે જયમ ફુલ, હાસ્ય,
નાચે ત્યમ બ્રહ્માંડ લાસ્ય:
જગતમાં ઉછળે ઉલ્હાસ !
ધન્ય જન્મ: જ્યાં એ ધ્યાનઃ
ધ્યાનમાં પરમાત્મભાન !
શ્વાસથી વહે સુવાસ !
દીટથી ઝમે પ્રકાશ !
સ્પર્શથી દ્રવે કુમાશ !
ધન્ય જન્મ: જ્યાં એ તાન !
તાનમાં પરમાત્મભાન !
ભૂતના કૃતજ્ઞ ભાવ !
વર્તમાન લલિત લ્હાવ !
ભાવિ ભાવના-પ્રભાવ !
ધન્ય જન્મ: જ્યાં એ સાન !
સાનમાં પરમાત્મભાન !

તા. ૧૩-૬-૧૯૧૪. વડોદરા.

## ૧૨૪-કવિ ન્હાનલને કંઠે—

( સોરઠા )

૧

વસમી વેળને અંત, માંડ મળે નિશ્ચિંત પળ:
તેમ જ તુજસમ સંત, ન્હાનલ ! અમને સાંપડયા !

૨

સ્મિત-ઉલ્લાસની લહેર, જોઈ તુજ-મુખ ત્યારથી,
ભરચક દિલની સેર, ન્હાનલ ! અમ ઉડી રહી !

૩

મનભર સારસ સુજોડ, તુજ સહવાસે વન્દિયે:
પૂરાય ત્યમ અમ કોડ, ન્હાનલ! સુર-સંસારના!

૪

ગરવા ગરૂડરાજ! પ્રભુવાહન જય હંસલા!
પ્રબળ પાંખને સાજ, ન્હાનલ! પ્રભુ-પથ ઉડિયે!

૫

બ્રહ્મણં સરી સૂર, સમવયસમથી ઝીલિયે:
મણિ મોતી માધુર્ય, ન્હાનલ! ઝીલવો: બંસીધર!

તા. ૧૩-૬-૧૯૧૪, વડોદરા-( બુદ્ધિપ્રકાશ )

## ૧૨૫-લલિત-તારા

( કવ્વાલીની ધૂને )

જીવન-અવલમ્બ: અમ તારા!
અશોક-કદમ્બ: અમ તારા!
જીવન ઉદ્ધારિણી!
રસમાલિની!
તારા! અહો! તારા!
જીવનની બેલડી: તારા!
જીવનની વેલડી: તારા!
જીવનના દોર-
તેમજ તોર-
અમ તારા! અહો! તારા!
શરણ અચૂક
ગર્જે ગૂક

જેને એક એ તારા !
સરલ અનુરંજનેઃ તારા ! તરલ મનૂરંજનેઃ તારા !
વિમલ તારા ! સકલ તારા !
ચમકમય અંજને તારા !
બને દૃષ્ટિતણો રસયોગ, જેને એક એ તારા !
જગતપાલક, પરિચારક,
ઘૂમાવે હો લલિત ત્વરિત તારા !

તા. ૫-૭-૧૯૧૪, વડોદરા.

# ૧૨૬–ગોદાવરી ગંગાને તીરે !

આવ્યાં સખિ ! આપણે ગોદાવરી ગંગાને તીરે !
હો પવિત્ર જીવનની રે !
નાહ્યાં સીતારામને સ્મરણે પવિત્ર જીવનની રે !
જો ! પ્રભુ યોગ ધીરે ધીરે !
પામ્યાં સ્નેહી સંગ, પ્રાણ ! જો ! પ્રભુ યોગ ધીરે ધીરે !
દંડક-વનને વાસ; ને ઈંગતપુરીને ધાર,
સ્નેહ-ભર્યા સંસારની, દેવલીલાની વાત !
એનાં એ સૃષ્ટિ ને સૌન્દર્ય આ રસ-નીતરતાં હો !
સખિ ! સીતારામને આદર્શ જીવન જગવતાં હો !
સ્નેહ-યજ્ઞનાં વ્રત તપ્યાં પંચવટીની છાંયઃ
ભક્ત દમ્પતીઃ એમને પગલે પુણ્ય-પ્રવાહ !
ઉછળતી ચેતનાનાં પૂર રેલે જોસ પૂરેઃ
ઘુમે ગાજેને ધોધ ધસમસે હો દૂર દૂરે !
નાસિક તીર્થે વાંછિયે નમી સુજોડ પરિવારઃ

સીતારામ સમ વિચરિયે ગૃહે સમાજે રાજ્ય!
ગાયાં સખિ! આપણે પ્રભુ-ગીત, જય ગંગાને તીરે!

તા. ૨૭-૧-૧૯૧૪, નાસિક.

## ૧૨૭-વાદળીને

( કુંજલડી રે સંદેશો અમારો જઈ વાલમને કહેજોજી રે!
એ ગીતની ધૂને )

વાદલડી રે તું વાતનો વિસામો
આવને, પૂછું સખિ! સુજાતલડી રે!
તારાં રસતેજ, તારો મેહુલિયો શ્યામવર,
પ્રકટે શી રીત? કહેને વાતલડી રે!
તારે પ્રતાપ, તારો મેહુલો દિલાવર,
ગર્જે શી રીત? કહેને વાતલડી રે!
તારા રસભાવ તારો મેહુલો રસિકવર,
વરસે શી રીત? કહેને વાતલડી રે!
તારે મત જાપ, તારો મેહુલો અધીનવર,
ઘૂમે શી રીતે? કહેને વાતલડી રે!
તારા સંકેત, તારા મેહુલાના ઉર-અભેદ,
કળિયે શી રીત? કહેને વાતલડી રે!
તારો સંસાર તારા કાંતના લલિત સુહાગ,
ધરિયે શી રીત? કહેને વાતલડી રે!

તા. ૨૨-૭-૧૯૧૪, વડોદરા.

# ૧૨૮—નેહભર્યાં નયનોને:

( આશાવરી: ત્રિતાલ )

૧

નેહભર્યાં હસતાં પ્રિય નયનો! આ તે શી તમ રીત?
નહી નજર માંડી શું નિરખો, અસમાં એવું અતીઠ?
નયનો! નવલ કલા તમ નિત્ય!

૨

ઉલ્હાસે નાચંતાં નયનો! અજબ તમારી સાન!
અબોલ આંખતણે અણસારે, નચવો છો અમ પ્રાણ!
નયનો! લાડભરી તમ લ્હાણ!

૩

ભોળાભાવભર્યાં પ્રિય નયનો! તમ સ્મરણે ગુલતાન!
પણ દિલભર તમ દર્શનથી તો છકિયે રસમસ્તાન!
નયનો! વિરલ તમારૂં તાન!

૪

તારાં અમ વિશ્વાસુ નયનો! જોયાં તમે ન જાવ!
જોયાં જે ન જાય તેને શરણ ઝુકી રહેવાય!
નયનો! એ તે શું કહેવાય?

૫

વીજળડીની ચમકે, નયનો! વામન હોય વિરાટ?
પુલકો ત્યાં બ્રહ્માંડહિંડોળે બ્રહ્મ ઝુલે સાક્ષાત્!
નયનો! પરમાદ્‌ભુત તમ વાત!

તા. ૬-૮-૧૯૧૪, વડોદરા.

## ૧૨૯—એક અમારે હિન્દીસ્થાન !

૧

બલવીર હિન્દી બન્ધુ અમે તો !
એક અમારે હિન્દીસ્થાન !
આત્મ-દાન માટે અંકાતો
એક અમારો હિન્દીસ્થાન !

૨

સ્વદેશનાં એ સ્મરણદર્શને પ્રાણ ઉછાળે હિન્દીસ્થાન !
સમાજ ધર્મે સામ્ય આચરે એ તો એકજ હિન્દીસ્થાન !

૩

પ્રજા રાજ્યના સ્વસ્થાને અમ કુલસંસ્થારૂપ હિન્દીસ્થાન !
સમાજનું સામ્રાજ્ય સુહાવે સ્વરાજ્યરૂપ અમ હિન્દીસ્થાન !

૪

એક પ્રભુના અનેક જનગણ આજ રચે હો હિન્દીસ્થાન !
સ્વદેશ જનતા જાગે તેથી ગાજે આજે હિન્દીસ્થાન !

૫

બહાદૂર દિલ બલવંત દક્ષતા ઝળકાવે અમ હિન્દીસ્થાન !
જગત વધાવે મહાપ્રજા તે એક બન્ધુજન હિન્દીસ્થાન !

૬

પ્રભુ-બાન્ધવ જનની બાજુએ,
હસે સદાયે હિન્દીસ્થાન !
રંગે ને જંગે સંગે બસ
ઝઝૂમશે બસ હિન્દીસ્થાન !

તા. ૮-૮-૧૯૧૪, વડોદરા.

## ૧૩૦–પ્રભુની વાત

૧

રાતની રાતમાં એકની એક તો
વાત સૂઝે પ્રભુ! એક ત્હારી!
શાંતિના કાંત એકાંતની એ લીલા
પ્રકટતી તુજ લીલા રસ્ય ન્યારી!

૨

ભવ્ય બ્રહ્માંડની ગહન ગતિની બધી
ગુપ્ત વાતો અનુગમ્ય થાતી!
નાથ! એ તો નકી સ્મરણ ને કીર્તને
તાહરામાં રહું લીન તેથી!

૩

ધ્યાનને ભજનને બળ, પરિબ્રહ્મ પ્રભુ!
જાગતી જ્યોત મુજ રોજ રહેજો!
સ્નેહનાં સ્વરૂપ તુજ જુજવાં જગ ભર્યાં
એમના પુણ્ય પરિચરણ દેજો!

૪

નાથ! તું ક્યાં? અને ક્યાં હું દિવ્યાંશ તુજ?
હોય ફૂલ્યો ફરૂં તુજ કાયે!
પરમ વિશ્વાસ ને શ્વાસ બળ પ્રેરજો!
જેથી પ્રભુ! પુણ્યની ઝૂક જામે!

૫

ધર્મ કર્તવ્ય અધુરાં સદા પાળિયે:
હોય લ્યો છો પ્રભુ! માની પૂરાં:
એ અનુગ્રહ લીલા પરમ ઐશ્વર્યની
નાથ! તેના રહો ભાવ મધુરાં!

તા. ૧૪–૮–૧૯૧૪, વડોદરા.

# ૧૩૧—સુરપંખેરૂ: સંતને.

( ધીરા ભગતના ભજનની ધૂને )

પ્રેમભક્ત પરમહંસજી !
બ્રહ્મ વીણાધર ભક્ત ! નમું હોજી !
હંસ ઉડે ! કલહંસ કિલકિલે ! વિલસે હો રાજહંસ !
પ્રભુ-પ્રદેશમાં વિચરાવે, સુરપંખેરૂ: પરમહંસ !
રામ કૃષ્ણ સુર-સંતજી !
આત્મ-પ્રદીપક અનસ્ત ! નમું: હોજી !
ધીર વિવેકાનન્દજી !
નારાયણ: નર: સ્વસ્થ ! નમું: હોજી !
હસમુખિયાં હો હંસલાને હોય મોતીના થાળ !
પ્રાણે પ્રાણ પરોવી, પ્રભુને, ધરે મોતીની માળ !
પુણ્યોજ્વલ પ્રભુ-અંશજી !
આર્ય તપસ્વી વિરક્ત ! નમું: હોજી !
જન્મસિધ્ધિને જગવતાં, પૂર્ણાત્મા નિરખાય !
પૂર્ણ દૃષ્ટિ એ સર્વમાં પરમાત્મા પરખાય !
વીર કરૂણાનન્તજી !
મર્મયોગી રસમસ્ત ! નમું: હોજી !
રામ કૃષ્ણ શા બાહૂઓ, ઝીલવી અભય વિવેક,
પ્રભુ ! ભારત પ્રકટે, જગે, જનહિત રાજ્ય સુરેખ !
માનવ લલિત વસંતની—
વિલીન વત્સલ મૂર્તિ ! નમું: હોજી !

તા. ૧–૯–૧૯૧૪, વડોદરા.

# ૧૩૦–પ્રભુની વાત

૧

રાતની રાતમાં એકની એક તો
વાત સૂઝે પ્રભુ! એક ત્હારી!
શાંતિના કાંત એકાંતની એ લીલા
પ્રકટતી તુજ લીલા રમ્ય ન્યારી!

૨

ભવ્ય બ્રહ્માંડની ગહન ગતિની બધી
ગુપ્ત વાતો અનુગમ્ય થાતી!
નાથ! એ તો નકી સ્મરણ ને કીર્તને
તાહરામાં રહું લીન તેથી!

૩

ધ્યાનને ભજનને બળ, પરિબ્રહ્મ પ્રભુ!
જાગતી જ્યોત મુજ રોજ રહેજો!
સ્નેહનાં સ્વરૂપ તુજ ભુજવાં જગ ભર્યાં
એમના પુણ્ય પરિચરણ દેજો!

૪

નાથ! તું ક્યાં? અને ક્યાં હું દિવ્યાંશ તુજ?
ત્હોય ફૂલ્યો ફરૂં તુજ કાયે!
પરમ વિશ્વાસ ને શ્વાસ બળ પ્રેરજો!
જેથી પ્રભુ! પુણ્યની ઝૂક જામે!

૫

ધર્મ કર્તવ્ય અધુરાં સદા પાળિયે:
ત્હોય લ્યો છો પ્રભુ! માની પૂરાં;
એ અનુગ્રહ લીલા પરમ ઐશ્વર્યની
નાથ! તેના રહો ભાવ મધુરાં!

તા. ૧૪–૮–૧૯૧૪, વડોદરા.

# ૧૩૧—સુરપંખેરૂ: સંતને.

( ધીરા ભગતના ભજનની ધૂને )

પ્રેમભક્ત પરમહંસજી !
બ્રહ્મ વીણાધર ભક્ત ! નમું હોજી !
હંસ ઉડે ! કલહંસ કિલકિલે ! વિલસે હો રાજહંસ !
પ્રભુ-પ્રદેશમાં વિચરાવે, સુરપંખેરૂ: પરમહંસ !
રામ કૃષ્ણ સુર-સંતજી !
આત્મ-પ્રદીપક અનસ્ત ! નમું: હોજી !
ધીર વિવેકાનન્દ જી !
નારાયણ: નર: સ્વસ્થ ! નમું: હોજી !
હસમુખિયાં હો હંસલાને હોય મોતીના થાળ !
પ્રાણે પ્રાણ પરોવી, પ્રભુને, ધરે મોતીની માળ !
પુણ્યોજ્વલ પ્રભુ-અંશજી !
આર્ય તપસ્વી વિરક્ત ! નમું: હોજી !
જન્મસિધ્ધિને જગવતાં, પૂર્ણાત્મા નિરખાય !
પૂર્ણ દૃષ્ટિ એ સર્વમાં પરમાત્મા પરખાય !
વીર કરુણાનન્ત જી !
મર્મયોગી રસમસ્ત ! નમું: હોજી !
રામ કૃષ્ણ શા બાહુએ, ઝીલવી અભય વિવેક,
પ્રભુ ! ભારત પ્રકટે, જગે, જનહિત રાજ્ય સુરેખ !
માનવ લલિત વસંતની—
વિલીન વત્સલ મૂર્તિ ! નમું: હોજી !

તા. ૧-૯-૧૯૧૪, વડોદરા.

## ૧૩૨—પ્રાણાર્પણ

( હરિણીવૃત્ત )

૧

હરિણ ! મૃગલાં ! સાધુ ! સંતો ! કબૂતર ! હંસલાં !
પુનિત પગલે પૃથ્વીને યે પવિત્ર બનાવતાંઃ
સરલ હૃદયે એકાંતે તો પ્રશાંતિ ભર્યાં ભમોઃ
દિલ કમકમે એવાં મૃત્યુ ઘટે તમને ન હો !

૨

તમ વિમલતા પૂરી માંહે ગણાય અમાલ્યતાઃ
વિદય દિલ તો ભાવે ભક્ષે નકી તમને સદાઃ
પણ વિપલ હો ! એ પંજા, તો, ઉગામી રહ્યા જ છે;
જગતભરમાં પ્રાણી સર્વે પરસ્પર પ્રાણ લે !

૩

જીવતર નકી આવું છે હો સદાય જીવાયલુંઃ
ભ્રમિત મનના ભાવે એ તો દિસે જ છવાયલુંઃ
નયનભરીને ન્યાળે શાને પ્રભુત્વ પ્રભાભર્યું !
કયમ દિલ ભરે સંકેતોનું રહસ્ય ધ્વનિભર્યું !

૪

ભરી અમરતા આત્માની ત્યાં નિરંકુશ મ્હાલિયેઃ
પરિમલભર્યા શ્વાસોચ્છ્વાસે સુવિશ્વ સુહાવિયેઃ
મધુરનયને બ્રહ્માંડોના પ્રભુ પરખાવિયેઃ
રસજીવનના ભોગે તૃપ્તિ દઈ જ વિરામિયે !

૫

તમ અમીરસે પાર્થિવોની જશે ટળી કુષ્ટતાઃ
અમરસુરતા એ દૃષ્ટિમાં પ્રદીપ્ત થશે સદાઃ
ગીધ સમજનો એ સેવાથી ગરૂડ બની જશેઃ
પ્રભુ-વહન એ પુણ્યાત્માઓ અપાર્થિવ ઘૂમશે !

તા. ૯-૯-૧૯૧૪, વડોદરા.

# ૧૩૩—સ્નેહનો સાદ

સ્નેહી જનના, તે, સ્નેહનો, અહોહો ! કાંઈ સાદ !
એ તો ગમ્ભીર ગૌરવભર્યો હો ! ભવ્ય બ્રહ્મનાદ !
વિશ્વ-કુંજે, અહો ! બ્રહ્મ ગુંજેઃ અહો !
ગહન રમ્ય આત્મગાન
એ ઉછળતે ઉછરંગ ઝીલે રસપ્રફુલ્લ પ્રાણ !
તાલ ધૂનમાંઃ હો ! ઝૂક ઝૂલતાંઃ હો !
નાચે સકલ સૃષ્ટિ સદાય !
મહા પરમાત્મયોગ, સ્વજન, ન્હાય ને સુહાય !
એક તાનમાં, અહા !
એક સાનમાં, અહા !
બને ન્હાવરાં લવલીન !
સ્નેહને જ હો એ સૂર,
સ્વજન મસ્ત ને અદીન !

તા. ૨૫-૯-૧૯૧૪, વડોદરા.

# ૧૩૪—કિન્નર કંઠીલીને

( ગઝલ )

૧

અહોહો ! આજ તો કંઈ તું અમારે આંગણે આવી !
અલી ! કહેને ! શીખી, ક્યાંથી. મચવતાં ધૂન તું આવી !
ટહૂકે, દમણદમ, તું, એકદમ, ઉલ્લાસથી, કેવી !
મનયે શીખવી હેને મચવતાં ઝૂક તું એવી !
અલી ! સુર ઘેલડી ! વ્હીલી ! તને સઉ તો નમે એવી !
નક્કી તુજ કાંતની તો, તું હશે અલબેલી દિલ દેવી !

૨

મધુર ટહૂકારથી રેલે સદા સદ્‌ભાવની ગીતા !
અને ત્યાં એકની એ એક જામે સ્નેહ-સંગીતા !
નથી ત્યાં નાદ એ ઘેરા વિરસ અતિજ્ઞાનનોઃ જાણું !
લલિત લલકાર ત્હારે તો હૃદય-ગુંજન તણું લ્હાણું !
જીવન-ઔદાર્ય ક્યાં ત્હારૂં, અને નૈષ્ઠુર્ય ક્યાં જગનું ?
છતાં ઘરઆંગણે અમ, તું ઘૂમે કિલકારતી તું તું !

૩

છૂપાં છાનાં, ભલે આવો, કૂંજોને કાન ચમકાવો !
ટહૂકોજી હજી ટહૂકો, અને અમઃ પ્રાણ ડોલાવો !
અમે પણ એમ કૂજીશું અને અમઃ એમ ઝૂલીશું:
છુપાં છાનાં પ્રણયદામે, અહો ! કૃતકૃત્ય ફૂલીશું !
રસામૃત નાથ વરસેને ટહૂકે ત્યાંજ તું ઓહો !
અજબ મસ્તાન એ તાને કૂંજો ઝૂકિયે ઓહો !

૪

અહા હા ! કિલકિલ કંઠે તહુંરે કોડ ગાવાનાં !
સૂતાં ખાતાં પિતાં ફરતાં ગીતો રહુ રે જ ગાવાનાં !
અજબ ચેટક ગણું લાગે દિલે તુજને જ ગાવાનું !
જગતમાં જિન્દગીમાં તેં જરૂર શીખ્યું કંઈક વાનું !
કરી દેઈ તું તો એ ઈશ્ક આશક મસ્ત બનવાનો !
સમજિયે શોધિયે ક્યાંથી પરંતુ એ અમે સાનો !

તા. ૮-૧૦-૧૯૧૮, વડોદરા.

## ૧૩૫-બ્રહ્મ-જ્યોતિ !

(મુનિ બોલ્યા મધુરી વાણી મહેશ પ્રાણપ્યારી રે કે:
એ ગરબાને ઢાળે)

૧

જાગે, જાગે, હો, બ્રહ્મ-જ્યોત જાગે;
જાણે માની માયા રે કે !
એને જાણ્યે જેના જોગ સીધ્યા
તે તો માના જાયા રે કે !

૨

તેજ-ગંગાને શિર કલાપ ધરિયાંને
અંતર રસ ઉછળ્યા રે કે !
એના ધમધમતા ધોધ, પૂરવેગે,
તો વિશ્વે રેલાયા રે કે !

૩

બ્રહ્માભાનના આનન્દ નયન ઉતર્યા
કે ઉર ઝલકાયાં રે કે!
આત્મ સળકયા ને ઓજસ્ હૌ ઝળક્યાં
ને ડોલવા લાગ્યાં રે કે!

૪

જ્યોતે જ્યોત જ્યાં મળી ત્યાં
જોવાયાં સૌન્દર્ય-બ્રહ્માયા રે કે!
અણુરેણુ રૂપ ને બ્રહ્માસ્વરૂપે
સચરાચર છાયા રે કે!

૫

અંશ કિરણે વિરાટ પ્રભુ પરખ્યા
પરમાત્મયોગ સ્હાયા રે કે!
એક રૂપનાં અનેક રાંઘ્ય,
એક રંગ, નવરંગે જામ્યા રે કે!

૬

જન્મસાર્થક મહાજ્યોત જાગે
જ્વલંત જોગસયા રે કે!
બ્રહ્મજ્યોતિ ઝલક લલિત ઝીલે
તે જીવન-ગંગ ન્હાયા રે કે!

તા. ૮-૧૧-૧૯૧૪, વડોદરા.

# ૧૩૬–પિતૃજ્યોતિને–વન્દન

( લલિતકૃત )

૧

પરમ બ્રહ્મની સામ્બ જ્યોતિ જે:
જનની તાતની સ્નેહજ્યોતિ એ!
પ્રકટ જે કરે આત્મ–જ્યોતિને;
પ્રથમ વન્દિયે પિતૃજ્યોતિને!

૨

ગૃહ કુટુમ્બમાં, દેશ રાજ્યમાં,
કુલ સમાજમાં, ઉગ્ર જાગતી–
જગત વિસ્તરી પ્રાણ જ્યોતિ જે–
પ્રથમ વન્દિયે પિતૃજ્યોતિને!

૩

વ્રત પ્રતાપની જાગ્રતિ ભરી:
ઉર અમીરસે તો ઉછાળતી:
વિજય દેવતા! નેમનન્દિની!
પ્રથમ વન્દિયે પિતૃજ્યોતિને!

૪

લલિત લાલને બાળ કોડિલાં–
પજવતાં પૂરાં ત્હોય લાડતી:
રસ વિનોદને ભાવનાભરી
પ્રથમ વન્દિયે પિતૃજ્યોતિને!

ઇ. સ. ૧૯૧૪, વડોદરે.

# ૧૩૭–સ્નેહના સફલ ભાવ

(વસંતતિલકા વૃત્ત)

૧

સંસારમાં સુભગ સપ્તપદે પ્રવેશ્યાં
ત્યારે થતાં જીવિત-દર્શન, પ્રાણ! કેવાં?
બન્ને તરૂણ સુકુમાર લીલાભરેલાં:
સ્નેહાળ સૌ ગુરૂજનો રીઝવી રહેલાં!
આનન્દથી ઉછળતાં નયનો હસાવે:
ને પ્રાણની મધુરતા હ્રદયો ઝીલાવે:
ત્યારે સખિ! સરલ નિર્મલ ભાવ-ઘેલાં:
સૌન્દર્યનાં પૂજન તો હજી આદરેલાં!

૨

આજે અહા! નયનને પથ વિસ્તરેલી-
સંસાર-નન્દન સમૃધ્ધિ જુઓ! લચેલી!
જ્યાં ત્યાં ઉભાં અચલ આ ગૃહઆશ્રમો તો-
એકાંત શાંત ઉર-ઉજ્જ્વલ સ્વર્ગશાં હો!
કલ્યાણ દૃષ્ટિ ભરતાં સખિ! કલ્પવૃક્ષો:
ને કામધેનુ અમીદાનથી મ્હાલતાં: જો!
આ વત્સ તો વીંટી વળ્યાં કિલકારતાં: લ્યો!
વાત્સલ્યતાં સખિ! ઉપાસન- આ જ આ: હો!

૩

સંસારના પુનિત સામ્ભપદેથી વ્હેતાં-
જો! આ સખિ! જગત જાન્હવી સ્હોય કેવાં?
તેને પ્રવાહ વહિયે સકુટુમ્બ સંગે:
આરાધિયે પ્રભુ-વિભૂતિ સુયોગ સર્ગે!

આદર્શમંદિર મહાત્મ, પ્રકાશનોનાં
આત્મા શરીર ગૃહ સંપત નીવડેલાં
એને પરિચરણ, પ્રાણ! સદા હવે હો!
ઉલ્હાસિયે પ્રભુજીનાં રસ-કીર્તને તો!

તા. ૧૪-૧-૧૯૧૫, સાંતાક્રૂઝ-સંતકુંજ-મુંબાઇ.

## ૧૩૮–જીવન-છાંયડી

હો: અમને છાઈ રહી છે–
કુટુમ્બ જીવન છાંયડી!

રસપલ્લવમય ગૃહ-કુંજે,
હસમુખિયાં પ્રિયજન ગુંજે:
વાજે વ્હાલાંની અંતર વાંસળી!

સહવાસે, સુરમંજુલતા:
કનકોજ્વલ વિમલ સરલતા:
કામણગારી એ કાળજ કામળી!

તારાની નભ સુર-ગંગા
તરણી એ સરલ તરંગા
બાળક વળગેલી મા મહેરામણી!

તા. ૨૦-૧-૧૯૧૫, વડોદરા.

# ૧૩૯—અંતર્યામિની

( હરિગીત ૭૬ )

૧

અંતર નિરંતર વાસ વસતાં, એક પ્રાણ-પ્રકાશિની !
બહિરાંતરે, બન્ને: એકનાં એ એક દિવ્ય સુવાસિની !
પરમાત્મ જ્યોત ધરંત આત્મ-પ્રદીપ સ્નેહ-પ્રવાહિની !
સર્વસ્વ જીવન-સ્વામિની સખી એક અંતર્યામિની !

૨

અણુદીઠ ઉર-પાતાલ નિર્ઝર ! દશ્ય ચેતન સારિણી !
રેલે હૃદય, શિર, નયન, રોમઃ રસાયનામૃત ધારિણી !
પ્રેરે, ચમત્કૃતિ, પુણ્યની, રસભક્ત લલિત સુહાગિની !
સૌભાગ્ય સુન્દર સ્વામિની સખી એક અંતર્યામિની !

૩

પ્રતિભા સગી, પરિચારિણી, પ્રભુઃ એક અંતર્યામિ-ની !
અંતર ઘુમી, અંતર-રહસ્યે પ્રણય-મર્મ પ્રચારિણી !
સંસારના સીમાંતરે જ અનંત દર્શનકારિણી !
જગતારિણી ! સુર સ્વામિની ! સખી એક અંતર્યામિની !

તા. ૨૨-૧-૧૯૧૫. વડોદરા.

# ૧૪૦—ભરદરિયે ભારત

ભરદરિયે ભારત ધીરિયે હો !
હિન્દી હુશિયાર !
એકના અનેક નાવિક, નૌકાધર સ્વદેશ ભાવિક,
પ્રકટે હરદમઃ ત્યાં શાને ડરિયે હો ! હિન્દી હુશિયાર !

જગના જળતરંગ કાળા મારે ચોમેર ઉછાળા
ત્યારે ધીરે વેગે સંચરિયેઃ હો ! હિન્દી હુશિયાર !
ફૂંકે આફતના વાયુ, ત્યારે ધરી બાહુ બાહૂ,
ઝૂઝિયે જંગેઃ દુર્જન ઉધ્ધરિયેઃ હો ! હિન્દી હુશિયાર !
ઘરને ઘર, અંતરને, દા, રૂણી દીન અનાથની ધા
ઉગરે ત્યમ સ્વાર્પણથી જ ઝઝુમિયેઃ હો ! હિન્દી હુશિયાર !
વિકસિયે વસંત ઉજ્વલ ધરિયે પ્રભુ સહાયનાં બલ
અભયે ધ્રુવતારક ધામે ધપિયેઃ હો ! હિન્દી હુશિયાર !

તા. ૨૪-૨-૧૯૧૫, વડોદરા.

## ૧૪૧—આંબે હો ! મોર !

આંબે હો મોર અને કોયલના સ્હોર
લ્હાણ, એ, તો, વસંતમાં !
તરૂણ કિશોર, અહા ! ટહૂકે મન-મોર !
લ્હાણ, એ, તો, વસંતમાં !
નિર્મળ આનન્દ અને નિર્ભય ઉછરંગ !
લ્હાણ, એ, તો, વસંતમાં !
રસને શૃંગાર, સોહે સુન્દર સંસાર !
લ્હાણ, એ, તો, વસંતમાં !
હૃદયને હિલોલ હોય રસિયાંના રોળ !
લ્હાણ, એ, તો, વસંતમાં !
બોલી દિલ બોલ કરે કિલકિલ કલ્લોલ !
લ્હાણ, એ, તો, વસંતમાં !

રેલી રસ છોળ બને રસિયાં રસ ખોળ !
લ્હાણું, એ, તો, વસંતમાં !
વ્હાલપના કોડ પુરે દેવસમ સુજોડ !
લ્હાણું, એ, તો, વસંતમાં !

તા. ૨૪–૨–૧૯૧૫, વડોદરા.

## ૧૪૨–સ્નેહીઓને શરણ

સ્નેહીઓને શરણ રંગ–વિલાસ આ:
જુઓ, તો, સખિ !
આણુના પ્રકાશ દિલકુમાશ આ:
જુઓ, તો, સખિ !
નાનાં નયન–મણિ મહીં ઝૂલે ચૌદ બ્રહ્માંડ:
સ્નેહીજન અનુકૂલ ત્યાં મનભર જ્યોત અખંડ !
સ્નેહીઓને શરણ રમ્ય રાસ આ–
જુઓ, તો, સખિ !
અહા ! આનન્દ ને ઉલ્લાસ આ–
જુઓ, તો, સખિ !
ઉર ઉછળે ને હાસ્યનાં વહે રસાંજન આજ:
વિમલ વિનોદે વ્હાલમાં સુહાય સ્વજન–સમાજ !
સ્નેહીઓને શરણ, રસપિપાસુઓ:
જુઓ, તો, સખિ !
લ લિ ત સં સા ર ના સુ હા ગી ઓ:
જુઓ, તો, સખિ !

તા. ૫–૩–૧૯૧૫, રાજકોટ.

# ૧૪૩–પાવાગઢને પ્હાડે

( સોરઠા )

૧

પાવાગઢનો પ્હાડ, સજની ! જો ! કેવો ઉભો !
પવન વેગભર ત્હાડ, ગુર્જરી ગૌરવ ગર્જતો !
પ્રબલ મત્ત માતંગ રાજ્યવૈભવે મ્હાલતોઃ
તેનું અખંડિત અંગ ! આજ પ્રાણુ ઉરકેરતો !
જૂના જોગીરાજ ! કિયા સ્વાર્થે તપ તપે ?
ગુર્જરિયો શિરતાજ ક્યારે જૂદો ઝળકશે ?

૨

પાવાગઢના પ્હાડ દિલમુરાદ તુજ જાણી મેંઃ
વીર સપૂતને માટ માતૃજ્યોતિ તું અર્ચતો !
વીરાંગનાને દૂધ અહા ! દેશ મૈયા દિલે-
દાના સ્વદેશ પુત્ર જાગે તે જગ જગાવવા !
જન્મ દેશ ગુજરાત ! ગુણુ ગંભીર રસગૌર તું !
નિર્ભયતાની વાત રાખી તેવી રાખિયે !

૩

પાવાગઢને પ્હાડ, માનું મંદિર રાજતું !
હૈયાં તેવાં હાડ, મ્હોટા તેવાં મનભર્યાં !
મધુરી મહાત્મ જ્યોત અવતરેલ આ દેહમાં !
અભેદને સંજોગ, મા ! તુંઃ આ કુલદેવતા !
જગવ્યા ગુર્જર માત ! જો ! ઝૂઝે તુજ દીકરા !
જગત બન્ધુના સાથ હિન્દી વીરની હારમાં !

તા. ૨૭-૩-૧૯૧૫, ચાંપાનેરના ખંડેરમાં.

## ૧૪૪—બલમૂર્તિ બાલક

૧

બલમૂર્તિ બાલક પ્રિય રમ્ય !
ત્હારે બલ સંજીવન ધન્ય !
તું અમ પ્રભુસ્વરૂપ અનન્ય !
ત્હારાં દર્શન તો જગવંદ્ય !

૨

બાલક ! તું સૃષ્ટિ સૌન્દર્ય !
તું મનમોહન અમ ચૈતન્ય !
તુંથી જન-જીવન સોહાય:
જ્યાં તું ત્યાં ડગમગ ડોલાય !

૩

બાલક ! તુજ જન્મે સૌભાગ્ય !
સ્વદેશ કુલ ધન તું જ ગણાય !
તુજ, સ્વરાજ્યની ચેતન-સાન,
અમે પૂજિયે દેવ-સમાન !

તા. ૨૯-૬-૧૯૧૫, વડોદરા.

## ૧૪૫—સખી સુન્દરતાને—

૧

રમણીય સુન્દરતા સખિ ! રમણી, પ્રણય-રમણે ભરી !
તારા મનોરમ દર્શને દિલ રોશની નયને સરી !

૨

જોઈ રહું: જોવા કરું: ત્યમ વિરલ કંઈ દર્શાવતી !
એ વિરલતા જાદુ ભરી શરણે મને ઝૂકાવતી !

3

પ્રિય રમ્ય તારા રંજને તુજ ગીત હું ગાયા કરૂં !
ઓ અજબ આકર્ષક ! તને, ઓ સૂર્ય જ્યોત ! ફર્યા કરૂં !

4

પાવન પ્રદર્શન તાહરે તુજ બન્દીજન ઘૂમ્યા કરૂં !
જ્યાં ત્યાં લલિત લાવણ્યમય તુજ પુતળીઓ પૂજ્યા કરૂં !

5

આંખે તને મેં ઓળખી: તું તો ભવોભવની સખી !
મનને સ્મરણુ, ઉરને શરણુ, જીવન પરિચરણે, સખી !

6

આશા ઉષા ! મધ્યાન્હ-તપ્તિ ! તૃપ્તિ: સંધ્યા: તું સખી !
તું વીજળી મન-મેઘમાં ઝબકી અમી વરસાવતી !

7

તું ચન્દ્રિકા મુજ જીવિતરજનિને સરસ શૃંગારતી ;
તું તારિકા ! મુજ દિવ્યતાની દ્વારિકા અરગાવતી ;

તા. ૨-૭-૧૯૧૫, વડોદરા.

## ૧૪૬—નાચે મન-મોર: પ્રભુ !

મારૂં મન હરી લીધું: હૃદયાધિરાજ !
હર્યું તેવું ભરી દીધું: જય રસરાજ !
મનનું હરણ કીધું:
હરિણને સાધ્યું સીધું:
હિરણ્ય સ્વરૂપ લીધું:
ગરીબ નિવાજ !

નાચે મન-મોર: પ્રભુ !
તુજ જગદોર પ્રભુ !
ગાજે તુંજ સ્હોર પ્રભુ !
જીવનના તાજ !

સૃષ્ટિને સૌન્દર્ય-રસ;
વિશ્વને મહાપ્રકાશ,
સંસારને પુણ્યોલ્લાસ,
ધુમદો સહસાજ !

તા. ૪-૭-૧૯૧૫, વડોદરા.

## ૧૪૭-જંગમ તીર્થ સાધુજનને

( મીરાંને પૂર્વજન્મની પ્રીતઃ એ ગીતના ઢાળે- )

અમે તો જોયા સાધુજન જંગમ તીર્થ રે !
જેની વાતો જુદી !
જોયા તેવાં જાગ્યાં અમ નિર્ભય ચિત્ત રે !
એની વાતે સિદ્ધિ !

હૈયે પ્રભુ હિચોળતા હળવે રહીને હોય
ધીરૂં ધીરૂં ડોલતા-
એ તો હાલેને ચાલે એવી રીત રે
એની વૃત્તિ વાણી જાણે નવનીત રે
એ તો નાનેરા રહીને રીઝવે નિત્ય રે
જેની વાતો જુદી !
એની વાતે સિદ્ધિ !

અશ્રીસાને સમજતા હોય પ્રભુ-સંકેત !
અબોલ આચરતાં ચૂમે-
એ તો હૈયાંને હેત ભરતા મીટ રે !
એને મોટે મનડે ભરીયાં જગ-હિત રે !
એની રહેણી કરણીનાં ગાજે ગીર રે !
જેની વાતો જુદી !
એની વાતે સિદ્ધિ !

તા. ૧૮-૭-૧૯૧૫, અમદાવાદ.

## ૧૪૮—પ્રભુ જ્યાં વરસે—

૧

પ્રભુ જ્યાં વરસે જ સહસ્ર કરે:
કંઈ ત્યાં પછી શું સખિ ! ન્યૂન રહે ?

૨

પ્રભુતા રસધાર અનંત વહે:
સુકુમાર લીલાશ ભવે પ્રસરે !

૩

રસીલાં સ્વજનો રસ-રાસ રચે:
ઉછરંગ વિનોદ વિલાસ મચે !

૪

પ્રિયતા પ્રકટે, રસભક્ત ઝુલે:
પ્રિય પ્રાણ-વીણા ઝૂક ઠેં ગજવે !

૫

રસ-તૃપ્તિ છવાય કૃતજ્ઞ દિલે:
પરબ્રહ્મ કૃપામૃત કેવલ એ !

તા. ૧૮-૭-૧૯૧૫, અમદાવાદ.

## ૧૪૯—સ્મરણ-ઉત્સવે

( દ્રુતવિલંબિત વૃત્ત )

૧

સ્મરણ-ઉત્સવ સ્નેહ તણા, પ્રિયે !
ઉજવિયે પ્રભુના જ અનુગ્રહે:
પણ વીતેલ અહા ! સ્મરણે સ્ફુરે:
નયન-અશ્રુ વહ્યા જ વહ્યા કરે !

૨

સ્વજનના જ વિયોગ અસહ્ય હો !
મરણ એક ભયંકર રોગ, તો !
પ્રિયજનો પણ શાંતિની ભોગવે,
ત્યમ સદા રસ-તૃપ્ત કૃતજ્ઞ રહે !

૩

જીવિતની પણ ધન્ય: અહા ! સ્મરી,
જીવનને પુજનો જ રહે સહી !
સ્મરણની તિથિ વાર્ષિક આવતી
સ્વજન સદ્‌ગત પૂજ્ય વધાવતી !

૪

પ્રિયજનો ! સુખ શાંતિ પથે વહો !
ભૂતની ભસ્મ-વિભૂતિ ધરી રહો !
પ્રભુની પ્રાણ-સમૃદ્ધિ સુહાવજો !
સમય સંગતિ એમ વીતાવજો !

૫

સ્મરણ ધન્ય: મહીં ત્યમ જીવતાં,
પ્રભુ કૃપા જ અનંત સ્વીકારતાં,
પ્રિયજનો નવકાલ વધાવિયે !
રસ-જયંતી દિને સખિ ! મ્હાલિયે !

મરણુ જીવિતમાં પ્રિય જન્મમાં
સ્મરણુ એક જ પ્રાણુ! ઉત્તજાતાં
રસ-વિશુદ્ધિ પંથે પગ રેલતાં,
સ્વજન સ્નેહની ફૂંક ગજાવતાં!

તા. ૨૪-૭-૧૯૧૫, અમદાવાદ

## ૧૫૦–જીવન રસે ભર્યાં–

(કાલિંગડાના લય)

જીવન રસે ભર્યાં–રસે ભર્યાં
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!
દીનદાનેશ્વરી દયા દિલે ભરી
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!
નવલખ તારાની, નવરસ ધારા એ,
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!
પ્રભુનાં અનુરંજન, મધુરે ઉર-ગુંજન,
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!
વાયુને વ્યંજન, વીજળીને અંજન,
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!
કરુણા ઝરે અપાર! કરુણતા ન ત્યાં લગાર!
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!
રંક, તવંગર, સચરાચર, પર–
હો! આજ વરસે છે મેહુલો મહારાજ રે!

મૂકી મન, મ્હેરે: ઝૂકી, લીલા લ્હેરે:
　　હો ! આજ વરસે છે મેહુલો મહારાજ રે !
વાજે પ્રભુ-વીણા ઝીલો સૂર ઝીણા
　　હો ! આજ વરસે છે મેહુલો મહારાજ રે !

તા. ૧૪-૮-૧૯૧૫. વડોદરા.

## ૧૫૧-લોકમંડલમાં—

૧

લોક-મંડલમાં સોહે એકરંગ હો ! સખિ !
　　શું અનંત એ બ્રહ્માંડનાં ન અંગ ? હો ! સખિ !

૨

એક એકનાં અનેક સર્વ એક હો ! સખિ !
　　બ્રહ્મચેતનાંશ એ ન શું સુરેખ ? હો ! સખિ !

૩

ઘુમે ગુંજે પ્રિયજન અનુગ્રહે જ: હો ! સખિ !
　　સૂર્યમંડલના એ ન શું સંકેત ? હો ! સખિ !

૪

હાસ્ય ઉછળે: દિવ્યાંશ દિસે નયન: હો ! સખિ !
　　ચન્દ્રમંડલનાં એ શું રસામૃત, ન ? હો ! સખિ !

૫

પ્રાણ-ચેતના પ્રસારે ઉર-પ્રફુલ્લ: હો ! સખિ !
　　અનિલમંડલના એ પરિમલ શું, ન, ? હો ! સખિ !

૬

આત્મને ચરિત ઉજાસ પુણ્ય હોય હો ! સખિ !
　　પૃથ્વીમંડલ તારા લલિત શું સ્હોય ! હો ! સખિ !

તા. ૩૦-૯-૧૯૧૫, વડોદરા.

## ૧૫૨—પ્રભુને વન્દન

જય: પ્રભુ! વન્દન:
હૃદય-વિરંજન!
રસ-ચેતનને, રમ્ય પ્રદર્શન,
એક તું મનભર દર્શન!
નૂતનતામય જગ નન્દનવન,
એક તું આત્મ-પ્રકાશન!
પ્રકટ પ્રભાવ ભર્યે ભવ-સર્જન,
એક તું પ્રણયાકર્ષણ!
સાર્થ કૃતિની—
પુણ્ય પ્રગતિમય
એક તું
સમય સુહાવન!
અમ મનીલાનું
મહાવલરણન
એક તું
લલિત સુલેપન!

તા. ૧-૧૧-૧૯૧૫, વડોદરા.

## ૧૫૩—હિન્દ કીર્તન

(સવૈયા)

૧

ઉષ:કાલસમ ઉજ્વલ! મંગલ
ઉષા-ખંડધર! એકજ: હિન્દ!
હિમગંગાધર! અરૂણ તરૂણ!
રસગૌરવગૌર! તપેશ્વર! હિન્દ!

૨

હિન્દ! અહા! આત્મ જ્યોતીન્દ્રઃ તું!
પ્રતાપ રશ્મિઃ તું જ રવીન્દ્ર!
પ્રચંડ જ્વાલ ઉગ્ર ઝળહળે
રોમ રોમઃ પ્રિય સ્વદેશઃ હિન્દ!

૩

સતીશ સમ; ભવ્ય મહાન દેશ!
સ્વરૂપ મસ્ત પરમાત્મ પ્રફુલ્લ!
તુજ સમ, સંસારે જોગીગણ
તેત્રીશ કોટિ તું પર ફૂલ!

૪

હિન્દી મહારાષ્ટ્રીય સમાજે,
ભકત સપૂત તુજ, ભગવે ભેખ,
પ્રભુ-રાજ્યનો પ્રોજ્વલ ઝુંડો ધરી,
ઝૂઝે જગ જોધ્ધ સુરેખ!

૫

પૃથ્વીના પાર્થિવ ઈન્દુ! તું
પૂરી ઘૂમશે પૂર્ણ કલાપ!
વિમુકત રહી, ચન્દનીને ચન્દન,
જગના હરશે કૈં સંતાપ!

૬

દેશદેશના સ્વરાજ્ય સ્વર્ગે
લોકહિતનો બનશે ઈન્દ્ર!
જગના જનરાજ્યે તું રક્ષક
પ્રભુ-પયગામે રહેશે હિન્દ!

તા. ૧૭-૧૧-૧૯૧૫, વડોદરા.

# ૧૫૪–મુંબાઇને તીર્થે

( મરાઠી સાખી )

૧

મુમ્બઇને માતૃભૂમિ તીર્થે, સર્વોત્સવ ઊજવિયે!
ધર્મોદ્યમ–સંસાર–રાજ્યના હિત–સંયોગો રચિયે!
હૈયે સ્વદેશજીવન હૂં હૂં: એ તો યૌવન અમર અનૂપ!

૨

મુંબઇને જગ–માનવ તીર્થે, હિન્દી–પ્રજા–સમાજે,
મનુ–ઉર–મુરલી, પ્રણય ભાવ ભરી એક અવાજે ગાજે:
સુરતાને સુન્દર સંવાદ વાજે ચેતના બ્રહ્મનાદ!

૩

મુંબઇને રસ–સાગર તીર્થે, વિજય શાંતિને આરે,
હિન્દી જનની બાન્ધવ નૌકા જગત જનોને તારે:
જન્મભૂમિને વિભૂતિયોગ, પ્રગત પ્રભુ-પ્રજા ધરે રસ-સોગ!

૪

મુંબઇને ઉદ્ધારક તીર્થે, હિન્દ–દ્વારિકા હીંચે!
આત્મકિરણ કણિકાને તોરણ, રસ ઓજસ પ્રભુ સીંચે!
ભારત યોગૈશ્વર્ય, જ્વલંત, ઉછળે, સાગર ભર્યા તરંગ!

૫

મુંબઇને સ્વાધીનતા તીર્થે, હિન્દી સર્વ હિત સાધે!
સ્વદેશના એ સ્વરાજ્યને સઉ, નિર્ભય ઉર આરાધે!
ચરિત ગિરિ ગૌરવ લલિત છવાય!
જગ જય ધ્વજંધર હિન્દ સુહાય!

૬

મુંબઇને ભવ-તારક તીર્થે, હિન્દી-હૃદય હિંડોળે,
મનમૌક્તિકની સંકળનાએ પ્રભુ-જ્યોત જ્યાં ડોલેઃ
પ્રાણ ત્યાં પ્રફુલ્લ સ્વસ્થ સ્વતંત્ર, ગર્જે પરમાત્માના મંત્ર!

તા. ૭-૧૨-૧૯૧૫, વડોદરાથી મુંબાઇ.

## ૧૫૫—પ્રજાજ્યોત્સવ

(હોરી)

ઉજવિયે પ્રજા-જય હિન્દે!
તેત્રીશ કોટિ હિન્દી આનન્દે!

સુરસાગર રેલે રંગ રંજન સદૈવ હિન્દ-કિનારે!
બંગ મહારાષ્ટ્ર ગુર્જર દિગન્તે ગૃહ આંગણુને આરેઃ
મનસ્વી ઘૂમે સ્વચ્છન્દે યશનું તેજ ઝીલે નિશ્ચિંતે!

વિન્ધ્ય હિમાલય વન કુંજોમાં, ગંગા ગોદાવરી તીરે,
કલકત્તા મદ્રાસ ને મુંબઇ કરાંચી દિલ્હી કશ્મીરે,
પરિમલ પુણ્યોજ્વલ પ્રેરે, હિન્દી, મ્હાલે લીલા લ્હેરે!

એક પ્રભુના છત્રની હુંફે, એક જન્મભૂમિ-અંકે,
એક રૂધિર-બાન્ધવની બાંહ્યે, એકજ સાંગોપાંગે,
હિન્દીજનો રહે એકરંગેઃ પ્રભુ! હો જય શાંતિ જગજંગે!

તા. ૨૧-૧૨-૧૯૧૫, વડોદરા.

## ૧૫૬—જાગ્યા હો જાગ્યા !

( ઝળહળતી રે તને હરિગુણ ગાતાં: એ પ્રભાતિયાના ઢાળે )

જાગ્યા ! હો ! જાગ્યા ! મ્હારા હિન્દીઓ જાગ્યા !
ઝળહળતી જ્યોતના જગાવ્યા રે !
ભવ્ય બ્રહ્માંડભરમાં, સુન્દર આ સચરાચરમાં,
સ્થિર પ્રકાશે ચેતન-જ્વાલા રે
એને કિરણુ, અણુરેણુ, એને પરિમલ, ઉર-વેણુ:
પ્રકટાવે આત્મ-જ્યોતિ માલા રે !
ભય અંધકાર ભાગ્યા ! ભયને ઉદ્વેગ દાગ્યા રે !
બન્ધુતાના રંગ લાગ્યા રે !
દેશમાં ડંકા વાગ્યા પ્હેર્યા હિન્દે જય-વાઘા !
સંચર્યા સંગ સ્વરાજ્યરાગા રે !
એક સહચાર-વિમાને ઉડિયે ને જગત પિછાને !
હિન્દી જનતાને પ્રભુ ! નિભાવો રે !
આજની જેમ હવે તો લેવરાવો હિન્દે, હો !
એક લોહીનો લક્ષિત લ્હાવો રે !

તા. ૨૭-૧૨-૧૯૨૫, મુંબાઈ.

## ૧૫૭—દિલાવર સાગર

( ગઝલ )

૧

દિલાવર દિલભર્યો દીઠો અમે એ એક સાગર !
હિંચે નવરંગ ઉછરંગે તરંગ અનેક સાગર !

૨

અજાયબ તોરમાં રસમસ્ત ગાતો એક સાગર !
અધૂરે ગાન થસ્સે એકદમ હસતોજ સાગર !

૩

ગગનનન્દનતણી કંઈ બાંધતો ગુલરેખ સાગર !
અને ત્યાં દેવજનના રાસ રચતો એક સાગર !

૪

મનુજ મનરંજને મલપે જ એ તો એક સાગર !
ઝૂકી રસિલાં જીવન ગુંજે સકલ જ સુરેખ સાગર !

૫

ભર્યાં મન મ્હાંય તો ભક્તિ ભર્યો બસઃ ભેખ-સાગર !
નમી-રસ-તીર્થને ગજાર્યાં અમે "આહાલેકઃ સાગર !"

૬

જઈશું આજ તો ઝૂલી જલે તુજ એક સાગર !
વિરમીશું ઝીલવવા લાવણ્ય દિલભરવેગ સાગર !

તા. ૨-૧-૧૯૧૬, મુંબઇ; દેવાલયને દ્વારે, ચર્ચગેટને દરિયે.

## ૧૫૮—વર તે કાંઈ વર !

૧

વર તે કાંઈ વર !
વર તો લીલો તરૂવર !
તરૂવરની છાયાઃ
એવી વરની માયા !

૨

વર તે કાંઇ વર !
રસનો સાયર !
સાયરની રસછોળઃ
વર તો એવા પાડે રોળ !

૩

વર તે કાંઈ વર !
વર તો દેવ દિલાવર !
દેવનાં ચરણામૃતઃ
એવાં વરના નયનામૃત !

તા. ૯-૧-૧૯૧૬, વડોદરા.

## ૧૫૯-વર-વહુ

૧

વરનાં તો રામરાજ !
વહુના તો જીવનઆજ !

૨

વરની તો રામરાજ !
વહુની તો કુળલાજ !

૩

વરનાં તો રામબાણ !
વહુજી તો વ્હાલાં પ્રાણ !

૪

વરના વિરામ બોલ !
વહુના અબોલ કોલ !

૫

વર–વહુ તો એકમેક–
સોહે સીતારામ એક !

તા. ૯–૧–૧૯૨૬, કડી–વડોદરા.

## ૧૬૦–મોતીડાં

મોતીડાં મળ્યાં હો અમને મોતીડાં મળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુની કૃપાથી અમને મોતીડાં મળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુના લાલન ભોગવિયે ભેળાંઃ બાપલાં !
ઓ વ્હાલાં ! પ્રભુના ધ્રુવતારણ ઝીલિયે ભેગાંઃ બાપલાં !
જગને જંજાળ જંગલ, સંભ્રમ હર જીવન મંગલ !
માનસ સર લ્હેરે તીરે મોતીડાં ઢળ્યાં ! ઓ વ્હાલાં !
પ્રભુનાં લાલન ભોગવિયે ભેળાંઃ બાપલાં !
મીન, લયલીન, નીરે, અનુકમ્પે, ધીરે ધીરેઃ
રસિલાં જીવતરનાં તારણ મોતીડાં હલ્યાં !
પ્રભુનાં જીવન જીરવિયે ભેળાંઃ બાપલાં !
માનવ સંસાર મોહે, રસને સંસાર સોહે !
મોતીમાં અમારાં મનડાં મળ્યાં ને ગળ્યાં !
પ્રભુનાં રંજન ઝીલવિયે ભેળાંઃ બાપલાં !
હંસ નિશ્ચિંત ચરે જે, હૈયે મનુ-સંત ધરે જે,
અનુભવે એજ અમે તો મોતીડાં ગળ્યાં !
પ્રભુનાં અંજન ધીરવિયે ભેળાંઃ બાપલાં !
મોતીડાં ઉરનાં અમૃત ! એથી ફળતાં વ્હાલપ વ્રત !
મોતીની જ્યોતે મનડાં બ્રહ્મમાં ભળ્યાં !
પ્રભુની પ્રભુતા જીતવિયે ભેગાંઃ બાપલાં !
પ્રભુનાં ઋણ જગને ભરિયે ભેગાંઃ બાપલાં !

તા. ૧૫–૧–૧૯૨૬, વડોદરા.

# ૧૬૧–સુન્દરીને

૧

લાવણ્યની ઓ લાડિલી, તું સ્નેહમૂર્તિ સુન્દરી !
શાને સજે શૃંગાર તું ? સોહામણી ઓ સુન્દરી !

૨

ભરતી તું પ્રાણુ, પરિમલે ! તું બેલડી આત્મા તણી !
ભરચક ભવે અભયેશ્વરી, સહચારિણી જગ–સુન્દરી !

૩

નરની અમર નારાયણી ! ધરણી તણી ધીરજ–ધરી !
માનવ–ઉરે રમણી–મણિ ! ઓ સરલ ઉજ્વલ સુન્દરી !

૪

સીતા સતી રામેશ્વરી ! અદૃશ્ય સ્વાર્પણથી ભરી !
તું સ્વદેશ કુલની માતૃ–જ્યોત ! તું સ્વામિની સુર-સુન્દરી !

૫

રસમય સરસ્વતી ! લલિત લક્ષ્મી ! ધર્મ-જોગણ સુન્દરી !
તપ ભેખ ભક્તિને રસામૃત; વીર જગવે સુન્દરી !

૬

સર્વાંગ સુન્દર દર્શને, તું, પુનિત રસ--ગંગા--ધરી !
સંસાર સામ્રાજ્યેશ્વરી, તું સુભગ તારક સુન્દરી !

૭

પુણ્યાત્મ સુન્દર ! હૃદય–સુન્દર ! સુમન-સુન્દદ ! સુન્દરી !
સત્કર્મ--સુંદર ! વચન--સુન્દર ! વૃત્તિ--સુન્દર ! સુન્દરી !

૮

સુન્દર બની સુંદર બનાવે, ગુણુ--મધુરી ! સુન્દરી !
ગૌરવ ભરી દિલ ઘેલડી ! પ્રભુની પુનિત, નમું સુન્દરી !

તા. ૨–૧–૧૯૧૬, વડોદરા.

## ૧૬૨—પ્રભુનું દયામૃત

(જે કોઇ પ્રેમી અંશ અવતરે: કવિ દયારામના એ પદની ધુને)

સખિ ! જ્યાં પ્રભુ દયામૃત ઝરે:
દિવ્યના જગની ત્યાં ઝગહળે !
પાર્થિવ દેહે, પરવશ મનડું પામરતા આચરે:
પ્રતપ્તને ત્યાં પ્રતૃપ્ત કરવા, પ્રભુ દયામૃત ઝરે !
અનુકમ્પાને પરમ ભરોસે, દિલ–આરામ જ ધરે:
નિર્ભય નારાયણમય પ્રાણે, પ્રભુ દયામૃત ઝરે !
ગુણ–વિશિષ્ટ આકર્ષણે સ્વજન પ્રભુતાનાં પદ ભરે:
ત્યાં આંતર આરાધન ધરવા પ્રભુ દયામૃત ઝરે !
આત્માનું ઐશ્વર્ય રાધિકા કૃષ્ણપ્રેમ પ્રકટ કરે:
પ્રેમ ભકિતલાંને રસ–યોગે પ્રભુ દયામૃત ઝરે !
તપ તેજસ્વી તારા સમ જે ઘુમે એકલ સૂરે !
લલિત લાડિલાં જીવનમાં એ પ્રભુ દયામૃત ઝરે !

તા. ૨૨–૧–૧૯૧૬, ડભોઇ–વડોદરા.

## ૧૬૩—રસિયાં સારસ

(ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મ્હારી ચુંદડલી;
એ ગીતનો ઢાળ)

જેને જોતાં લોચનિયાં લ્હેરાય:
એ સારસ જોડલાં: સખિ !
લલિત દર્શને જે ગગન સમાં છાય:
એ સારસ જોડલાં: સખિ !

હળવાં ચરે ને હસમુખાં હરેફરે--
એ ઉડતાં જુગલ જોડી પાંખઃ રે !
મ્હામું જુએ ત્યાં સચરાચર સૃષ્ટિ,
નમે ને ઝલકે અંતર રંગી આંખ !
એ સારસ જોડલાંઃ સખિ !
મહિના સુર મધુરા રસાલયને નીર રમેઃ
લીલી ધ્રોમાં કરે કલ્લોલ રે !
તૃણ જળથી તૃપ્ત સદા તાપસ સુજોડિલાં
નિર્ભય મ્હાલે હો અબોલ !
એ સારસ જોડલાંઃ સખિ !
દિલચમન રૂપ આ દુનિયાંને જાણે ને
રસિલાં જીવનને વસંત રે !
લુમઝુમ આંબલિયાનાં સીતા ને રામ,
જાણે, અમૃતફળનો દે આનન્દ !
એ સારસ જોડલાંઃ સખિ !

તા. ૧૩-૨-૧૯૧૬, ડભકા-મહીસાગર કાંઠે-વડોદરા.

## ૧૬૪—સુન્દર જીવન શ્યામ

( મારા નયને સલૂણા શ્યામ ! તમને શું કહીને બોલાવું ? એ ગીતના ઢાળેઃ )

( સોરઠ )

સુન્દર જીવન-શ્યામ હું તે શા પ્રભુ ! તમ ગુણ ગાઉં ?
વિરાટ વિશ્વંભર વિલસો છો
પદ-રજ અમને હસવી હસો છો !

ગ ર વા પ્રભુ! ગુણુ-જ્ઞાન !
હું તે શા પ્રભુ! તમ ગુણ ગાઉં ?
હું તે કયમ તમ ગાયાં ગાઉં ?

હૈયાંને હિંડોલ હિંચો છો:
અમ નયને રસ-તેજ સિંચો છો!

ગુણ મધુર પ્રિય પ્રાણ!
હું તે શા પ્રભુ! તમ ગુણ ગાઉં ?
હું તે તમ પ્રભુતા જ પીછાનું !

નિશદિનનાં સુખ દુઃખ ભૂલાવો છો
ભોગવતાં ઉર અભય ભરો છો !

આ તે શા અમ સાન ?
હું તે શા પ્રભુ! તમ ગુણ ગાઉં ?
હું તે તમ ગોપાલન માનું !

પ્રીતિ ભક્તિ વત્સલતા જ્યાં
પ્રકટે માનવ-ઉત્તમતા ત્યાં !

સાંકેતિક એ સાન !
હું તે સમજું: કયમ સમજાવું ?
હું તે શા પ્રભુ! તમ ગુણ ગાઉં !

અપાર્થિવ પુણ્યાત્મ-પ્રભાવે,
મળે દેવપદ દિવ્ય પ્રભાએ-.

ભાગ્યોદય: ભગવાન !
હું તે કયમ પ્રભુ! તમ ગુણ ગાઉં ?
હું તે કયમ પ્રભુ! કીર્તન ગાઉં ?

તા. ૩-૩-૧૯૧૬: કરનાળી-નર્મદાતીરે-વડોદરા.

# ૧૬૫–એ સ્હાંઝે તો–

( મન્દાક્રાંતા વૃત્ત )

૧

એ સ્હાંઝે તો, પ્રભુ પ્રિયજનો ! આપણે ઘૂમતાં'તાં:
ને ત્યારે, તો, લલિત ઉરને સંગમે હિંચતાં'તાં:
સૂર્યાસ્તે શાં કનક-કિરણો પુણ્યશાં ઝીલતાં'તાં:
દૃષ્ટિ-યોગે, નયન-નયનો મંજુલાં મીંચતાં'તાં !

૨

આરે બેઠાં હૃદય ભરતાં નર્મદાના પ્રવાહે:
ત્યાં ઉગીને હસવી નચવ્યાં ફાલ્ગુની ચન્દ્રિકાએ:
એ હાસ્યે, તો, પરિમલ વહે, પ્રાણ ! ફુલી ફુલીને:
ને એ નાચે પ્રણયી ઘૂમતા અંતરાત્મા ઝૂલીને !

૩

ગાવા લાગ્યાં સહ-જીવનની આપણે સ્નેહ-ગીતા;
ત્યાં તો રેલી અમૃત ઝરણી ચન્દ્રિકાની પ્રણીતા;
ને એ જોવા હસતી નીકળી તારિકા લાડભૂરી;
જોતા એયે અનિલ રસિલા સૌરભે સૌમ્ય ઝૂકી !

૪

ભૂલ્યાં એ ને ભર્યું જગત આ ભાવના માંહ્ય ડૂલી;
હો ત્યાં તો એ અમીરસ ભર્યા ભાવની છોળ ઝૂલી !
ને એ છોળે સરલ વહતાં આપણે ડોલતાં'તાં !
કૈં દૃશ્યોમાં અભિનવ, સખિ ! આપણે રોળતાં'તાં !

૫

જોયું ત્યાંતો ભવ-ભુવનમાં રમ્ય ચૈતન્ય રાજે;
તેના તાને સમરવ ભરી ચેતના ઉગ્ર ગાજે;

એની સાથે જીવન પુલક્યાં કણ્વ કુબેર ઘાટે;
'પુણ્યાત્માઓ મૂક મલકતાં મૌન સાધે વિરાટે !

૬

સંસારીના શ્રમ-જીવનના આશ્રમો સ્વાશ્રયે જ્યાં-
વિશ્રામાર્થે સરલ દીપતા તીર્થ તે સ્હોય કેવાં !
એનાં એ છે પ્રભુ, જગ, ધરા, પ્રાણીને સૃષ્ટિઃ જૂનાં !
એમાં શાને લગીર રહિયે માનવી, બાપુ ! સૂનાં ?

તા. ૫-૩-૧૯૨૬. ચાણોદ કરનાળી-નર્મદાઘાટે-વડોદરા.

## ૧૬૬—વસન્તરાજ

તપને પ્રતાપ, આમ્ર, જોને ! સખિ ! ડોલે !
વ્રતને સ્નેહરાશિ, સંત, સફળ હો છકછોળે !
અંતર-નિકુંજ ભવ્ય, આત્મને હિંડોળે,
પ્રાણ મધુર પ્રિયજનને હોંસીલાં હિંચોળે !
કોકિલા વસંત વ્રતિની જોને ! સખિ ! બોલે !
હિતને સંકેત મસ્ત પ્રિય અબોલ કોલેઃ
શાંતિને એકાંત સ્વસ્થ રમ્ય-હૃદય ખોળે,
જગને સ્હડાવે ચેતનાને ચકડોળે !
રસર્ષિ વસંતરાજ, જોને ! સખિ ! ખેલેઃ
ફૂલડે ઉછરંગ આજ રસિલાં જન રેલે !
ઉજવલ પ્રફુલ્લ વિશ્વ ફાલે ને ફૂલે;
ફૂલસમ, ઓ વ્હાલાં પ્રાણ ! વિચરિયે વણમૂલે !

તા. ૧૪-૩-૧૯૨૬, ખુંડાળા-ડભોઇ-વડોદરા.

## ૧૬૭—રસ ઘેરૈયા

વસંત મોહન: અનંત યૌવન:
    રસ ઘેરૈયા સ્વદેશ છૈયા !
આંબા મ્હોરે કલગી પ્હેરે;
    રસ ઘેરૈયા સત્ લડવૈયા !
ગાતા, ઘૂમે. કોયલ ચૂમે;
    રસ ઘેરૈયા ફુલવે હૈયાં !
પુનિત પુરાતન ! લલિત સનાતન !
    રસ ઘેરૈયા નિર્ભય ભૈયા !
કુસુમ્બ તારા હુલાવનારા
    રસ ઘેરૈયા રચે રંગૈયા !

તા. ૧૮-૩-૧૯૧૬, કરમાળ-ભોઇ-વડોદરા.

## ૧૬૮—ગરવાં ગામડિયાં

નાનાં નાનાં ગામડાંનાં મોટાં મનનાં લોક !
    ગરીબ ગરવાં ગામડિયાંનાં દિલના દાન અશોક !
શુભ ગોરડિયાં ગામડાંનાં ઘર ચન્દનિયા ચોક !
    ઉર-કુંજમાળાં ગામડિયાં ત્યાં પૂજે પ્રાણ કચોક !
લીલાં છમ્મક ગામડાંમાં આંબા-કુંજ અશોક !
    ધાવણ ધીંગા ગામડિયાંનાં અમી ભર્યાં આરોગ્ય !
લ્હેરે ઝુલતાં ગામડાંમાં બુદ્ધિભાવ સંજોગ !
    હૈયે હિંચકે ગામડિયાં ત્યાં જૂદા જીવન-ઝોક !
પતિત પાવન ગામડાંમાં જળ નિર્મળ રસ-ભોગ !
    અધમોધ્ધારણ ગામડિયાંને લાડ લલિત પ્રભુ-યોગ !

તા. ૧૭-૪-૧૯૧૬, લાડોલ-વીજાપુર-કડી-વડોદરા.

## ૧૬૯–પ્રભુ! તમ કૃપા હજો એ–

( ભૈરવી )

પ્રભુ! તમ કૃપા હજો એ!
સુરતાને સંગીત, ભવ-કુંજે,
રમ્ય ભાવ ઉછળે રોમાંચે:
અંતરાત્મ ઉલ્લાસે ગુંજે!
પ્રભુ! તમ કૃપા હજો એ-
પ્રફુલ્લ સંજીવિત આનન્દે,
સંચરતાં ઉજ્વલ સ્વચ્છન્દે,
આત્મ આત્મ દીનાધીન વન્દે!
પ્રભુ! તમ કૃપા હજો એ!
ચમક ભર્યાં હસતે નયનાંજન,
સદા ચરિત વિલસે રસ-રંજન:
ધન્ય: લલિત તારક મનુ-નન્દન:
પ્રભુ! તમ કૃપા હજો એ!

તા. ૨૦-૪-૧૯૨૧, શ્રીબહુચરાજી ધામે-વડોદરા.

---

## ૧૭૦–રણ-યોગિનીને–

૧

પુરૂષોને યુદ્ધ દિવ્ય દેવી રણ-યોગિની!
એક લોહીનો સુબન્ધ સાહિયે: હો! સજની!
પ્રભુ-પુત્રી! માનવ-બાંધવને મના વિચે!
જીવન-પ્રભુતાનાં ભાન ભરિયે: હો! સજની!

૨

દીધું દયામૃત પ્રભુવર દયામયેઃ
આવો, રસનાં તે પાન કરિયેઃ હો! સજની!
પ્રાણમાં ભરેલ પરિમલ તો પાવન કરેઃ
આવો, એનાં તે દાન દઈયેઃ હો! સજની!

૩

સૂર્ય અને ચન્દ્ર બેય નયનો, પ્રભુજીનાંઃ
એનાં જાયાં તે સંગ વહિયેઃ હો! સજની!
નર હો પ્રચંડ પુરૂષાર્થ સંવર્ધને!
નારી સંચરે જય-સમૃદ્ધિએ! હો! સજની!

૪

જનકના સંહાર મધ્ય જનનીના જીવનધ્વજ-
બાલક બલદેવને ઝુકાવિયે! હો! સજની!
માનવને અમ્મર ફળ, ઝેર વેર ભૂલવી,
વીર નર વિનાશને નિવારિયે! હો! સજની!

તા. ૨૦-૭-૧૯૧૬, વડોદરા.

## ૧૭૧—હિન્દને ઝુંડે ભગવે ભેખ

હિન્દને ઝુંડે ભગવે ભેખ,
હિન્દીજન! ઝઝૂમિયે ધરી ટેક!

ભેખ ધરી ભવને સંભાળે, મત-ભગવા ભગવાન!
ભવનો ભગવો રંગ દિસે, જો! જગ-પ્રભુને એ ભાન!
દિલ ઘેલા એ ભાવે ધરિયે, પ્રભુના ધ્વજ શિરછત્ર!
ભોગ તજીને યોગે ઘૂમિયે, એકમેક એકત્ર!

સ્વદેશજનનાં રકત-બિંદુનો, રચેલ ઝુંડો એક!
એનાં સ્મરણુ દર્શને સ્પર્શે, શિરનાં દાન અનેક!
વિભુના વિશાળ વિશ્વ રાજ્યમાં; વિલસે હિન્દ-સ્વરાજ્ય!
દેશ બન્ધુ-ગ્રન્થિના વિકાસે, સ્વતંત્રતાના સાજ!
સમ હિતને સંવાદ, વીરજન! સંચરિયે જ સચેત!
શાંત સરલ જગહિત પ્રેરિયે! ઝુંડે જય-સંકેત!

તા. ૪-૮-૧૯૧૬, વડોદરા.

## ૧૭૨–જગ ભરી ગુર્જરી!

(સવૈયા)

૧

અપૂર્વ સાગર તીરે, હિન્દે,
અનુપમ ઉપવન સમ,- અમ દેશ!
વિન્ધ્યાચળ મુંબાઈ કરાંચી
ગુર્જર-સુરાષ્ટ્રનો પરિવેશ!

૨

દશે દિશે સાહસે વિસ્તરે
હિન્દે ને પૃથ્વી-પડથાર!
ધીર ધુરંધર ધીકતે ધંધે,
વ્યવહારૂ ધપવે સંસાર!

૩

ગુજરાતી ઘર-બોલી ઘેલાં
બધે દીસે ગુર્જર નરનાર!
ગુણ સુજાણ ગૌરવ ઘુંટેલાં
ડાહ્યાં ડમરાં ચતુર ઉદાર!

૪

પંચામૃતને પંચ વસ્ત્રથી
ભર્યાં પૂર્યાં ગુર્જર ઘરબાર!
લક્ષ્મીનાં સંતાનો શાણાં
પ્રેમ ભક્તિલાં દીનાધાર!

૫

મુંબઈસમ શૃંગારે જ્યાં ત્યાં
સેવા દાને પ્રભુતાં ધામ!
જીવતરની જંજાળ ઉકેલે
ગુર્જર વીરતા પ્રાણ વિરામ!

૬

એક નહિ, માનવી-વિનાશક!
હોય વિકાસક હૈયે હેત!
દિલ દેશી જગ ભરી ગુર્જરી,
પ્રભુ! રાખજો અમર સચેત!

તા. ૪-૯-૧૯૧૬, વડોદરા.

## ૧૭૩—ન્હાતા પંખીને—

(મંદાક્રાંતાવૃત્ત)

૧

ન્હાને, બાપુ! અમ ગૃહતણા ધર્મ તીર્થે તું: પંખી!
ક્યાંથી ત્હારાં પુનિત પગલાં આમ આજે સુરંગી?
વર્ષી વર્ષી પ્રભુ રસ ભરે દિવ્ય બ્રહ્માંડમાં આ:
એ સદ્ભાવે અમ વિભવના લે-લે લ્હાવ તું આ!

૨

આકાશે ને પૃથિવી ભરમાં, પ્રેમ વિશ્વાસ તું જે-
પામે તેને અકલ રૂપમાં, આત્મને અર્પિયે! લે!
ગા કૈં ઘેલું વિજન-વનશું, મ્હાલજે આંહીં હો! તું:
નાહી લે ને પછી ઉડવજે, પ્રાણ-વિમાનમાં તું!

૩

ઊડી, પાછાં, અહીં ઉતરીશું, પૃથ્વી-સ્વર્ગે, અમારે!
આ દેહે, તો, સુરજન સમાં, આહીંને રહેશું, આરે!
ન્હાજે ગાજે ભીંજવી અમને, ભાવભીનાં બનીશું:
તારા સંગે રીઝવી રમતાં બાળ જેવાં ઘુમીશું!

૪

જો! દેવી! એ વિમલ જલમાં નાચતું ન્હાય કેવું?
એ ન્હાતું ત્યાં સીકર-કિરણો ગુંથતાં દૃશ્ય કેવું!
પાંખો ખોલી રસ-રમણથી આત્મમાં શાંતિ સિંચે!
તૃપ્તિ-યોગે લલિત હૃદયે હર્ષ વિશ્વાસ હીંચે!

૫

એવી પૃથ્વી, શખિ! બની રહે પુણ્ય તારા સમી જો!
એ તો કિંતુ જીવન-સુરતા સાધિયે તો બને હો!
સૃષ્ટિ કેરી નિયમિત ગતિ સાત્વિકી પંખી જેવી!
સ્નેહે એ તો સરલ સરતી તુજશી, રમ્ય! દેવી!

તા. ૧૨–૯–૧૯૧૬, વડોદરા.

## ૧૭૪-હૃદયાત્મિકાને—

( હરિણીવૃત્ત )

૧

ભર, સખિ ! ત્વરા, તારા જેવાં નિરંકુશ મ્હાલિયે !
પરિમલ ભર્યાં ગુંજી, ગુંજી, ત્રિલોક ગજાવિયે !
વિમલ મનના મંત્રીઓનું સ્વતંત્ર સ્વરાજ્ય એ:
સદય ઘૂમિયે એ સાર્થકયે મહાશય નિર્ભયે !

૨

રૂધિર-તરસ્યાં જ્યાંથી ત્યાંથી વીંટી વળશે, ભવે:
ઝડપી વળગી વીંખે પીંખે કઠોર નઠોર એ !
સહિજ રહિયે સાધુ. પીડા પ્રભુ પ્રિય આપણે !
ધીર વીર રહી એવાંને તો સમુદ્ધરિયે: હવે !

૩

સકલ ઘટના કલ્યાણી હો ! સચેતન માત્રને:
ત્યમ પતિતને પ્રેમોત્થાને પવિત્ર પળાવિયે !
જગની ફળશે પુણ્યાર્થીની ચમત્કૃતિ સર્વદા !
પ્રભુની કરૂણા વ્હેશે ત્યાં તો ! સખિ ! હૃદયાત્મિકા !

તા. ૧૫-૯-૧૯૧૬, વડોદરા.

## ૧૭૫-લગ્ન-સ્નેહે—

( હરિણી વૃત્ત )

૧

વીશ વરસના લગ્ન-સ્નેહે ભવોદધિ મ્હાલતાં,
ન શું અનુભવ્યું, કહોને, શાણાં સખિ ! સહચારમાં ?
પ્રિય સ્મરણ, તો, સ્નેહીઓનાં, વિનોદ ભર્યાં વહે:
સ્મૃતિ બળથી એ નૌકા વેગે ન આપણી શું ધપે ?

૨

અનિલ મધુરા! આવો, આવો, સુવાસ ભર્યા તમેઃ
પરિમલ, ઉરે ફુંકો, ફુંકો! પ્રફુલ્લ અહો! અમેઃ
તમ વહનની લ્હેરે, લ્હેરે, અમે બલ: ડોલિયે!
જીવન જલમાં પ્રાણાત્માને અહા! બસ: રોળિયે!

૩

રસ-ચળકતી આંતજ્યોતે દિસે બધું એનું એ:
પ્રભુ-કૃતિ ભર્યાં બ્રહ્માંડે તો પ્રદર્શન શું ન એ?
સમય-રચિયા યોગે વ્હાલાં! સમૃદ્ધિ વધાવિયેઃ
અ ભિ ન વ કલા પૂરી રંગે સુરેખ સુ હા ઈ યે!

૪

નયન-મિલને જૂનાં જાયાં ઝીલે ઉર-સંસ્કૃતિઃ
પુનિત ચરિતે, પુણ્યાત્માઓ રચે સમય-સ્મૃતિઃ
પ્રણય ભર એ સંવૃદ્ધિમાં પ્રકાશ સુ વા સ નાં-
બલ લઈ દઈ બન્ધુતાનાં વહાણુ વ હા વ વાં!

૫

સહ-વ હ ન માં આત્મે-આત્મા અનુગ્રહ ઝીલિયેઃ
જી વિ ત-પ્ર ભુ તા સ્નેહૌદાર્યે જ્વલંત ઝ ગા વિ યેઃ
ગીત પ્ર ભુ જી નાં ગાતાં ગાતાં સવેગ ધ પા વિ યેઃ
જગત સુરતા આ સ્વર્ગે, હો! સખિ! પ્રકટાવિયે!

તા. ૧૫-૯-૧૯૧૬, વડોદરા.

# ૧૭૬—સ્વદેશિની

(દ્રુતવિલમ્બિત વૃત્ત)

૧

જીવન જન્મ તણા રસ-યોગ જ્યાં-
ઉછળતા અમ પ્રાણ પ્રફુલ્લ ત્યાં!
પુનિત જન્મભૂમિ પ્રકૃતિ મહીં,
જનની જ્યોત મનુષ્યની વંદ્ય શી!

૨

પ્રિય સ્વદેશિની, પ્રાણ ભરી નમું:
પૃથિવી, ને, વન-સર્જનને નમું:
ગિરિ, સમુદ્ર, નદી, સરને નમું:
જનની, જન્મતણી, શરણે રમું!

૩

જીવન નિર્ઝરિણી અમૃતે ભરી,
પ્રભુ ભર્યાં જડ ચેતનને ધરી,
સરલ સુન્દરતા વિલસે નરી:
જનની! સર્વ રૂપે તું જ વિસ્તરી!

૪

જનની! ને ભગિની! દુહિતા! સતી!
અમર વેલ સ્વદેશ નિકુંજની:
સુફલ આત્મજ સૌ તમને તમે:
પ્રકટ જન્મભૂમિ અમ છો તમે!

૫

સહચરી સખી તો ભવ-તારિકા!
દિલ ભરી દુહિતા પરિચારિકા!
ભગિની ભાવ ભરી ભય હારિકા!
વિજયી સર્વચરી જીવિતાત્મિકા!

તા. ૨૯-૯-૧૯૧૧. શ્રીબહેચરાજી તીર્થ-વડોદરા.

---

## ૧૭૭—તારા-સ્નાને

( મંદાક્રાંતા વૃત્ત )

૧

તારા-સ્નાને, પ્રીમી ઉગી ઉષા રમ્ય કૌમાર બાલા-
સ્વર્ગંગામાં હસતી ઉછળે ગાતી ભાવે રસાળાઃ
એવી કન્યા વ્રત દીપ ધરી નર્મદા નીર ન્હાતીઃ
હૈયે નેત્રે ચમક ઝીલવે ગૌરીઓ ગીત ગાતી!

૨

દશ્યે ઉભાં નગી રહી અમે દંપતી, એ મધુરેઃ
ત્યાં તો કમ્પ્યા અમ જીવિતના તારકે ભવ્ય સૂરે!
સૌભાગ્યાર્થે વ્રત વર તણાં કન્યકા આમ પૂરેઃ
ને સંસારે પ્રણય-વિજયે સુન્દરી સ્નેહ ઉરે!

૩

ત્યારે જાણ્યું ભવ-રમણની એક આરાધ્ય નારી!
બ્રહ્માંડે યે પ્રકૃતિ, પ્રભુને, સર્વસત્તાક ન્હાતી!
સન્નારી તો દિલની દીવડી દોરતી ધર્મ-પન્થે!
પત્ની પ્રેર્યો જીવિત-વીરતા સાધતો વીર કન્થે!

૪

એ ભાવે તો સતી મલપતાં મેં દીઠાં ભાવ-ઘેલાં:
હૈયું મૂક્યું શરણુ સખીને શાંતિ મૌને ઉમેલ્યાં !
હાસ્યે ન્હાલ્યાં નયન વદને કાંઇ બોલ્યાં ન ચાલ્યાં !
ત્યાં તો તારા ગીત ગજવતાં ! ક્યકા ઘેર જાતાં !

૫

તારા ! આવો, અમ નયનમાં વ્યોમ નીરે નચાવો:
તારા ! વ્હેજો ઉર કુલિનતા, દિવ્ય તેજે જગાવો:
તારા ! લેજો હરી મલિનતા ! પુણ્ય ગંગા તરાવો !
તારા ! દેજો પ્રણય-વીરને પ્રેમ: ઝૂલે ઝુલાવો !

તા. ૨-૧૦-૧૯૧૬, વડોદરા-નર્મદાઘાટે-મીનોર.

## ૧૭૮–ગુજરાતનું જયગીત

૧

જય: ગુર્જર ગિરેશ ગુર્જર રાષ્ટ્ર,
જય: વિવેક વીર ગિરિ સિંહ સુજાત !
જય: પ્રબલ કચ્છ કાઠિયાવાડ !
જય: જન્મ-તીર્થ ! નમન: ગુજરાત !
જય: હિન્દ બાહુ ગુર્જર સુરાષ્ટ્ર !
તું સુહૃત, હિન્દી પ્રજા સમાજ !

૨

જય: ઉદ્યોગી સાહસિક સમાજ !
જય: સૃષ્ટિ રસ કલાપૂર્ણ સાજ !
જય: અપૂર્વ હિન્દી ધ્વજ-સ્તમ્ભ !
જય: રસ-ગુર્જરી-જીવિતાવલમ્બ !
પુરૂષાર્થ સિધ્ધ ગુર્જર સુરાષ્ટ્ર !
કર સ્વસ્થ હિન્દી સ્વજન-સમાજ !

૩

જય: ધર્મ ભક્તિ બુદ્ધિ ચાતુર્ય !
　　જય: શાંતિ સભય સૌમ્ય ગામ્ભીર્ય !
જય: કુટુમ્બ જીવને ધીર શૌર્ય !
　　જય: કાર્યવીર અમર ચૈતન્ય !
જય: ગુણ મધુર ગુર્જર સુરાષ્ટ્ર !
　　બહુલાવ હિન્દી બાંધવ-સમાજ !

૪

જય: મીરાં ! નૃસિંહ ! તોરલ ! શ્રીકૃષ્ણ !
　　જય: સિધ્ધ ! રણછોડ ! દયાનન્દ !
ગોવર્ધન નર્મદલ, તૈયાબારણ !
　　દાદા ! સયાજી ! ગર્જર ! સુગન્ધ !
જય: હિન્દ સપૂત ગુર્જર સુરાષ્ટ્ર !
　　ભારત કર પદ હૃદય શિરતાજ !

૫

જય: ઉત્તર વીર રજપૂત રાષ્ટ્ર !
　　જય: દક્ષિણ દિગ્ધર મહારાષ્ટ્ર !
જય: પૂર્વદિશા ભૂજ મધ્ય હિન્દ !
　　જય: પશ્ચિમ સુર હિન્દી સમુદ્ર !
દશ દિશ વિશાળ ગુર્જર સુરાષ્ટ્ર !
　　જગ રહાય સદા તુજ શરણ સાર્થ !

૬

જય: આબુગઢ ગિરિ ખીણ ઝુંડ !
　　જય: ભદ્ર મહી નર્મ તાપી કુંજ !
જય: સાગર ગર્જિત જય-પુરાણ !
　　જય: હિન્દ દ્વારિકા જગ પ્રયાણ !
ગુલચમન લલિત ગુર્જર સુરાષ્ટ્ર !
　　જય: વામનરૂપ ! ભારત વિરાટ !

૭

મુંબઈ કરાંચી ભરૂચ ખંભાત!
સૂરત નટવરપુર અમદવાદ!
પાટણ વલ્લભીપુર સોમનાથ!
ભુજ ગોંડળ ભાવિક જીર્ણ-જાત!
સરલ મહાજન ગુર્જર સુરાષ્ટ્ર!
તું જગવ હિન્દી નાગરિક રાજ્ય!

૮

જય: પ્રભુ રાજ્યના પ્રિય સ્વદેશ!
જય: માતૃ જ્યોતિધર પિતૃ દેશ!
જય: જગત બંધુનું પ્રજા રાજ્ય!
જય: સ્વતંત્ર સ્વાધીન સ્વસ્થ રાજ્ય!
જગ પ્રતિષ્ઠ રહી ગુર્જર સુરાષ્ટ્ર!
તું સ્હેલવ હિન્દી સ્વદેશ રાજ્ય!

૯

જય: બ્રહ્મ કમલ જગ ફુલ અશોક!
વર્ષા વસંત રસ રંગ યોગ!
જય: અભય ગૌર હિન્દ કટિબન્ધ!
જય: ગુર્જરાર્ય જનપદ કુટુમ્બ!
આત્મ રાજ્ય ધર ગુર્જર સુરાષ્ટ્ર!
સર્વોત્મ હિત ભર્યું રચ સ્વરાજ!

તા. ૧૧-૧૧-૧૯૧૬, વડોદરા.

# ૧૭૯—તારાનાં અંજન

૧

લલિત સુદર્શન તમે જ: હો! પ્રિય તારા! તારા! તારા!
પુણ્ય પ્રદર્શન તમે જ: હો! પ્રિય તારા! તારા! તારા!

૨

અંધારા અંતર અજવાળો, તમે જ: તારા! તારા!
હેતાળુ નયને જ ઉજાળો, તમે જ: તારા! તારા!

૩

મનોગગનમાં તમે જ: હો! પ્રિય તારા! તારા! તારા!
ઉર–ગંગામાં તમે જ: હો! પ્રિય તારા! તારા! તારા!

૪

અબોલ હસતાં ન્યાળો: એ તો તમે જ: તારા! તારા!
રત્ન ઝવેરી ગુણ ભાળો: એ તમે જ: તારા! તારા!

૫

અંતરિક્ષમાં અનંત ઉજ્વલ તમે જ: તારા! તારા!
ચંચલ ચિતને કરતાં અવિચલ તમે જ: તારા! તારા!

૬

અધીન અનુરંજન ધર: એ તો તમે જ: તારા! તારા!
તારાંકિતની જીવિત તારિકા: તમે જ: તારા! તારા!

૭

સ્નેહ સનાતનને ઉછળાવો: તમે જ: તારા! તારા!
પ્રાણ પુરાતનને પુલકાવો: તમે જ: તારા! તારા!

૮

ચારૂ ચન્દનીને શૃંગારો: તમે જ: તારા! તારા!
જન્મ જીવનને સભર ભરો છો તમે જ: તારા! તારા!

તા. ૧–૧૨–૧૯૧૬, વડોદરા.

# ૧૮૦–દિલે દરિયાવને, તો, જો!

( ગઝલ )

૧

સખિ! જીવન–સખા સુહૃદય દિલે દરિયાવને, તો, જો!
મનસ્વી મોજિલા મનભર મહાનુભાવને, તો, જો!
તપસ્વી દિવ્ય સુર–દૂતના પુનિત અભિલાષને, તો, જો!
સખિ! અલમસ્ત અવધૂતના પ્રકટ ઉલ્હાસને, તો, જો!
પુકારે પ્રેમની ધૂને હૃદય–ગુંજન, સખિ! તો, જો!
અને આંદોલને અવકાશને હિંચવે, સખિ! તો, જો!
શીતલ હિમ–શૃંગપર રસધરરૂપે ગર્જે સખિ! તો, જો!
વિશાળાં વિશ્વમય મૌક્તિક વિમલ સર્જે સખિ! તો, જો!

૨

સખિ! રસ છોળભર મોજે અજબ રેલાય એ: જો, તો!
રહી રસબોળ દિલ–સ્હોજે લલિત લ્હેરાય એ: જો, તો!
જગતનાં નાથમય હૈયાં સતલને તીરમય: જો, તો!
તટે રત્નો તીરે ફળ ફૂલડાં, સખિ! સ્નેહમય, જો, તો!
ધરે ભાગીરથી સુર–ચરિતનાં એ ઉર–અમી: જો, તો!
ઝીલે યોગેન્દ્રસમ એ, ને રચે રસનાં મણિ! જો, તો!
જીવિત–કલ્યાણનાં કરૂણાશ્રુ કેં રસભર ચૂમે: જો, તો!
સખિ વર્ષા વસંતે એ પ્રકટ દર્શન ઘૂમે: જો, તો!

તા. ૧૭–૧૨–૧૯૧૧, ચિત્રાલ.

## ૧૮૧–સખિ! આનન્દ, એક વસંતે!

( હોરી )

સખિ! આનંદ, એક વસંતે!
યૌવનના ચમકાર અમર જે, ચેતનને જ વરેલા:
તેને દિગ્દર્શન, જય રંગી રસ–લોક, ન, શું દીસે આ?
જુઓને પ્રાણ! ત્યાં ઉર વન્દે! સખિ! આનંદ, એક વસંતે!
હૃદયને મંડપ, દગ ફૂલદીપક, જ્યોતે જ્યોત, ઝલે જ્યાં,
આત્મ–યોગની લલિત પૂર્ણિમા, જીવન–સૌખ્ય ભરે ત્યાં!
જુઓને, પ્રાણ! એ રસ–છંદે! સખિ! આનંદ, એક વસંતે!
ભૂત ભવિષ્યના સંકેત સૂઝે, વર્તમાનને વ્હેળે:
આજ અહીંની તરંગ–છોળે, અનુકૂળ સ્વજનો રેલે!
જુઓને, પ્રાણ! એ પ્રભુ-પંથે, સખિ! આનંદ, એક વસંતે!

તા. ૫–૨–૧૯૧૭, વડોદરા.

## ૧૮૨–ભગવતી મીરાંબાઇ

મીરાંબાઈ હરિનાં હૈયાંની મોહનમાળ રે!
પ્રભુને પ્રિય એ વ્હાણું!
મોહન માળામાં નારાયણનું નામ રે!
સહુ કોઇને વ્હાલું;
નારાયણને નામે જીવન–કલ્યાણ રે!
હું તો જ્યાં ત્યાં ન્યાળું!
મહારાણી મીરાં સતી: રાણાજી ભોજરાજ:
પ્રેમ ભકિતમાં દમ્પતી: ધન્ય: પુણ્યની પાજ!

મીરાંને હૈયે હિંચે ભર્યું બ્રહ્માંડ રે, ગાતું પ્રભુનું ગાયું!
ભર્યું એ બ્રહ્માંડ નારાયણનું ધામ રે! સહુ કોઈને વ્હાલું!
પિયરપનોતાં ભગવતી! સાસરિયાંની લાજ,
સંસારે સાધ્વી ભજે પ્રભુ: પતિ શિરતાજ!
મીરાંને નયણે નાચે અમી ઘેલાં પ્રાણ રે, સાધન સંતે સ્ફાર્યું!
અમી ઘેલા પ્રાણ નારાયણનું કામ રે, સઉ કોઈને વ્હાલું!
નારાયણને કામે પ્રભુતાના ગાન રે, હું તો જ્યાં ત્યાં ન્યાળું!
તપ તેજસ્વી સુન્દરી સન્નારી સુકુમાર:
પતિત-પાવની દેવી તો ઉતારતી ભવપાર!

તા. ૨૧-૨-૧૯૧૭, વડોદરા.

## ૧૮૩–જીવિત નેત્રીને:

( હરિણી વૃત્ત )

૧

જીવિત-પ્રભુતા જીવ્યાં તેનાં પ્રકાશક છો: સખિ!
પ્રભુ-વિભૂતિમાં મ્હાલ્યાં તેનાં પ્રદર્શક છો: સખિ!
પલ વિપલનાં સંકેતોમાં, અનુગ્રહ છો: સખિ!
"જયતિ સુકૃતિ:" સાચું પાડ્યું તમે જ: અહો, સખિ!

૨

પરિચરણમાં પ્રેમાસક્તિ ધરું તમને: સખિ!
પરિચિત પ્રભા પ્રાણાત્માની ઝીલું તમ એ: સખિ!
પ્રબલ મનનાં નેત્રી! દોરો મને ધપવો: સખિ!
પ્રણય-વિભવે રાજા જેવો મને ધપવો: સખિ!

૩

મુજ જીવનનાં મંત્રી દ્દષ્ટા રહ્યાં સજની: સખિ !
નીવડું તમથી સંસારે તો યશસ્વી નકી: સખિ !
શિર ધરી રહું: જ્હેતાં, પોષે, તમે કરુણા સખિ !
અવતરણની ગંગા લીલા જગે ભરતાં: સખિ !

તા. ૧૬-૩-૧૯૧૭, વડોદરા

## ૧૮૪—જૂદાઈમાં—

( ગઝલ )

૧

જરી જૂદાં થતાંમાં, તો, ઝૂરી ઝંખી મરે છે કે ?
અને એ ઝંખનામાં એજ તુજ નજરે તરે છે કે ?

૨

નઝર માંડી નિહાળે ત્યાં જગત દિલથી સરે છે કે ?
છતાં એ જગ-ચમનમાં લાલનો એને ધરે છે કે ?

૩

અહા ! જેને રીઝાવે તું શું એ તુજ દિલ ભરે છે કે ?
અને એ દિલગરીમાં ઝાઝ જીવનનું સરે છે કે ?

૪

દૂરે હો દેહ તમ, ત્હોયે ઉરે ઉર તો ઠરે છે કે ?
જૂદાઈમાં ખુદાઈ છે: ન, શું, વ્હાલાં ! ખબર છે કે ?

૫

મ્હોબતમાં અજબ અલમસ્ત રહીને તું ફરે છે કે ?
દિલોની દમબદમ યાદે અમર યારી વરે છે કે ?

તા. ૫-૪-૧૯૧૭, મોટાસમઢીઆળા-અમરેલી-વડોદરા.

## ૧૮૫—સ્વામિની

૧

સુન્દર સ્વામિની, રે! મ્હેંકી પ્રીત–મીટે જ પીછાની!
મનભર માનિની: રે! સહજીવનની પ્રિય મહારાણી!

૨

તારણ હારિણી: રે! ભવની તરણી ઉગારનારી!
તારા મોહિની: રે! ત્વરાથી ઉર્ધ્વ દૂર લઈ જનારી!

૩

ભ્રમહર ભામિની: રે! દિલની ગુણ–દેવી મનમાની!
સખિ! કુટુમ્બિની: રે! ઉદાર કિંકરી તું પ્રભુતાની!

૪

ચારૂ ચન્દની: રે! ચિતની ચિંતા તું હરનારી!
જીવિત વન્દની: રે! શીતલ ચિંતન તું ભરનારી!

૫

પ્રણય–પરાયણી: રે! સનાતન પુરાતન હસનારી!
સતી નારાયણી: રે! નારાયણ પદ પમાડનારી!

મે–૧૯૧૭, વડોદરા.

## ૧૮૬—જન્મતીર્થ જય સ્વદેશ

૧

જન્મ તીર્થ જય સ્વદેશ!
જય: સ્વતંત્ર આત્મિકેશ!
એક રકતને સ્વરાજ્ય, એક જ્યોતિ, જ્યાં, આરાધ્ય,
ત્યાં પ્ર ત ર્પ ણો, હમેશ, અશ્રુપલ્લવે અશેષ!

૨

જીવન-તીર્થ જગ-પ્રદેશ !
જય સ્વતંત્ર આત્મિકેશ !
શાંતિ રંજનો અમોલ, અરૂણોજ્વલ, જ્યાં, અશોક !
ત્યાં સમર્પણો, હમેશ, ઉર-પ્રફુલ્લના અશેષ !

૩

મુક્તિ તીર્થ પ્રભુ મહેશ,
જય: સ્વતંત્ર આત્મિકેશ !
સ્વજન અનુગ્રહે, કૃતાર્થ, પ્રભુ-પ્રિય-પરિચરણ સાર્થ,
ત્યાં નિમજ્જનો, હમેશ ! લલિત સુ ફુ લ તા અ શે ષ !

તા ૧૦-૬-૧૯૧૭, વડોદરા.

## ૧૮૭-જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

જય: સ્વદેશ ! જય: સ્વરાજ્ય !
જય: પ્રભુ ! પ્રજા ! સમાજ !
ઉજ્વલ પરમાત્મ-રાજ્ય !
સર્વ હિત ભર્યું સામ્રાજ્ય
સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય !
જય: સ્વદેશ ! જય: સ્વરાજ્ય !
અંતરે એક જ અવાજ !
એકાદેશ ! એક સાધ્ય !
જન્મ દેશ જીવિત-તાજ !
જય: સ્વદેશ ! જય: સ્વરાજ્ય !

દેશ–દાઝ ! દેશ–કાજ !
દેશ–બન્ધુતાની લાજ !
પ્રેરો પ્રભુ ! દેશ આજ !
જય: સ્વદેશ ! જય: સ્વરાજ્ય !
અમ સ્વતંત્રતાનું ઝાઝ–
ધપવજો ! ગરીબનવાજ !
પ્રભુજી ! તમ શરણ સાજ !
જય: સ્વદેશ ! જય: સ્વરાજ્ય !

તા. ૧૦–૬–૧૯૧૭, વડોદરા.

## ૧૮૮–રૂદિત રણજીતરામ

૧

સૂરતના સુર ગુર્જર રણજિત ! ભરયૌવન જગ જીતી ગયો !
અમર ચેતનાને આંદોલન, દેશ–જીવન ઝણકાવી ગયો !
એક ! એક ! બસ: એક ! ઘૂમિયે સ્વદેશ–ઘેલાં બાંધવ બ્હેન !
ગૂજરાતની સરલ એકતા જગત ધરે ત્યારે દિલ ચ્હેન !
હિન્દ દ્વારિકાએ ગુજરાતી દ્વારપાલકો સિંહણ–સુત !
જગત–દ્વારિકા ! પ્રભુ–દ્વારિકા રચશે એજ સ્વદેશ સપૂત !

૨

ગુર્જરાર્ય ભારત–નર રણજિત ! રણરણકાર ગજાવી રહ્યો !
ને તે તાને આજ અમારો ચેતનવેગ વધાવી રહ્યો !
જીવન-મિત્ર ! તું તો ઉર–મંત્રી,
અલોપ જ્યાં જ્યાં વિચરી રહ્યો !
અમને આગળ ધપાવતો તું,
પ્રફુલ્લ હાસ્ય હસાવી રહ્યો !

પ્રભુ–પ્રજાના અનુરંજને રંજિત સદેહ આહીં રહ્યો !
લલિત લાડિલા હૃદયરામ ! તું વિદેહ પ્રભુપ્રેમ સ્ફુરી રહ્યો !

તા. ૧૭–૬–૧૯૧૭, મુંબાઇને દરિયે.

## ૧૮૯–જયયોગી

( અમે જન્મના વેરાગી–વેરાગીઃ એ પદની ધુને )

અમે જન્મના જય યોગીઃ જય યોગી !
પરમાત્માનો જય પ્રભુતામાં ! જીવન–વિજયઃ અશોક !
આત્માનો જય આરાધનમાં ! એજ અમર આરોગ્ય !
અનન્ત યોગે અંતર્યામી, રચે રમ્ય સંયોગ !
પુણ્ય રમાડ્યો પ્રણય–રમણમાં, ઘૂમે વિશ્વને ચોક !
ગગન–ઘટામાં તપેશ્વરી, એ, ઝુઝે જ્યોતિર્લોક !
અલખ ભેખધર, ન, કાં, રેલિયે, ચેતન-વિભૂતિ અશોક !
જીવન–ઝરણાંને અભિસરણે, સૌમ્ય સરલ ઉપયોગ !
સહુ–વહને સંસારે સરિયે, એક રંગીલે ઝોક !
સિદ્ધ સત્ય આચાર્ય આપણે, ત્યાં કેવા અવયોગ ?
નિર્ભય ને નિશ્ચિંત વિહરિયે, બ્રહ્માર્પણે છચોક !
લલિત નયનને તારા–મૈત્રક, પ્રાણ–ચેતના યોગ !
આવો, સંતો ! આજ મ્હાલિયે, એ પ્રભુ–વૈભવ ભોગ !

તા. ૩૦–૬–૧૯૧૭, વડોદરા.

# ૧૯૦—બાલકૃષ્ણ

( બીલાવલના સૂરમાં )

૧

બાલકૃષ્ણ: સુકુમાર કન્હૈયો ! ભારતેન્દુ ! યાદવકુલ–છૈયો !
વસુદેવ–દેવકીનો જાયો ! નન્દ યશોદાજીનો છાયો !

૨

ગોપાલક સુકિશોર કન્હૈયો ! ગોકુલ–મથુરાનો શૂર ભૈયો !
ગોવર્ધન શૃંગે શૃંગાર્યો ! વૃન્દાવન–કુંજે લલકાર્યો !

૩

અમર યૌવને, મસ્ત કન્હૈયો ! ભારતૈક્યનો રચ્યો રવૈયો !
આત્મયોગ સૌન્દર્યે રાચ્યો ! દ્વારિકેશ જય–હાસ્યે નાચ્યો !

૪

લાલન ઘેલો લલિત કન્હૈયો ! પ્રાણ બંસરીનો બજવૈયો !
ગોપ ગોપીજનનો નચવૈયો ! પ્રેમ–ભક્ત નરસિંહ ગવૈયો !

૫

ભક્તાધીન અનુકૂલ કન્હૈયો ! ડોલાવે દિલફૂલ કન્હૈયો !
તપસ્વી તારકકૂલ કન્હૈયો ! જન્મામૃત રસ-મૂલ કન્હૈયો !

૬

ગોપી ગોપ વ્રજ સુર: કન્હૈયો ! આરાધન અક્રૂર કન્હૈયો !
યમુના-જય ભરપૂર કન્હૈયો ! અભય-મંત્ર આતુર કન્હૈયો !

૭

નટવર સમકાલીન કન્હૈયો ! પ્રબુદ્ધપૂર્ણ પ્રવીણ કન્હૈયો !
પ્રસંગ–સાહસ-ધીર કન્હૈયો ! સર્વ-સ્વરાજ્ય-વીર કન્હૈયો !

૮

સરલ સર્વ–કાલીન કન્હૈયો ! કલ્યાણક લયલીન કન્હૈયો !
કૃષ્ણ દુ:ખહરચન્દ્ર કન્હૈયો ! નિત્ય નવીન સ્વતંત્ર કન્હૈયો !

તા. ૧૦–૮–૧૯૧૭, વડોદરાથી જુનાગઢ.

## ૧૯૧–હિન્દે, જગત-વસંત !

૧

દશે દિશે, સંતાન હિન્દના! જગે ઘૂમજો સર્વે !
ઉત્તમ દાખી, ઉત્તમ સ્હાજો! ગાજો પ્રભુજય ગર્વે !
હિન્દ છે સર્જનનું અરવિન્દ! હિન્દી અભયે વિલસે નિશ્ચિંત!

૨

જન્મભૂમિને હૃધ દીપજો! હૈયાંને હેળવજો!
જગત-પ્રવાહે સ્વદેશ-સરિતા વેગ-ભરી ભેળવજો!
પુણ્યને પગલે ધપજો, ધીર! જગતનું હિત કરજો: જયવીર!

૩

સિંહ સમા શૂરવીર, હસ્તીસમ ગુણ ગમ્ભીર બલવંત!
કમલ હંસસમ સરલ સુકોમલ! વિમુક્તિ કેરા સંત!
અમ આત્મા એવા ઉછરંત, પ્રેરશે હિન્દે, જગત-વસંત!

તા. ૬-૯-૧૯૧૭, વડોદરા.

## ૧૯૨–ક્યારે, સખિ! વિહરીશું, ઉરને ગમે ત્યાં ?

૧

"पक्षोरसः प्रणय पत्र" મ્હેલાવતો જ્યાં–
ક્યારે સખિ! વિહરીશું ઉરને ગમે ત્યાં!
પુણ્યાશયા પ્રકૃતિનેય રીઝાવીશું ત્યાં!
સૌન્દર્યને સુહવીશું સચરાચરોમાં!

૨

પૃથ્વી ભર્યાં સ્થલ તણી કરીએ જ યાત્રા!
જ્યાં ત્યાં પ્રભુ–વિભવની ધરીએ જ માત્રા!
સર્વત્ર જન્મભૂમિની સરખાવી લીલા,
ઉછાળિયે લલિત કોમલ ભાવ વ્હીલા!

૩

હિમાલયે નભ ધરે શિખરાવલિ જ્યાં–
એકાંત હૃદ ભર્યું માનસરોવરે, ત્યાં–
હંસાત્મ ત્યાં જુગલ આપણ રીઝશે હો,
ઉલ્લાસ કાંતિ જ હિમાચલ સીંચશે હો!

૪

બ્રહ્માત્મનાં કમલ આપણ બે સુહાશું:
આંદોલને પ્રણય–શું જનને ઝુલાશું:
પુણ્યાત્મ–સખ્ય કરી સાર્થ ભવે સમાશું:
અદ્વૈત–યોગ પ્રભુમાં સખિ! રમ્ય ન્હાશું!

તા. ૧૦–૯–૧૯૧૭, વડોદરા.

## ૧૯૩–સ્વામી તો સંત!

૧

સ્વામી તો સંતજી, રે!
અમને પરખાવે પરમેશ્વર!
કોડિલા કન્થજી, રે!
અમને નિરખાવે સચરાચર!

૨

સ્નેહલ સંતજી, રે!
માનવ ગૃહ સંસાર ધુરંધર!

કોકિલ કન્થ જી, રે!
જીવન-પન્થે વસંત-સહચર!

૩

વત્સલ સંત જી, રે!
એનાં રામરાજ્ય અજર અમર!
નિશ્ચલ કન્થજી, રે!
એને શરણુ, અમ સ્વર્ગ સુન્દર!

૪

સંયોગી સંત જી રે!
સંગ તરાવે માનસરોવર!
વિજોગી કન્થ જી, રે!
પાર ઉતારે આ ભવ-સાગર!

તા. ૨૦-૯-૧૯૧૭, વડોદરા.

## ૧૯૪—જાગિયેઃ દેશજન!

જાગિયેઃ દેશજન! ઝીલિયે ઉર-જીવન!
ચેતિયેઃ ચતુર મન! બ્રહ્મ ગાજે!
એક પ્રભુને શરણુ, અભયને પરિશીલન!
સત્યને આચરણુ, શાંતિ રાજે!
જ્ઞાનસેવન, સતત! યજ્ઞ, તપ, દાન, વ્રતઃ
સર્વ કાળે સુખદ! એ જ આજે!
પ્રભુ-મતિ! જગ-ગતિ! વીર ભારત-કૃતિ!
ગુર્જરી સંસ્કૃતિ! વિજય વાજે!
ગુર્જર સુરાષ્ટ્રઃ જયઃ અમર ચેતન, હૃદય!
સિદ્ધ સ્થિતિ સ્થલ સમયઃ યોગ રાચે!
જન્મભૂમિ ગર્વબલ, બન્ધુભાવે સુફલ!
લલિત પ્રગતિ સરલ! વિશ્વ નાચે!

તા. ૨૫-૧૦-૧૯૧૭, વડોદરા.

# ૧૯૫—નારી તું નારાયણી !

(ગોરા આવો તો કહું વાતડી, બીહારીલાલ: એ ગીતને ઢાળે)

૧

જન્મામૃત ઝીલવનાર: નારી ! તું: નારાયણી !
અંતર આરાધનાર: નારી ! તું: નારાયણી !
ઝંખી ઝંખી ઝુરનાર: નારી ! તું: નારાયણી !
સ્મરણે ચેતાવનાર: નારી ! તું: નારાયણી !
શૌર્યે શૃંગારનાર: નારી ! તું: નારાયણી !
વિજય-પન્થ પ્રેરનાર: નારી ! તું: નારાયણી !

૨

હૃદય-ઘાવ રૂઝવનાર: નારી ! તું: નારાયણી !
જીવન-ગાન જગાવનાર: નારી ! તું: નારાયણી !
દુ:ખની નિવારનાર: નારી ! તું: નારાયણી !
ભવ, ત્વરાથી તારનાર: નારી ! તું: નારાયણી !
નરને નીવડાનાર: નારી ! તું: નારાયણી !
અમરફલ ઉતારનાર: નારી ! તું: નારાયણી !

૩

પ્રાણભરી પૂજનાર: નારી ! તું: નારાયણી !
રંજને રીઝાવનાર: નારી ! તું: નારાયણી !
નેહની નિભાવનાર: નારી ! તું: નારાયણી !
એક રંગ રાખનાર નારી ! તું: નારાયણી !
ગૃહ-સ્વરાજ્ય દોરનાર: નારી ! તું: નારાયણી !
પ્રભુપદ સહ વિચરનાર: નારી ! તું: નારાયણી !

તા. ૧-૧૧-૧૯૧૭, વડોદરા.

## ૧૯૬–ચન્દ્ર કે ચન્દ્રિકા ?

૧

સુન્દર સુમધુર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !
ભવ્ય ને ભરપૂર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !

૨

ગીત અને સૂર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !
જીન્દગી ને નૂર કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા

૩

દૂર, ઉર–અન્દર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !
આર્દ્ર ને આતુર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !

૪

ચિંતન ચકચૂર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !
ક્રીડનમાં ક્રૂર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !

૫

માશુકે મંઝૂર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !
આશકે હુઝૂર: કોણ ? ચન્દ્ર: કે, તું ? ચન્દ્રિકા !

તા. ૧-૧૧-૧૯૧૭, વડોદરા.

## ૧૯૭–આજે તો જોઇયે છે !

( સ્રગ્ધરા વૃત્ત )

૧

આજે તો જોઇએ છે: જગ-નવજીવને, શાંતિ રેલાવનારા !
દેશે દેશે, ગૃહોમાં, પ્રભુજીની પ્રભુતા દિવ્ય દર્શાવનારા !
એવા પુણ્યાંતરાત્મા પ્રકટ વિચરતા ગૂર્જરાતે ય કેવા !
ને તે સર્વે ધરે છે સ્વજન--શરણમાં, દેશને ગુપ્ત સેવા !

૨

સૃષ્ટિમાં, તો, સદાયે, સરલ જ સમતા સંભવે, સર્વ માંહે:
જ્યાં ને ત્યાં પ્રાણી સર્વે, કુદરત ઘટના પાળતાં, મૂક ભાવે:
તેથી જે, એ લીલામાં ન કદી વિષમતા દૃશ્ય થાતી નિહાળે:
દિવ્યાત્મા, સર્વદા એ, પ્રભુ ભૂમિ ગતિને-દેશ દૃષ્ટા ઉજાળે!

૩

દેશોદ્ધારે વરેલી પરમ પ્રભુ-કૃપા ઝીલિયે સર્વ દાના:
સંકેતોથી ભરેલી પ્રતિપલમહીં હો સ્ફાલિયે મર્મ સ્હાતા:
બ્રહ્માંડોમાં વહેલી પરિમલ-લહરે ઝૂલિયે ગીત ગાતા:
ખીલેલા યૌવને, તો અમર-જીવન આ જીવિયે હો સુહાના!

તા. ૨૮-૧૧-૧૯૧૭, વડોદરા.

# ૧૯૮—કુસુમ સુકુમાર સંસારે—

( ગઝલ )

૧

કુસુમ સુકુમાર સંસારે,
જગત-લક્ષ્મી વસે છે: જો!
મનુષ્યોના જ શૃંગારે,
સખિ! સર્જન હસે છે: જો!

૨

મળે મન: મીગળે દિલ: ત્યાં—
ભર્યાં જીવન વહે છે: જો!
લલિત રસ-આલયે નિર્મલ,
સરસ કમલો રહે છે: જો!

૩

વ્હીલા ઉર–પ્રેમની લીલા,
 પ્રકટ જ્યાં જ્યાં ઝગે છેઃ જો !
રસિક ગુણ જાણ દિલડાં, ત્યાં,
 મલપતાં મઘમઘે છેઃ જો !

૪

સખિ ! એકાંત ઉર–કુંજે,
 નિરંતર નિર્ઝરે શું ? જો !
ફુવારે રોમને રસઓળ,
 જગત નર્તન કરે શું ? જો !

તા. ૮–૧૨–૧૯૧૭, ગણદેવી–વડોદરા.

## ૧૯૯–નર્મદાને

( **नमामि देवि नर्मदे:** એ સ્તોત્રની ધૂને )

૧

સુધીર સિંધુ ગુર્જરી ! તું ભારતી ઉરેશ્વરી !
 તું વિન્ધ્ય-શૃંગથી સરી, અમૃતયુકંઠ ઉદ્ધરી !
સમુદ્ર પશ્ચિમે ઝરી, સુરાષ્ટ્ર જાન્હવી સદા !
 સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !
ગિરિ-સુતા પુરાતની ! તું સાર્થિકા સનાતની !
 તું નિર્મળી રસાયની ! તું તો પ્રભુ--પરાયણી !
તું ઉર--સંગ કારિણી ! તું ભાર્ગવી ! તું રેવિકા !
 સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !

૨

અનંત વિશ્વ-સર્જને, સુહાય તું સુદર્શને !
સુધા વહે સમર્થને, સજીવનાં સુવર્ધને !
ગૃહે, કૂપે, સુક્ષેમની, નહેર ને પ્રણાલિકા !
સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !
શુકેન્દ્ર વ્યાસ દત્ત, જ્યાં, સુઅત્રિ અનસૂયા તર્યાં !
પિપાસુની તું તૃપ્તિદા ! કરુણ તું રસાર્દ્રતા !
તપસ્વિની, તું ચેતના ! ઉજાળતી તપસ્વિતા !
સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !

૩

નદી તું નીર નિર્ઝરી ! તું બ્રહ્મનાદ-ખંસરી !
વિભૂતિ રાસ સુન્દરી ! વિશુદ્ધિ તું મનોહરી !
પ્રશાંત ગૌરવે ભરી, સુરેખ ત્હારી સૌમ્યતા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !
મનોગિરિથી સંચરી ! ઉરોદધિ જ વિસ્તરી !
રસજ્ઞ જીવને કરી, ચરિત્ર પુણ્યથી ભરી !
વહે અખંડ કિંકરી રસાત્મિકા પ્રભુપદા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૪

વિશાળ વ્યોમ-અંતરે ઝુલાવતી નિરંતરે !
દિગન્ત મધ્ય તું સરે, પ્રભા તું પ્રાણમાં ભરે !
સુગમ્ય સદ્દગતિ કરે, તું ધન્યઃ જન્મ-જીવિતા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !
સુલક્ષ્ય દૈવી હેતુથી મ્હલાવતી તું મ્હાલતી !
ન, ભૂત ભાવી દે કથી, વહે શું વર્તમાનથી ?
ક્રિયાત્મ શી ચમત્કૃતિ પ્રભુ ચલાવી ડોલતા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૫

દિને દીસે તું દિવ્યતા ! નિશાની તારિકાલતા !
  શું કન્યકા ? શું યૌવના ? સુહાગી હાસ્યસોહના ?
તું માતૃદેવી વત્સલા ! અપૂર્વ તારી શી છટા ?
  સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !
સ્વભાવમાં સુરાગિણી ! પ્રભાવમાં પ્રતાપિની !
  તું સ્વાર્પણે સ્વદેશિની ! સદા સુકર્મ—યોગિની !
તું સંયમે સુમાર્ગિણી ! સ્ત્રી-ભાવ તુંથી રાજતા !
  સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !

૬

અરંગ તું તરંગિણી ! પ્રસન્ન તું ઉમંગિની !
  પ્રવાહમાં મનસ્વિની ! ઉદાત્ત તું યશસ્વિની !
તટે જલાંત પ્રાણીની, તું યોગક્ષેમ સૌખ્યદા !
  સુરમ્ય ભવ્ય સર્વદા ! નમામિ દેવિ નર્મદા !
પ્રદક્ષિણા ફરે તને સુયાત્રિકો ભર્યાં મને !
  પ્રભુત્વના પ્રદર્શને, સદૈવ સર્વ પૂજને,
પૂજાય પૂજ્ય પૂજકે મહેશ એક સર્વથા:
  સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૭

તપાય તીર્થને તીરે, નચાય નાવ શું નીરે:
  ગવાય સુરતા સૂરે જીવાય આશ્રમે ધીરે:
લલિત લાલને સુરે ઉદાર શી ગુણજ્ઞતા,
  સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !
સુજોડ સારસો અમે રસે વિલીન નાહિયે !
  અધીન લાડિલાં અમે રસાલતા ઉછાળિયે !
મનુષ્ય જ્યોત તો અમે વધાવિયે પ્રપૂર્ણતા,
  સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૮

પ્રભુ-કૃતિ જ આપણે પ્રભુ-ધર્યાં પ્રફુલ્લિયે!
સ્વતંત્ર રાજ્ય આપણે પ્રભુ-ભર્યાં સુફાલિયે!
સ્વહિત સામ્ય આપણે ધપાવિયે પરંપરા!
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા!
તું: પંચભૂત તત્ત્વમાં! સલીલ તું સ્વરૂપમાં!
અમે તુંથી રસે ભર્યાં! તું સંગ આજ સંચર્યાં!
મળ્યા પ્રભુ સુકાની, ત્યાં, પછી કથાય શી કથા?
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા!

તા. ૭-૧-૧૯૧૮, માલસર-સીનોર, નર્મદાતટ-વડોદરા.

## ૨૦૦—વસંત-ફૂલડાં

( હોરી )

સખિ! લલકાર ફૂલના વસંતે!
સર્જનની શૃંગાર-લીલાને રાજવસંત વધાવે!
વસંતને ફૂલડાં વિલસાવે! ફૂલને કોણ ન વધાવે?
સખિ! જયકાર ફૂલના વસંતે!
ફૂલનાં શુમ્ફન વેણી મુકુટમાં: ફૂલ:કર્ણે, ફૂલ: કાંઠે,
ફૂલ: કરકંકણ, ફૂલ: કટિભૂષણ: ફૂલ નૂપુરે અન્તે:
સખિ! શૃંગાર ફૂલના વસંતે!
વન-વિશ્રામ સમા ગૃહ-આશ્રમ, કુસુમલ વૈભવ-યોગે!
રસ-ઉજ્વલ લાવણ્ય કલામય, સ્ફુરાય અમર આરોગ્યે!
સખિ! સંસાર ફૂલના વસંતે!

વત્સલ વિભુની પ્રાણુ-વિભૂતિ, ફૂલ–વેણુશી ગજાવે:
ઋતુ–જીવનચર્યામાં, સદૈવ, યૌવન બલ બહુ લાવે:
સખિ! સહકાર ફૂલના વસંતે!
વસુન્ધરાની વનસ્પતિમાં લલિત રસાત્મક જ્યોતિ!
સુઘટિત ઘટના પહીયગ્રી, એ, પુષ્પિત પ્રકૃતિ સ્હોતી!.
સખિ! વિહાર ફૂલના વસંતે!

તા. ૧૭-૨-૧૯૧૮, આનન્દીગામ–સીનોર–વડોદરા.

## ૨૦૧—સરોવરે—

(હરિણીવૃત્ત)

૧

ઝુલતું જળ જો! દેવી! કેવું સયાજી સરોવરે!
પવનગઢ ત્યાં આરે ઉભા મીટ્રેમીટ શી ભરે!
કરુણુ કરુણા વિશ્વામિત્રી સઆર્જવ શી ઝરે!
નલ–નીર કરે લાડિલાંને પ્રતૃપ્ત વડોદરે!

૨

રસધર ભરે પૃથ્વી–હૈયું સુરમ્ય રસાલયે:
લઘુ–લહરીઓ આરે કંઠે સુરાસ રમે સરે:
સખિ! સરલતા આ તીર્થે યે પવિત્ર કર્યા કરે:
જીવિત ફલતું લક્ષ્યો જેવું સદાય સુલક્ષણે!

૩

હૃદય રચીલું સૃષ્ટિ દીસે પ્રભુનું ચરાચરે:
સમહિત ભર્યાં સૂત્રાત્મા જો ! પ્રજાપતિ સંચરે:
જગની ઘટના બુદ્ધિ–જ્યોતે મનુષ્યકૃતિ ધરે:
પ્રભુ-જગ, સખિ ! શૃંગારે, જો ! મનસ્વી મનુષ્યને !

તા. ૧૨–૪–૧૯૧૮, આજવા સરોવર–રસુલાબાદ–વડોદરા.

## ૨૦૨–કાલુડો ઘેલોતૂર

કાલૂડો ઘે લો તૂ ર:
પ્રીતમને દીઠો મેં દૂર !
દુનિયાનો દેવ એ આકાશભર્યો ડોલતો:
ગમ્ભીર ચિંતન ચકચૂર !
જાગે જગ ઘોર એવા આદેશો ગર્જતો:
જોબનને જેમ ગેબી સૂર !
આત્માનાં અંજને એ વિશ્વને અંજાવતો:
ચેતવતો ચિત્તડાં ચતુર !
આંસુનાં આલયોની દિલવરાળ ઝીલતો:
રેલવતો જીવન રસપૂર !
હૃદયમાં રીઝાવતો ને નયનમાં નચાવતો:
મલપે ગૌરવે ગુણ મધુર !
ઉજ્વલ ઉલ્હાસ ભર્યો લલિત પ્રભુ–લાડિલો !
એ ઝૂકે ત્યાં ઝીલિયે નૂર !

તા. ૧૫–૫–૧૯૧૮, વ્યારા–સોનગઢ–વડોદરા.

# ૨૦૩—મ્હારી કાવ્યજયંતી

( હરિણીવૃત્ત )

૧

સ્મરણ, સખિ ! છે મુંબાઈમાં સુદેવ સભા તણાં ?
મથન વિરચ્યે પચ્ચીશીનાં ઉપાસન કાવ્યનાં—
પ્રમુખ-પ્રભુતા દર્શાવંતી જયંતી મહોત્સવે,
સૂચક જ બન્યા ન્હાના નેત્રે મુકાની ગ્યાર્ણવે !

૨

સખિ ! જગતમાં સાચા સ્નેહી અબોલ જ હોય હો !
સરલ સુજનો એવાં છાનાં સહાયક સ્હોય હો !
સુરજન ગૃહે કેવાં દીપે પુરાણ પ્રીતે ભર્યાં !
અચલ ચિતડે એવાંને હો સદા અભિસિંચવા !

૩

રસિક જનની કેવી સ્હોતી હતી, સખિ ! ગુર્જરી—
કવિ સહૃદયો વિદ્વાનોને વિવેચકથી ભરી !
પ્રિયજન-પદે ગાતો'તો, હું, ગીતા તમ પ્રેમની:
અમી નજરમાં ન્હાતો'તો, હું, કળાયલ, તેમની !

૪

લય-લહરીશાં ત્યાં તો આવ્યાં સભામહીં હો તમે:
પ્રણય-પ્રભુને, સંગીતે, તો, વધાવી રહ્યાં તમે !
નયન-વદને કેવી ત્યારે પ્રભા ઝીલવી તમે !
અજબ સૂરથી હું યે ગર્જ્યો: પ્રસન્ન થયાં તમે !

૫

નિરખી તમને એવે ટાણે સભાજન સૌ રહ્યાં:
ઝગી રહી જૂની તારામૈત્રી ન આપણી શું ભલા !
સુહૃદ ગણના સદ્ભાવો કૈં ઝીલ્યા સખિ ! આપણે:
જીવિત-રસના ગાને ઝૂલ્યાં, ડૂલ્યાં સખિ ! આપણે !

૬

સજની ! કવિતા કંઠે ઝૂકી પચીસ જ વર્ષથી,
ધ્વનિ રસકલા ગીતાલાપે કવિત્વ ટહૂકતી,
પ્રથમ કવિતા સ્ફુરી જ્હેલાં દીઠાં તમને જ ત્યાં:
પછી પ્રણયનાં સંયોગિનિ ! તમે સૂર કૈં પૂર્યા !

૭

કવિવર સખા નેતા પામ્યો જ્વલંત જયંતીએ:
સહૃદય જનો શ્રોતા પામ્યો રસાર્દ્ર જયંતીએ:
સજની ! ઝુલવે મુંબાઇ, જો ! સુરાષ્ટ્રિય ગુર્જરી:
પુનિત પ્રભુતા ઝીલાવીશું હજી રહી નિર્ઝરી !

૮

સખિ ! મુજ ઉરે વીણા ધીરી સ્વરા ભરી છેડજો:
જીવિત સૂરની વેણુ મ્હારી ધીમી સખિ ! ઝીલજો:
લલિત લયતા સંગે ગાનાં ગજાવીશું દિશભરી,
રસ-જીવનને રંગે ઘૂમી જમાવીશું ગુર્જરી !

સં. ૧૯૮૯/૧૯૧૮, જેઠ વદ ૧૩ સોમવાર-જુનાગઢ.
ઇ. સ. ૧૯૯૩/૧૯૧૮, તા. ૧૨ જુન-વડોદરાથી મુંબાઇ.

## ૨૦૪–પ્રકટ પ્રભુ, ન, ક્યાં, કોને કાજ ?

પ્રકટ પ્રભુ, ન, ક્યાં, કોને કાજ ?
સખિ ! શું ઓછું આપણને આજ ?
રસ-પ્રભુતા રેલે સહુ સાજ !

એક જ્યોતિ ઝગારે સર્વમાં,
તે જ ઉરે આપણ પુણ્યાત્મ !
અનન્યતા એની જાગે ત્યાં,
જગતરૂપે દીસે પરમાત્મ !
બહિરંતર્યામી એવા જ,
પ્રકટ પ્રભુ, ન, ક્યાં, કોને કાજ ?
અહર્નિશ ઉજ્વલ વિલસાવે,
સૂર્ય ચન્દ્ર ને તારાવૃન્દ !
ઋતુ ઋતુનાં રસ-રંગ-સુગન્ધે,
સૃષ્ટિમાં ઉછળે આનન્દ !
સચરાચરને એ સુખ-સાજ,
પ્રકટ પ્રભુ, ન, ક્યાં, કોને કાજ !
દિવ્ય રસાત્મકતા વિકસે ત્યાં,
સર્વતણું સ્વર્ગીય કલ્યાણ !
ચમત્કૃતિ પરમાદ્ભુત વિભૂતિ,
પ્રકૃતિની ધરતી રસ-લ્હાણ !
હિત-સંકેતે એ દિલદાઝ:
પ્રકટ પ્રભુ, ન, ક્યાં, કોને કાજ ?
અંતસ્તત્વ સમજિયે, શાણા !
પ્રજા પ્રભુની સ્હોય પ્રબુદ્ધ !
સ્વસત્તાક વિશ્વ-ચેતન, ન, કાં,
રમિયે, રાસ ઘૂમી અનિરૂદ્ધ ?
આત્મ-જાગૃતિ સદૈવ આજ !
પ્રકટ પ્રભુ, ન, ક્યાં કોને કાજ ?
જન્મામૃતમય શ્વાસોચ્છ્વાસે,
જ્યાં પર્યાપ્તિ ને વિશ્વાસ-

લલિત જીવન લાલનથી ભરિયે,
ત્યાં પ્રભુતાર્થે સ્વયં પ્રકાશ !
સ્હાય મહાત્મક સાર્થકતા જ !
પ્રકટ પ્રભુ, ન, ક્યાં કોને કાજ ?

તા. ૧૭-૬-૧૯૧૮-૨૫, વંડાદરા.

તા. ૧૨-૬-૧૯૫૩, જુનાગઢ.

મારી કાવ્ય જન્મ જયન્તી.

## ૨૦૫: યુધ્ધ-ગીત

૧

યુધ્ધેશ પ્રભુ કહે છે: એકાત્મ જગર્જન સ્હાય !
જો ! રણ-ગીતા ગર્જે છે ! સત્યાર્થે બલ-જય હોય !

૨

બલ જોગવતા બહાદુરો જગ-રક્ષક યુધ્ધે સ્હાય:
બલ ભોગવતા નામર્દો પરવશતામાં પીડાય !

૩

યુધ્ધો, ક્યારે, કહો ! ન્હોતાં ? યુધ્ધો ક્યારે નહિ હોય ?
યુધ્ધો, ય; સદૈવ, પન્હોતાં ! યુધ્ધે તો યૌવન સ્હાય !

૪

યૌવનથી જીવન જન્મે ! યૌવને સ્વરાજ્ય સમૃદ્ધ !
યૌવન-યશ સ્વદેશ-તલ્પે ! યૌવન-પ્રગતિ અનિરૂદ્ધ !

૫

પ્રગતિ-યોગ, નૂતન હિન્દે, આવ્યા: જો! પ્રસંગ-વીર!
દુષ્કૃતિ વિનાશ કરી અંત, નર! નારાયણ હો! ધીર!

તા ૧-૮-૧૯૧૮. વંડાદરા.

## ૨૦૬: સુર-મોરલો

( ગોરદા )

૧

ન્હાનલા! જ્યાં તું આજ, ત્યાં, દીઠલ સુર-મોરલો!
લાડિલીને રાજ્ય, અધીન ભાવે રાજતો!
ગભરૂ તરૂણ કિશોર, જ્યારે, અમ બન્ને હતા:
તરવરતા દિલ તોર, ત્યારે, અમે પ્રફુલ્લતા!
ઓલી ઊંચી ટોચ, દીઠી કે મ્હોલાતના?
ત્યાં જ પુરી દિલ ઓચ્છ, અબોલ આંખે ઉછળતાં!
લલિત ચતુર-સુજાણ, બાલ-કવિ કરૂણાર્દ્ર ને,
લાલનની દઇ લ્હાણ, પ્રભુ-પન્થે, એ દોરતા!
અળગી એની વાત, ન્હોતી ત્યારે આજથી!
દિલ-પ્રતાપ, વણુ ભાત, કહેતા એ ય સદાયની!

૨

પાન્થલ! રમ્ય સુરેખ, લાડિલીનો મોરલો-
અલખ તણા આલેખ, લખતો તે હું નિહાળતો!
એના મનની મોજ, હતી કરૂણાશ્રુ ભરી!
એ હૈયાંને હોજ, સઉને એ ન્હવરાવતા!

ડોલે જોબન જોર, કલાપ ગુરતાનો પુરીઃ
નાચે દિલને સ્હોર, જગવે જગ ઘેને-ભર્યું !
માંડી નેને નેન, અંતરને અજવાળતોઃ
ને ત્યાં વ્હેતે વ્હેન, જગ-જ્યોતીશ્વર ઝૂલતા !
ગર્જે દેશ ઉજ્જળ, કલાપીના કેકારવેઃ
હૈયાંનો હેતાળ, લાડીનો સુર-મોરલો

તા. ૧૨-૯-૧૯૧૮, વડોદરા.

## ૨૦૭: દિલ-ગુલાબી

( ગઝલ: બિલાગતી )

૧

દીઠી, મેં જ્યારથી, તારા સરલ દિલની ગુલાબી-
અજબ લાગી ગયું છે, ચિત્તનું ચેટકઃ ગુલાબી !
ગુલાબી ખ્યાલમાં, ખુશ-હાલ ડોલે દિલઃ ગુલાબી !
નજર મળતાં, મચે તારા તણું મૈત્રકઃ ગુલાબી !
ગુલાબીઃ તું ! અને દુનિયાંઃ ગુલાબી ! હુંઃ ગુલાબી !
ગુલાબી, ન, શું ? ભર્યું આ વિશ્વનું, નાટકઃ ગુલાબી !

૨

હસે તું હાસ્ય, ત્યાં, નાચે જગતનાં દિલ ગુલાબી !
ધરે ખુશબો અને નિજ નૂર, જીવન કંઇ ગુલાબી !
ખીલે જે દિલ-ચમનનાં, ફૂલડાંમાં ફૂલઃ ગુલાબી-
ઝીલે એ ગુલ-બદનના તુજ વદન-ફૂલનીઃ ગુલાબી !
તને જોતાં, તુંમાં, હું જોઉં, મુજ સ્વર્ગોઃ ગુલાબી !
જુએ તું, ત્યાં, મને, હું જોઉં, બસઃ તું-મયઃ ગુલાબી !

૩

મળે મશગુલ મનડાં, મ્હાલતાં, ત્યાં દિલ: ગુલાબી !
મઝા દે જીંદગીમાં, રોશની દિલની ગુલાબી !
પ્રપંચી ચિત્તને કમળે, ખરાબી: ન ત્યાં, ગુલાબી !
અરંગી આત્મ--યૌવન, ખીલવે દિલની ગુલાબી !
રહમ રેલે, નયન ન્હાને, ભરી દિલની ગુલાબી !
સનમ ! તું, ક્યાં, નથી, કે તુજ, ન, નીરખું દિલ-ગુલાબી ?

તા. ૮-૧૧-૧૯૧૮, વડોદરા.

## ૨૦૮: સખિ ! વિચરિયે—

( હરિણીવૃત્ત )

૧

સખિ ! વિચરિયે: સૌરાષ્ટ્રે ને બધે ગુજરાતમાં—
ગિરિ ઉદધિને શૃંગે, આરે: વને: રસ તીર્થમાં !
કુદરત દીસે ગેબી નિત્યે નવીન ફળી ફુલી:
મનુની સુકૃતિ, એને અંકે, સુહાય રસોજ્વલી !

૨

પણ, સખિ ! બધાં એ દશ્યોમાં દિસે ન, મને, જ, જે--
તુજ નયનમાં એવું કૈં કૈં રીઝું નિરખી, જ, તે !
પ્રણય--પ્રભુતા, સૃષ્ટિ--હૈયે પ્રભુની ભરી, ભલે:
કરુણ કરુણા, તારા હૈયે પરંતુ મને મળે !

૩

મુજ હૃદયને આ હિંડોળે ઝુલાવી બસું ગધે--
જનની--જનતા દેખું ત્યારે ઉમંગ મને વધે !
ગિરિ શિખરથી ગંગે વ્હેતાં સુવર્ણ નદી પરે,
રસ પથ તરે સાહિત્યાત્રે સુકોકિલ કૈં રરે !

૪

હિરણ: નિરખી, ભદ્રા: દીઠી સરસ્વતીમાં તર્યાં:
અભ્રમતી, મહી ને વિશ્વામિત્રી: ઘુમ્યાં તીર નર્મદા:
જનની ભૂમિમાં પૂર્ણા ગંગા પ્રતાપી મહીં રમ્યાં:
પરિચરણમાં અંગે ન્હાલ્યાં રસોજ્જ્વલ તીર્થમાં !

૫

પ્રથમ મિલને, કૂજ્યાં કર્ણે ! સચેતન સંચર્યાં !
તમ શરણમાં ગર્જ્યાં કંઠે ! અધીન દિસે સર્યાં !
પ્રભુ--પુરુષની જ્યોતિ-જ્વાલા દિસે પ્રકૃતિ નરી !
પણ સખિ ! તમે વાત્સલ્યે, તો, ભવે સુરતા ભરી !

તા. ૨૬-૧-૧૯૧૯, સિદ્ધપુર-પાટણ: વડોદરા.

## ૨૦૯—રસ પથિકડાંને

( હરિણી વૃત્ત )

૧

રસ--પથિકડાં ! જાજો, વ્હાલાં ! પુરાણિક પત્તને !
જન--વિજયના ભાવે ભીનાં, પૂજો સ્મૃતિ શેષને !
ત્રણ નગરીની જો જો, સિદ્ધિ પ્રભાસક વલ્લભી !
નગર જનતા જાણી, જૂની, નવી પ્રકટાવવી !

૨

ધરણી અમી પી, ધીરાં શાણા ! સુવર્ણ સમૃદ્ધ હો !
જનની ભૂમિનાં દૂધે દીપ્યાં સ્વદેશ સુહાવજો !
વડનગરનાં બ્રહ્મપુત્રો સુનાગરિકો અમે–
પ્રબલ ઘૂમીયે યાત્રાર્થે તો પ્રજાકીય તીર્થને !

૩

જન ઉપવને, રાજાઃ માળી ! પ્રજાઃ ફળ ફૂલડાં !
જીવન-વનમાં મ્હાલે આત્મા પ્રભુ-ઉર લાડિલાં !
રમણીય રમે રેણુ સંગે કુમારી સરસ્વતી !
તહીં વિલસિયે, હાનાં ડાહ્યાં ! દિગોત્તર ગુર્જરી !

૪

અહીં વિચરતા પ્રેમાલાપે સુભાલણ ભક્તજી:
ગિરિ–ઉદધિએ ત્યારે ગાતા નૃસિંહ મહંતજી !
હિત-સમયના પુણ્યાત્માઓ રસાત્મકતા ઝમે !
જગત–ભરને વિશ્રામ–શ્રી સુગુર્જર-રાષ્ટ્ર દે !

તા. ૨૬–૧–૧૯૧૯, સિદ્ધપુર-પાટણઃ વડોદરા.

## ૨૧૦: પ્રિયતમાનો પ્રભાવ

( હરિણી વૃત્ત )

૧

સ્વજન-પગલાં, કંઠે, રાખી, તમે, ચૂમતાંઃ સખિ !
પ્રિયજન ગુણે ઘેલાં જેવાં તમે ઘૂમતાંઃ સખિ !
રૂમઝુમ સૂરે હાસ્યોલ્લાસે તમે નમતાંઃ સખિ !
લુમઝુમ લચી સ્કન્ધે હૈયે તમે શમતાંઃ સખિ !

૨

સ્વજનમયતા ક્યાંથી શીખ્યાં? કહો, પ્રિય, એ: સખિ!
ચરિત--સુકલા ક્યાંથી પામ્યાં? કહો, પ્રિય, એ: સખિ!
હૃદય-વિભૂતિ ક્યાંથી લાવ્યાં? કહો, પ્રિય, એ: સખિ!
વિનય--પ્રભુતા ક્યાંથી જાણો! કહો, પ્રિય, એ: સખિ!

૩

તમ સુકૃતિના સંકેતોને અમોલ ઝીલું: સખિ!
શુચિ સરલતા ને સૌન્દર્યે સુડોલ ઝુલું: સખિ!
ભ્રમ--ભય--ભર્યા સંકોચો, કૈં, ન, કેમ, ભૂલું: સખિ!
તમ નયનને પન્થે, દોર્યો, ન, કેમ, પળું: સખિ!

૪

હૃદય-સરણી, દર્શાવે તું, અશોક--પદે: સખિ!
અભય-પદની તારા સંગે સુસિદ્ધિ મળે: સખિ!
જય--સુખ ઝીલું, તારા પુણ્યે, પ્રભાવ-બલે: સખિ!
સતી! પ્રિયતમા! તું તો તારે સદૈવ મને: સખિ!

૫

ભવ ઉતરિયે સંતાનોને સુસિદ્ધ કરી: સખિ!
પ્રણય-ઋણુની સેવા અર્પી, કૃતાર્થ બની: સખિ!
જીવિતભરની વાતે, વ્હેશું હસી હસવી: સખિ!
પછી પ્રભુજી તો સંગે રાખી ઉરે ધરશે: સખિ!

સં. ૧૯૫૨/૧૮૯૫, લગ્ન જયંતી.

સં. ૧૯૧૬, વૈશાખ સુદ ૪, તા. ૧-૫-૧૯૧૯, જુનાગઢ.

# ૨૧૧—બાલ—સંસ્કારિકાને:

(હરિણી વૃત્ત)

૧

દ્વિજ બટુકની સંસ્કારિકા ! તને, સતી ! અર્ચિયે:
પરિચરણની ભિક્ષા, દીક્ષા, ઝીલી ત્યમ અર્પિયે:
પિતૃજન તણાં પુણ્યે ફાલી ઝળુંય પરંપરા:
પ્રણય-વિભૂતિ છાજો, દેવી ! ઝીલાવી પ્રભુ—કૃપા !

૨

પુનિત પળ એ મ્હોતાં, સ્હોતાં પરસ્પર દમ્પતી:
નયન મળતાં આત્મે આત્મા ગુંથાય ભરી રતિ:
ગુરૂજન પદે, ભોળે ભાવે, પળે પથ પુણ્યને:
સફળ બનતાં એ સંસારે, કુટુમ્બ--ગૃહાલયે !

૩

જીવિત—ઝરણાં જૂદાં જન્મ્યાં: મળ્યાં ઉર—સંગમે:
સખિ ! સહ વહ્યાં લીલાં લ્હેર્યાં ન ક્યાં ? હૃદયંગમે !
ગૃહ—કુલ તણાં તીર્થે મ્હાલ્યાં પ્રતર્પણ રંજને !
જીવિત--ઘટિકા ગાજે, જો, તો, સમર્પણ ગુંજને !

૪

પ્રકૃતિ--પ્રભુતા ઝીલી છે હા ! અનુકરણાલયે:
અમૃત--રસિયાં ઝૂલ્યાં છૈયે પ્રભુ--કરૂણાલયે:
પ્રીતિ—પરિમલે, ડોલ્યાં છૈયે, સુવર્ણ સદાશ્રમે:
ચરિત--રચિયાં સ્વર્ગે, દેવી ! શમીશું ય આપણે !

૫

સ્વજન–કુલની કુંજે, ગુંજે સુજન્મ--તિથિઃ સતી !
કુલ--જીવનના સ્નેહે, સ્હોતી સુલગ્ન--તિથિઃ સતી !
શિશુ--શરણમાં માતૃ--પિતૃ સુદેવ તિથિઃ સતી !
હૃદય–રમણે સંસ્કૃતિની સુચર્ય તિથિઃ સતી !

તા. ૫–૫–૧૯૧૯, ગુરૂવાર, જુનાગઢ.

સં. ૧૯૭૫ વૈશાખ સુદ ૬.

## ૨૧૨—સાગર તીરે, તો, જા !

( ગઝલ )

૧

સ્વપ્નો, જગતનાં, ઝીલવા, સાગર–તીરે, તો, જા !
તીર–ઝુંડને વડલે, ઝૂકી, ગાયાં, સ્વજનનાં, ગા !

૨

સુન્દર રસામૃત રેલવા, સાગર–તીરે, તો, ન્હા !
ચકચૂર ચિંતન–ગુંજને, ગાયાં, સ્વજનનાં, ગા !

૩

રસ–પૂર્ણિમાના ચન્દ્રને, સાગર–ઉરે, તો, સ્હા !
જગની લીલાનાં લાલને, ગાયાં સ્વજનનાં, ગા !

૪

ઉલ્હાસનાં રસ–ફૂલડાં, સાગર–શિરે, તો, લ્હા !
નાનાં નયન લ્હેરાય, ત્યમ, ગાયાં, સ્વજનનાં, ગા !

૫

વિહરી વિરામે, ઉર-અમી, સાગર-પૂરે; તો, પા !
દિલ, દૂરનાં, સંભારતાં, ગાયાં, સ્વજનનાં, ગા !

તા. ૧૪-૫-૧૯૧૯, ચોરવાડને દરિયે,

# ૨૧૩-ગિરનારને અંકે—

( વસંતતિલકા વૃત્ત )

૧

જ્યાં, જન્મ-તીર્થનું રસામૃત પ્રાણ ! ઝીલ્યું:
તે, આપણે, જીવિત, ગાળ્યું, સદા રસીલું:
સંલગ્ન પિતૃ-સહચાર-પદે વહ્યાં, જ્યાં,
એ જીર્ણ-દુર્ગ-ગિરિ-એ, ચડિયે વળી ત્યાં !

૨

તારાક્ષરી, સૃજનની, સખિ ઝીલવાને,
આદેશ, એ, પ્રભુજીના, ધરી, ગુંજવાને:
નિઃશ્રેણીએ વિચરિયે, સખિ ! અંતરીક્ષે,
નારાયણાંશ-શરણે, ગિરનાર-શૃંગે !

૩

ગ્રીષ્મે વનસ્પતિ પ્રતપ્ત ખીલેજ લીલી:
સંસારની તપ-પ્રતાપ લીલાય એવી:
કેવો દયાર્દ્ર દીન-વત્સલ દીસતો, એ !
છાનો, સખિ ! તલપદે ગિરનાર: જોને !

૪

સૃષ્ટિ તણી સખિ! અનંત જ જે વિભૂતિ:
તેમાં, ગિરિનર પુરાતન પ્રાણ--મૂર્તિ!
નારાયણી પ્રકૃતિને, ય, સુહાવનારો:
જાણે, તપસ્વી, સુમહોત્તમ, તારનારો!

૫

દૂરે, ગિરિશિરે સમુદ્ર પ્રફુલ્લ ગર્જે:
તેના સૂરે હૃદય-ગુંજન એ ય સર્જે:
મ્હાડી લયે પવન, એ, સખિ! જો! ગજાવે!
તો આપણાં ઉર, સરંગી, ન, કાં, બજાવે?

૬

આવો, સખિ! લીન ઉરે અવલોકિયે, જો!
આ માનવીય ઇતિહાસિક તીર્થને, તો!
સૃષ્ટિસમાં જીવિત--જીર્ણ, નવીન નિત્યે,
સૌરાષ્ટ્ર--ચેતન ધર્યાં ન શું આપણે, યે!

૭

એકાંતમાં ગિરિ હસે, ધરી મૌન શાંતિ:
શૃંગારતો સુજન સાર્થક છાઇ કાંતિ!
એવા અબોલ સ્મિત--મર્મ ઝીલાવિયે, જો!
પ્રાણાત્મિકે! ભજન--કીર્તન ગુંજીયે હો!

તા. ૨૯-૬-૧૯૧૯, જુનાગઢ.

## ૨૧૪–દૂભાતા પ્રભુને પ્રાર્થના

પ્રભુ! તમે કરો કલ્યાણ,
  ત્હોય કાં લઇ શકિયે નહિ લ્હાણુ?
જન્મામૃતમય જીવનમાં, પ્રભુ! વ્હાલાંને, શાં વેર?
વેર–ઝેરીલાં વર્તાવે છે કેવો કાળો કેર?
દૂભાતા પ્રભુ! તમે ગુણ–જાણુ!
  ત્હોય કાં સૂઝે ન અમને ભાન?
ભોગ–ભૂખના યુદ્ધ–રોગથી, પ્રભુ! તારો જનવૃન્દઃ
ભાન–ભૂલ્યાં, જગ–જનને, ઝીલચો, જય–શાંતિ આનન્દ!
છૂપાતા, પ્રભુ! તમે, ગુલતાન!
  ત્હોય કાં ન સમજું યે તમ સાન?
અમે ઘૂમિયે એકાત્મક, પ્રભુ! કરિયે લીલા લ્હેર!
ઝીલિયે ને ઝૂલવિયે તારા મેહુલિયા શી મ્હેર!
સુહાતા, પ્રભુ! તમે મસ્તાન!
  ત્હોય કાં ન માનિયે અહેશાન?

તા. ૨૯–૬–૧૯૧૯, રાજકોટ.

## ૨૧૫–બાળકનાં વરદાન

(ગઝલ)

૧

પ્રભુ, મા–બાપની સાંકળ રચે ને બાલકો હીંચે!
  જગત–રોમાંચનાં મોતી, ગુન્થે ને આંસુડાં સીંચે,

૨

રમૂજે, બાળકો રીઝેઃ હસેઃ નાચેઃ કુદેઃ ગર્જે!
  રમતને કુદરતી રંજન, ગૃહે, રસ–કુંજ એ સર્જે!

૩

સુકોમલ બાલ વિમલતાનાં નિરંકુશ બાલકો પ્રકટે:
  અહા! ગોપાલને, ગરવા, પ્રણયની વીજળી સળકે!

૪

સુઝાડે બાળકો, સાને, સરલ સુકુમાર કૈં ભાવો:
  શિખે શું એ શિખાવ્યું કૈં? ઝીલોજી એમનો લ્હાવો!

૫

નિહાળી બાળકોને તો રહોજી બાળકો જેવાં!
  પ્રબલ બલ-મૂર્તિ એનાં તો હૃદય-વરદાન કૈં લેવાં!

તા. ૨૨-૬-૧૯૧૯, રાજકોટ.

## ૨૧૬—એ દિવસે:

૧

એ દિવસે, એવું, તેં, કહોને, શું કર્યું?
  તારામૈત્રકથી તૂટ્યાં પાતાળ: જો!

૨

એ દિવસે, તો, અંતર-ગંગા ઉછળી!
  એનાં જોને તૂટી પામર પાળ: જો!

૩

એ દિવસે, તો, રેલી રસની છોળ કૈં!
  રોમ ફુવારા ફૂટ્યા વ્યોમ ઉછાળ: જો!

૪

એ દિવસે, દિલ દરિયેથી આંસુ સ્હર્યાં!
  કરૂણામૃત શાં વરસ્યાં વિશ્વ-વિશાળ: જો!

૫

એ દિવસ, સહુજીવિત ત્વરિત તેજેભર્યાં:
બની રહ્યાં રંજનથી રમ્ય રસાળઃ જો !

તા. ૨૦-૮-૧૯૧૯, રાજકોટ.

## ૨૧૭-ગરવા ગુર્જર ગાંધીજીને

ગરવા ગુર્જર ગાંધી ! રે !
લાડિલા લોકર્ષિ ! નમું: હોજી !
આત્મ-બન્ધુતા બાંધી: રે !
જીવિત બનાવે સ્વર્ગ સમું: હોજી !
અભયોજ્વલ અંકુર, હિન્દી પૂર્ણ સ્વરાજ્યનોઃ
પુણ્યાલુ અક્રૂર, જગે આર્યતા જગવતો !
ગુણઘેલા તું ગાંધી ! રે !
ઉદાર અગ્નિદેવ સમાઃ હોજી !
સ્વદેશ સાંકળ સાંધી, રે !
તપસિદ્ધિના આણ્યા સમાઃ હોજી !
તારાં ધરી પ્રમાણ, સત્ સમજી જે પાળતાં-
નિર્માણે નિર્વાણ, સતને પરચે, એમનાં !
વા મ ન-દ ર્શ ન ગાંધી ! રે !
વિરાટ ચરિતે વસુધા નમીઃ હોજી !
મણિમય જન્મ જયંતીઃ રે !
શતવર્ષોનાં ઝીલજે અમી ! હોજી !
પ્રભુના ઋણાનુબન્ધ સહેતાં સ્નેહે સંચરે:
સત્યાગ્રહે અબંધ, એક લોહીનાં આચરે !

તા. ૨૭-૮-૧૯૧૯, રાજકોટ.

## ૨૧૮—બાલક બલના અવતાર !

અમે બાલક બલના અવતાર !
પ્રભુ ! હો ! અમ જીવન—જયકાર !
અમારે પ્રેમ ધર્મ સહચાર, સરસ સુન્દર ગાજે સંસાર !
શરીર બલથી, સ્વસ્થ, સુરક્ષિત, અનેકના અવલમ્બ !
ગૃહ ગૃહના દિક્‌પાલઃ દીપિયે ! સ્વદેશના જય-સ્તમ્ભ !
બુદ્ધિ—બલથી, જંગત—કુંજનો, ગજાવિયે ઉત્કર્ષ !
સમાન-હિત-આદેશ ગુંજિયે, સુચરિતને આદર્શ !
આત્મ-બલથી, ઉલ્લાસ મૂર્તિયો, અડીઠ તેમ અબોલઃ
અમે વિશ્વ-ચેનનો વિચરિયે ! કરિયે, પ્રભુ ! કલ્લોલ !
વાણી-બલથી કિલકિલિયે કોકિલ, વસંતના ફૂલ-બોલ !
ઝીલવિયે નવરંગ રસાયન ! ઝૂલવિયે મદલોલ !
પ્રેમ-બલથી પરિચર્યા ધરિયે ! પૂરિયે પ્રાણ પ્રફુલ્લ !
મનુષ્યની દિવ્યતા ખિલવિયે ! રહે લલિત દિલ ડૂલ !

તા. ૧૯—૯—૧૯૧૯, રાજકોટ.

## ૨૧૯—ચાંદલિયો

જીવનઃ જ્યોતે ભર્યાઃ જ્યોતે ભર્યાં !
હો ! આજ, ચાંદલિયો પૂર્ણ પવિત્રઃ રે !
સોળ કળાયલ ! દિલે ધવાયલ !
હો આજ, ચાંદલિયો પ્રકટાવે પ્રીતઃ રે !
રજની અલબેલડી, સર્જનની વેલડી !
હો ! આજ, ચાંદલિયો ચમકાવે ચિત્ત રે !

રસિલાં તો નવીન નિત્ય! રંજનની રમ્ય રીત!
હો! આજ, ચાંદલિયો ગવરાવે ગીત રે!
નેહનાં ઝીલી નવનીત, હ્રદય બને શાંત શીત!
હો! આજ, ચાંદલિયો મેળવે, સખિ! મીટઃ રે!
ચન્દનીને ચન્દન, વ્હાલાંને વન્દન,
હો! આજ, ચાંદલિયો લ્હેરે લલિતઃ રે!

તા. ૯-૧૦-૧૯૧૯, રાજકોટ, શરદપૂનમ, સં. ૧૯૭૫.

## ૨૨૦–સ્મિત કે હાસ્ય?

૧

તારા મુખે સ્મિત મધુર રમે સખિ! જ્યાં–
જોઇ રહું અધર નેત્ર જઃ કો ન્હડે ત્યાં?
નેત્રે ભરી ચમકતી સ્મિત-પલ્લવી જ્યાં–
આનન્દનાં સરલ અશ્રુ ઝીલી રહું ત્યાં!

૨

લ્હેરાય, પ્રાણ! અધરોષ્ઠ સ્મિતે, સખિ! જ્યાં–
હૈયું હસેઃ અમી રસે, ઉછળે, સખિ! ત્યાં!
ઉલ્લાસથી હસી પડે બન્નઃ તું સખિ! જ્યાં–
નાચું સદાય રસમસ્ત ન કાં સખિ! ત્યાં?

૩

હાસ્યે સ્મિતે હ્રદય-જીવન ફૂલી ફાલેઃ
એ દર્શને સફળ સ્વપ્ન થતાં જ વ્હાલે!
દેવી! તમે સ્મિત ભર્યાં સુકુમાર દીસો,
હાસ્યે ભર્યાં પણ કળાયલ પ્રાણ, હીસો!

૪

તારા સ્મિતે રસિક ગુંજન તું જ પ્રેરે:
ધીરે હસાવી ગવરાવતી તું જ હેરે:
હાસ્યે ગજાવું રસ-કંદ વિમુક્ત ઘૂમું-
નૃત્યે કરૂં શરણુ તુજ પ્રદક્ષિણાનું!

૫

મ્હારે, પ્રભુ: હૃદય-ભાવ વહી રહે ત્યાં:
સૌન્દર્યનું રસ-પ્રભુત્વ જગી રહે ત્યાં:
ઐશ્વર્ય-દર્શન કલામય જ્યાં કરૂં ત્યાં:
હાસ્યે જ તુજ સખિ! તો પ્રભુ પામું ના કાં?

તા. ૨૯-૧૨-૧૯૧૯, રાજકોટ.

## ૨૨૧-પવન-તરણી

(હરિણી વૃત્ત)

૧

સખિ! નિરખિયે: જો! જો! કેવાં વિમાન, નભે, ઘૂમે!
પવન-તરણી પંખીણી શી ત્વરા ધીરીએ ઉડે!
પૃથિવી પટની લીલામાં જો! મનુષ્ય-કલા જગે!
સફલ કરી હો ઉદ્યોગિતા જયો જ્વલ માનવે!

૨

કુદરત તણા છૂપા ભેદો જતાં સમજી નકી,
અનુકૂળ ગતિ એની સાથે અમોલ રહે થતી:
જગહિત કરી સિદ્ધિ સાધે, મનસ્વી, તું, માનવી!
પ્રભુની પ્રભુતા પામે પ્રીતે સદા રસ-રાજવી!

૩

પવન જલમાં, પૃથ્વી-અંકે, મનુષ્ય ! વિશેષ તું:
વિવિધ વિભૂતિનાં તત્વોમાં, તું અદ્દભુત તો ન શું?
યુગ-કૃતિ-કલિ ફૂટી, ફાલી, પ્રફુલ્લિત તું થશે !
ઉર પમરશે, ક્લેશો જાશે, રસાયન રેલશે !

૪

પ્રણય-તરણી એ પુણ્યાર્થે સરે સખિ ! આપણી:
નિયત સુગતિ એવી ન્હાજો જગત્સુર માનવી !
હૃદય-તરણી ! તારા વેગે સખિ ! વિહરૂં ન ક્યાં ?
તુજ રસ ભર્યો તુંથી દીપ્યો પ્રકાશ ધરૂં ન ક્યાં ?

૫

જીવિત-સરણી ! આવ્યાં ત્યાંથી મને ઉડવો તમે !
રસ-રમણમાં બ્રહ્માંડોમાં જગે ઘુમવો તમે !
પ્રબલ પ્રકટ્યાં દેવો જેવાં: સખિ ! ઝુલવો તમે !
નર-સકલતા નારી દેવી સદા પૂરજો તમે !

વસંત બીજ, સં. ૧૯૭૬, રાજકોટ.
તા. ૨૩–૧–૨૦, શુક્રવાર સ્હાંજે.

## ૨૨૨—વસન્તનો સૂર

( હરિણી વૃત્ત )

૧

જીવન બલની ધીરી ફૂંકે ચમત્કૃતિઓ કરૂં !
પરિમલ ભરૂં રંગો પૂરૂં સુમંજરિયો ધરૂં !
સરસ ફૂલડે શૃંગારૂં ને ઉરે ઉર સંચરૂં !
“પ્રભુ” ટહૂકતાં હાસ્યોલ્લાસે વસંત હું તો ફરૂં !

૨

ગહન ગિરિની વ્હાલે વ્હીલી વનસ્પતિ ફૂલવું!
સરલ નદીની તાલાવેલી તપાવી છુપી રહું!
ઉદધિ--ઉરમાં ઘુમ્માં ડોને અવિભ્રમ ઝૂલવું!
રસ-રમણમાં ભાવે ભૂલ્યાં ડુલાવું: વસંત હું!

૩

લલિત લગની લ્હેરાવું: જો! રસોજ્વલ યૌવને!
મધુર નવતા રેલાવું: જો! સનાતન જીવને!
રમણીય કલા ખીલાવું: જો! અહા! અનુરંજને!
પ્રણય-મયતા સુહાવું: જો! વસંત હું ગુંજને!

૪

જિવિત-રસને રોમે રોમે ઝરું: પુલકાવું હું!
કરુણ દીનની આધુ--પીડા હરું: મલકાવું હું!
અધીન લીનમાં, પુણ્યાર્થે, જો! ત્વરા સળકાવું હું!
ગીત લહરીને હિંડોળે જો! છટાથી ઝુલાવું હું!

૫

રસની વિભૂતિ વર્ષા! રંગે વસંત વિભૂતિ: હું!
પૃથિવી ભરમાં પ્રાણૈશ્વર્યે, મનુષ્ય! તને વરૂં!
ઉર-નયનના ભાવે તારા, તને જ અનુસરૂં!
તુજ રૂપ થવા સૌન્દર્યોને લઇ ન શું શું કરૂં?

તા. ૨૬–૧–૧૯૨૦, જુનાગઢ. વસંતપંચમી: સં. ૧૯૭૬.

# ૨૨૩–હિમાલયને શરણે

( હરિણી વૃત્ત )

૧

હિમગિરિ પદે વર્ષા ઝૂકે વસંત મહીં સખિ!
અકલ ઘટના એમાં ઝૂમે હિમાદ્રિ ફૂલેઃ સખિ!
હિમ ઘડી ઝીલું: ફૂલે ઝૂલું: રમું ત્યમ હો! સખિ!
સરલ વિશ્વનું સૌન્દર્યો શો નિરંકુશ હો! સખિ!

૨

ઉદધિ, રસનાં રત્નો લાવી, કિરીટ રચે! સખિ!
રસધર કરે તેની રક્ષા, અહર્નિશઃ હો! સખિ!
દ્યુતિ રસ ઝરે હંસે સોહ્યાં સુમાનસઃ હો! સખિ!
પ્રભુ–વિભૂતિએ શૃંગારેલો હિમાલયઃ હો! સખિ!

૩

ધવલ હિમથી ધોળે શૃંગે સુહાય ગિરિઃ સખિ!
વિવિધ રૂપમાં રંગીલો એ અરંગ દીસેઃ સખિ!
રજનિદિવસે કાળો ગોરો મનેશ્વર એઃ સખિ!
વિષહર અમી એનાં પીતાં રસોજ્વલ હુંઃ સખિ!

૪

શીતલ દ્યુતિની પૂર્ણિમાને વસંત તણી–સખિ!
અજબ હસતી તારા જેવી અહીં જ દીઠી! સખિ!
ગિરીશની લીલા ગુંજે ઘેલી, અબોલઃ અહા! સખિ!
પ્રણય–જીવને એકાંતે, કૈં, પ્રશાંતિ વહેઃ સખિ!

૫

હિમમય મને, હંસિની! તું, સુમૌક્તિક દેઃ સખિ!
વિચરી પ્રકટું તારો પોષ્યો રસાત્મકતાઃ સખિ!

જનક--જનની--ચર્ચાથી હો, હિમામૃતને, સખિ!
અભય ભમતાં સ્ફુરશું, ફરશું ગિરીશ સમાં! સખિ!

૬

તુજ સમીપમાં, તારે હૈયે, અનૃમ શમું: સખિ!
તુજ વિરહમાં, તારા સ્વપ્ને, પ્રતૃપ્ત રમું: સખિ!
પક્ષ-વિપક્ષ એ, કાલોધિષો સુહાગી ઘૂમું: સખિ!
વિતક વિસરૂં તારી છાયે હિમાદ્રિ સમી: સખિ!

તા. ૮-૩-૧૯૨૦ ગુરુવાર: કસૌલી-સીમલા-પંજાબ.

વસંતપૂર્ણિમા, સં. ૧૯૭૬.

## ૨૨૪—શશાંકને

૧

જ્યોત્સ્નવલ ચન્દ્ર! બન્ધુકૃત્ય આજ કરીશ કે તું?
નયન દૂરનાં દિલોનાં મેળવી જ શકીશ કે તું?

૨

સ્વજનનાં એ નયનમાં, શું મને નિરખીશ કે તું?
મહારા આ નયનમાં, એ સ્વજન પરખીશ કે તું?

૩

બરાબર મહાવચાંને બાપુ! જોઈ શકીશ કે તું?
પછી તુંમાં પરસ્પર દર્શને મ્હલવીશ કે તું?

૪

કિરણને દૃષ્ટિ--દોરે બેયને મ્હકાવીશ કે તું?
અમે મળશું તુંમાં, ઉંચે, પછી મળવીશ કે તું?

૫

સ્વજન સંયોગમાં પ્રભુ-યોગ ઝીલવી દઈશ કે તું ?
વિષમ વિયોગ અમ જીવતર ભર્યાં શમવીશ કે તું ?

૬

શશી ! એકાંત યોગે આત્મ-શાંતિ ભરીશ કે તું ?
સરલ સસલાં સમાં રમતા શું અંક દઈશ કે તું ?

સં. ૧૯૭૪, દિલ્હીઃ કમળા-હોળી.

તા. ૧ માર્ચ ૧૯૨૦.

## ૨૨૫-સાહિત્ય-ગંગામાં—

૧

જન્મ--ભાષાની સાહિત્ય--ગંગા વહે,
હિમગિરિ માનસેથી, મહીમાં !
આત્મ--હંસો, તહીં, કીડને, કિલ્લિલે,
દાખી રસ--મૌક્તિકે, જીવન-મહિમા !
પ્રશ્ચ સૂર લેજના શ્રુતિ દ્યુતિ દર્શને,
સર્વ કાલીન સમહિત રેલે !
સૃષ્ટિની સહિતતા એ ય સાહિત્ય,
તારાક્ષરી જેમ સ્થિર સ્નેહાય મેળે !

૨

આત્મ-પરમાત્મની સંકલન ભાવના,
સકલ સંસાર શી ક્યાં ન વિચરે ?
નિત્ય--ચર્યાની વિદ્યુત્ અકલ ઝગુકતી,
જાગૃતિ-ચેતને, ક્યાં, ન, પ્રકટે ?

સંજીવિત--સંસ્કરણ, જ્ઞાન--સંસ્કાર,
　　આદર્શ-સંસ્કૃતિ રસાત્મક જ ઝળકે !
ગુર્જરી રહેણી કરણી પ્રબલતા ભરી,
　　સર્વ-સ્વાતંત્ર્યનો પંથ પ્રકટે !

૩

પરમ ચૈતન્યનાં પ્રાણમય રસ--જીવન,
　　આત્મ-ઉલ્હાસમાં સરલ વિકસે !
પ્રેમ-વિશ્વાસમય ભાવ વત્સલ પ્રકટ,
　　એ નિરંકુશ, સખિ ! ક્યાં ન નિવસે ?
આજ સૌન્દર્યના દર્શને દર્શને,
　　સ્વર્ગ સંગીત સાકાર ગર્જે !
સાર્થક મહોજ્વલા માનવી મનસ્વિતા,
　　સકલ આલેખન સદૈવ સર્જે !

૪

ઇન્દુની ચન્દની મન્દ્ર મનમોહિની,
　　હૃદય-રસ--સોહિની તુજ શી રસના-
શાંતિ આનન્દ, દે, અમરંગો હરે,
　　સજની ! પૂરે અભિલાષ ભવના !
હિમ-શીતલ, મન, સરલ નયન ન્હાનાં,
　　લલિત, ઉછળતે હૃદય, જીવંતર જીરવિયે !
વદન-જ્યોત, વચન-સ્રોત, અમીરસ તણે,
　　સજની ! અક્ષર ચરિત તુજ શું વહિયે !

૫

વ્યોમ-ગંગા ! ઝીલું તારી તારાક્ષરી !
　　હિમ-ગંગા ! ઝીલું તુજ પુનિતતા !
તુજ, સાહિત્ય--ગંગા ! ઝીલું ચેતના !
　　હૃદય-ગંગા ! ઝીલું તુજ પ્રભુતા !

ગૌર ગંગાજળે નાહિયે, નાચિયે!
રેલી રસ છોળ, રસબોળ રહિયે!
ધન્ય: ગંગા શરણુ, જગતનાં વિષહરણુ,
હે બાલૂડાં પરિચરણુ, પ્રાણુ! ધરિયે!

તા. ૧૬-૩-૧૯૨૦, હરદ્વાર–ગંગાતટેઃ કસૌલી સીમલાથી વળતાં.

## ૨૨૬–હરદ્વારની ગંગામાં—

(ગઝલ)

૧

હસે છે ને ધસે છે શી–
સખિ! હરદ્વારની ગંગા!
રસે રેલાવવા, અમને, વહે–
જ્યમ તમ નયન–ગંગા!

૨

હિમાલયની શીતલ–
સંજીવની હરદ્વારની ગંગા!
શમવતી જીવિતના સંતાપ,
જ્યમ તમ પ્રીતિની ગંગા!

૩

ઉછળતી વેગથી ગુંજે–
ગહન હરદ્વારની ગંગા!
ધીરે ગમ્ભીર ગર્જે, પ્રાણુ!
જ્યમ તમ ગાનની ગંગા!

૪

કરૂં શું, ન ઝંપલાવું, તો,
નિરખી હરદ્વારની ગંગા ?
લલિત લ્હેરે અહો ઉછળાવતી,
જ્યમ તમ હૃદય–ગંગા !

૫

નથી દીઠી તમે રસ–રંજની–
હરદ્વારની ગંગા
છતાં છો પ્રાણ! શેં એવાંજ,
અમ ઘરબારની ગંગા ?

તા. ૧૬–૩–૧૯૨૦: હરદ્વાર–હૃષિકેશ–ગંગાવગાહતે.

## ૨૨૭–દિલની મજા !

( ગઝલ )

૧

દિલને ઉછળવા દેઃ પછી–
બસઃ જોઇ લે દિલની મજા !
લગની લલિત લાગ્યા, પછી,
દિલભર–દીલીની લે મજા !

૨

ચાહું છું સૌનેઃ એટલામાં–
બસઃ રહી દિલની મજા !
ચાહું છતાં છાનું જ સૌનેઃ
દિલબંદીની એ મજા !

૩

જાણે, ન, સૌ, "ચાહું છું:" એમાં–
ઓર છે દિલની મજા !
આ જીંદગીના ખ્વાબના–
એ ખ્યાલમાં મીઠી મજા !

૪

છાનું ચહું સૌને: અને–
છાની સહું દિલની સજા,
છાનું શરણુ ચ્હાઉં: મહોબત–
પાક: દિલ–લગીની મઝા !

તા. ૧૭–૩–૧૯૨૦, દીલ્હીની યમુના–કુંજે.

## ૨૨૮–સ્હાજો: પ્રભુ ! કવિને સદા !

( હરિણી વૃત્ત )

૧

હિમ શિખરશા શાંતિ–સ્હોતા કવિ મનમોજિલા !
રસ–ઉછળતા સિંધુ જેવા કવિ દિલ–મોજિલા !
પુનિત રસિયા દષ્ટા સ્રષ્ટા સુરમ્ય સુહાગિયા !
પ્રભુજી ! કવિને ક્યારે પ્રેમે તમે ન મ્હલાવિયા ?

૨

પ્રભુ ! જગતની બાંધોછોજી ! સુજીવન સાંકળી !
કળ સકળને સાંધોછોજી ! હિરણ્ય રસાત્મની !
પ્રણય–વિજળી પ્રેરોછોજી ! પ્રતાપ જગાવવા !
કવિ–હ્રદયને તો ચોછોજી ! નિરંકુશ કૂજવા !

૩

લલિત દિલડે દિવ્યાશા કે કરુણ રસાર્દ્રતા?
અરુણ--ઉજળી છાજો એને, પ્રભુજી! ઉદારતા!
શીતલ મનડે ઉન્હે હૈયે કુમાશ ભર્યા કરે,
સફળ તપ હો! દાના-દૈવી કવિ તરુણાત્મને!

૪

વીર-વ્રત ભર્યાં વર્ષા જેવાં કરે રસઓળ એ!
હૃદય-સરમાં ઊછાળે હો! સદા રસ-છોળ એ!
કમલ-પ્રતિભા ઝીલાવે જ્યાં વસંતની શારદા-
કવિ રસિકની ઝૂલાવે ત્યાં નરી સુકુમારતા!

૫

પ્રભુ! કવિ તમે બ્રહ્માંડોમાં સુગમ્ય સ્ફુરી રહ્યા!
ઉર--સુર કવિ કાવ્યે ગુંજે રસાત્મ--પ્રસન્નતા!
હૃદય--જીગરને નીરાકારે રસોજ્જ્વલ રીઝતા-
પ્રકૃતિ--પુલક્યા શૂંગે સ્ફુરજો, પ્રભુ! કવિને સદા!

તા. ૧૨-૪-૧૯૨૦: કડી-કુંડાલ-વડોદરા.

## ૨૨૯—કુસુમ સુકોમલ કાળજને

( આશાવરીના લય )

૧

કુસુમ સુકોમલ કાળજ! વ્હાલાં! કરિયે હો! કલ્લોલ!
કલ્લોલે, મદલોલ ડોલિયે: ઉજ્જ્વલ, સરલ, અબોલ!
વ્હાલાં કરિયે હો! કલ્લોલ!

૨

મધ્યાન્હે, સ્મિત-ઘેને, સહિયે, તપતાં, રાતાં ચોળ!
સ્હવાર, સ્હાંઝે, ને રાતે, તો, રૂમઝુમિયે ચમતોલ!
વ્હાલાં, કરિયે હો! કલ્લોલ!

૩

કાં, વ્હાલાં! વ્યર્થ જ કરમાતું? ખિલિયે કળાયલ સોળ!
સદૈવ સૌમ્ય સુહાતાં, ઝીલિયે, જીવનના જય-બોલ!
વ્હાલાં, કરિયે હો! કલ્લોલ!

૪

વનસ્પતિના રંગ સુગન્ધે, પ્રાણીને કલ-બોલ,
વિભૂતિને આદર્શ--પ્રદર્શન, કૃતાર્થતાને કોલ,
વ્હાલાં, કરિયે હો! કલ્લોલ!

૫

ન્હાને નયન--મણિ ઝૂલનારા અપરમપાર અમોલ!
બહિરંતર બ્રહ્માંડ હિંડોલે, રીઝે બ્રહ્મ અડોલ!
વ્હાલાં, કરિયે હો! કલ્લોલ!

તા. ૩૦-૪-૧૯૨૦: કલ્લોલ-કડી-વડોદરાને વડલે!

## ૨૩૦—મુમ્બઇની મોક્ષદ્વારિકા

(મરાઠી સાખી)

૧

મુંબઇની મોક્ષ દ્વારિકા! તું સુહાય હિન્દ સુરાષ્ટ્રે!
ગિરિ સાગરના શૃંગ તરંગે, અનિલ ઘૂમે, સુસવાટે!
એવે સ્વતંત્રતાને શ્વાસ, પૂરજે અમ સ્વરાજ્યના અભિલાષ!

૨

સ્વતંત્રતાનું સ્વરાજ્ય, કહોને, મળે, ન, પ્રભુ-સૃષ્ટિમાં ?
સ્વરક્ષણે જય-સિદ્ધ; કો; નહિ ? સામ્ય, ન, કો, દૃષ્ટિમાં ?
ચેતવે વિવેક આંતર-નાદ: જયેચ્છા પૂરે ન ક્યાં જય-વાદ !

૩

સદૈવ સુન્દર જગ-ગુર્જરી ! અમ સ્નેહ જીવિતથી, તું, ગાજે !
પ્રભુતાર્થે તુજ મનુષ્યાર્થને ઉર--ઉલ્લાસે લ્હાજે !
જન્મ-મૃત્યુસમ જીવન-અનંધ ધરી, રચજે અમ બ્રહ્મ-સંબંધ !

૪

મુંબઈને મુક્તિબારે, સખિ ! વળી આપણે આવ્યાં !
જન્મ-ગિરિથી, જીવિત-નદીએ, સમયાર્ણસે, વહાવ્યાં !
હવે, તો, ધરિયે, અહીં, વિરામ, બાણુ-ગંગા શરણે, અભિરામ !

૫

રસ--જીવન સુકુમાર જાગવ્યું: તેવું, જગે, જગવિયે !
વિમુક્તિનાં મૌક્તિકે, સુકાવી, સખિ ! હિન્દને ઝૂલવિયે !
પ્રભુનાં જન્મભૂમિ સંતાન, વિલસિયે નિર્ભય રસ-મસ્તાન !

વડોદરેથી મુંબાઈ: તા. ૧-૮-૧૯૨૦, લેડી-નોર્થકોટ.હિન્દુઑર્ફનેજ.
પ્રથમ: ૧૮૯૯: ૧૯૩૯: છેલ્લે. ૧-૯-૧૯૨૦.

## ૨૩૧–એક પ્રભુની પ્રજા આપણે !

એક પ્રભુની પ્રજા આપણે !
જન્મભૂમિ એક માત !
બન્ધુ ને બ્હેન બધાં આપણે !
એક માનવી સુજાત !
અમે નહિ પણ આપણે !
સ્નેહ સંબંધ એક આપણે ! અંતરાત્મ તો અબન્ધ !
સંકલિયે ઉરને આપણે ભરી પ્રાણની સુગન્ધ !

બંધુતાના વ્હાણ એક આપણે ! ગાજે તૃપ્તિનો સંસાર !
તરિયે નિશ્ચિંત એક આપણે, એકમેકને આધાર !
એક એકને સ્વરાજ્ય આપણે ! અભય-ભવને સામ્રાજ્ય !
પ્રભુને વૈરાજ્ય શાંતિ આપણે ! ૐકારને અવાજ !

તા. ૮-૧૧-૧૯૨૦, મુંબાઇ.

## ૨૩૨–સચિત્ર સખીને—

(હરિણી વૃત્ત)

૧

તુજ નયનની મીટે, મીટે, નિહાળી મનસ્વિતાઃ
પ્રકટી, ચરિતે, ત્હેં, તે રૂપે, સુરેખ યશસ્વિતા !
કરી, સ્મિત--કલા, મીઠા મૌને, અબોલ સુબોલ ત્હેં !
જીવિત જિતવ્યું, સૌજન્યે, હા ! સચિત્ર સખિ ! જ ત્હેં !

૨

પ્રભુ-જનપદે ગાયાં ગાતાં સદૈવ ઝૂકી રહ્યાંઃ
દ્યુતિ શ્રુતિતણી દીક્ષા બોધે રસાત્મક નીવડ્યાંઃ
ચરિત--પ્રભુતા કૈં કૈં રૂપે કૃતાર્થ ઝીલી થયાં–
પ્રીતિ વિભૂતિના વિશ્વાસે, કૈં, પ્રફુલ્લ સૂરો પૂર્યાં !

૩

ગિરિ-ઉદધિને તીરેથી, આ, સુરાષ્ટ્રની ગુર્જરી,
નિરખી જ ઉડી, આવ્યાં, કુંજે, ધરા, વીર-ઉદ્ધરી !
રસિક જનનાં સત્કારેલાં ઘૂમ્યાં સખિ ! આપણે !
લલિત દિલનો ગર્જ્યો, જો ! ન, ક્યાં, લલકારને ?

૪

જનની ભૂમિના લોકોત્કર્ષે હજી ભમિયેઃ સખિ !
કર-ચરણશાં તંત્રી જેવાં હજી ઝૂઝિયેઃ સખિ !

પ્રભુ તણી પ્રજા કેરાં બન્ને છિયે તનુજો: સખિ!
અભય ભરિયે સંતાનોમાં સુરાષ્ટ્રિયતા: સખિ!

૫

પ્રભુ-બલ ભર્યા હિન્દે, તો, જો! સ્વરાજ્ય શરૂ કર્યું
હૃદય-ગરવા હિંદી લોકે સ્વદેશી વ્રતે ધર્યું!
પ્રણય-નયની સિદ્ધિ, તો, જો! સદાગ્રહમાં ફળે!
ભર્યું જગત, જો! ન્યાળે, ભાવે, નિરંકુશ હિન્દને!

તા. ૧૩-૮-૧૯૨૦, વડોદરાથી મુમ્બાઇ.

## ૨૩૩—તારા ચ્હેને, શમું: સખિ!

૧

સખિ! તારા હૈયે, તુજ નયનમાં, ને વદનમાં,
અને તારા સ્પર્શે, કર-ચરણમાં, ને શ્વસનમાં,
પરીક્ષેલું, પ્હેલાં, પ્રણય તારું જે તેજ લસતું—
જીવું ને માણું છું સતત જગને ઓજ કસતું!

૨

પ્રતાપે પ્રેમને તારા, સખિ! પાતાળ ઉકળે!
શમે સંતાપ કૈં જૂના શાંતિ શીતળ જો! વળે!

૩

સખિ! પ્રીતિ-ગંગા, પ્રભુની કરુણા, પાવન કરી,
ઉરે, ઉંડાણોથી સરલ સરતી સૌરભ ભરી:
ઝમે રોમે રોમે જીવન--રસની સર્વ ઝરણી!
મનોવૈભવ: તારા, વિરમું, શરણે: પ્રાણ--રમણી!

૪

તેજના વેલડી તારા, રહેજે સદા વીંટાયલી!
રસે, ઝીલો, ઉરે, ઝીલો, તારા ચ્હેને, શમું: સખિ!

તા. ૨૩-૧૦-૧૯૨૦, શનિવાર: મુમ્બઇ-કોલાબા.

## ૨૩૪–પ્રભુનો સંદેશ

પ્રભુનો સંદેશ, આવો, ઝીલિયે!
દેશની પ્રભુતામાં ઝૂલિયે!
સર્વ હિતનો ઉદ્દેશ!
હેત, હૈયે, આદેશ!
મુક્તિ-હેતુઃ નિર્દેશ!
સ્વાશ્રયે સ્વદેશને ઉજાળિયે!
રસિક જીવને, ઉદાર,
પુનિત સંયમને સાર,
ખીલે ચેતનનો બ્હાર!
સ્વાર્પણે સ્વદેશને સુહાવિયે!
શુદ્ધ સ્વેચ્છાને સાજ,
ઝૂકી સમાનતાને ઝાઝ,
પૂરી અભયનો અવાજ,
સ્વરાજ્યે સ્વદેશને, મ્હાલિયે!

તા. ૪-૧૧-૧૯૨૦, મુમ્બાઇ.

## ૨૩૫–દિલને દરિયે

૧

હવે તો દિલને દરિયે સખિ! ચાલો, સદા ગાશું!
અહા! એકાંત શાંતિમાં, પ્રભુના સૂરને ન્હાશું!

૨

જગત જોયું! જગત-જન-મોહિનીમાં, મન, બહુ મ્હોયું!
અને એ મોહ-અંતે ભાવ-ભક્તિનું જીવન સ્હોયું!

૩

જગતના જીવને, સ્હોતાં, સ્વજન-ગાયાં, ન, શું ગાયાં ?
અને એ ગાનના તાને, ન શું રસમસ્ત પીગળાયાં ?

૪

જીવનને જોગવ્યું, જીરવ્યું, જગવ્યું: એ રસ-કલા પામ્યાં !
અનુભવ-ગાન કે પ્રીરી ત્વરાએ, જો! સખિ ! જામ્યાં!

૫

હવે, બસ: પ્રાણ! બસ: ત્હોયે, પ્રણયની પૂર્ણિમા આવી !
પ્રભુજીને પ્રભુતાર્ણવ, લલિત દિલ-ચંદની લ્હાવી !

તા. ૧૦-૧૨-૧૯૨૦, મુમ્બાઇ.

## ૨૩૬—તું ક્યાં નથી ?

૧

તું ક્યાં નથી ? ક્યાં તું નથી ? હેને કથી: તું ક્યાં નથી ?
તું ન હોય તે સ્થળ શોધવા, હારૂં મથી ! તું ક્યાં નથી ?
તું: સુદર્શને ! તું: અદર્શને ! તું: પ્રણય-સ્મરણ-પ્રદર્શને !
ઉરે, સ્ફુરે: દૂરે, અદૂરે, તું, હિ, તું ! તું ક્યાં નથી ?
જ્યાં તું નથી, ત્યાં કંઇ નથી ! જ્યાં કંઇ નથી, ત્યાં તું નથી!
તું ક્યાં ભવોભવમાં નથી ? ભરપૂરમાં તું ક્યાં નથી ?

૨

તારા વિના ન ગમે મને ! મારા વિના ન ગમે તને !
ત્યમ એકમેક મળ્યા પછી તો હું અને તું ક્યાં નથી ?
પજવે અલોપ રહી મને ! પજવું ન તો હું કાં તને ?
તેથી તું યે જોઇશ કે મુજ જીવતરે તું ક્યાં નથી ?
તારા સમાં નયનાંજને, છાનાં મુનાં રસ-રંજને,
રીઝવ્યા કરીશ, અગમ્ય રહી, જાણી બુઝી તું ક્યાં નથી !

૩

અહીં ક્યાં નથી તું, કે હવે ત્યહીં કે ક્યહીં શોધું તને ?
તુજ જીવનમાં તરનાર ગણું ભરચક જગે તું ક્યાં નથી ?
ગેબી જીગર જાદુગરી જોઇ લીધી મેં તો હવે !
છટકી શકીશ ક્યાંથી હવે ? મુજ દમંણદમ તું ક્યાં નથી ?
તુજ હૃદયમાં ઝૂલું અને મુજ હૃદયમાં ઝુલવું તને !
એ હેતને હીંચકે ગજાવીશ ગાન તુજ: તું ક્યાં નથી ?

સં. ૧૯૭૭ માર્ગશીર્ષ સુદ ૮ બુધવારઃ તા. ૭-૨-૧૯૨૧,
માટુંગારોડ, બી. બી. મુંબાઇ.

## ૨૩૭: હમદીન હાજી મહમ્મદને

( ગઝલ )

૧

લલિત લાવણ્યના આશક! સખે! હાજી મહમ્મદ !
જીગરના જાદુગર ! જોનાર તું હદ માહીં બેહદ !
નયનની રસ-કલાના બાજીગર ! હાજી મહમ્મદ !
નઝરની પ્રીલસુરીમાં, દાખવી ત્હેં દિલ મહોબત !
કલાપી-સંગ, તુજ ગૂઢ, મેં, દીઠલ ! હાજી મહમ્મદ !
--પ્રદર્શન ચિત્રને, તુજ કારમી આંખે જ કુદરત !

૨

અજબ રસ-રંગ ત્હેં ઝીલ્યા સદાઃ હાજી મહમ્મદ !
રચીનાં રસ-ડીલાં ચિત્રે ઝુલાવ્યા ત્હેંય હઝરત !
મલપતા સ્મિત ભર્યા ઉમદા દિલે, હાજી મહમ્મદ !
ભરી વીસમી સદીમાં દિલ-લગીની ત્હેંજ દોલત !
જગતમાં, હિન્દમાં, મુંબાઇમાં, હાજી મહમ્મદ !
મ્હલાવી ત્હેં ય હો રસ-ગુર્જરીને ગુલચમનવત !

૩

વસંતે, ફૂલડાં પૂછે: "ક્યડાં હાજી મહમ્મદ ?"
  પ્રીદા ખૂબસૂરતી પર રહે એની સ્હોય સોબત !
અરૂણોદય ગયો આલેખતો હાજી મહમ્મદ !
  દીઠી દર્દે. દિલ્લીમાં ત્હેં સનમ મહેબૂબ સલામત !
સ્વદેશે હિન્દના હમદીન તું હાજી મહમ્મદ !
  રસોજ્વલ રંગભર તુજ રૂહને તો હો અમરપદ !

તા. ૬-૫-૧૯૨૧, ચૈત્રી અમાસ. સં. ૧૯૭૭, મુબાઈ.
માટુંગારોડ, જરીવાલા ચાલ ૨/૨૮.
(હાજી મહમ્મદ સ્મારક અંક)

# ૨૩૮: અમારી લગ્નજયંતીનો ચમ્પો

(ગઝલ)

૧

સખિ ! જો ! આપણે ઘર આંગણે, જ, સુહાય ચંપો !
સુચંપકવર્ણ તુજશો નીરખી ધરૂં કાં અજમ્પો ?
દિસે શું ફૂલનો સરદાર તો એ એક ચમ્પો ?
ફુલોથી તું પ્રફુલ્લિત પ્રાણ ! ત્યાં ઉપજે અચમ્બો !
લીલૂડે પાંદડે દલદાર ઘેરે સ્હોય ચમ્પો !
પ્રણયનો પ્રૌઢ તુજ સમ ઝીલવે દિલને સુજંપો !
પ્રભુના પ્રેમનો પ્યાસી અધીર અબોલ ચમ્પો !
ભ્રમિત ભ્રમરો રહે દૂર: ઉગ્ર સતીયો એક ચમ્પો !

૨

સુકોમલ અરૂણુ શો ઉજ્વલ સુવર્ણ અડોલ ચમ્પો !
જીગરનો જોગી તુજ પુણ્યાત્મસમ પરમાર્થ થંભ્યો ?
વિશાખા ચન્દ્રરેખા ચાતુરી ઝીલતો શું ચમ્પો ?
સુલગ્ન જયન્તી આપણી ઉજવવા શું એય સમ્પ્યો ?

પ્રભુતા પ્રેમની, જોને, સુહાવે એક ચમ્પો !
પચીશે પુષ્પે, વધાવે બાળશો સ્નેહાળ ચમ્પો !
વિશુદ્ધ વહાલની વ્રત-સિદ્ધિ સ્હાઇ રહ્યો શું ચમ્પો ?
લલિત તારા સમો એ, જો ! શું રોમે રોમ કમ્પ્યો ?

વૈશાખ સુદ ૪, સં. ૧૯૫૨-૧૯૭૭-૨૫, જુનાગઢ.
તા. ૧૧-૫-૧૯૨૧.

## ૨૩૯–અમારી લગ્ન જયંતી

સં. ૧૯૫૨: ઇ. સ. ૧૮૯૬. સં. ૧૯૭૭: ઇ. સ ૧૯૨૧.

૧

જીવન-પૂર્ણિમા કેરી વિશાખા શી કલા પુરી,
આજ શી, અમને, સૌને, ફળો જયંતી લગ્નની !

૨

પચીશ વરસે ગ્રન્થિ ગુંથી, સ્મૃતિ-ફૂલમાલિકા,
પ્રિય પ્રભુજીને કંઠે, સ્હાશું, સુજન્મ-જયંતિકા !
તુજ સહ બધાં મ્હાલ્યાં પૂરાં સ્વજન્મભૂમિ મહીં:
ફૂલી ત્યમ ફલી ફાલી, પૂરી જયાશ તુંથી: સખિ !

૩

સખિ ! મઢૂલીમાં ઝૂલાવ્યાં હો સુહૃદ્ગણને તમે:
સહજીવનમાં સીતા-રામો નિહાળી નમ્યાં ન કે ?
અનુજીવિતમાં પૂજ્યા ભાવે સરસ્વતી નારદે:
પ્રભુ-પ્રિય જગે, વાનપ્રસ્થે સુહાવિશું સર્વને !

૪

જીવન-વનના વિશ્રામે હો સખિ ! રહિયે હવે:
મૃદુ ઉર હીરે પુણ્યાત્માને સખિ ! રમિયે હવે:
પ્રભુજન તણાં ગાયાં ગાવા સખિ ! જીવિયે હવે:
મૃદુ જ ઝૂકિયે, શાંતિ લેવા, સખિ ! શમિયે હવે:

૫

જન-ચમનમાં તારા સંગે સ્વદેશ-પદે ઘૂમ્યો:
તુજ મન-ગમ્યાં વૃક્ષો-વેલી પદે રસ મેં ધર્યો:
પરિચરણમાં પામ્યાં છૈયે પ્રતર્પણનાં અમી:
સ્મરણ-રમણે સ્નેહે સ્હોયાં સખિ ! રહિયે ઝમી !

૬

દિલભર દિલે છાજો તુંને સદા સખિ ! દિવ્યતા !
સુચરિત, સદા, સ્હાજો, ત્હારૂં, સુગન્ધિત સૌમ્યતા !
સરસ મધુરી, લ્હાજે, વ્હાલી ! સખિ ! ગુણ-ગૌરતા !
પ્રણય-બલની વાજે બંસી પ્રફુલ્લિત તું સદા !

૭

નયન-મણિ, હો ! દેવી કેરાં, ન કો તમને નમે ?
દ્યુતિ બલ ભર્યાં દૃષ્ટિ-યોગે સુલક્ષ લીલા રમે !
અમૃત કરૂણા રેલો છો તે સદૈવ જ રેલજો !
શરણ-કિરણે એ પુણ્યે હો સુયોગ સુહાવજો !

૮

અજબ નયને ન્હાને મ્હોટી તપેશ્વરી તું: સખિ !
સ્થિર પ્રણયની જ્યોતિર્માલા ઘૂમે તુજ શી: સખિ !
કુસુમસમ હો હાસ્યોલ્લાસે ઉરોજ્જ્વલ તું: સખિ !
સફલ જ રહે સંગે ઝુકી વસંત સમી: સખિ !

૯

તુજ વદનમાં પુણ્યાત્માની દીઠી પ્રભુતા: સખિ !
મુજ હૃદયની ખીલી ત્યાંથી રસાત્મકતા: સખિ !
લલિત લગની તારા લગ્ને ઉદાર બની: સખિ !
પ્રભુ-જગતને ભીના ભાવે પૂજું: રમણી ! સખિ !

૧૦

સંસાર-કુંજમાં સંગે મ્હલાવ્યો મુજને: સખિ !
પર્યાપ્તિ-આશ્રમે તેમ દેજો વિશ્રાંતિ હો: સતી !

તા. ૧૧-૫-૧૯૨૧-૧૯૬૧: સં. ૧૯૫૨-૧૯૭૭, વૈશાખ
ગણેશચતુર્થી: ૨૫ વર્ષની અમારી લગ્ન જયંતી.

## ૨૪૦—પાર-તારિણીને

( મરાઠી સાખી )

૧

પ્રભુ-ઉરની અમૃત સરવાણી, સ્ત્રી ! તું ! જીવન-ગંગે !
તારા પ્રવાહને સ્ત્રી-તીર્થે જન-ઉર ઘૂમે ઉમંગે !
પુરૂષની પાર-તારિણી તું જ !
એને ઉગારનારી તું જ !

૨

પુરૂષ-કલહને યુદ્ધ-પ્રસંગે, પૂછે, તને, કો ? શાને ?
નરને પાપે ગૃહ-કુંજ બળે ! બચાવ, જગ એ બ્હાને !
સંયમે નિયામિકા તું સહાય,
વાસના વિકાર, તો, હદ રહાય !

૩

તપસ્વિનિ ! તુજ પ્રતાપ-ગૌરવ સુવર્ણ સૂર્ય સમું હો !
પુણ્ય પ્રબલતા તારા ચરિતે પ્રકટે ત્યાં જ નમું હો !
ધન્ય: સન્નારી શીલ પ્રભાવ !
તરે સંસાર: લલિત પ્રભુ-નાવ !

વૈશાખ સુદ ૭ સં. ૧૯૭૭.
તા. ૧૪-૫-૧૯૨૧ મહત્તુંગા-મુમ્બાઇ.

## ૨૪૧—ચકલી ! ત્હારી આંખમાં—

( બાલગીત )

( ચકલી તારા બેનરે મેં ઝીંઝવો વાવ્યો: એ બાલગીતની ધુને )

ચકલી ! તારી આંખમાં, કહું, મેં શું જોયું ?
જોયું મેં ઉજળું દિલડું: મનડું પ્રભુ-મ્હોયું !
દિલડાં કેરાં ફૂલડાં તુજ આંખમાં જોયાં !

મનડાંનાં મોતીડાં તુજ ચાંચમાં મ્હોયાં !
ફૂલડાં ને મોતીડાં તુજ પાંખમાં પ્રોયાં !
ઉડી ઉડીને તેં તો અમ દુઃખડાં ધોયાં !
ચકલી ! તું અમ ઘરમાં ગાજે હો ગાયાં !
બનશું ત્હારાં ઝકાવરાં રહીશું રઘવાયાં !
નાની શી નાચતી કૂદતી તું રંગમાં રમે !
અભયનાં પ્રભુ–રાજ્યમાં કોણ, કોને, ન ગમે ?

સં. ૧૯૭૭ આષાઢ વદિ ૮.
તા. ૨૮–૭–૧૯૨૧ ગુરૂવાર, માટુંગારોડ–મુમ્બાઈ.

## ૨૪૨–સ્વતંત્રતાનાં રંગ

( મરાઠી સાખી )

૧

સ્વતંત્ર માનવ ! મનસ્વિતા,
    તો, તને, વરી છે: જોને !
મનોબુદ્ધિના રસ–વિવેક, પણ,
    તુજ વિણ, છાજે, કોને ?
તું તો જ્યાં ત્યાં આત્મ અસંગ,
    રેલાવે સ્વતંત્રતાના રંગ !

૨

પ્રભુનો અભય, ધરે, તું: પ્રભુજન !
    જગે, નિરંકુશ, વિલસે !
સ્વસત્તાક, તું, સ્વેચ્છાથી, સદા,
    પુનિત સ્વદેશે નિવસે !
સર્વના શ્રેયાર્થે તુજ શ્વાસ !
    લલિત તુજ ઉજ્જ્વલતા ઉલ્લાસ !

૩

સ્વતંત્રઃ મનડે, સ્વતંત્રઃ હિલ્લડે,
સ્વતંત્રઃ વચને, પગલે,
સ્વતંત્ર ચરિતે, નિડર માનવી!
આણાર્પણ તુજ, સઘળે!
જ્યાં તું ત્યાં તો શૌર્યાનન્દ!
તારી પ્રભુતા રહો અખંડ!

૪

અભય પ્રીતિની નીતિથી તું,
નિત્ય નવીનતા, ખીલવે!
સ્વતંત્રતાને આરાધન, તું,
પ્રેમાકર્ષણ ઝીલવે!
વ્હાલને વિશ્વાસ, તું, પરતંત્ર!
જય હો તુજઃ મનુષ્ય સ્વતંત્ર!

૫

સ્વતંત્ર પ્રાણે, સ્વતંત્ર પ્રાણી,
પુણ્યાત્મોજ્વલ, મ્હાલે!
સ્વતંત્રતાની જન્મ-સિદ્ધિ, તો,
કોને ન કદી ઉજાળે?
સર્વ તંત્રે, પ્રભુ-ઓરસ જોઇઃ
સર્વથી સ્વતંત્ર માનવ શ્રેષ્ઠ!

તા. ૧૩-૮-૧૯૨૧: મુમ્બઇ.

સં. ૧૯૭૭ શ્રાવણ સુદ ૧૨.

# ૨૪૩-બાલકોની બાદશાહી

( ગઝલ )

૧

અમર હો ! એક જગમાં બાલકોની બાદશાહી !
અજબ ધૂને સદા અલમસ્ત બાલકની સવાઇ !

૨

જુએ જ્યાં બાલકો ત્યાં તો ખુદાઇ કંઇ સુહાતી !
હસે ત્યાં બાળકો ત્યાં ફૂલની ફોરમ છવાતી !

૩

ચૂમે જ્યાં બાલકો ત્યાં ચન્દની ચારૂ ઝીલાતી !
ઘૂમે જ્યાં બાલકો ત્યાં જન્મભૂમિ તો ફુલાતી !

૪

મચાવે બાલકો કિલકાર ત્યાં ગીતા ગજાતી !
જમાવે બાલકો તોફાન ત્યાં કુદરત મ્હલાતી !

૫

નિરંકુશ બાલ ! રચજો અભય-બલની બાલશાહી !
સ્વરાજ્યે બાલકોને તો ખીલે દીને દિલાહી !

ભાદ્રપદ પૂનમ, સં. ૧૯૭૭.
તા. ૧૭-૯-૧૯૨૧ શનિવાર-મુમ્બઈ.

---

# ૨૪૪-દિલઘેલો ગુજરાત

( માઢ )

દિલ-ઘેલો ગુ જ રા તઃ
આપણો ગુણઘેલો ગુજરાત !
જગત-દ્વારિકા મુક્તિ-બારે, અભય-ધ્વજ લ્હેરાય !
ગુર્જર સાગર-તીર વિમોક્તિક, પ્રભુને થાળ ધરાય !

પ્રતર્પણ ઉછળાવે, દિનરાત, આપણો દિલ-ઘેલો ગુજરાત!
સ્વસ્તિક-મંગલ રચે, હિન્દમાં, જ્ઞાન-ભક્તિનાં પુણ્ય!
સંસારે સાધુતા પાળે, ધન્ય: ગુર્જરી ધૂન!
સમર્પણ સળકાવે, દિનરાત, આપણો દિલ-ઘેલો ગુજરાત!
ઉત્તર: દક્ષિણ: ભવ્ય: ભારતી-મનોભાવનાં રાજ્ય!
પૂર્વ અને પશ્ચિમ દિગન્તે, હૃદયભાવ-સામ્રાજ્ય!
સ્વાર્પણો હોમાવે, દિનરાત, આપણો દિલ-ઘેલો ગુજરાત!
બુદ્ધિ-બલથી મ્હલાવતા, પંજાબ અને મહારાષ્ટ્ર!
હૈયાંને બલે ઝુલાવતા, બંગાલ અને ગુજરાત!
દર્પણે દર્શાવે નિજ જાત, આપણો દિલ-ઘેલો ગુજરાત!
મન-મીઠાશ સરિતાનાં જળ શી ભારત-ભર વિખ્યાત!
દિલ-મીઠાશ સાગર લહરી શી, દિલ-ઘેલો ગુજરાત!
વર્તને પરખાવે પ્રભુ-તાત, આપણો ગુણ-ઘેલો ગુજરાત!

તા. ૨૧-૯-૧૯૨૧ મુમ્બાઈ.
સં. ૧૯૭૭ ભાદ્રપદ વદી ૫ ગુરુવાર.

## ૨૪૫—સ્વતંત્રતાનો સંત

સ્વામીજી દયાનન્દે રે મહાહિન્દનું સ્વપ્ન ઝીલ્યું!
દિલના દિવ્યાનન્દે રે રોમે રોમે પ્રકટ કર્યું!
આત્માને ઐશ્વર્ય, હિન્દી આર્યતા ઝળહળે!
સર્જનનું સૌન્દર્ય, સુહાય એથી સામટું!
સ્વતંત્રતાના સંતે રે હિન્દી માત્રને આર્ય ગણ્યા!
વેદોજ્વલિત વસંતે રે આર્યો આજે એક બન્યા!
હિન્દુઓનું સ્થાન, હિન્દી-સ્થાન બની ગયું!
સ્વદેશનું અભિમાન, જોઈ, હિન્દનું, જગ, રહ્યું!
સાર્વ-ધાર્મિક સ્વરાજ્યે રે મુક્તિ-બારું જીવિત તણું!
પ્રેમ દયાપૂર ગાજે રે લલિત જીવન ત્યાં લ્હેરે ઘણું!

ધન્ય: કાઠિયાવાડ ! ત્હેં પ્રકટાવ્યા આર્ય વીર !
મયૂરને ટંકાર, ઘન તૂટે: મચ્છુ ઘૂમે !
રજ-બીજ મૂલાધાર ફૂટે ફાડી ભવ-ખડક !
મોરલિયે ટહુકાર, દયાનન્દ વરસે જગે !

તા. ૧૮૭૭ ભાદરવા વદિ ૧૪, તા. ૩૦-૯-૧૯૨૧ મુમ્બઇ.

તા. ૧૦-૧૧-૧૯૧૭ મોરબીથી ટંકારા.

તા. ૧૦-૯-૧૯૩૭ મોરબી.

## ૨૪૬—બાલકોનું બલ

(ગઝલ)

૧

પ્રભુજી, ઉરને અંચલ,
ઉતારે, આપણે ગૃહ-તલ,
અતિથિ સ્વર્ગનાં એકલ—
લલિત બાલક પરમ પ્રેમલ !

૨

અહો ! એ બાલકોને બલ,
સુહાતું જગ સરલ નિર્મલ !
તરંગે રેલતું ચંચલ,
વિરલ ચારૂ અભય-ઉજ્વલ !

૩

અહા ! એ બલ-જીવનને જલ,
ખીલે હો રસ-કમલનાં દલ !
નિરંકુશ બાલકો વત્સલ !
તમે છો અમ વિજય મંગલ !

દેવદીવાળી સં. ૧૯૭૮. તા. ૨૧-૧૧-૧૯૨૧ મુમ્બઇ.

## ૨૪૭–ગુર્જરરાષ્ટ્રે સ્વરાજ્ય !

૧

ગુર્જરરાષ્ટ્રે સ્વરાજ્ય ! ગુર્જરરાષ્ટ્રીનું રાજ્ય !
ગુર્જરી ગિરાને સાજ, ગુંજિયે પ્રભુ–અવાજ !

૨

હિન્દ–બાહુ: ગુર્જરરાષ્ટ્ર ! દેશ–દ્વારિકા: સુરાષ્ટ્ર !
જયધ્વજધર શીર્ષ: કચ્છ ! સૃષ્ટિમાં સ્વતંત્ર સ્વસ્થ !

૩

ગુર્જર-રાષ્ટ્રિય હિતાર્થ ! કાર્યદક્ષને દયાર્દ્ર !
સ્વાર્પણે સહાય સાર્થ સત્યને સદાગ્રહાર્થ !

૪

ગુર્જરી–ગિરાને ગાન, નાભિનાદ બ્રહ્મ–ભાન !
ગિરિસાગર સિંહ મયૂર, સૂર પૂરે ગંભીર મધુર !

૫

કસ્તૂરી–મૃગને પ્રસાદ, અંતરાગ્નિ જ્યાં અગાધ;
જીવનને જય–માર્ગ–શીર્ષ, ત્યાં સ્વરાજ્યની આશિષ !

તા ૧૫–૧૨–૧૯૨૧ માટુંગા મુંબઇ
સં. ૧૯૭૭ કાર્તિકી અમાવાસ્યા.

## ૨૪૮–ફૂલની વેણુ

વેણુ શી વાય ફૂલની, વસંતે !
ધમક ધૂન ગજવે સની સંતે !
લલિત કરુણા લહરી વિહરે, નીરવ, સ્મિત–સંગીતે:
સુરતાના સૂર, ફૂલડાં, પૂરે, મંદ્ર સુકોમલ રીતે !
સખિ ! તું લહરી હસે શી ઉમંગે !
કુસુમ હું કિલકારું તરંગે !

રસનાં રશ્મિ રાસ રચે, ને રંગતરંગે નાચે:
પ્રાણુ-રમણુને પ્રેમ-પરિમલ, સર્જન-લીલા રાચે!
સખિ! તું પરિમલ-ઘેન પ્રસારે!
કિરણુ હું લયલીન શરણે ત્હારે!
જન્મે અચાનક, ગાતાં, ઘૂમતાં, ઉર-સુકુમાર અતિથિ:
દિલ-રંગીલે, દેહ, રસાત્મક,
જાય, જીવિત, ફૂલ, જીતી!
સખિ! જઇશું વિસામાને ધામે!
ફૂલ-લહરી શાં પ્રભુજીનાં ગાને!

સં. ૧૯૭૮ ફાગણ સુદ ૮: તા. ૬-૩-૧૯૨૨ મુંબઇ.

## ૨૪૯-લગીરે લગીર

(જૂનું થયું રે દેવળ: ભગવતી મીરાંબાઇના એ ભજનની ધૂને)

લગીરે લગીર, દઇયે,
લગીરે લગીર, વ્હાલાં!
જીવનની લ્હાણુ, દઇયે,
લગીરે લગીર!

રસિયાં! કંઇ ઘાવ સહિયે!
લગનીના લ્હાવ લઇયે!
દિલના, તો, દાવ દઇયે-
લગીરે લગીર!

નેહે, જગ-નાવે, ઝૂલિયે!
પ્રભુતાને ગાન ડૂલિયે!
ભાવોની ભૂલ ભૂલિયે-
લગીરે લગીર!

પ્રીતિ-ઝરણે ઝૂમઝૂમિયે !
બ્હાલાંને શરણુ વિરમિયે !
સ્મરણોનાં સ્મિત-મણિ ધરિયે—
લ ગી રે લ ગી ર !

જૂનાગઢને જન્મતીર્થ
સં. ૧૯૭૮ ચૈત્ર શુદ ૧૪ સોમવાર. તા. ૧૦–૪–૧૯૨૨.

## ૨૫૦—ગુર્જરીનાં રસગર્જન

(સોરઠા)

૧

સ્વતંત્રતાને સૂર, ગુર્જર સુરાષ્ટ્ર ગર્જતો !
ગર્જન-ઘેલીતૂર ગિરા ગુર્જરી સર્જતો !

૨

નર્મદ, પ્રેમાનન્દ, ગાંધીજીના નવજીવન
રસાત્મકોને વૃન્દ, ગુંજે ગુર્જરી કુંજવન

૩

સમુદ્ર ને ગિરિસિંહ, કીર, કોકિલા, મોરલા:
ચેતનવંતે ચિન્હ, ગુર્જરરાષ્ટ્રી ગર્વિલા !

૪

નિર્ભયતાને નાદ, સતનાં તાન જગાવતો !
બહિરંતર્ ગુજરાત, ઉજ્વલ જગ શૃંગારતો !

૫

સ્વદેશનાં સંતાન ! માનાં દૂધ દીપાવિયે !
ગજાવિયે જગજાણ, ભાષાભૂમિ માતને !

૬

જીવનના જયવીર, કિંકર, વિશ્વ-વિભૂતિ શા:
નિરંકુશ ઉર-નીર, રોમકુવારે, રેલવે !

વૈશાખ વદિ ૪ સં. ૧૯૭૮ સોમવાર.
તા. ૧૫-૫-૧૯૨૨ જૂનાગઢ.

---

## ૨૫૧-રસ-કવિ કાંતનાં સહદર્શન

( હરિગીત )

૧

શરણ જ મને ત્હેં લીધો ને અનુગ્રહ કૈં કર્યા !
તુજ પ્રણયના રશ્મિ જેવા, મને સુહૃદો મળ્યા !
મુજ ઉદયના તાર યોગે ઝીલાવી રહ્યા ત્વરા !
પ્રણામ કરવા જો ! આવ્યા એ, સખિ ! કવિ કાંત આ !

૨

ટહૂકી ઘૂમતા લાડિલીના કલાપીની કુંજમાં—
સુર-મયૂરના, પેખ્યા, ન્હેલાં, રસજ્ઞ સમાજમાં—
કરુણ મધુરાં કાવ્યે જેની સુહાય રસાર્દ્રતા—
સ્વકીય પ્રણયે, કાંતા પૂજે, જુઓ ! સખિ ! કાંત આ !

૩

નિરખી તમને "ઊર્મિલા"માં "સીતાવનવાસ"માં—
"જીવિત-જલની ગીતા" ગાઈ સદૈવ સુહાવિયાં:
લલિત-કવિતા મ્હારી જેને ગમી તમ પ્રેમની,
સુહૃદ મણિ એ કલ્યાણેચ્છા ધરે, સખિ ! કાંત આ !

૪

લહરીમય કૈં કંઠે, ગુંજે: દૃગે, વદને, ઝૂલે !
મનભર ન શું માધુરીએ ભર્યું જગતે ફુલે ?
નહિ જડી શકે જ્યાં ત્યાં જેની સખિ ! સુકુમારતા–
દીન અધીન એ અશ્રુભીના રસર્ષિજ કાંત આ !

૫

વિધુરપતિ જો ! પત્ની સૂના અબોલ, સખિ ! સહે:
ચિર-વિરહ, એ વ્હાલે બ્હીલા ઘવાયલને દહે:
સ્મરણ-ફૂલડે શૃંગારેલા સતીશ વસંત શા–
અશરીર–ઉરે અદ્વૈતે, જો ! તપે કવિ કાન્ત આ !

તા. ૧૮–૫–૧૯૨૨ જૂનાગઢ.

## ૨૫૨—જીવન-જળ-હિંડોલે, સખિ !

૧

જીવન–જલ–હિંડોલે, સખિ !
આત્મ–કમલ ડોલે !
ઉર અબોલ બોલે, સખિ !
પ્રાણ ન્હડે ઝોલે !

૨

રસનાં શાં તેજ, શખિ !
ઝ ગ મ ગે: ઝબોળે !
તેજે તરિયે જ: સખિ !
જીવિયે રસ–રોળે !

૩

કમલ હંસ રમ્યઃ સખિ!
રમે હૃદય ભોળે!
ગાય ગીત ગમ્ય, સખિ!
ખીલે કળા સોળે!

તા. ૧૮–૫–૧૯૨૨, જૂનાગઢ.

# ૨૫૩–પ્રાણ–રમણીને

૧

એકાંત ચિંતન મણિ, સખિ! જો! પ્રકાશેઃ
તારા શી પ્રાણ રમણી, પ્રતિભા શી મ્હાલે!
ચિંતા ઉડે નવીન ચેતન રમ્ય ભાસેઃ
તારો રસોજ્વલ મને, પ્રભુ જો! નિહાળે!

૨

તું પ્રાણની પ્રિયતમા મુજને વરી તો,
તારે સદા સ્મરણ, ગીત ગજાવું હું: જો!
તે દર્શને તુજ રસાંજનથી ઝગું: જો!
ત્હારે રહું શરણ ત્યાં પ્રભુતા ઝીલું: જો!

૩

લાવણ્ય મૂર્તિ! સલૂણી! સૂરિલી સિતારી!
ત્વં મોહિની મુજ अहं પિગળાવનારી!
જોને: પ્રભુ, પ્રકૃતિને ઉર, શા વિરામેઃ
એવા શમું તુજ ઉરે, ભવને વિસામે!

૪

દેવી! તું દિવ્ય પથની મુજ દોરનારી:
તારે સુવાસ વિલસું રસનો વિહારી:
ભાવે ભરી તું મુજ પ્રેરતી ભાવના: જો!
સંગીતની લહરીએ ઝુલવું તને: જો!

તા. ૧૮-૫-૧૯૨૨ ગુરૂવાર, જૂનાગઢ.

## ૨૫૪—અપૂર્વ પશ્ચિમને

(મરાઠી સાખી)

૧

અપૂર્વ પશ્ચિમ! એક જ ત્હારી અનિલ લહરીને વન્દું!
પ્રાણભરે, એ, પ્રફુલ્લિત કરે, ત્યાં ન કેમ આનન્દું?
ત્હારે પરિમલ નિત્ય નવીન, અહર્નિશ રહિયે લીનાધીન!

૨

પણ સંધ્યા, તુજ શ્રમહર સમયે, સુન્દર સરલ મલ્હાતી:
ત્યારે તો અમ જીવિત-સ્વપ્નની લીલા સફલ સુહાતી:
ઉતરે જાગ્રતના અંબાર, વિલસે વિશ્રામે સંસાર!

૩

ત્હોય અનેરી એક વાત તુજ! અસ્તદશા તું લાવે!
પ્રજા-સંસ્કૃતિ તુજ, પશ્ચિમ! કાં અંધકાર રેલાવે?
માનવ-કુલનો, પણ ઉદ્ધાર, પૂર્વની પ્રભુમયતા, કરનાર!

૪

પૂર્વ અને પશ્ચિમનું તારામૈત્રક જો હજી જામે-
આત્મદર્શને માઝમરાતે પૂર્ણ પ્રભુતા પામે!
માનવી, સર્જનનો શૃંગાર, સુહાય બને જો એકાકાર!

૫

સુન્દરતાનું સર્જન ગર્જે, સ્વતંત્રતાને સૂરે !
વિશ્વ–વિભૂતિ માનવ ત્યાં કયમ દીન દુભાયલ ઝૂરે ?
ઉષ્ણ રસાયન, દે, જયમ, પૂર્વ, શીતલ, તું દે: પશ્ચિમ અપૂર્વ !

જેઠ વદિ ૫ સં. ૧૯૭૮ બુધવાર: મુંબઇ. તા. ૧૪–૬–૧૯૨૨
જન્મતિથિ:– ૧૯૩૩ ૧૮૭૭

# ૨૫૫–રસિયાંનો એકરંગ !

રસિયાં હોય: તે રાખે, હો, એકરંગ !
ઓલી દોરંગી દુનિયા, શું, દાખે ?
હો એક રંગ, રસિયાં હોય તે રાખે !

પંચ રસ: પ્રપંચી, ખટરસ: રાજવી,
નવરસ: નવરંગી: રાખે !

એવો તો એકલો નેહરસ અનેરો
જે ચાખે તે રંગ રાખે !
હો, એકરંગ રસિયાં હોય તે રાખે !

સ્નેહરસ અરંગી સરલ તરંગી
ઉજ્વલ ઉમંગી શોળે,
દિલમોજિલા એ દરિયાથી ઉછળે ને
જીવન ઝબોળે રસ–છોળે !
હો ! એકરંગ રસિયાં હોય તે રાખે !

મ્હોટાં મનડાંનાં એ ન્હાનલ નયણાંઓ, તો,
નિર્મળ અમીઝરણે ન્હવરાવે !

ગાયાં ગવરાવે બ્રહ્માંડને ગજાવે
બ્રહ્મને આણુરેણુમાં રીઝાવે !
હો, એકરંગ રસિયાં હોય તે રાખે !

જેઠ પૂર્ણિમા: સં. ૧૯૭૮ મુંબઇ તા. ૨ જૂન ૧૯૨૨

## ૨૫૬–વિવેચકને

૧

કવિ–હૃદયની, જોજે, બાપુ ! નરી સુકુમારતા:
કુસુમસમ, જો, કેવી, એની, સુહાય રસાર્દ્રતા !
પરિમલ ભરી જો ! એ કેવી ઝુલે બહિરંતરે !
સરલ મધુરી નાચે કેવી નવીન નિરંતરે !

૨

મન–નયનથી માપે સૃષ્ટિ, વિવેચક તું: સખે !
તટપર રહી ઊંચે દૂરે વિવેક રચે: સખે !
સમ વિષમનાં, એકી દૃષ્ટે સુદર્શન તું કરે !
મનુજ–હિતનાં, ઉર્ધ્વ દ્રષ્ટા ! પ્રદર્શન તું ભરે !

૩

પણ કવિ, સખે ! ન્યારી લીલા નિહાળી, કલા પૂરે:
દ્યુતિ–રસ ભર્યા અંતર્યામી કલાપ પૂરો કરે !
કુદરત મહીં કૈં શૃંગારે, રસાત્મકતા ભરે:
અવનવીન કૈં સર્જે સ્રષ્ટા વિધાયક વિસ્તરે !

૪

કવિ–કૃતિ–કલા દર્શાવે, જો ! અનેકની એકતા !
વિવિધ સ્ફુરવે ફૂવારા કૈં રૂપે રસ રંગના !
મનુજ–મન, તો, ન્યાળે ધર્મો, અનુભવ અન્યને:
કવિ–હૃદય, જો ! દાખે મર્મો અનુભવ નિજને !

૫

સત અસતના દીર્ઘદ્રષ્ટા: વિવેક રસેન્દ્ર: તું !
　　પૃથક્કરણે તું તો દોરે સુમાર્ગ, ઉપેન્દ્ર: તું !
રચી વિવિધતા બુદ્ધિ-જ્યોતે જ્વલંત તું તો ધસે !
　　તુજ ઉપકૃતિ વાત્સલ્યો શી કવિ-હૃદયે વસે !

૬

કવિ, હૃદયથી પુણ્યાત્માને ઝુલાવી ન્હવરાવતો:
　　રસ ગીતરવે ભાવોલ્લાસે હસાવી ગજાવતો:
કવિ ઉર-કલા, તું, ઝીલે, તો, ઝુલે રસ-સર્જને:
　　હૃદય-રમણે ન્હાજે કૈં કૈં કવિ સહ નર્તને !

તા. ૨-૭-૧૯૨૨ મુમ્બાઈ.

## ૨૫૭-અંગ્રેજ કવિવર શેલીને

( શતવર્ષી વિજયમાળા )

૧

પ્રણય-સ્વપ્નની પ્રાણરમણીને જોવા, ઝંખી, ઝુરી મરે:
તજી જગત, એકાંતિ શાંતિમાં, વ્હાલ વ્હીલૂડો તું વિહરે !

૨

મળે, ન, દિલની દેવી, ત્હોય, તું નિરાશ આશા કૈંક ધરે !
પ્રેમોજ્વલ તુજ ઉરને રંજન, જગે, સરલ સદ્ભાવ ભરે !

૩

દિલ ઘાયલ ! તું, કરુણાશ્રુથી, કરે, સુકોમલ ને રસમસ્ત !
સ્નેહજીવનની સ્વતંત્રતાથી, મુક્ત બને જગ મટી જ ત્રસ્ત !

૪

યૌવનને ઉલ્હાસ, અજબ, તું, રચે માનવોનું સામ્રાજ્ય!
ત્રિકાળના પયગંબર! દિલનો દેવ, તું હો! પ્રભુને વૈરાગ્ય!

૫

જય: કરુણરસદેવ! અશ્રુ કવિ! તુજ રસ-પ્રભુતા શી લ્હેરાય!
સ્વતંત્રતા છે સ્નેહ-વીજળી: એવું નિરંકુશ કવિ! તું, ગાય!

૬

કુસુમ-સમા સુકુમાર ઉરે, તુજ, સ્મરણાંજલિ તને અર્પાય!
આજ ઉજવતાં શત વર્ષી તુજ, રસિયાં દિલ ઉછળી છલકાય!

તા. ૮-૭-૧૯૨૨, મુમ્બાઇ.

## ૨૫૮—સ્વતંત્ર હિન્દે

૧

સ્વતંત્ર-હિન્દે એક પ્રભુના,
પ્રેમ ધર્મનું રાજ્ય થશે!
સ્વરાજ્યને વાવટે, એક સૂત્રના,
તંત્રનો મંત્ર હશે!

૨

આજ ઉછળતા વર્તમાનની—
વ્યક્તિગત ઉચ્ચતા હશે!
ભ્રમ ભૂતના કે ભય ભવિષ્યના,
મરજીવા લોક ભૂલશે!

૩

અનંતતાના અમર જીવનનાં—
અમૃત મનોગિરિથી સરશે!
ને ત્યારે ઉલ્લાસ મૂર્તિઓ,
ઉર-તરંગ સમ ઉછળશે!

૪

મહાહિન્દમાં   જગત્-પ્રજાઓ-
તીર્થ બાલકોનું રચશે !
પુરુષ-નાશનાં યુદ્ધ વિદારી,
માનવી જનની ઉદ્ધરશે !

શ્રીકૃષ્ણ જન્માષ્ટમી: સં. ૧૯૭૮ મુંબઈ.
તા. ૧ ઓગષ્ટ સને ૧૯૨૨.

## ૨૫૯--કરોજી કેસરિયાં !

ધરી તિલક સ્વરાજ્યનું શિર,
કરોજી કેસરિયાં !
દઇ ઘોજી દિલ લગી રે લગીર !
કરોજી કેસરિયાં !
દિલની વરાળ-ભર્યા દેશના આદેશ ધરો,
ગર્જોજી સતને રણકાર હો !
ધસમસતા વીરવીર વેશ ઘનઘોર કરો,
સર્જોજી એકાકાર !
કરોજી કેસરિયાં !
દેશની દુહિતાઓ વતની વીરાંગનાઓ !
મુલકાવો વત-પ્રતાપ ઝલકે, હો !
પ્રભુતાને પન્થ પ્રેરો: અગ્રચરી ચેતનાઓ !
ચસ્કો સ્વતંત્રતાની ચમકે !
કરોજી કેસરિયાં !

પ્રાણનો સુગંધ, એક શ્વાસે સરે રસેન્દ્ર:
કારાગૃહ કાયાનાં ખુલ્લે હો !
પુણ્યાર્પિત પ્રેમને પ્રભાવ, નિરંકુશ હિન્દ,
પ્રભુ–દયાની વર્ષામાં ઝૂલે !
કરોજી કેસરિયાં !

તા. ૧–૮–૧૯૨૨, મુમ્બાઈ.

## ૨૬૦–વિદ્યાતીર્થે

૧

અંતર્યામી, મનન-ગિરિથી, ભાવના–જ્યોતિ, સર્જે !
ઝીલાતાં, તે, ઉર–સરવરે, ભાવ–મૌક્તિક ગર્જે !
વાણી દેવી રચી રસવીણા નાભિ-પદ્મે બજાવે !
રેલાવે, જો ! સૂરની સરિતા ને રસાત્મા રીઝાવે !

૨

ગાને ઘેલાં, રસિક મયૂરો, કોકિલા, રમ્ય રાચે !
બ્રહ્માંડોની સરલ વિભૂતિ શાં નિરંકુશ નાચે !
નાદ–બ્રહ્મે લલિત સુલીલા રેલતી વિશ્વ–રાસે !
પ્રજ્ઞાને એ ગ્રથિત પ્રકટે અક્ષરીના વિલાસે !

૩

વિદ્યા તો છે હૃદય–સરની જો ! નિરાકાર પદ્મા !
લક્ષ્મી તો છે મન–જગતની સૌમ્ય સાકાર વિદ્યા !
લક્ષ્મી તીર્થે જયતિ સુકૃતી ભવ્ય સૌન્દર્ય સદ્મા !
વિદ્યા તીર્થે જયતિ સુમતી આત્મના મોક્ષ દદ્મા !

તા. ૨૮–૯–૧૯૨૨ રાષ્ટ્રીય મહાવિદ્યાલય–મુમ્બાઈ.

# ૨૬૧–મરવાની મજા !

( ગઝલ )

૧

પ્રભુના આશકને એકને મરવાની મજા !
અસત્ વિનાશકને એકને મરવાની રજા !
મરે ન તેમને તો એક જ ડરવાની સજા !
ડરે ન તેને સત્–ધર્મની ધરવાની ધજા !

૨

દાનાં દિલને દીનોનાં દુઃખડાં હરવાની મજા !
હરે ન તેને તો જીવતાં મરવાની સજા !
મરી જીવે તેને તો અમ્મર થવાની રજા !
અમર વીરોના જયં જીવનની ફરવાની ધજા !

૩

પ્રભુ–ગ્રત્તાકને લયલીન વિહરવાની મજા !
વિભૂતિને અભય અધીન વિચરવાની મજા !
પ્રણય–પ્રચારકોને પિંજરે ઝૂરવાની મજા !
મઝબ મશગૂલને નિરંજને ઝૂલવાની મજા !

તા. ૨૩–૯–૧૯૨૨ મુમ્બાઇ.

# ૨૬૨–“કહેને: તુંમાં નથી શું ?”

૧

હરરોજ, જોને, કુદરત ! નવરોજ ત્યાં નથી શું ?
દિલ–હોજને ફુલાવે: મનમોજ ત્યાં નથી શું ?

૨

ખુદની નૂરે ખુદાઈ, કહેને: તુંમાં નથી શું?
કુદરતની એ નવાઈ તુજ જાણમાં નથી શું?

૩

કુદરત સદા હસે: જો! ત્યાં, જો! ખુદા નથી શું?
બેહાલ આદમી! જો! તુજ બેહુદી નથી શું?

૪

સમજી ચલાચલી લે! તું ભૂલમાં નથી શું?
કરી, તું, ભલાભલી, લે! તક કંઈ હજી નથી શું?

૫

દુનિયાંની દિલગુલાબી! બેહસ્ત ત્યાં નથી શું?
નવરોજની નવાબી, તુજ જીંદગી નથી શું?

તા. ૩૦–૯–૧૯૨૨ મુમ્બાઈ. દશેરા સં. ૧૯૭૮.

# ૨૬૩–મીઠો મનમોહન મોર!

( કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે
કાળુડો ઘનઘોર, ડુંગરમાં બોલે છે મોર!
એ રાસ ગીતના ઢાળે )

૧

ઉદયને આભલે ભીને વાન દીઠો:
મીઠો મનમોહન મોર, ગાંધીજીના પૂરજો, પ્રભુ! કોડ!

૨

સહૃદય ચતુર સત્ય અભય પાંખે ઊડતો,
ચાંદરણામાં ચકોર, ગાંધીજીના પૂરજો, પ્રભુ! કોડ!

૩

હિન્દમાં ઘરેઘર રેંટિયો ચલાવ્યો,
એ તો જાદુગર ચોર ! ગાંધીજીના પૂરજો પ્રભુ ! કોડ !

૪

ખાદી પ્હેરાવી, કરી જીંદગી સાદી,
તોડ્યો વિદેશીનો તોર ! ગાંધીજીના પૂરજો પ્રભુ ! કોડ !

૫

પ્રાણને પ્રતાપ બોલે અમ અંતર–કુંજે,
કોયલ સ્વરાજ્યને શ્હોર ! ગાંધીજીના પૂરજો પ્રભુ ! કોડ !

૬

નવજીવન વાદળી, અમી ભરી આવે,
સ્વતંત્રતાને જોર ! ગાંધીજીના પૂરજો પ્રભુ ! કોડ !

૭

આજ અમાસ શી અખંડ પડી અમારે–
રાતલડી ઘનઘોર ! ગાંધીજીના પૂરજો પ્રભુ ! કોડ !

૮

અસહકાર અસતને, સ્વદેશને સજાવે,
કાળજડાંની જ કોર ! ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

૯

માઝમ રાતમાં સ્વદેશ જોગ સાધતાં,
મ્હાલીશું ઉગતે પ્હોર ! ગાંધીજીના પૂરજો પ્રભુ ! કોડ !

૧૦

એક લોહી: એક ભૂમિ: એક પ્રભુને ત્રિરંગ,
લાલ લીલી ધવલ ધજા દોર ! ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

તા. ૨૭–૧૦–૧૯૨૨ મુમ્બઈ.

# ૨૬૪–અંતર્યામી પ્રભુને

પ્રભુ ! અકલ અનંત અનામીઃ
તે છો અમ અંતર્યામી !
પ્રભુ ! સચરાચર બહુ નામીઃ
તે છો અમ અંતર્યામી !
પ્રભુ ! કરૂણાનિધાન સ્વામી !
તે છો અમ અંતર્યામી !
પ્રભુ ! તમે જ અંતર્યામીઃ
ચિંતા ત્યાં જાય વિરામી !
પ્રભુ ! તમે જ અંતર્યામીઃ
ત્યાં ચિંતન–ચન્દ્રની જામી !
પ્રભુ ! તમે જ અંતર્યામી !
ત્યાં જોમ જીન્દગી પામી !

સં. ૧૯૭૮ ભાદરવા વદિ ૧૦, સને ૧૯૨૨ સપ્ટેમ્બર.
મિ. હરસુતભાઇ–પુરાતનની જન્મતિથિ–મુમ્બાઇ.

# ૨૬૫–પ્રણયને શરણે, પ્રભુ !

પ્રણયને શરણે, વ્હાલાં !
પ્રભુને પ્રમાણિયે જી !
બાળકડાં, લમણે, સ્પર્શેઃ
કર–કમળે, મનડું હર્ષેઃ
બાળકને શરણે, વ્હાલાં !
પ્રભુને રીઝાવિયે જી !
પ્રિયજન અવલમ્બે સ્પર્શે,
ઉર–કમળે, પ્રાણ હર્ષે !

પ્રિયજનને શરણે, વ્હાલાં !
પ્રભુને સ્હુલાવિયે જી !
સંતો આત્માને સ્પર્શે:
પદ--કમળે, જીવન હર્ષે:
સંતોને શરણે, વ્હાલાં !
પ્રભુને ગજાવિયે જી !

સં. ૧૯૭૮ ભાદરવા વદી ત્રીજ: સને ૧૯૨૨.

## ૨૬૬—અગ્રેચરી

૧

કૌમારને વ્રત, વરે સુકુમારી કન્યા:
ભાવે ભરી, હૃદય--લગ્ન ધરે સુધન્યા:
લ્હેરાય સપ્તપદ રમ્ય ગીતે, સુરમ્યા:
એ તું સખિ ! અનુચરી વરની અનન્યા !

૨

જન્મના ગોત્રથી જૂદાં વ્હેન જીવિતનાં સરે:
પરમાત્માર્ણવે વ્હેતાં પ્રથમ પ્રેમ--સંગમે !

૩

સંયોગિની પ્રણય--રંજનથી સ્હલાવે:
સૌન્દર્યની લલિત લક્ષ્મી સદા સુહાવે:
પુરુષાર્થ સ્ફુરાય પ્રબલા પુરુષેશ્વરી એ--
એ તું સખિ ! સહચરી કુલપાલિની છે !

૪

સંચરે ભોગને યોગે સમાનંતર સાધતાં--
દમ્પતી ઘૂમતાં ડોલે પછી પ્રૌઢાનુરાગમાં !

૫

ધર્માત્મિકા ! જીવિતવિદ્યુત્ ! માર્ગદ્રષ્ટા !
સંસારની વ્રત તપોમય સૌમ્ય સૃષ્ટા !
સંધ્યા ઉષા સમયની ન શું તારિકા, એ ?
અગ્રેચરી, સખિ ! નમું: જગ જ્યોત્સ્નિકાને !

૬

નરનારી મનુષ્યત્વે દેવત્વે દમ્પતી ઝૂલે !
સતી અખંડ સૌભાગ્યે અંતાનુરાગમાં શમે !

૭

સંયોગમાં, જીવિતની સતી સ્વામિની: તું !
દેવી વિયોગ મહીં તો ઉર-વાસિની: તું !
નારાયણી ! જનની: તું કુલ બાલકોની !
તારા ઋણે વિધુરતા પણ દિવ્ય સ્હેવી !

૮

એકમેક મળે તેવાં પડે જૂદાં અચાનક !
નિત્ય યોગલીલા લીલો આત્મ-સ્નેહ રસાત્મક !

તા. ૧૬-૧૨-૧૯૨૨, મુંબાઈ.

## ૨૬૭–કિન્નરી ગુફાએ—

(ખંડ કાવ્ય)

૧

ન, રાત્રિ, ન, ઉષા, દીસે: ન, અરુણ, ન, સૂર્ય, કે!
ન, પ્રકાશ: ન, અંધારૂં: ત્યારે તે કોણ સંચરે?

૨

આકાશ તારક જગે ઉતર્યા શું: જાણે!
કે માનસેથી વિચર્યાં કલ હંસ, મ્હાને!
કે અર્ણવેથી રસ–રત્ન ઉછ્યાં શું કેને?
એવા ધસે ધવલ વસ્ત્ર ધરો વને એ?

૩

ઉજળી આત્મિકા શી, ત્યાં, ઉષ્મા શી ઉષ્ણ ઉરની,
પૂર્વની સંસ્કૃતિ જેવી પ્રભા પ્રભાતની ઉગી!

૪

કલ્લોલ ત્યાં વનવીરો કિલકારતાં, એ–
એકાંત શાંતિ ભર્યું મૌન વિદારતાં, એ–
આવે કિશોર તરુણો લલકારતાં, ત્યાં–
લીલા ઝૂંજે લહરી ગીતથી ડોલતાં, ત્યાં!

૫

કિન્નરો શા જતો ગાતા જોવાને કિન્નરી ગુફા:
૨:૫૮ વિદ્યાશ્રમી એ છે દેશના દિજ્ખુઓ બધા!

૬

મુંબાઇમાં, નગર ગુર્જરી, રોજ, ગર્જે !
તે તોરિલા તરલ તર્ક તરંગ સર્જે !
નિશ્ચિત નિર્ભય ધરો અભિલાષ ન્હાવા,
જ્યાં બૌદ્ધ ભિખ્ખુ દિલસેલ, તહીં, સીધાવ્યા !

૭

સ્વભાષા, જન્મભૂમિ, મા: એનાં દૂધે ભર્યાં ધપે:
અધ્યાપક ગુરૂ--પત્ની દોરે સ્વરાજ્યને પંથે !

૮

આચાર્ય, તાત, જનની: જગ બાલનાં છો:
શૃંગારજો ઉરથી માનવ દેવને તો !
આચાર પુણ્ય--પગલે પ્રસરાવજો હો--
કસ્તૂરીના મૃગ નિરંકુશ મ્હાલશે તો !

૯

વૃક્ષો ને વેલીઓમાંથી ડૂંગરે કૂદતા જતા:
આખરે શિખરે પ્હોંચ્યા જ્યાં ખંડેર હસે ઉભાં !

૧૦

ત્યાં મૌન ગુંજન મનોહર રેલતું'તું:
પ્રાચીન ભારતનું ગૌરવ દીપતું'તું !
એકાત્મ ભાવ ઝરણું જ વહ્યે જતું'તું !
ને ન્હાનું ત્યાં યુવક--મંડળ નાચતું'તું !

૧૧

મનોબુદ્ધિ તણાં મોતી એ ઉર્ણોજ્વલ ઝીલતા:
સ્તૂપ ભંડાર શૃંગારે શોભે સૌન્દર્ય--દેવતા!

૧૨

શ્રી બુદ્ધ ઉર--કરુણા વદને સુહાવે:
ને દર્શને કરુણ જીવિતને ન્હલાવે:
આત્મિક એ અમર યૌવનને ઉજાળે:
સાત્વિક એ ધવલતા પ્રણયે ધરાવે!

૧૩

વિદ્યાની વિદ્યુતે ખીલે પ્રતિભા તરુણો તણી:
પ્રસંગ પ્રેરણા, રેલે, લીલા તપ–પ્રતાપની!

૧૪

દેશારવિન્દ રસ–યાત્રિક આત્મ દેવો!
આવો જી: લ્યો: લલિત લ્હાવ સુહાવ એવો!
ઐશ્વર્ય--ચેતન ધરો! તરતાં જ તારો!
દુઃખી દરિદ્ર જગને અભયે ઉગારો!

૧૫

દર્શન યોગની એવી દીક્ષા એ ડોલતા તમે!
બ્રહ્મચર્ય–વ્રતે દીપ્યા સ્વદેશ દિગ્ધરો વળે!

૧૬

દેવી! સ્વરાજ્ય જનની! કુશ બાલ ત્હારા--
આનન્દતા યુવક યાત્રિક જો! પધાર્યા!
ચારૂ સ્મિતામૃત ઝીલી મૃગવૃન્દ નાચે:
સ્નેહે સનાતન પુરાતન પ્રાણ રાચે!

૧૭

શિક્ષા સંયોગની સાથે: ભિક્ષા ભાવ તણી ભરે:
દીક્ષા દેવપદે પાળે: ફિકરો, જુગ, જોગવે!

મુંબાઈથી બોરીવલીની કેનેરી ગુફાએ રાષ્ટ્રીય મહાવિદ્યાલયના
(બદરિકાવલી)
આચાર્યશ્રી, અધ્યાપકો અને અભ્યાસકો સંગે સહકુટુંબ જતાં
મેં રચેલું કાવ્ય. સં. ૧૯૭૯ માગશર વદિ ૧૪.

તા. ૧૭-૧૨-૧૯૨૨

## ૨૬૮—કોણ ક્યાં નથી સ્વતંત્ર?

કોણ ક્યાં નથી સ્વતંત્ર?
માનવી! તું કાં અતંત્ર?
વિશ્વનાં મહંત તંત્ર:
પૃથ્વીનાં અણુ અનંત:
ચમકતાં ઘુમે સ્વતંત્ર!
પ્રાણી તણાં પ્રાણ યંત્ર--
ચેતના ભર્યાં અનંત:
મલકતાં રમે સ્વતંત્ર!
જો! વનસ્પતિ: વસંત:
ફૂલડાં ફળો અનંત:
થનકતાં ઝુલે સ્વતંત્ર!
માનવી! તું દેવ: સંત!
સ્વેચ્છા બલ: પ્રેમ--મંત્ર:
મલપને સદા સ્વતંત્ર!

તા. ૧૩-૧-૧૯૨૩: મુંબાઈ: સં. ૧૯૭૯ પોષ વદિ ૧૧ શનિવાર.

# ૨૬૯—દિલ ઘાયલનો રંગ

(રામબાણ વાગ્યાં હોય તે જાણે: ધનાભગતની એ ભજન ધૂને)

દિલ ઘાયલનો રંગ લાગે:
હો ! દુનિયાને, દિલ ઘાયલનો રંગ લાગે !
ઘાયલ મેહુલિયો, જો ! કરૂણામૃત વરસે, ને—
જગને લીલો રંગ લાગે !

ઘાયલ ફુલડાંઓની ફૂંક ફૂરે, ને—
જગ, નવરંગે, જોને ! જાગે !
હો ! દુનિયાને, દિલ ઘાયલનો રંગ લાગે !

ઘરનાં ઘવાયલ, દેશનાં દુભાયલ,
દાનાંઓ દીન બની ઝૂઝે !

પ્રેમ દયાના ભાવ ફૂઝે ને,
જગનાં કંઇ દર્દ, અહો ! રૂઝે !
હો ! દુનિયાને, દિલ ઘાયલનો રંગ લાગે !

ઘાયલ મૃગલાની તો કસ્તૂરી મ્હેકે, ને—
કેસરિયાંનો રંગ લાગે !

ભાવ અને ભાવનાના દેવો અને દેવીઓ, તો,
મુક્તિ બ્રહ્માર્પણે માગે !
હો ! દુનિયાને, દિલ ઘાયલનો રંગ લાગે !

ફાલ્ગુની પૂર્ણિમા, સં. ૧૯૭૯ મુંબાઇ: તા. ૧૨-૩-૧૯૨૩.

# ૨૭૦—સુહૃદ્-પત્નીના શોકમાં—

( હરિણી )

૧

પ્રિય સુહૃદનાં પત્ની થાતાં વિદેહ, અમે ધ્રૂજ્યાં:
પૂછી ન શકતાં ત્હોયે છાનાં બધું સમજી રહ્યાં!
નયન નિરખી બાલૂડાં એ અબોલ બની ગયાં!
કરૂણ રસનાં ઘેને ઘેર્યાં ન જંપી જરા શક્યાં!

૨

વ્યથિત લમણું સ્પર્શ્યાં ત્યાં તો વહ્યાં અમ આંસુડાં!
ઉર ઉછળતાં એમાં ન્હાતાં અશાંત કંઇ મચ્યાં!
"વિધુર: વિધવા: બન્ને: જોને! સખિ! પ્રતપે ભવે!"
કંઇક કહ્યું મેં ત્યાં તો બોલ્યાં સતી કરૂણાર્જવે:--

૩

"પ્રભુજી પતિને સૌખ્યે સ્હાજો અખંડિત જીવિતે!
"સતી જીવનના, એ સૌભાગ્યે, સખે! જયસિદ્ધિ છે!
"પ્રથમ પ્રણયે પ્રૌઢાદર્શે પ્રકાશિત અંતિમે--
"પુરૂષવર તો સ્રીને હૈયે સુહૃચ્ચ રસાકરે!"

૪

પરિણામ જુના એ પ્રશ્ને તો અબોલ પતિ સહે:
દીન અધીન એ દેવી--સ્હોડે રહેલ મલીન એ!
પ્રણય પુરૂપે ઝીલ્યો તેવો કદી શું ઝીલાવતો?
અગણિત સતી સીતા જેવી! અનન્ય જ રામ, તો!

૫

સખિ! સુહૃદ એ જોને! કેવા મહા ઉર ઝૂરતા!
વિધુર પતિ એ જ્વાલામુખી સમા નકી ધીકતા!

# ૨૭૨–રાજવી કવિ કલાપીજીને

(વસંતતિલકા વૃત્ત)

૧

જોયો તને પ્રથમ મેં તુજ કાવ્ય માંહે:
 દર્દે દિલી ભર તને પરખી લીધો મ્હેં:
જોયો પરંતુ તુજ રાજવી દેહ માંહે:
 ત્યારે દીઠો વદનની ઝલકે તને મ્હેં!

૨

જે ભાવ તુજ નયનો થકી નિર્ઝર્યા તે–
 આંસુ રૂપે ન નિરખેલ કદીય ચ્હેરે:
ત્યાં તો દીઠી અજબ કૈં સુરખી ખીલેલી:
 ને ત્યાં જ તુજ કવિતા કંઇ મેં ઝીલેલી!

૩

કાવ્યે, ન, તે, કવિ તણા વદને રસાત્મા–
 આરાધતો મુજ સદાય અધીન આત્મા:
ત્હારૂં હતું જીવિત માત્ર જ એક કાવ્ય:
 તે દૃશ્યને કયમ ગણું કદિ કોદિ શ્રાવ્ય?

૪

મ્હારે ન દર્દ દિલનું તુજ શું વહેતું,
 ત્હોયે ગમે કરૂણતા મુજને ય: એ શું?
પ્રૌઢાનુરાગી હું: તું તો પ્રથમાનુરાગી!
 પર્યાપ્તિ સાધક હું: ત્હેં ધરી પ્રેમ-પ્રાપ્તિ!

૫

કેક પ્રફુલ્લ હૃદયે કૃજી તેં તથાપિ:
નૃત્યે કર્યું પ્રિયતમા શરણે કદાપિ:
સાર્યાંય અશ્રુ દિલ વ્હાલપનાં: વિલાપી !
દેજો. પ્રભુ ! અમર શાંતિ તને ! કલાપી !

સં. ૧૯૭૯ દ્વિ. જેઠ શુદ ૧૨: મુમ્બાઈ જૂન-૧૯૨૭.

# ૨૭૩-વિજોગણ વાંસલડી

( કહેજો તારા કાનુડાને જશોદાજીવનને: બીલાંવલ એ ગીતની ધૂને )

કાલા ઘેલા કાનૂડાની,
ઝૂરે, વિજોગણ વાંસલડી !
સોરઠને સાગર સંગમ, પ્રભાસને પીપળે હૃદયંગમ,
પૂર્વજને સૂર પંચમ ઝંખે વ્હીલી વાંસલડી !
જન્મી, જે, યમુના તીરે, અમયે, ભર્યું, ભારત, ધીરે:
હિરણ નદીને, વિરમી, નીરે: ડંખે વિરહી વાંસલડી !
અધૂરે મધુરે સૂરે, પ્રીતિને ભાવ, પૂરે,
સ્ફુરે, કંઇ, દૂર, અદૂરે: કમ્પે ઘાયલ વાંસલડી !
ઝરણી, જે, જન્માંતરની, કરણી જે કાળાંતરની,
અભિસરણી જે અંતરની જંપે ક્યાંથી વાંસલડી ?
જીવતરના જાદૂગર ક્યાં ? બુદ્ધિના બાજીગર ક્યાં ?
અકળ કળાયલ કિમિયાગર ક્યાં ? ધીરે કહોને વાંસલડી ?
યૌવનના યોગેશ્વર ક્યાં ? કલ્યાણક કામણકર ક્યાં ?
સ્વતંત્રતાના નર સુરવર ક્યાં ? લ્હેરે ક્યાંથી વાંસલડી ?

કારાગૃહે, જન્મભૂમિને, વૃન્દાવન, સ્નેહ-સતીને,
મહાભારત, રણુ-સતીયાને, કોણુ જગાડે વાંસલડી ?
વર્ષામાં, વત્સલતાની, લલિત વસંતે, સુન્દરતાની,
પ્રભુના જગમાં, પ્રભુતાની, કોણુ વગાડે વાંસલડી ?

જન્મજયંતીદિ. જેઠ વદિ ૫-સં. ૧૯૩૭ તા. ૩-૭-૧૯૨૩ મુંબઇ
સં. ૧૯૭૯

# ૨૭૪-आषाढस्य प्रथमदिवसे-

( મંદાક્રાંતા વૃત્ત )

૧

आषाढस्य प्रथमदिवसे, જન્મને પર્વ તારા,
વર્ષે, જોને, કરૂણ કરૂણા, તું રામા, શુભ તારા !
રોમે રોમે જીવિત જગવે અશ્રુના એક-તારા,
ઉલ્હાસે કૈં સૃજન ઉછળે, ઉત્સવે, પ્રાણુ ! તારા !

૨

ભાવે ભીનો, અનુકૂલ અતિ, દક્ષિણાનિલ ઘૂમે:
લાડિલી, એ, ઉર, પ્રિયતમા, વાદળીનું, શું, ચૂમે ?
ગાઢા શ્લેષે પ્રણય-દ્યુતિથી વીજળી શી ઝબૂકે !
ભાને ભૂલ્યો હૃદય-રસિલો મેહુલો જો ! તડૂકે !

૩

ગર્જે ત્યાં જો ! પ્રતિરવ કંઈ ! મત્ત સૌન્દર્ય ગર્જે !
ઉન્માદે કૈં ઉદધિ ઘુઘવે ! ને ગિરિ-સિંહ ગર્જે !
ગર્જે કુંજે વન-લહરીઓ ! કોકિલા મોર ગર્જે !
મસ્તાની એ અણુ-વિભૂતિઓ, મસ્ત બ્રહ્માંડ ગર્જે !

૪

ઉત્સાહે કે છકી જતી ઝૂકે ઝૂઝતી પ્રેમ વર્ષા !
ન્હાતાં નાચે રચી સૂર–લીલા ! સૃષ્ટિ ગાતી સહર્ષા !
કલ્લોલે, જો ! ક્રૂર સહ્રદય સૌ આજ તો આર્દ્ર ભાવે !
તારા જેવી સમરસ ભરી વૃષ્ટિને એ પ્રભાવે !

૫

તારી પેઠે રસ–રમણની છોળમાં જો ! ઘુમાવે:
કંકાસીલા જગ જીગરને રીઝવી એ મનાવે !
વર્ષાને તું અવિરત રહો દીન–દાનેશ્વરી હો !
પ્રાણારોગ્યે અજબ ઉજળી નેહની નિર્ઝરી હો !

સં. ૧૯૭૯ અષાઢ શુદ પડવે મુંબઈ: તા. ૧૪–૭–૧૯૨૩.

## ૨૭૫–પ્રાણ ! એ તો તમે હો !

૧

જોતાં મ્હામે જીવિત જગવ્યું: પ્રાણ ! એ તો તમે હો !
જાગી જોતાં નયન નચવ્યું: પ્રાણ ! એ તો તમે હો !
નૃત્યે ગાતાં જીગર ગજવ્યું: પ્રાણ ! એ તો તમે હો !
ગર્જે મ્હાતાં વદન હસવ્યું: પ્રાણ ! એ તો તમે હો !

૨

હાસ્યે જો તું જગત સઘળું એ સમે પ્રાણ ! ક્હોને ?
પ્રેમાનન્દે તમ ઉર–અમી ભીંજવે પ્રાણ ! ક્હોને ?
ન્હાતાં નેહે રસ નીતરતાં, રીઝવે, પ્રાણ ! ક્હોને ?
લાડિલાંને મ્હલવી અમને કાં તમે ? પ્રાણ ! ક્હોને ?

૩

ઓચિંતાનાં અશરણ મુકી પ્રાણ ! ક્યાં સંચરો છો ?
સંભાળો છો ત્રીસ વરસથી ! પ્રાણ ! કાં વિચરો છો ?
ઝંખી ઝંખી ઝુરી જ મરીશું ! પ્રાણ ! કાં મૂંઝવો છો ?
ઝૂલાવો છો જીવિત–લહરે ! પ્રાણ ! કાં ડૂબવો છો ?

૪

પાંખે સ્હાયો ઉર ધરી મને એ તમે: પ્રાણ ! તારા !
બ્રહ્માંડોમાં અજબ ઘૂમવ્યો એ તમે: પ્રાણ ! તારા !
હૈયે દાબ્યા પ્રભુ શિશુરૂપે એ તમે: પ્રાણ ! તારા !
તારી તીરે જગત તજતાં, એ તમે: પ્રાણ ! તારા !

પૂનાથી મુંબાઈ થઇને જૂનાગઢ: તા. ૪–૯–૨૩: પ્રવાસવિડંબન.
અખંડસૌભાગ્યવતી ત્વરાલક્ષ્મી ગૃહસ્વામિનીનો સ્વર્ગવાસ:
સં૦ ૧૯૭૯ શ્રાવણ વદિ ૧૧ પ્રભાતે: તા. ૬–૯–૧૯૨૩ શુક્રવારે
જૂનાગઢે.

## ૨૭૬–સુકાની સતી

સ્વતંત્રતાને આરે રે,
ગયાં ઉતારી સુકાની સતી !
મૂકી મુક્તિ આરે રે,
પ્રભુ શરણમાં સમાયાં સતી !
ધન્ય: સ્નેહ–સંસાર, બને સ્વામિની જ્યાં સતી !
પતિને પ્રાણાધાર સંત બનાવે જ્યાં સતી !
સંત દંપતી, સંગે, રે
ભવ—સાગરનાં તીર્થ કરે !
પ્રભુ મ્હલાવે રંગે રે
જગત વિભૂતિ પ્રાણ ભરે !

પ્રતિપદાએ જન્મ એકાદશી અવસાનની,
અશ્રુ વર્ષા અનન્ય અષાઢ શ્રાવણ માસની,
તપ વ્રત કરવાં પૂરાં રે રહ્યાં અમારે આજ: પ્રભુ!
કીર્તન ઝીલી મધૂરાં રે શાંતિ સતીને હેજે: પ્રભુ!
પાછળથી સાર્થ થયાં, આગળ લીધાં અપાર!
સુન્દરતા સમ એ સ્ફુરે તર્યાં તારી ભવ-પાર!
ઝંખે બાળ નમાયાં રે ઝુરે વિહરી વિધુર પતિ!
વાનપ્રસ્થ પદ સ્હાયાં રે સ્નેહાર્પિતની એ સદ્ગતિ!

૬-૯-૧૯૨૩ સંસ્મરણ.
તા. ૬-૧૦-૧૯૨૩ મુંબાઈ.

## ૨૭૭–સતીનાં આણાં

૧

ઓચિંતા આણાં આવીયાં,
ત્યારે હું તો હતો તૈયાર!
મ્હેલ કરીને પરવરૂં: એમ–
હતો મને નિર્ધાર!

૨

તેડાગર આવ્યો તોરણે:
થાઉં હું ભેટ્યો પ્રભુ-દૂત:
નિરખી નિહાળ્યા તો કારમી કે
સતીને સાન કીધી તુર્ત!

૩

બાળ નમાયાં થઈ રહ્યાં, ને,
સતીએ ધર્યા શૃંગાર!

વ્હાવરાં અમે બની રહ્યાં, ને,
સતી પળ્યાં પ્રભુ-દ્વાર !

૪

સોંપણુ કરી સંસારની, ને,
બાળકડાંની બ્હાંય:
ઉજળે મ્હોંયે સતી સંચર્યાં ને
છેલ્લી રે દીધી સાંઇ !

૫

જેને અમે પૂજી પંપાળી,
એ કાયાને બાળી કરી ખાખ !
પણ કાયામાંની આત્મ-ચેતના અમ
પૂરે ભવોભવના સ્નેહની સાખ !

૬--૯--૨૩ સંસ્મરણ.
તા. ૨૭-૧૨-૧૯૨૩-મુંબાઇ.

## ૨૭૭-અ-લલિતાશ્રુ: પ્હેલું

પરમ ધામ, તું, બ્હાલી ! પામી રે,
તજી મને, થઈ સ્વર્ગગામી રે,
મરતું મુખડું: દેખ્યું, ના: પ્રિયે !
તરફડાવી, તું ચાલી, ત્યાં: અરે !
ક્ષય ! તું દુષ્ટ છો ! શું સુજ્યું તને ?
હણી પ્રિયા, કર્યો દુ:ખી ત્હેં, મને !
મરણ-વેળ, ના, જોઈ બ્હાલીને !
સમય તે, હતો હું, વિદેશમાં !

"પ્રિય! હું તુર્તમાં સાજી રે થઇ
મળીશ સાથમાં" એ કહી ગઇ!
પીડિત વ્હાલી! તું, મ્હારી આંખડી!
ગઇ અકાળ ક્યાં હાય! એકલી?

સંવત્ ૧૯૫૦ અષાઢ શુદ ૧૦ ગુરુવાર: તા. ૧૨-૭-૧૮૯૪ રાજકોટ.

## ૨૭૮—અબલાનું બલ

અબલાનું બલ, પ્રકટે પ્રીતિ-ગુંજને!
પ્રેમે, ગાતાં, કરે, પ્રફુલ્લિત પ્રાણ: જો!
પ્રાણ-રસાયન રેલી રહે, અનુરંજને!
વદન-વસંતે મુગ્ધ મધુર એ લ્હાણ: જો!
ગગન-તારલી તેજ ભરે કંઇ અંજને!
જીવન નચાવે ઉજ્વલ એ કંઇ સાન: જો!
રોમે રોમે પુલક ભરે અનુકમ્પને!
અજબ જગાવે આશાનું એ તાન: જો!
સંયોગે એ છાય ઘેરે કુલ-નન્દને!
વિયોગમાં સોણલડે એનું ગાન: જો!
મનુજ માત્રનું એ તો જન્મસ્થાન છે!
નારી માત્રનાં કરિયે બહુ સન્માન જો!

મુમ્બાઇ: ૧૯૨૩.

# ૨૭૯—બાલકો ન્હાનાં !

( ગઝલ )

૧

બધું છે સ્વર્ગમાં ? ના, ના, નથી ત્યાં બાળકો ન્હાનાં !
જગે શું કંઈ નથી ? ના, ના, બધું છે બાલ જ્યાં ન્હાનાં !
કહે શું સ્વર્ગમાં સુરજન, નથી જ્યાં બાળકો ન્હાનાં ?
છુપીને ન્યાળતાં ગૃહમાં રમે જ્યાં બાળકો ન્હાનાં !
ભરોસે ભાવને જંપે અહો ! જે બાળકો ન્હાનાં—
મીઠાં મા-બાપની પ્રભુતા રચે એ બાળકો ન્હાનાં !
ઘૂમે વિશ્વાસથી પ્રભુમય જગતમાં સંતજન શાણાં:
ચૂમે એ નેણુલાં જેનાં અહો ! એ બાળકો ન્હાનાં ?

૨

અજાણ્યાં આપણાં: જાણે: પ્રભુને જાણતાં છાનાં !
દિસે કલ્લોલતાં ન્યારાં, ન શું એ બાળકો ન્હાનાં !
મને તો માનવી જગમાં દિસે જે દેવજન દાનાં:
પ્રગલતા અર્પનારાં એ અમર હો બાળકો ન્હાનાં !
ભૂલે મા-બાપ ત્યાં દુઃખે દુભાતાં બાળકો ન્હાનાં !
ફૂલે વત્સલ દિસો, ત્યાં તો ફૂલાતાં બાળકો ન્હાનાં !
પ્રભુજી જગતને ઝૂલે ધરે સારાં બધાં વાનાં !
પ્રકટ આરાધને કોના, વિના એ બાળકો ન્હાનાં !

માઘ વદિ ૧૨, સં. ૧૯૭૯, સને ૧૯૨૩—મુંબાઈ.

# ૨૮૦—લોકમાન્ય તિલક બાલ

૧

લોકમાન્ય તિલક બાલ !
આત્મ માન્યઃ તિલક, ભાલ !
કેસરી તિલકઃ કરાલ !
હિન્દને સ્વરાજ્યે !

૨

ભૂમિ–તિલકઃ મહારાષ્ટ્ર !
તીર્થ–તિલકઃ પુણ્ય ઘાટ !
બ્રાહ્મ તિલકઃ દક્ષિણાત્ય !
હિન્દને સ્વરાજ્યે !

૩

કર્મ–તિલકઃ સૂત્ર–ચક્ર !
કાર્ય–તિલકઃ દીન–છત્ર !
કૃત્ય–તિલકઃ આદ્યઃ અત્ર !
હિન્દને સ્વરાજ્યે !

તા. ૨૬-૬-૧૯૨૪: મુંબઇ.

# ૨૮૧—સ્વરાજ્યના સંતને

(ભીમપલાશના સૂરે)

નમિયે તમનેઃ સ્વરાજ્ય સંત !
ઝીલિયે, તમ, કસ્તૂરી–સુગન્ધઃ
સદાય રહેજોજી જયવન્ત !

હોંશીલો, આજે, હુંકારે,
હિમ્મત બહાદુર હિન્દ!
ધીર લલિત લોકને જોગવો—
એ તો તમે મહંત!
સત્ય, અભયને પ્રેમ, અહિંસા:
એ તમ મોહન-મંત્ર!
એ જપ તપ પાળે, જગમાં, તે
સર્વે રહે સ્વતંત્ર!
એક પ્રભુની અનેક પ્રજાને,
સ્વેચ્છા ને સ્વચ્છન્દ,
સૂતરને તાંતણે, સાંકળી,
ઝીલવો છો આનન્દ!

તા. ૩૧-૮-૧૯૨૪, મુંબઇ.

## ૨૮૨—જય સુરાષ્ટ્ર

જય: સુરાષ્ટ્ર! જય: સુરાષ્ટ્ર!
જન્મ તીર્થ! જય: સુરાષ્ટ્ર!
જય: જય: ગુર્જર—રાષ્ટ્ર!
સાગરે તું દ્વીપકલ્પ! પર્વતે ન દુર્ગ અલ્પ!
સિંહ સંતતિ પ્રગલ્ભ! જય: સુરાષ્ટ્ર! જય: સુરાષ્ટ્ર!
કચ્છ, તો, શિરે, કિરીટ! ગુર્જર-રાષ્ટ્ર: પક્ષ, પીટ!
હિન્દ, છત્ર, છાય, નિત્ય! જય: સુરાષ્ટ્ર! જય: સુરાષ્ટ્ર!
પ્રભુ: એક: પ્રજા: પ્રાણ! રાજવીર: પરિત્રાણ!
રાજ્ય એક સૂત્ર લ્હાણ! જય: સુરાષ્ટ્ર! જય: સુરાષ્ટ્ર!

લોકઃ મંત્રી ને નૃપાલ! ઉત્તરોત્તરે સુકાલ!
ત્યાં સ્વરાજ્ય તો નિહાળ! જયઃ સુરાષ્ટ્ર! જયઃ સુરાષ્ટ્ર!

સુદામાજીની સુગન્ધ! શ્રીકૃષ્ણની જ ગીત વસંત!
ગુર્જરી લલિત આનન્દ! જયઃ સુરાષ્ટ્ર! જયઃ સુરાષ્ટ્ર!

તા. ૬-૧-૧૯૨૫, મુંબાઇ.

# ૨૮૩—એક વિદ્યાલયે, જો!

( મંદાક્રાંતા વૃત્ત )

૧

પ્રાણાત્માના પરિમલ વડે એક વિદ્યાલયેઃ જો!
દૃષ્ટિ ઠારે અભય નયનો ભાવના વિદ્યુતેઃ જો!
બોલે બોલે જીવિત જગવે રેળતાં રંજનેઃ જો!
ને લાવણ્યે તરૂણ ફૂલડાં શાં વસંતે ઝૂલેઃ જો!

૨

આરાધે જો! જનક જનની તેમ આચાર્ય દેવો!
પ્રાણીઓ સૌ પ્રણય-પ્રભુનાં બાલકોને પૂજેઃ જો!
સૃષ્ટિ-સેના દશદિશ ભરી રમ્ય રાષ્ટ્રીયતાઃ જો!
સંસારે તો સરલ પ્રભુના બાલ્ય ને યૌવનેઃ જો!

૩

બાલઃ-માના વિમલ વદને બ્રહ્મ બ્રહ્માંડનેઃ જો!
એ તો છે, હો! પ્રભુ-હૃદયનું પુષ્પ પુણ્યે ભર્યુંઃ જો!
એનાં હાસ્યે, નથી, શું, દીસતી, કાંતિ અદ્‌ભુત કે? જો!
એ માધુર્યે નથી, શું, વસતી શાંતિ આનન્દની? જો!

૪

પુણ્યાર્થીના મધુર શરણે ભૂતનાં દર્શનો જો!
અભ્યાસીના પરિચરણમાં વર્તમાને વહી, જો!
વિદ્યાર્થીના ઉર-ઝરણમાં ભાવિ આદર્શને, જો!
સંપર્કે, તો, યુવજન તણે યૌવનોલ્હાસને જો!

૫

ન્હાનેરાંઓ સ્મિત લલિતથી પ્રાણને ફૂલવેઃ જો!
સદ્‌ભાવે કૈં પ્રભુની કરૂણા એ ઉતારે બધેઃ જો!
પૂર્ણાત્માઓ પ્રકટ વિહરે પૂર્ણિમા છાપ ત્યાંઃ જો!
રેલે છે હો! ઉર-દ્યુતિ ગુરૂ શિલ્પ ગોપાલનેઃ જો!

સં. ૧૯૮૧ માઘ શુદ ૭ તા. ૧-૨-૧૯૨૫ઃ મુંબઈ રાષ્ટ્રીય મહાવિદ્યાલયે.

## ૨૮૪–અમરપન્થના યાત્રાળુને

૧

યાત્રાળુ! ઓ અમરપન્થ તણા પ્રવાસી!
નાનાં પવિત્ર પદચિત્ર તણા વિલાસી!
આત્માશ્રયે, ધર, સચેત, શરીર-યષ્ટિ!
માર્ગાવલમ્બ્ય તરૂની ઝીલ ઊર્ધ્વદૃષ્ટિ!

૨

પૃથ્વીપરે, જીવિત-આશ્રમ, જો! સુહાતો!
જો! રંજને કુમુદને શશી શો સહાતો!
ને કૌમુદી લહરતી અરમ્હાંય કેવી!
સૌન્દર્યની રજનીમાં મનમોજ લેવી!

૩

આનન્દથી વિલસતી કંઈ આત્મ-કાંતિ !
 સંસાર સ્વર્ગથી મ્હડે જ્યહિં પ્રીતિ શાંતિ !
સાધે વિમુક્તિ ઉર તૃપ્ત સદા અશોકે !
 યાત્રા, તને, સફળ હો પ્રભુના સુયોગે !

૪

પ્રાણી સમસ્ત વિચરે જ અનન્તતામાં:
 જાણે: ન, ક્યાં થકી ? ન, ક્યાં ? જીવિતાર્થ, કે, ના !
ત્હોયે વહે જગત માર્ગ પરે સુભાવે:
 તું સંચરે ત્યમ જ પુણ્યલીલા ગજાવે !

૫

વિશ્વાસને ઝીલવ પ્રાણ પુરાતને તું !
 આરાધને રીઝવ દેવ સનાતને તું !
ચારૂસ્મિતે જીવિતને મલકાવજે તું !
 તારા ચરિત્રથી સદાય મ્હલાવજે તું !

તા. ૧૬-૨-૧૯૨૫ અમદાવાદે-કવિવરની કુંજે !
૧૯

# ૨૮૫-ગુર્જરરાષ્ટ્રને સૂર

( કાફીના સૂરે )

ગુર્જરરાષ્ટ્રને સૂર,
 અભય, હો !
  દિલડાં ધેલાંતૂર !
સઉ ગુર્જર નરનાર ! સાંભળો, આત્માને અંકુર,
રાસ સૂરે, સમરસ સંવાદે, સંગીત હર અફૂર !

સાગર ઘુઘવે, દિલની મોજે, ધીરગંભીર ભરપૂર !
સરલ વિમલ સરિતા, જો ! ગાતી, રસઘેલી આતુર !
કોકિલ વન-કુંજે, જો ! કૂજે, ઉલ્લાસે ચકચૂર !
ગિરિશિખરે મોરલિયા ટહુકે પ્રેમામૃત પ્રચુર !
નાભિ નાદની ગીતા ફૂંકે સિંહ રસિક ચતુર !
ગુણુગરવી, જો ! લલિત ગુર્જરી ગર્જે સ્વતંત્ર શૂર !
સ્વદેશની એ સર્વ વિભૂતિ ઘૂમે મસ્ત મગરૂર !
સ્વાધીનતાનાં વિજય ઉજવિયે રહી નિર્ભય બહાદુર !

તા. ૧૩-૯-૧૯૨૫-સુરત.

## ૨૮૬—પ્રભુ એક જ સરકાર !

પ્રભુઃ એક જ સરકારઃ
સર્વનાઃ પ્રભુઃ એક જ સરકાર !
કર હથિયારે કરતા ભારે દેશો સર કરનારઃ
એ સત્તાથી સ્વતંત્ર રાખે એક પ્રભુ કિરતાર !
જીવત દેવતઃ કરને કિરણુ અણુ વિશ્વ ભરનારઃ
પ્રભુ-રાજ્યમાં સહુને રંજન રૈયત કર-દાતાર !
સર્જન-રાજ્યે એકમેક સૌ ધરે દિલે દરકારઃ
પ્રાણી માત્રની પ્રભુ-પ્રજા, તો, અડગ નીડર ફરનાર !
નિરંકુશ નિશ્ચિત દરેક જનઃ ન. કો, ત્યાં, નિરાધારઃ
ગરીબઃ તવંગર, ન, કોઈઃ ત્યાંઃ સૌ દીનાધીન ઝૂઝનાર !
સમર્પિણુ સ્વાશ્રયે સ્વદેશે સર્વાશ્રય રચનારઃ
ઉજ્જવલ આત્મા સ્નેહ-સ્વરાજ્યે નિર્ભય એ ઘૂમનાર !
પ્રાણાંજળી ને કૃપા કુસુકે પ્રભુ સંભાળનારઃ
વિમુક્તિનાં મોતી આપણુને એક પ્રભુ સૂત્રધાર !

તા. ૧૪-૯-૧૯૨૫-સુરત.

# ૨૮૭–અશ્રુ કવિને

૧

ચૈતન્ય સંકલનની પ્રભુ-યોગ કેરી,
તું, માનવી ! પ્રણયની કડી, તો, અનેરી !
શૃંગાર તો પ્રકૃતિ ને, તુજ અંતરાત્મા,
સૌન્દર્ય છાય: પરમાદ્‌ભુત તું: રસાત્મ: !

૨

ઓ તું દિવ્ય સુકુમાર સદૈવ સોહિ:
તારે સુદર્શન જ સર્જન મુગ્ધ મોહિ:
એ મૌન, શાંતિમય ગુંજન તુજ ગાતું:
તુંમાં પ્રભુ નિરખી રંજન રમ્ય રહાતું !

૩

એ સૂર્ય, જો ! નયનનાં તુજ તેજ ઝીલે:
એ ચન્દ્ર, જો ! ઉર ચૂમે તુજ ભાવ ન્હીલે:
તારા સદા ટળવળે તુજ રોમ રહાવા:
ને સૃષ્ટિ તો વિભૂતિ સર્વ ધરે રીઝાવા !

૪

શૃંગારથી રસિકડાં વિલસે સુહાગે:
ને હાસ્યથી છવિત-તંત્રી મૃદંગ વાગે:
જો ! વીરનાં ઉર સ્વતંત્ર અધીન લ્હેરે:
ઉડી જતી કરુણતા કરુણાંની મ્હેરે !

૫

પ્રેમાશ્રુના કવિ! તું મેરૂ જ માનવીનો!
દર્દે-દિલી તું પ્રકટે રસભાન ભીનો!
ઝીલે અશોક અભયે જગ અશ્રુધારા!
શેમે ફુરે લલિત લાસનના ફુવારા!

સં. ૧૯૮૧ ભાદરવી અમાસઃ માટુંગા-મુંબઈ: તા. ૧૮-૯-૨૫
શુક્રવારે સવારે.

## ૨૮૮-જલચરની જોડી

(હોરી)

સુખી સોહાય જલચરની જોડી!
ભવોભવ ઉર-અનુભવની હોડી!
નીરવ નીર ભર્યું ડોલે, ને-
હસતું નામ જ્યાં હેરે-
વન-કુંજે મંગલ સૂર-સરક,
ગુંજે ત્યાં, એ, લ્હેરે!
જલની દેવી ગાન કરે, ને-
નભની દેવી ઝીલે!
વનદેવી દે તાલ અને એ-
વ્હાલ કરે મુખ બ્હીલે!
દૂર, દૂર, નિર્ભય એકાંતે,
એકલડાં એ મ્હાલે!
રસ-પ્રભુતામાં લલિત લાડિલાં,
પ્રભુ પરસ્પર ભાળે!

તા. ૧૦-૧૧-૧૯૨૫-મુમ્બાઇ.

# ૨૮૯-એકલરામ

સીતા રે વિનાના એકલરામ
ઝૂરે: જોને!
સતી રે વિનાના સૂના શ્યામ!
પ્હેલે રે વિજોગે, રાવણ--
નર ન રહ્યો નારાયણ!
ઉર-મધુરા મ્હેરામણ રામ, ઝૂરે જોને!
બીજે રે વિજોગે, ધોબણ–
રહી રે નહિ રસ–જોગણ!
સ્નેહના સંત શોભન રામ ઝૂરે: જોને!
ત્રીજે રે વિજોગે, ધરણી,
તારી શમી નારાયણી!
સતીના સ્મારક-મણિ રામ ઝૂરે: જોને!

સં. ૧૯૮૨ માગશર શુદિ ૭ રવિવાર–મુંબાઈ. તા. ૨૨-૧૧-૧૯૨૫

# ૨૯૦-પ્રભુને પ્રાર્થના

પ્રભુ! જીવનને જય-કલ્યાણ,
ખીલવો જગલક્ષ્મીની લ્હાણ!
જન્મ ઘૂંટડે, પ્રથમ, પાયો છો,
જનની જનકનો પ્રેમ!
જીવન-શ્વાસે, પ્રથમ, ભર્યા છો,
પ્રાણ–ચમક બહુ: એમ!
પ્રાણામૃત એ, પ્રેમ–પ્રભાવે,
સદા, મ્હાલિયે, સર્વ!

સચરાચર તો સ્વતંત્ર ઘૂમે-
નિરંકુશ વીણુ ગર્વ !
પ્રાણી માત્રની જુજવી જાતિ
ફુલે ફળે અકેક,
સુન્દર એ શૃંગારે, સર્જન,
સુહાય, સરલ, સુરેખ !
ચેતન મણિ માલાનો મેરૂ:
છતાં માનવી એક !
પ્રભુ ! તમ ઇચ્છાને અનુકૂળ, અમ-
રહે જો જી રસ-વિવેક !
અમને અનુકૂળ તમે રહો, ત્યમ,
રહિયે તમ ગુણુ જાણુ !
લલિત કમલદલે તમ રમિયે-
પરસ્પરે પ્રિય પ્રાણ !

તા. ૨૫-૧૨-૧૯૨૫-મુમ્બાઈ.

## ૨૯૧—નીર નારાયણીને

૧

આકાશેથી, ન, શું અવતરે સૂર્ય સોનેરી રંગે ?
ને ત્યાંથી, યે, ન, શું અભિસરે ચન્દ્રમા શ્વેત અંગે ?
તારાધારે, ન, શું, રસ ઝરે મેહુલો વીજ-સંગે ?
તો સ્વર્ગેથી ન, તું, ક્યમ ધરે પૃથ્વીને પુણ્ય ? ગંગે !

૨

ગંગા ! તું તો ગહન ગરની ધીર ગંભીર વ્હેતી !
તું કૈલાસે હિમગિરિ-શિરે બ્રહ્મને રંધ્ર રહેતી !

ચિંતા ટાળી ચમક ભરતી ચિત્તમાં ચિંતનેથીઃ
ઓ કલ્યાણી! તુજ સુકૃતિમાં જોઉં છું "નેતિ નેતિ"!

૩

તારા સ્વર્ગે, દ્યુતિ રસ, વહે: તે તું આકાશ-ગંગા!
જ્યોતી-રેખા, પરમ શિવની: ઉર્ધ્વ દૃષ્ટિની ગંગા!
પૃથ્વી-હૈયે, કરૂણુ-હિતની, તું, કરૂણાની ગંગા!
પુણ્યાત્માની પ્રણય-સરિતા: તું જ સંસાર-ગંગા!

૪

સૌન્દર્યે, તો, રસ-રમણી: તું: નીર-નારાયણી: તું!
શૃંગારે, તો, ભવ સુહવલી સર્જને સ્વામિની: તું!
ગૌરાંગે, તો, દિન-દ્યુતિ સમી પ્રાણ-ચૈતન્ય દેવી!
શ્યામાંગે, તો, રજની-દ્યુતિ તું આત્મ-ઐશ્વર્ય જેવી!

૫

દીઠી તેવી પ્રથમ જ તને શ્રી હરદ્વાર-ગંગા!
લાગી જાણે અમ જીવનની શ્રી ગૃહદ્વાર-ગંગા!
માતા: બ્હેનાં: ગૃહિણી: દુહિતા: લાડિલી ભાવ-ગંગા!
એ સર્વનાં સ્વરૂપ નીરખું: દર્શને તુજ, ગંગા!

૬

પ્રીતિ ઘેલાં મીન શું ઉછળે ભક્તિલાં ધ્યાન ગુંજે!
ને વાત્સલ્યે અનુભવીજનો ઝૂલતાં પુણ્ય-કુંજે!
દિવ્યાત્માની શી રસપ્રભુતા રેલવે તુજ: ગંગા!
સૃષ્ટિમાં છો વિભુની વિભૂતિ માનવીને તું: ગંગા!

૭

એનાં એ આ ભુખર ભગવાં વ્યોમ પૃથ્વી સદાનાં:
છાનાં પોષે સહુ જીવનને ને કરે ખૂબ વાનાં!
એ બન્નેનાં મન-હૃદયની સાંકળી સ્નેહની તું!
ગંગા! તારા લલિત જલમાં શાંતિ અધ્યાત્મ દે, તું!

૮

આવું છું હો! ઉદધિથી મહાગૂજરાતેથી આજે:
ને પીયું છું મધુર જલને તુજ જ્યાં તું વિરાજે:
ન્હાઉં વન્દુ સ્મરણઅમીની અંજલિ અર્પું આ, જે-
તેની શાંતિ ગત સ્વજનને, દિવ્ય દ્દની તું લ્હાજે!

હરદ્વારે. શ્રી મહાશિવરાત્રિ સં. ૧૯૮૧: તા. ૧૧-૨-૧૯૨૬
મુમ્બઈના શેઠ શ્રી માધવજી. દા. હા. મૂળજી સાર્થ યાત્રાએ જતાં.

## ૨૯૨—જયઃ ગુર્જરી!

૧

જયઃ ગુર્જરી! રસ-નિર્ઝરી!
પ્રભુની પ્રણય-પ્રભુતા ભરી!
પ્રાણેશ્વરી! હિત-કિંકરી!
રસના! રમણુણલ બંસરી!
જયઃ ગુર્જરી રસ-નિર્ઝરી!
તુજ મુખ, શ્રુતિ-ગંગા સરી!

૨

માનસ સરે, તુંઃ સરસ્વતી! કોમલ કમલ પલ્લવવતી!
સૌન્દર્યને શૃંગારતી! મનનાંજને, રસ રંજને,
ઉર-ગુંજને રીઝાવતી! જયઃ ગુર્જરી!
મૌક્તિ વિમુક્તિ ને, વિમલ પુણ્યાત્મ હંસની સહચરી!
ગર્જે, અભય, મનુકંદ-કુંજે, જગતભરમાં: કિન્નરી!
તુંજ જ્યોતિમૂલઃ મનોગિરિ! જય ગુર્જરી!

૩

તું: ગિરા મહાગુજરાતની! તું: સ્વતંત્રતા જ સનાતની!
જનની તું સિંહ સંતાનની! ઉલ્હાસિની! તું: વિલાસિની!
ઉચ્છ્વાસથી ઉદ્ધારિણી! વિશ્વાસથી ભવ-તારિણી!
નવ રંગીલી! તું: તરંગિલી! રસ લક્ષ્મીની, તું: લાડિલી!
સાગર તીરે, તું: વસંત ઉપવનશી, લલિત, પરિમલ ભરી!
જય: ગુર્જરી! રસ નિર્ઝરી! સત્વર, તું: હો અગ્રેચરી!

તા. ૧-૪-૧૯૨૬-મુંબાઇ.

## ૨૯૩—અપત્યદેવ બાલકને

૧

લવકુશ-મુખે, રામે, સીતા, દીઠાં, કરૂણાકૃતિ!
શિશુ-નયનમાં, મા, તો, ન્યાળે, પિતાની રસાકૃતિ!
પ્રિય હૃદયમાં બન્ને વન્દે પ્રભુ-પ્રણયાકૃતિ!
જનક-જનનીને, વાત્સલ્યે, સુહાવતી સંતતિ!

૨

તમ જનનીને, ઓ બાલકાં! નમું, તમમાં સદા!
નયન વદને, હાસ્યોલ્હાસે, સનાતન ચારૂતા!
સુમન તમ શાં, ઓ જાયાનાં, પ્રફુલ્લિત જતા અહો!
પ્રણય પ્રભુના ઓ સૌભાગ્યે પુરાતન સંચરો!

૩

તમ અમરના, વ્હાલાં! દેશે, કુટુમ્બની કોલજો!
ઉર-વિમલતાં જે છે તેવી સદૈવ સુહાવજો!

બલ–સરલતા, એ કાલૂડાં! પ્રસારક સર્જીયાં:
પિતુજનનીએ ને આચાર્યે રસાંજન અર્ચિયાં!

૪

કુલ–ફૂલ! ઝૂલો સંસારે આ સનાતન સ્નેહના!
સરસ મધુરાં સૌન્દર્યે, તો, સુહાવ પ્રભા ભર્યાં!
તમ શરણના તીર્થે વ્હેતી સુતારક જાન્હવી!
લલિતાહૃદયે ન્હાતાં ગાતાં તરે તહીં માનવી!

૫

પ્રકૃતિ–દહને વાધે એની કુટુમ્બ પરંપરા!
સતી પતિ તણા ભક્તિયોગે પ્રજાંકિત જો! ધરા!
લહરી ગીતથી આરાધે જો! સજીવ શરત્ શતમ્,
પ્રભુની વિભુતિ ઝૂલાવે એ! અપત્ય સુદેવને!

સં. ૧૯૮૨ વૈશાખ શુદ ૧૧ જૂનાગઢ. તા. ૨૩–૫–૧૯૨૬.

## ૨૯૪–પ્રેમનાં પુણ્ય

૧

કૌમાર, જોઈ, ઉર લગ્ન વસંત કેરૂં,
પુષ્પે, વધાવું: પ્રભુતા ઝીલું: તેમ, લ્હેરૂં!
ચોમેર સમપદ કુંકુમ સ્હાઇ વેરૂં:
સંસારને પટ કુસુમ્ગલ, કાં, ન, હેરૂં?

૨

નાશનું મૈત્રક બનેલ અમારૂં, જ્યારે–
દીઠેલ યુગ્મ અમ યૌવનને કિનારે!

ત્યારે સ્ફુર્યાં નયનમાં કંઈ સ્નેહ સ્વપ્નાં!
ફાલ્યાં પ્રભુ! પ્રકટ ત્હેં દીધ દિવ્ય રત્નો!

૩

એ વૃક્ષની ફુલ-વસુ જગરૂપ સોહે:
સૌન્દર્યની અમરવેલ છવાય છોળે!
સૌભાગ્યને સરલ પૂર્ણ કલાપ, પૂરી–
ત્હેં પૂર્ણિમા, પ્રભુ! સનાતનને મધુરી!

૪

તે ધન્ય: જીવન-વને વિચરી રહ્યો ત્યાં–
ત્હારી કૃપાથી ગૃહ તીર્થ અખંડ સ્હોતાં:
ડોલું પ્રભુ! નવલ દમ્પતી-દર્શને જ્યાં–
પુણ્યાર્થ તો પ્રણય-જીવિતનો ફ્ળે ત્યાં!

૫

સંસારને ઉપવને, વનવાસી આવું:
આરાધનો શુભ અગોલ અતિથિ ન્હાઉં:
એ ધર્મ્યતા જીવનની પ્રભુ! રોજ છાજો!
ને યૌવને વિમલતા ઉજળી સુહાજો!

માર્ગશીર્ષ પૂર્ણિમા, સં. ૧૯૮૩, તા. ૧૯-૧૨-૧૯૨૬: બી. બી.
માટુંગા-મુંબાઈ.

## ૨૯૫—આરપાર

કાળ જ કોરાયાં આરપાર,
જેણી ઘાવે,
ઘાયલ કાં ક્યાંથી પામે પાર?

માને દૂધ રોજ સવાયાં:
પીધાં અમી તેવાં પાયાં:
ગાયાં ગાયાં છે સાંઝ સવાર !

મળતાં હદને આ પારે,
બેહદને પેલે પારે,
ભીતર ભેદાયાં અપરંપાર !

પૂર્વભવ ઓલ્યે આરે:
પુનર્ભવ સામે આરે:
આ ભવનો અપાર પોરાવાર !

અશ્રુ-પલ્લવ રસ-ગુંજે-
અશોક પલ્લવની કુંજે:
આશા-પુંજે અમ સારવાર !

આ કોરે હું ને મ્હારાં,
એ કોરે તું ને ત્હારાં:
વચ્ચે સંસારજ તારણહાર !

તા. ૧-૧-૧૯૨૭ શનિવાર-મુંબઇ: જોગેશ્વરીની ગુફામાં.

# ૨૯૬-રાસનો રસાક્ષર

૧

સ્વામી શ્રીકૃષ્ણને સ્વામિની રાધિકા,
રાસ રમતાં, રચે, જો ! પ્રણવ: ૐ !
દ્વૈત સંસારમાં દમ્પતી દિવ્યની,
રસ પ્રભુના ઝરે એ પ્રણય: ૐ !

૨

એ સુખે બંસરી, સપ્તપદ સખ્યની,
સપ્ત સૂરે ગજાવી, ઉરે:, ૐ!
નૃત્ય સંગીતની ધમક ધૂને, કરે,
ભેદ, નરનારીનો, એ હરે! ૐ!

૩

પુરુષ–આકર્ષણે, પ્રકૃતિ–આરાધને,
બ્રહ્મ: બ્રહ્માંડ: અન્યોન્યમય: ૐ!
રોમ રોમે, કુવારે, ફૂરી, ફૂદડી,
રમ્ય સર્જન ભરે એ પ્રણય: ૐ!

૪

અકલ પરિબ્રહ્મ: ૐ! સકલ બ્રહ્માંડ: ૐ!
વિશ્વ ચેતન વિભૂતિ પરમ: ૐ!
પ્રેમ-વિશ્વાસ: ૐ! શાંતિ સંતોષ ૐ!
કાર્ય ઉલ્હાસ કૃતકૃત્યતા: ૐ!

૫

તત્ર ને અત્ર માંગલ્ય કર દિવ્યતા:
માનવી પ્રીતિ–રસ નિર્ઝરી: ૐ!
લલિત અદ્વૈતમય દ્વૈત સંસાર,
આમ, સ્વર્ગથી સરસ હો શ્રીહરિ ૐ!

૬

સૃષ્ટિ શૃંગાર ૐ! જીવિત અલંકાર ૐ!
મુક્તિ સંયોગની તૃપ્તિ: બસ: ૐ!
એક ૐકાર જે પ્રણવ તે પ્રણય ૐ!
સાધ રમણે રસાક્ષર રચે: ૐ!

સં. ૧૯૮૩ પોષ વદિ ૧૧ શનિવાર: મુંબાઈ. તા. ૨૯–૧–૧૯૨૭.

# ૨૯૭–ફુલ ગુલાબી

( મેંદી તે વાવી માળવેઃ એ રાસ ગીતના ઢાળે )

કોયલડી ટહૂકે મ્હેકે, ને:
એની હલકે ફૂલી રહે વસંત રે!
ઝીલિયે ફુલ ગુલાબી રે!
ફુલડાં તો જાણે તારલા, ને–
ભરે ધરતી એમાં કાંઈ સુગન્ધ રેઃ ઝીલિયે!
લીલી તે છમ્મક રસ-ડાંખળી, ને–
લાલ પાંદડિયે પલ્લવ અનંત રે! ઝીલિયે!
પચરંગી ખીલે વસંત, ને–
એમાં નવરંગી ફૂલડાં ઝૂલન્ત રે! ઝીલિયે!
આભથી અબીલ ઉડી ઉતરેઃ ને–
ભળે ધરતીને પડ ગુલાલ રંગ રે! ઝીલિયે!
બાળકનાં નયન સમાં ફૂલડાંઃ ને–
એમાં પ્રકટે ગુલાબી રંગ રે! ઝીલિયે!
કુદરતે વસંતના ફૂલડાંઃ ને–
એમાં ગરવું ગુલાબનું ફૂલ રે, ઝીલિયે!
ચેતન પરિમલથી ભર્યાંઃ ને–
એમાં કોને દર્શન દિલ રૂસ? રે! ઝીલિયે!
વસંત સુહાવે પૃથ્વીને, તો,
કોણ કહેશો સુહાવે વસંત રે? ઝીલિયે!
એનાં સુવાસ ને સુરખીમાં, તો,
એક ફુલની ગુલાબી દે આનન્દ રે! ઝીલિયે!

વસંતપંચમી–સંવત્ ૧૯૮૩ઃ મુંબાઈઃ તા. ૬–૨–૧૯૨૭.

## ૨૯૮—નટરાજને—

( કાફી )

જય નિર્ભય નટરાજ !

વન્દિયે: જય નિર્ભય નટરાજ !

પ્રેમ–વિજયના તાંડવ નૃત્યે, નચવો છો; બ્રહ્માંડ !
લાસ્યે લલિત, સનાતન રાસે, મચવો છો, આનન્દ !
રસ-જીવનની સિદ્ધિ વિમલતા, જગવો છો: જય: સામ્બ !
સતીશ ! સંસારે, તપયોગી ! રહેજો અમ આલમ્બ !
ચિંતન–ચેતનની ગંગાને, રેલવજો જી: રસેશ !
અંતરાત્મને મસ્ત બનાવી મ્હલાવજોજી: મહેશ !
જગનાં ઝેર ઝીલી, જીરવો છો, નિશ્ચિંતે: નીલકંઠ !
હિમ શીતલ મનડે, ખેલો છો, ઉર્ધ્વ રમણુ, એકાંત !
કરૂણાને સંયમથી વિકસે અમ સંસાર–વસંત !
તૃપ્તિને પરમાર્થે દોરો: માનવદેવ મહંત !

તા. ૩–૩–૧૯૨૭: મુમ્બાઇ.

## ૨૯૯—મહાકવિ ન્હાનાલાલને

### જય પૂજન

૧

તારાક્ષરી, પ્રભુ, રચે, કરૂણાની, જેવી:
પૃથ્વી, રચે, કુસુમ–પલ્લવથી, જ, તેવી:
સંધ્યા ઉષાની કંઇ ચિત્રવિચિત્ર કેવી:
એવી, કવિ ! તુજ રસાક્ષરી: પ્રાણુ–દેવી !

૨

શ્રી માઘ ગુર્જર કવીન્દ્રથી ઉતરે તું:
ને ભક્ત દલ્પત કવીશ્વરથી સરે તું:
માણેક લક્ષ્મીથી છવાયલ સંચરે તું:
પુણ્યાર્થ, ન્હાનલ મહાકવિ! પાળજે તું!

૩

તું તો ગરૂડ પ્રભુ–વાહન ભાવ–ઘેલો!
તું સૂર્ય શો પ્રખર દૃષ્ટિ ભર્યો ઝળેળ્યો!
તારી સખે! સુકૃતિ મ્હાંય રસાબ્ધિ રેલ્યો!
સાહિત્યમાં તુજ પ્રસાદ વસંત રેલ્યો!

૪

જે પ્રેમ ભક્તિ ઉર–ગુર્જર ઉછળે છે,
ને રોમ રોમ નલિની લહરે ઝૂલે છે,
તેનાં વહી વિજય–મંગલ આજ તારાં,
પચ્ચાસ સેર ફુટતાં ઉડતો ફુવારો!

૫

પચ્ચીસ વર્ષથી સખે! શરણે ઝુક્યો છું:
ત્હારે લીધે હૃદય–હાસ્ય ભર્યો ફુલ્યો છું:
તાર્યો મને સુજ સતી ભવ–તારિણી એ,
એવો પૂજું સમવયસ્ક સખે! તને યે!

૬

રેવા ઉરે સુદલ પત્રપરે તું હાસ્યે,
બ્રહ્મા સમો રસકલા ધ્વનિમાં વિલાસે:
એવા રસર્ષિ કવિ ન્હાનલ! આજ તુંને:,
વન્દુ સુવર્ણ તુજ જન્મ જયંતી દિને!

ચૈત્રી પડવો શુક્લ: સં. ૧૯૮૩: તા. ૧૬–૩–૧૯૨૭.
મુમ્બાઇથી કાશી ગંગા જતાં ૨૪

## ૩૦૦–નિર્ભય હો નરનાર

હિન્દનાં, નિર્ભય હો: નરનાર!
આપણે પોતે તારણહાર!

એક પ્રભુની પ્રજા આપણે!
સત્ય એક સરકાર!

જન્મભૂમિના ઋણાનુબન્ધે,
રહિયે એકાકાર!

દેશજનોનાં દર્દ પીછાની,
પાજો માનાં દૂધ!

હૈયે હિમ્મત સજી, બહાદુરો!
રહો નિરંકુશ શુદ્ધ!

કરુણાળુ કિરતાર વણે, જો!
એક સૂત્રનાં તંત્ર!

તેમાં રહિયે સ્વદેશી વસ્ત્રે,
સ્વરાજ્ય માંહ્ય સ્વતંત્ર!

તા. ૨૩-૩-૧૯૨૭-મુમ્બાઈ.

## ૩૦૧–કવિવર ખબરદારને

૧

મુમ્બાઈમાં ફૂલ વસંત મહોત્સવે, તો–
આવ્યા, ભલે, ખબરદાર કવિ સખા! હો!
આ સાગરે ઉડતી જો! રસ છોળ કેવી!
મદ્રાસમાં પણ ઉડજો રસઓળ તેવી!

૨

ત્હારીય કાવ્ય કૃતિમાં કલિકા ઝીલી જ્યાં–
મેં પ્રેમની તુજ વસંત દીઠી ખીલી ત્યાં !
તું ગુર્જરી રસિક બુલ્બુલ રમ્ય ગાતું:
ત્યાં તો સદાય લયલીન ઝૂકી જવાતું !

૩

તારાં, સખે ! નયનના–મુખનાં ફૂલે, તો–
હૈયાની એ લલિત લક્ષ્મી હસી ઝુલે, હો !
એ હાસ્યથી સરલ નિર્મલ તું સુહાજે:
ને દેશને અભય–સંગીત રોજ પાજે !

૪

મેં યે ધર્યાં સફલ લાલન લાડિલીનાં:
તેથી સુહાઉં પરિતૃપ્તિ બળે સતીના:
પુણ્યાશ પલ્લવ ઝુલે જ અશોક મ્હાલું:
ને આરપાર જીવને પ્રભુને મ્હલાવું !

૫

વ્હાલા સખે ! પ્રણયના રમણે ઘૂમું છું:
ને દેશમાં ઉર–રસામૃત ઝીલવું છું:
તું પ્રેમનો રસ–કવિ મુજને સહાજે:
ને કાવ્યની કુલીનતા પ્રભુતા લહાજે !

તા. ૨૪–૩–૧૯૨૭–મુંબાઇ.

# ૩૦૨--પ્રભુ! તમ કિંકર, હું, અનુકૂળ!

(કાફી)

પ્રભુ! તમ કિંકર હું અનુકૂલ!
પ્રેરજો સર્વ હિતે વણમૂલ!

અંતરાત્મની ગૂઢ નિકુંજે,
સ્ફુરો સમીપ સુરમ્ય!

મનોબુદ્ધિ, કે દેહ સિદ્ધિએ,
દીસો દૂર અગમ્ય!
પ્રભુ! તમ શરણુ લલિત દિલ ફૂલ!

પ્રાણ પ્રફુલ્લિત જીવિત-જ્યોતથી,
રહો સતત તમ ભાન!

જગત ભરી કરુણા તમ ઝીલું:
સમજું પ્રભુ! તમ ગ્નાન!
પ્રભુ! ત્યમ સત્વર શમું અતુલ!

ચારૂ ચન્દની સમ શીતલ, તમ,
ચિંતન-ચન્દન ચ્હાઉં!

પ્રેમ પુરાતન, ભક્તિ સનાતન,
જગ પરિચરણે, ચ્હાઉં!
પ્રભુ તમ દર્શન મન મશગુલ!

તા. ૨૫-૩-૧૯૨૭-મુમ્બાઇ.

# ૩૦૪–મહર્ષિ આનન્દશંકર ધ્રુવને કંઠે

૧

પૃથ્વી પુરાણુ જગજાન્હવી ધીર નીરે–
કાશી ઝૂલે સ્મિત ભરેલ સુરમ્ય તીરે:
ને ત્યાં સુહાય શુચિ શારદપીઠ હિન્દ:
આનન્દના સુર, પૂજ્ય, વસન્ત ઇન્દુ !

૨

ચૈતન્યનાં પરમ મર્મ પીછાનનારા:
સૌન્દર્ય–સર્જન તણા રસ ઝીલનારા:
ને તત્વ તેજસ જગે ઝળકાવનારા:
આનન્દશંકર મહર્ષિ મ્હલાવનારા !

૩

શ્રીકૃષ્ણની અભય–યોગની એક ગીતા–
યોગે સુગુર્જર સુરાષ્ટ્ર તણે પ્રણીતા !
ગંગાજીને શરણ, ગુર્જર તત્ત્વવેતા !
આનન્દ–યોગ રચજો ભવનો પ્રણેતા !

૪

સંસારની પ્રણય–સુન્દરતાની દેવી:
સૃષ્ટિ સમી ઉર–ભરી તમને મળેલી:
ને એ સમી શરણ–તારણ–હારિણીને
આનન્દ શાંતિ પ્રભુનાં ફૂલ ઝીલિયાં ત્હેં !

૫

ત્યારે સુદર્શન વસંતની પુણ્ય લક્ષ્મી,
છાઇ રહેલ અમને ય ઉજાળનારી:
સોઽહમ્ સુણી સતી ઉરે ધર્યું મ્હેંય સાઽહમ્
અદ્વૈતને અનુભવું પ્રણયે સદાનું !

તા. ૫-૪-૧૯૨૭: ચૈત્ર શુક્લ પંચમી સં. ૧૯૮૩:
ગંગા કાશી હિન્દ સેન્ટ્રલ કૉલેજમાં:

## ૩૦૫–ગંગારાધન

૧

ચૈત્રી વર્ષે ઉગી પ્રતિપદા ઉગ્ર કલ્યાણકારી:
તારા જ્યોતે પ્રકટી જ ઉષા સૂર્ય શૃંગારનારી:
રશ્મિ ઝૂલ્યાં જલ-વહનમાં વાયુની શીત લ્હેરે:
ત્યાં મેં જાણ્યું પુનિત હસતાં માત ગંગાજી હેરે!

૨

રોમોત્કમ્પે વદન મલક્યું જ્યાં મને સાંભર્યાં મા!
જાણે જોયાં રવિ-કિરણનાં ગૌર ગંગાજળે: મા!
નેનો રોયાં સદય ઝીલતાં અશ્રુની અંજલિ: મા!
ગંગા કંઠે જનની શરણે હું શમ્યો ચૂમતાં મા!

૩

તારા તેજે નયન ભરિયાં જન્મતાંવેંત મેં મા!
તારા હૃયે જીવિત ધરિયાં ખેલતાં ખોળલે: મા!
ત્હારી ન્હોડે ઉર ભર્યું મહાસાર્થ પુણ્યાશયે: મા!
ગંગા ત્હારા ત્વરિત તરણે યોગ-લીલા તરૂં: મા!

૪

દેવી ગંગા નભથી ઉતર્યાં પૃથ્વી–ઉધ્ધાર અર્થે:
યોગૈશ્વર્યે હિમગિરિ ઠર્યાં માનસાનન્દિની એ!
જ્ઞાનાક્ષિની રસમય દ્યુતિ નિર્ઝરે પાવની એ!
તીર્થે ત્હારે પ્રણય–પથમાં આત્મ–ગંગા વિવેકે!

૫

ગંગાજી! છો સભર ભરિયાં શુધ્ધિ–સૌન્દર્યે સ્હોયાં:
હૈયે હિંચે ઉડુગણુ ભરી રમ્ય આકાશિકા ત્યાં:
પૃથ્વી પીઠે રમણી યમુના પ્રાણુ–સાહેલડીને:
સ્હાતાં મ્હાલે સુખમલપતે ગૌરવે મસ્ત ગાને!

૬

શું આરાધ્યું? જીવિત વહ્યું છું વર્ષ પચ્ચાસથી હું:
ને તેમાં છું ગૃહકુલ મહીં તૃપ્ત સદ્ભાવથી હું:
વાનપ્રસ્થ્યે વહિશ હું હવે દેવી ગંગા યમુના!
કાવ્યાલાપે નટનૃપ સમો તારજો: તારનારાં!

૭

ઘૂમ્યો છું હો પ્રણય રસિલો કાવ્ય–સંગીત નાટ્યે,
ને તેથી તો જીવિતની કલા સિધ્ધિયે સાધી છે મેં:
ભાવે ભાવ્યાં પ્રિયજન ઉરે પ્રાણુ-પૂજા ધરી મેં,
ગંગા! વ્હેતાં તુજ રામ હવે સાગરે તો શમું ને?

૮

વૈરાગ્યાન્તે ઉછળીશ હવે ગર્જતાં: પ્રેમ–ગંગા!
શૃંગારે તો ધરીશ જગને મુક્તિ-માધુર્ય: ગંગા!
ઝીલી લેતાં જગત ઝરણાં મોકલું મેઘ: ગંગા!
ધીરી ધારે લલિત કરૂણા ઝીલજે: મા! તું: ગંગા!

ચૈત્રી પડવે: સં. ૧૯૮૩: તા. ૧–૪–૧૯૨૭: કાશીતલ વાહિની
ગંગાતીરે.

# ૩૦૬–આરાધિતાને

૧

ગંગા તારા અવાને વહને જોઉં આકાશિકાને:
ત્યાંથી ઝીલું નભની સુરના ઝૂલતી સ્મિત-સાને:
તારા નીરે ચરિત ચળકે પુણ્ય સૌન્દર્ય ભીનું:
તારા તીરે વ્રત તપ ભર્યાં તીર્થનાં પુષ્પ વીણું!

૨

આરાધિતા, પ્રણયને રમણે, સુહાતી:
નારાયણી શી, યમુના! ઉર–ગીત ગાતી:
સ્નેહેશની સતી સુહાગણ તું કુલાતી:
તારા રસે રસિકતા જગની મ્હલાતી!

૩

ગંગાદ્રિથી હિમરસા વહે અદ્રિકેદાર ગંગા!
આનન્દિણી ત્વરિત સરતી ટાળવા ભોગ–તૃષ્ણા!
તું તો અર્પે જનની-પય શાં જ્ઞાન–વૈરાગ્ય સિદ્ધિ!
તૃપ્તિ શાંતિ ભરતી જીવિતે, સ્નેહની એ સમૃદ્ધિ!

૪

જમ્નાદ્રિથી ઉછળતી ઉતરે યમુના:
કૌમારને ક્રીડન કિલ્કિલાતી શું તું ના?
સંસારને સરલ તું કરવા મથે ના?
સૌન્દર્યને હજી સુહાવતી તારી વીણા!

તા. ૧૧-૪-૧૯૨૭ યમુના તીરે–આગ્રા.

## ૩૦૭–શિવાજિતને

જીજીમાનો જાયો:
સુત સવાયો જે શાહજીનો:
ગવાયો, જગતજોધ શૂરવીર શિવાજિત !
આકાશમાં ઇન્દુ એક: ઇન્દુયદુકુલરેખ:
યાદવેન્દુ કૃષ્ણ નેક: યદુવીર શિવાજિત !
સિંધુ કેરે પૂર્વ તીર: હિન્દુઓ અભયવીર !
હિન્દ મહારાષ્ટ્ર હીર: રણધીર શિવાજિત !
શિવને, ન જિત્યા કામે: ભગવી, એ કાળભસ્મે,
ઝૂઝયો હિન્દુ–ધર્મ–ઝુંડે: જયવીર શિવાજિત !
ભવાનીના ભેખા–દેશે, રામભક્તિના આવેશે,
સ્વરાજ્ય રચે સ્વદેશે, નરવીર શિવાજિત !

સં. ૧૯૮૩ વૈશાખ સુદ બીજ તા. ૭–૫–૧૯૨૭ મુંબઇ.
શ્રી શિવાજી મહારાજની ત્રિશતવર્ષી પ્રસંગે. માટુંગા.

## ૩૦૮–સમુદ્રને

૧

સમુદ્ર ! તું સુહાગી દેવ પૃથ્વીએ ઉરે ધર્યો:
મનોહરી મ્હલાવતાં તું પ્રાણ–શોભના વર્યો:
સતી સુહાવતાં રસાંબરે અલંકૃતે કર્યો:
વનસ્પતિ લીલી ધરી પરિમલે તને ભર્યો !

૨

પ્રભુની અંગ શી વિભુતિ પૃથ્વી સાગરે અહો !
તું મુદ્રિકા તણો મણિ શું વ્યોમ તેજ ઝીલતો ?

રચે તું સુદ્રણે તરંગને શું પ્રેમ–અંકનો?
રસાક્ષરે સુરત–લેખ સ્હોય અમ રંગનો!

૩

વશળ દિલની પ્રભુ–ઉરે સ્હુડાવી ગુંજતો:
દયાળુ મેઘ વર્ષતાં ધરી અમી તું નાચતો!
ઝીલી અનુગ્રહો સખે! ઝીલાવતો તું તો ભલો:
લયે, વિલીન, તાનમસ્ત, તું અધીન એકલો!

૪

સમુદ્ર! રમ્ય તું ગમે: રમૂજી રંજને રમે:
ઉમંગથી તું ઉછળે છતાં તું સંયમે શમે:
મીઠાશ તુજ મેહુલાની પૃથ્વી વ્યોમથી ઝમે:
રસાય રેશમી દિલો ઉદાર પ્રેમ–સંગમે!

તા. ૨૮–૫–૧૯૨૭: માટુંગા બી. બી. મુમ્બાઈ.

# ૩૦૯–બાલકના બોલ

૧

પ્રભુ! નમિયે તમ ન્હાનાં બાળ:
રૂમઝુમ રમિયે ઉર–રસાળ!

૨

એકમેક સઉ કરિયે વ્હાલ!
માતઃ પિતાઃ ગુરૂઃ લે સંભાળ!

૩

બાહાદૂર રહિયે જી, રસાળ:
ઉજાળજો પ્રભુ! દીન–દયાળ!

૪

દરિયે જેમ ગગન લ્હેરાય,
પ્રભુ! તમથી અમ મન મલકાય,

૫

બાળકડાં કરિયે કલ્લોલ:
રીઝવિયે સઉને રસબોળ!

તા. ૭-૬-૧૯૨૭: સહચારશાળા-મુમ્બાઇ.

## ૩૧૦-સૌંદર્યની આરાધના

૧

અહો ! આ સૃષ્ટિ તો દિસતી મૂકને તૃપ્ત સઘળી:
ન એને શંકા કૈં સળગતી હશે કેમ અગ્નિ:
અહા ! વિશ્વાસે જો ! વદન પરતો વ્હાલપ ભરી !
મનુષ્યોને એવી કયમ ન પ્રભુતા મંજુલ વરી ?

૨

અથાતો જિજ્ઞાસા, મૂળ સકળ પુણ્યાર્થનું ન શું ?
મનોબુદ્ધિ જાગ્યે સદસત્ વિવેકે જગ રચ્યું,
ઉરે ભાવો વ્હેતા સરળ જીવિતે સ્વસ્થ સહુ રહે:
લહેરાના ગાના પ્રભુપદ મુખે માનવ મળે !

૩

ભવે આ, ઓીડાના અનુભવ નવા, દુઃખ સુખના:
ઝરે અશ્રુ ઊન્હાં, સ્મિત રૂદનના, શુદ્ધ કરતાં:
સુઝે, વૈવર્ષ્યે, તો, રૂપ રસભર્યાં પાત્રની કલા !
કલાપે પૂર્ણાત્મા પ્રકટ દીસતા ગોળ ગરવા !

૪

નર્યાં ઓ ચૈતન્યે, સભર ભર્યું ઐશ્વર્ય ચળકે !
રમે, નાચે, ઘૂમે, પ્રકૃતિજીવિતો ! પ્રાણફૂલડે !
અનેરા સૌન્દર્યે, પ્રણય મધુર લાવણ્ય લહરે:
લળીને આરાધું, લયલીન હું, લાલિત્ય સઘળે !

તા. ૭-૬-૧૯૨૭ મુંબાઇ. ૬—૧૩૦/૧૫૨

## ૩૧૧–તમે રોજ નવાં નાનકડાં !

૧

વ્હાલાં પ્રાણસમાં બાળકડાં !
પ્રભુનાં છો રમ્ય રમકડાં !
કિલકિલો તમે એ ક લ ડાં:
પ્રભુ ઝીલે તમ મરકલડાં !

૨

હસ હસ હસો હસમુખડાં:
અમે ઝીલિયે જીવન-સુખડાં:
ખુલ્લે દિલ કરો અડપલાં:
અમે ભૂલિયે કે અમ દુઃખડાં !

૩

આવાં બાલક બહુ બોલકણાં !
તમે સહુજ અમારાં શમણાં
આવો, તમથી અમ બલ બ્યમણાં !
તમે રોજ નવાં નાનકડાં !

તા. ૨૧-૯-૧૯૨૭ મુંબઈ.

## ૩૧૨—રસાર્દ્ર કવિને

૧

જીવિત-રવથી ઘેલો ઘૂમે રસાર્દ્ર તું તો કવિ !
કુદરત હવે સાથે સખ્યે સમાનહિતો વળી !
સમરવ ભરી સૃષ્ટિને તો ગજાવી રહે કંઈ:
અધૂરી વિભૂતિ બન્ને ત્હોયે દિસે દીનદામણી !

૨

કુદરત રહે કૈં સૌભાગ્યે સુહાવતી રાજવી !
  તું કુદરતને શૃંગારે કૈં રસાત્મક તો કવિ !
વિમુખ ન છતાં સન્મુખે યે પરસ્પરતા વધે:
  પ્રભુ પ્રતિ રહો બન્ને ત્યારે અભિમુખતા ફળે !

૩

સરસ પ્રભુતા સ્રષ્ટાની યે કવિ ! તું સુહાવજે:
  નયન હૃદયે તારા ઝૂલે પ્રભુજી હુલાવજે:
કવિ ! પ્રકટશે તારા મ્હેરે અપાર્થિવ દિવ્યતા:
  સુર-પરિમલે મ્હેંકી રહેશે જગે જય-ભવ્યતા !

૪

જીવિત-કવિતા રેલાશે ત્યાં સુસંગતિ સંગીતે:
  ઉડુગણ રવે ભેળાશે ત્યાં કવિ ! ધૂન જામશે:
શ્રુતિ રવ ભર્યાં તારા સૂરે તને ય નચાવશે:
  હૃદય કુસુમે ઉડેરાજે તું: પ્રભુ ય વધાવશે !

૫

સુખ દુઃખ ભર્યાં ગાયાં ગાજે સુયોગ વિયોગમાં:
  કરુણ જીવિતે હારે ગીતો કવિ ! કરુણા તણાં:
પ્રણયરસિલાં વિશ્વાસે કૈં અશોક બની જશે:
  જીવતરસૂરે વ્હીલાં વ્હાલાં પ્રફુલ્લિત ફુલશે !

તા. ૧૬-૧૦-૧૯૨૭ મુંબાઈ.

# ૩૧૩–કવિશ્રી મોહિનીચન્દ્રને

૧

ઉલ્લાસ મૂર્તિ ! કવિ મોહિનીચન્દ્ર બન્ધુ !
ઊજાળજે ધરણીને રસ પાઈ: ઇન્દુ !
તારે પ્રકાશ ઉર ન્હાય સુરમ્ય શાંતિ:
આત્મા ધરે લલિત ભાવ: પવિત્ર કાંતિ !

૨

તું તો તરૂણ ઉર–યૌવનથી ભરેલો:
ઉષ્મા અરૂણ પ્રતિભા થકી તું વરેલો:
પુણ્યાભિલાષ નવ સૌરભના તું ઝીલે:
કાવ્યે સદા પ્રસરજે ભવ આ રસીલે !

૩

હું તો હવે જીવનને વન ઉતરેલો:
સંધ્યા તણી શીતલ લ્હેર ઝીલી રહેલો:
ત્યાં આવજે લગીર કોઈ કવાર: બાપુ !
તારા સૂરે, પ્રભુજીને, ઉર, પૂજવા તું !

૪

ને, તું, સખે ! વિચરજે રસ પુણ્ય–પન્થે:
ત્હારો અહા ! પ્રણય–યોગ થશે વસંતે !
રહેજો સદૈવ સુકુમાર અરંગ રંગે:
સંસારને સુહવજો પ્રભુ ન્હાઈ સંગે !

૫

ને કાવ્યમાં કવિ ! તું જીવન–ગીત ગાજે:
ગાતાં સખે ! નચવજે જગને સદાયે:
સંગીતથી પ્રણયના ઉછળે ફુવારા;
આનન્દ વૃદ્ધિ ભરશે પ્રભુ તારનારા !

તા. ૩૧–૧૦–૧૯૨૭–મુમ્બાઇ.

## ૩૧૪–યુગકુમારને

૧

જગ–કુંજને, સ્વપ્ને, સદા, રમજે, સરલ સુકુમાર: તું !
આશા–ઉષાને રંગ, બનજે રસ–કલા કરનાર: તું !

૨

ઉર–ગુંજને, આદર્શ આશક મ્હાવરો બનનાર: તું !
ઘેલો બની ઘૂમીશ ત્યારે થઇશ તારણહાર: તું !

૩

રસ–રંજને, સંસાર સુન્દરનો બનીશ સીતાર: તું !
તારા સૂરે લલકારશે જગ, ગજવજે રણકાર તું !

૪

મન–વ્યંજને પરિમલભરી આણેજ ઉદ્ધરનાર: તું !
દુઃખે દુભાયલને અવનિમાં હસમુખાં કરનાર: તું !

૫

નયનાંજને, પુણ્યાત્મની વીજળી પ્રકટ કરનાર: તું !
એવા પુરાતન પ્રણયનો રહેજે લલિત અવતાર: તું !

૬

ભવ-નન્દને, ગર્જન વિભૂતિ સહાયક યુગકુમાર: તું !
વિલસાવી સત્સદ્ચારને યુગનેય જોડાવનાર: તું !

તા. ૧૬-૧૧-૧૯૨૭ મુંબઈ વિ. પુરાતનભાઈ, જળરેલસંકટ સેવા ધરી કરાંચીથી આવતાં–

## ૩૧૫–નરસિંહ મ્હેતા

૧

જીવન-વિજેતા: ઉજળા રહેતા:
સુખ દુ:ખ સહેતા: નરસિંહ મ્હેતા !

૨

દિલડાં દેતા: મન ભરી દેતા:
ભજનો કહેતા: નરસિંહ મ્હેતા !

૩

મુખ મલકાતા: લયલીન થાતા:
પ્રભુરસ પાતા: નરસિંહ મ્હેતા !

૪

રમઝટ લ્હાતા: થનગન તાતા:
બધે સમાતા: નરસિંહ મ્હેતા !

૫

જગત્રાણુ વ્હેતા: સરલ હલેતા:
સુર પથ નેતા: નરસિંહ મ્હેતા !

૬

ભજનિક બંકા ! રેલવ ગંગા !
તુજ જય ડંકા ! નરસિંહ મ્હેતા !

તા. ૧૭-૧૧-૧૯૨૭-મુંબાઈ.

## ૩૧૬-લાડિલીના લ્હાવ

૧

જીવન જયવંત, સખિ ! વ્હાલના વસંતમાં–
ઝળકે, જોને કેવું, આજ ! લાડિલી ! હો લઈએ એ લ્હાવ !

૨

ઉર એકરંગી, સખિ ! દુનિયા દોરંગીમાં–
મલકે, જોને ! કેવું, આજ ! લાડિલી ! હો લઈએ એ લ્હાવ !

૩

જગ નવરંગીલું સખિ ! પ્રપંચ પચરંગીલે,
પુલકે જોને ! કેવું આજ ! લાડિલી ! હો લઈએ એ લ્હાવ !

૪

તારાનું તેજ, સખિ ! કાલિમાની સ્હેજમાં,
ચમકે, જોને ! કેવું આજ ! લાડિલી ! હો લઈએ એ લ્હાવ !

૫

પ્રભુતાનું પુણ્ય, સખિ ! લલિત રમ્ય લ્હેરમાં,
ધમકે, જોને ! કેવું, આજ ! લાડિલી ! હો લઈયે એ લ્હાવ !

૬

બાળક શિર મોર ! સખિ ! બાલિકા જયમાલિકા !
ઝળકે, જોને કેવાં, આજ ! લાડિલી ! હો લઈયે એ લ્હાવ !

૭

માનવનાં બાળ, સખિ ! પ્રભુની જયમાળ શાં,
ઝલપે, જોને ! કેવાં આજ ! લાડિલી ! હો લઈયે એ લ્હાવ !

તા. ૨૮-૧૧-૧૯૨૭-મુંબાઇ.

## ૩૧૭—નિત્ય નવીનને

(હરિણી વૃત્ત)

૧

ઉર-સૃજનના દ્રષ્ટા ! સ્રષ્ટા, દ્યુતિ સુકુમારના !
રૂપ-જગતને, જોજે: બાપુ ! અનુભવજે સદા !
રસ-જીવિતના શૃંગારે, તે મધુર સુહાવજે !
જીવન-પ્રભુના લ્હેરાશે, ત્યાં, પ્રભુ પ્રકટાવજે !

૨

જગતભરમાં સૌન્દર્યોને ઝીલી તું ઝીલાવજે !
લલિત તુજ કૈં લાવણ્યે તો ચમત્કૃતિ ખીલશે !
તુજ સુજનતા ચૈતન્યોની વિભૂતિ બની જશે !
નહીં તું ભવના ભાવિ કેરો વિધાયક તો થશે !

૩

દિનમણિ દીપે જોને ! કેવા પ્રતાપ પ્રભા ભર્યો !
  રજનિ મણિ તે જાણે દીવો જ્વલંત અનંત નો !
પણ ગગનમાં તારા તો, જો ! કરૂણસ્મિતે ભર્યાં,
  ગૂઢ જીવનમાં એવાં હૈયાં હસે રડતાં જ કાં ?

૪

રગ કરૂણતા એવી જોતાં ઝગે તું અરૂણ શો !
  ઉર તણી ઉષા તારી તુંને બનાવતી સૂર્ય શો !
રવિ શશિ અને તારા સૃષ્ટિ પુરાતન ચેતને,
  હસવી જગવે તુંને એ સૌ વિવેક રસેન્દ્રને !

૫

અનુભવી રહું આવું તેવા અનુગ્રહ પામજે !
  જીવિતભર તું ચારૂ સ્હોજે સનાતન શો સખે !
શ્રુતિની ધૂન તો શ્રોતા હુંયે ઘૂમું સહ-જીવને:
  ગજવીશ સદા ઉદ્ગાતા હું, તું નિત્ય નવીનને !

તા. ૨૮-૧૧-૧૯૨૭-મુંબાઈ. "વીણા" માસિકને ધર્યું.

## ૩૧૮--જીવન જયંતી

સોનેરી સૂરજ ઉગતો, ને-
  એનાં કિરણે, ગુંથાય જયકિનાર રે,
    ધન્ય: જીવનની જયંતી રે !
ચેતન ફુવારા ઉડતા, ને-
  એને શીકર, ઝીલાય ચમકાર રે ! ધન્ય:

તનની કેળવણીએ, ઝૂઝિયે; ને-
કાંઇ કરિયે દુઃખિયાંની વ્હાર રે! ધન્ય:
મનની મેળવણીએ, ખૂજિયે, ને-
કાંઇ ગરવાંના ગુણ અપાર રે! ધન્ય:
ભ્રમની ભૂલવણીએ, ભૂલિયે, ને-
ભૂલ એક બીજાની થઇ જનાર રે! ધન્ય:
ઉરની હેળવણીએ ઝૂલિયે, ને-
કાંઇ હેતને હિંડોળે એકતાર રે! ધન્ય:
તાતજીને તેજ શૂર-વીરતા, તે-
દેશનો સ્વતંત્ર કરિયે જયકાર રે! ધન્ય:
જનનીને દૂધ બળ ઉજળાં તે-
લલિત રહિયે સુંદર સુકુમાર રે! ધન્ય:

તા. ૩૦-૧૧-૧૯૨૭ મુંબઇ.

# ૩૧૯--ભાવિના ભયભીતને

૧

સ્વેચ્છા અર્પી સરલ પ્રભુજી માનવીને ખડલાવે:
ને તેથી એ મધુરું મલપે મસ્ત માતંગ ભાવે!
ઉન્માદે, કે, રચી વિષમતા, ભોગ, એને, સતાવે:
ત્યારે ભાવિ પ્રકૃતિ સમતા સાચવે, ક્રૂર દાવે!

૨

મુશ્કેલી છે, વિમલ પથમાં, માત્ર, સંસ્કાર-અર્થે:
તે, તો, બન્ધુ! વિકૃત નજરે દુશ્મનો શી દીસે છે!
કિંતુ, વિશ્વે, પ્રકૃતિ લહરે ઝૂલતો તું જશે, તો-
આશે ગીતો, ભવ-વિભૂતિઓ, પ્રેમનાં, તું વિષે, હો!

૩

પાતાલે, યે, પૃથિવીપર, છે, સ્વર્ગ, યે, આંહીઃ બાપુ !
પાપે, પુણ્યે, ઉભય પ્રકટે એ, સદા, આંહીઃ બન્ધુ !
ભોળાં ત્હારાં હૃદયઃ નયનોઃ તો દિસે અશ્રુ-ભીનાંઃ
તો, દૂભાતો, ક્યમ, તું વિચરે, શ્રીપ્રભુ સ્હાય છે, ત્યાં ?

૪

તો, બાપુ ! જો ! વિમલ મનથી તું રહે, છે જ તેવો-
તો, તો, ત્હારી વિરલ પ્રભુતા ઝીલશે સ્વર્ગ-દેવો !
એવી શાણી જીવિત-શુચિતા, દિવ્ય દર્શાવનારી,
ચાલો, સૌને, ખૂબ, ઝીલવિયે આપણે, તારનારી !

તા. ૫-૬-૧૯૨૮ મુમ્બાઈ.

## ૩૨૦—લલિત-વસંત

લલિત વસંત આ—
પ્રાણ ભરે પ્રફુલ્લિતતા !
વિભૂતિ અનંતઃ
લૂમ ઝૂમ છાય કુસુમલતા !
પ્રેમ-ઉમંગઃ
નવ રસ રંગઃ
કુમકુમ છાય મંગલતા !
માનવઃ ધન્ય !
હૃદય અનન્ય !
રૂમઝુમ છાય કોમલતા !

તા. ૨૬-૨-૧૯૨૮: મુંબઇ રેડીયો, કૌમુદી.

## ૩૨૧–ફુલ–જ્યોત

ઝગે જો ફૂલની જ્યોત વસંતે !
સર્જનને શૃંગારે, દિવસે,
ઉષા સંધ્યા નવરંગે:
પણ, ફૂલડાં પુલકાવે સુગંધે
માનવ ઉરને ઉછરંગે !
રમણીય રાતે ચન્દ્ર તારિકા,
મલકાવે ઉછરંગે:
પણ ફૂલડાં યૌવન છલકાવે,
માનવ પ્રણય-તરંગે !
પૃથ્વીનાં માનવ-ફૂલડાં, તો,
રાસ રમે રસ-પન્થે:
નયન હસાવે, ગીત છકાવે,
જ્યોત જગાવે દિગન્તે !

તા. ૫-૩-૧૯૨૮ મુંબઈ

## ૩૨૨–સચ્ચિદાનંદઃ જય !

સચ્ચિદાનંદ : જય !
અંતર-વસંતઃ જય !
સત્ય પરિગ્રહ : જય !
વિશ્વ-અવલમ્બ: જય !
પરમ ચૈતન્ય : જય !
વિવિધ ઐશ્વર્ય: જય !

ચિન્તને ચિત્તઃ જય !
અભય મન નિત્યઃ જય !
હૃદય–ઉછરંગ–જયઃ !
પ્રકૃતિ નવરંગઃ જય !
જીવિત સત્–જંગ જય !
સાધુ સત્સંગઃ જય !

માઘ પૂર્ણિમા સં, ૧૯૮૪: માર્ચ ૧૯૨૮ મુંબાઇ.

## ૩૨૩–સ્વપ્નદ્રષ્ટાને

૧

જાગ્યો પૂરો, ત્યમ, જગવજેઃ સૂર તું સ્વપ્નદ્રષ્ટા !
જોઇ કે ત્હેં ઉર–ઉછળતી બારડોલીની સત્તા !
આખા હિન્દે વીજ સળકતી જોઈ સ્વાતંત્ર્યની કે ?
એની એ, જો ! ઝસુકી ઝળકે અસ્મિતા ગૂજરાતે !

૨

સત્યાર્થે જો ! યુવક યુવતી ગુર્જરી તુજ જેવાં
સ્હેતાં સ્હાતાં રણ–રમણમાં ઝૂઝતાં ધન્યઃ કેવાં !
સૌરાષ્ટ્રેયે પ્રભુજીની પ્રજા હુંકતી સિંહ શી જો !
કચ્છે જાગ્યો જગસફરનો આજ શો ભાવ–ભીનો !

૩

સ્વપ્ના–દર્શો ઝીલી તું ય રચે સિદ્ધ સાહિત્ય સૃષ્ટિઃ
તેમાં વાંચે તુજ જીવિતનાં દર્શનોઃ દેશ–દૃષ્ટિઃ
તું ઝૂઝે તો મન–ઉર તણી યોગ–લીલા પ્રકાશે;
પંચે પૂછ્યો પ્રખર ઘૂમજે ભાર્ગવી વીર ! દેશે !

૪

ગાંધીજીએ પરખી જગવી ગુર્જરી વલ્લભે તે-
હિન્દે તોએ અમરદીપતી બારડોલી સ્વરાજ્યે !
તેવા યોગો કંઈ પ્રકટશે જાતભોગે જ હિન્દે !
ત્યારે સ્હાશે પ્રભુની કરૂણા-લક્ષ્મી પુણ્યારવિન્દે !

૫

સ્નેહે સેવ્યા પુનિત ચરિતે દ્વારિકેશે કન્હૈયે:
ધર્મે સ્હાયાં પ્રભુજન મહાભારતે એ રવૈયે !
સાહિત્યે યે હીર હૃદયનાં ગ્રન્થિએ એજ સૂત્રે:
એ રજ્જુએ જનની ભૂમિને સેવિયે એક તંત્રે !

તા. ૧૮-૭-૧૯૨૮ મુંબઈ-"ગુજરાત"

## ૩૨૪--તાપીને તીરે-

સ્વતંત્રતા, સ્વરાજ્યની, ઝીલો, તાપીને તીરે !
નિરંકુશને નીડર સદા ઝુલો, તાપીને તીરે !
કર્યો ગુર્જરી વલ્લભે સતીયાનો જયકાર !
બારડોલી નરનારનો ધન્યઃ સત્ય-સહકાર !
પ્રતાપ, જ પુણ્યનો પ્રખર, ઝીલો, તાપીને તીરે !
વિહારે પ્રેમને, નિર્મલ, ઝૂલો, તાપીને તીરે !
મનોગિરિ દૃઢમૂલને મુખ તો દિલ દરિયાવ !
લાડિલાં જન તીર વસે વહે કુલીન રસભાવ !
પુરાતન પ્રાણનાં ચેતન ઝીલો તાપીને તીરે !
સનાતન સત્યને જીવન ઝૂલો તાપીને તીરે !

તા ૧૦-૮-૧૯૨૮ મુંબઈ.

# ૩૨૫—રાજયોગી લાલાજીને

૧

ગયા પંજાબના વનરાજ લજપતરાય લાલા !
સહ્યા તેં ઘાવ કારી દેશને કરી સ્હાય લાલા !

૨

નિરંકુશ હિન્દ તુજ દિલને રૂધીરે ન્હાય: લાલા !
સ્વદેશે સર્વ કેસરિયાં કરીને ધાય: લાલા !

૩

પ્રભુનો પ્રેમ ભક્ત તું આર્ય જોગીરાજ લાલા !
ઝૂઝ્યો તું હિમ્મતે બહાદૂર અમર સહસા જ લાલા !

૪

રમત ખુલ્લી રમ્યો તું રોજ રૈયતકાજ: લાલા !
નીડર નરવીર ત્હેં તો જોગવ્યું જ સ્વરાજ્ય લાલા !

૫

સપૂત ! તું દેશમૈયા હિન્દનો સરદાર લાલા !
પ્રજાધીન દેશ તુજ ભોગે નથી લાચાર: લાલા !

૬

હવે તો હિન્દ તપશે સૂર્ય શો સાકાર લાલા !
જગવી સત્ જોમ કૈં અવતારશે કિરતાર ! લાલા !

તા:. ૧૭–૧૧–૧૯૨૮ મુંબાઇ.

# ૩૨૬–સિન્ધુ મ્હેરામણને

૧

નભેન્દુ, શૃંગમાં, સરે ! હિમેન્દુ, બિન્દુ, નિર્ઝરે !
રસેન્દુ, રંજને, તરે ! વહે તું, સિંધુ ! સાગરે !

૨

તું ઉદ્દ્‌ભવે, દિશુત્તરે ! સ્વમાનને સરોવરે !
સુહાય, હિન્દને કરે ! વહે, તું પશ્ચિમાંતરે !

૩

ઉષા પ્રદેશને તીરે, મીઠી મહેરને નીરે,
રગે, સુધા તું, તો ભરે ! મહાનદી તું વિસ્તરે !

૪

અમી, તું ઉરમાં, ભરે ! તું હસ્તિની શી, સંચરે !
તું, ચિત્ત ચારુ સંચરે ! તું શાંતિ જીવને ધરે !

૫

વહે તું, ગુર્જરી શિરે ! તું ગર્જતી, ધીરે સૂરે !
તું, આત્મનન્દિની ! વરે, પ્રીતે, પુરાતનાંતરે !

તા. ૨૫-૩-૧૯૨૯ મુંબાઈથી, કરાંચી હૈદ્રાબાદ ઉપર એરોપ્લેનમાં ઘુમતાં—

# ૩૨૭–બાળકો બેલી

૧

હવે, તો, બાળકો આવો: તમે જગને જ તારો !
કમોતે, કપાઇ મરતાં, માણસોને, તો, ઉગારો !

૨

તમે છો, ભાવભોળાં ને ભલાં: આવોજી: આવો !
ભૂલકણાં ભાન ઘેલાં ભૂખ–દુ:ખ્યાંને બચાવો !

૩

પ્રભુ, તમ આંખમાં, છે, હસમુખા: તેને બતાવો !
હસોને ભૂલવી ભય વ્હેમને, હળવે હસાવો !

૪

દુ:ખી દુનિયાં બની ઝેરીલી: તેનાં વિષ ઉતારો !
તમે છો, દેવ, ઘરબારે ! તમ અમ એક આરો !

૫

તમે છો બેલી ! અમ બળતા જીવિતની ઝાળ ઠારો !
તમે, એ, ઓથ આપો તો જ પ્રભુ ઉધ્ધાર તારો !

તા. ૪–૧–૧૯૨૯ મુંબઇ.

# ૩૨૮–લલિતકલાધરને

૧

નવરંગની ભભકે ભરી જુઓ અજબ તું રૂપ–કલા !
એનો લગાવ્યો રંગ રાખે ને ખીલાવે રસ–કલા !

૨

ઇતિહાસમાં ઘૂમી ઝીલે તું મનભરી માનવ–કલા:
હૃદયાત્મિકાની જીરવે માર્મિક તું કરૂણા–કલા !

૩

સૌન્દર્યને શૃંગાર ગુંથી જાળવે તું કર-કલા !
ભારત પ્રજાની ઓળખાવે આર્યતાની સુર-કલા !

૪

ગુણમધુરતા ઝીલે ઝીલાવે ગુર્જરી ગૌરવ-કલા !
પ્રકૃતિ-પ્રદર્શન રામ ધરે તું રસ પ્રભુતાની કલા !

૫

રહેજે અમર તું જોગવીને જીતજે જીવન-કલા !
અભિનય કલાપે લ્હેરજે ને પૂરજે તું લલિત કલા !

૬

પણ મુજ જીવિતને અણુઅણુએ એક એ સંગીત કલા:
તેનું ધરૂં નૈવેદ્ય તુજને પ્રેરશે પ્રતિભા કલા !

૭

પ્રેરે સકલ એવી કલાને એક આધ્યાત્મિક કલા
પુણ્યાંશ એ પ્રકટાવનારી એક પરમાત્મક કલા !

તા. ૧-૧૨-૧૯૨૯ મુંબાઈ "ગુજરાત"

## ૩૨૯-હિન્દની આત્મ-સત્તા

૧

હિન્દે, જાગી: જીવિત-વીરતા: આત્મ-સત્તા, અનેરી !
કેવું કીધું જગ પણ બધું સ્તબ્ધ આશ્ચર્ય પ્રેરી ?
એવું તો કૈં હજી વધુ થશે સિદ્ધ સ્વાત્માર્પણેથી !
સ્થાપશે સ્વત્વે જન-પ્રમુખતા શુદ્ધ સત્યાગ્રહેથી !

૨

પૃથ્વી પીઠે હિમગિરિતલે સાગરે સ્હોય હિન્દ !
ત્યાંના આર્યો, જગહિત કરો, સ્વસ્થ, સત્પાન્થ, શાંત !
રામે કૃષ્ણે જન જગતને સેવ્યું સ્વાતંત્ર્ય સ્હાતા !
એ હિન્દીઓ સતજુગ રચે જન્મ તીર્થે સુહાતા !

૩

વેદાંતે કૈં જગવ્યું જીવિતે આત્મ-સ્વાતંત્ર્ય દેહેઃ
ત્યાંથી સિદ્ધો નિજ શરીરના સાધને સિદ્ધિ સાધેઃ
દેહાંતે તો સુકૃતિ વિજયે મૌક્તિકો ઝીલવાનાં !
એ સત્પન્થે પ્રગતિ કરતાં સૌ વિમુક્તો થવાનાં !

૪

દાંડી કૂચે નવયુગ ફૂટે ચેતનાને ફુવારે,
તેમાં ઝૂઝે યુવક યુવતિ સ્વાર્પણે સ્હોય ત્યારે,
ગાંધીજીને કદમ પગલે સેવકો કેરી સેના,
ઘૂમે ઘેલા ગરીબ દીનની સ્નેહથી સ્હાય સેવા !

તા. ૯-૨-૧૯૩૦: દાંડીકૂચ: આનન્દ સ્ટેશને.

## ૩૩૦-મનની મીઠાશ

૧

ખારૂં જીવતર જીરવતાં, તો મનની મીઠાશ જામે !
દરિયાનાં જળકણ સોસાતાં સબરસ જ્યમ સહુ પામેઃ
મીઠું રચતું રસભોગ વિવેકઃ
મીઠું તો રાખે દિલનો ટેક !

૨

મીઠા મધની મીઠાશ જૂદી ! લવણ લાવણ્ય જૂદું !
એની મધુરપ કરતાં, અળગાં મીઠાં મનના જાદુ !
જગતમાં જીવનાં સુખદુઃખ,
જીવતરની મીઠાશ જામે ખૂબ !

૩

સ્વદેશમાં પરદેશી પજવે ત્યારે સ્વાર્પણ કહોય:
ગરીબનાં મીઠું ને રોટી અખૂટ સહુને હોય:
ભીખારી ભરખાશે પરરાજ્ય;
સુહાશે હિન્દે સદા સ્વરાજ્ય !

તા. ૯-૩-૧૯૩૦ મુંબાઈ.

# ૩૩૧–ધન્ય: તું ભારતી !

૧

ધન્ય: તું: ભારતી ! પ્રભુની, તું, આરતી !
ઉદય દર્શાવતી પ્રણય–રમણે !

૨

ભૂમિ, તું, ભારતી ! શિરગિરિ ધારતી:
નીર અવતારતી ઉદધિ–શરણે !

૩

ભારતી સરસ્વતી: આર્યના ઓપતી:
માનવ મ્હલાવતી જગ–ઉપવને !

૪

નયન: મલકાવતી ! પ્રાણ: પુલકાવતી !
આત્મ અર્પાવતી જીવિત–ઝરણે !

૫

સુર પ્રજા ભારતી વીર સુરતાવતી:
અભય કિલકારતી પુણ્ય-ચરણે!

૬

અત્પુરાતન લીલા મધુ સનાતન કલા,
ચારુતા ઉજ્જ્વલા લલિત તરણે!

તા. ૨૨-૩-૧૯૩૦ શનિવારે: જૂનાગઢ. સં. ૧૯૮૬ ફાગણ વદિ ૮ સ્હાંજે સાતે. મિ. ભારતીબ્હેન સનાતનનો જન્મ થયેલ છે.

## ૩૩૨—એવાં તે કોણ?

તોફાની આંખોને હસતું મ્હોં:
એવું તે કોણ? એ કોઇ તો કહો!
ગઇ કે આવતી કાલ ન જાણે:
એવું તે કોણ? એક આજને માણે!
સહુ જાણે જેને ફાલાં ને ઘેલાં:
એવાં તે કોણ? છકછાળ છકેલાં!
છૂટાં રમે છડેચોક અકેલાં,
છાનાં માનાં ગમી જાય: છબીલાં!
એવાં તો એક જ બાળ રસીલાં:
એને જોઈ મૂકે માન મતીલા!

સને ૧૯૩૦ મુંબઇ.

## ૩૩૩—ચમ્પો ને ચમ્પેલી

ચમ્પો ચમ્પેલી જાણે મોરલો ને ઢેલ:
નાની નાજુકડી ચમ્પેલીની વેલ!

અળગી અજોડ જોડ કેવી અલબેલી:
વ્હાલાં લાગે બેય બળીયલનાં બેલી:

કંઠે લટકાવું કે હાથે હિંચકાવું?
ચમ્પો ચમ્પેલી ઝુલે સરસ રંગરેલી!

ચમ્પો ખીલે ધૂમ તડકે વૈશાખમાં:
ચમ્પેલી ખીલે રમ્ય ઉન્હાળે રાતમાં:

જુગતું જુગલ જોઈ રહું ભવ સંકેલી!
ફૂલડાંને રૂપરંગ સુગન્ધ, છકી મ્હાલિયે:

એકમેક પ્રાણ સમાં પ્રિયજન તો ઝૂલિયે:
ફૂલને સંકેત, હેત હૈયાંને, ફૂલિયે,

સને ૧૯૩૦ મુંબઈ.

## ૩૩૪—જીવનના જયવીરને

( બિહાગ )

જીવનના જયવીર ગાંધીજી:
જીવનના જયવીર!
હારજીતની જગ બાજીની—
વચ્ચે ગુણ-ગંભીર,

એકમેક કરતાં જ ઘવાતા,
તપ-સતીયા રણધીર !
ગાંધીજી જીવનના જયવીર !
મન મીઠાશના શીતલ પ્રભાવે,
તોડે ભવ-જંજીર:
દિલ લાવણ્યે, દીન, અધીન, એ-
ઝૂઝે આત્મ-અમીર !
ગાંધીજી જીવનના જયવીર !

તા. ૧૭-૩-૧૯૩૧ મુંબાઈ.

## ૩૩૫-મહાનુભાવ મહારાષ્ટ્રને

( મરાઠી સાખી )

૧

મહારાષ્ટ્ર: ગુર્જર સુરાષ્ટ્ર: એ: સાગર બાન્ધવ હિન્દે:
અગસ્ત્ય-ઘાટે સ્વદેશ રક્ષે, સ્વરાજ્યને અરવિન્દે:
પ્રાંત પ્રત્યેક રહે સ્વાધીન: બને તે તો પરસ્પરાધીન !

૨

સીતારામે પંચવટીને પુનિત કરી વનવાસે:
શાલિવાહને જય-શક ગજાવ્યો, વિમુક્તિને ઉચ્છ્વાસે:
મરાઠા આર્ય પ્રજા અભિજાત: ધન્ય તું: નિરંકુશ મહારાષ્ટ્ર !

૩

તુકારામ: જ્ઞાનેશ્વર: સંતે, પ્રભુતા પ્રેરી, અનંત !
રામદાસ શરણે, શિવાજિતે, જગવ્યો અભય-વસંત !
વીર ગોખલે: તિલક મહારાજ: ગયા જોગવી ભારતે, સ્વરાજ !

૪

કૃષ્ણા ગોદાવરી તટ ઉછળી, જલ ઉજ્વલ ઉત્કંઠે,
ભાવ-કલા ભારતી ઝીલિયે: દત્તગુરૂને પન્થે:
હિન્દને દેજે સ્વતંત્ર લ્હાવ ! મહારાષ્ટ્ર તું મહાનુભાવ !

૫

મહાબલ, ત્ર્યંબક, મુંબઇ, પૂના, પંઢર, કોલ્હાપૂરે:
મનોબલે સાધે તું મહત્તા સ્વદેશીના અંકુરે:
મહાગુજરાતે તુજ સત્સંગ, ધરતાં ઉછળે અમ ઉછરંગ !

તા. ૨૮-૫-૧૯૩૧: તાસગાંવ-ઉદુમ્બર: કૃષ્ણાતીરે.

## ૩૩૬-ચારૂ ચમ્પાનાં ફૂલ

ખીલે: ખીલે: વૈશાખ કેરી કુંજે,
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !
ઝીલે: ઝીલે: હૈયાં, પુણ્ય-પુંજે;
હો ! એક ચારૂ ચમ્પાના ફૂલ !
બ્હીલાં: બ્હીલાં: વ્હાલપ-ગીત: ગુંજે-
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !
લીલા લીલા પાંદડિયે વસંતે:
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !
એ: તો: ચમ્પેરી અંગે: રંગે:
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !
એની, મ્હેંકે સુગન્ધ, દિગન્તે;
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !
એ: તો: પાંચ પાંખડિયે આનન્દે:
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !
શો, એ સંત પંચાયતનને વન્દે:
હો ! એક ચારૂ ચમ્પાનાં ફૂલ !

એ છે જોગી, ઉર–ભોગી, સ્વચ્છન્દે:
હો! એક ચાર ચમ્પાનાં ફૂલ!
એ, તો, ફૂલડાંની મધ્ય, મ્હાલે ચન્દે:
હો! એક ચાર ચમ્પાનાં ફૂલ!

તા. ૨૮–૫–૧૯૩૧ તાસગાંવ–મહારાષ્ટ્ર.

## ૩૩૭–જય: પ્રજા: સદા સ્વતંત્ર!

૧

જય: પ્રજા: સદા સ્વતંત્ર!
પંચ: તો પ્રભુ–રાજ્ય–તંત્ર!

૨

રાજવી: પ્રભુનું અંગ:
મંત્રી વર્ગ તો ઉપાંગ!

૩

જનતા પ્રભુ–પુણ્ય–અંશ:
રંજન ધરિયે નવાંશ!

૪

સાર્વજનિક રામ–રાજ્ય:
ભરત ધીર યોગીરાજ!

૫

પ્રભુ ઝુલાવે રાય–રંક:
મ્હાલિયે સ્વદેશ–અંક!

૬

પૂર્ણ હિન્દને સ્વરાજ્ય,
ભારતી પ્રજાનું સ્વાસ્થ્ય!

તા. ૯–૬–૧૯૩૧ મુંબઈ.

## ૩૩૮—જનતાનું ઝાઝ

(ભૈરવી)

જગ સાગરમાં ઝૂઝે રે,
જનતાનું ઝાઝ!

જનતા: પ્રભુ-પ્રાણ—પ્રભુતા!
જીવનમાં, ધન્ય: સુજનતા!
માનવની પુણ્ય પુનિતતા—
પ્રકટે રે જનતાનું ઝાઝ!

રાજાનાં પ્રજાનું રંજન:
રૈયતનાં રાજારાધન:
પ્રેમે એ પરસ્પરાધીન—
ઝૂલવે રે જનતાનું ઝાઝ!

એલડિયે ગુન્થાય બન્ધન:
વિહરે નૌકાનું નન્દન:
સૂકાની પ્રભુ આનન્દન,
ચલવે રે જનતાનું ઝાઝ!

તા. ૯-૬-૧૯૩૧ મુમ્બાઈ.

## ૩૩૯—દીવડો

હો! આજે તો પ્રકટ્યો,
મ્હારા દિલ દેવળનો દીવડો!
માગે ઘડીયો ને તાતે,
તેજ પૂર્યાં કે જાતે,

સંસારે તો અજવાળ્યો–
મુજ જગ-જીવતરનો જીવડો !
ગરવી જનતાને અંજન,
નરવી કુદરતને રંજન,
જોને ! મુજ આજે જાગ્યો,
મનવો જ્ઞાન–ગરીબડો !

તા. ૧૧–૭–૧૯૩૧ મુમ્બાઇ.

## ૩૪૦–જીવન વનના જોગીને

૧

જીવન વનના જોગી–બંધુ ! જ્યોજ્વલ તું: સખે !
વન જીવનની વાટે સિંધુ–તટે તું મળ્યો: સખે !
ઉદધિ ઉછળે: વર્ષા ઝૂકે: ધરા વિલસે: સખે !
તરુણ–જનતાને ખીલાવે રસાયનથી: સખે !

૨

કુદરત ભલી મીઠી મ્હેરે ધરે રસ–રંજનો:
તુજ વદનમાં એવાં મીઠાં ભર્યાં કંઇ અંજનો:
નયન ઝગકે ગેબી નૂરે, શી તારી અજાયબી !
ઝીલું તુજ બૂબી બોલે બોલે શી મેઘ મલ્હારની !

૩

દુઃખ ગરીબીનાં ત્હેં તો બાપુ ! બહુ જ અનુભવ્યાં:
જનક જનનીનાં પુણ્યોથી ઝીલે તું પ્રભુ–કૃપા !
સપૂત નીવડ્યો માનો જાયો રહ્યો તું સ્ત્રી જાતિનો !
પરિગ્રહણ, એ, તારે ભેખે, બને મનુદેવ જો !

૩

જગત-શિશુને સંભાળે જો! પ્રભુ પ્રકૃતિ બન્યાં:
પિતુ જનનીને પોષે પૂરે શુચિ પ્રણયે તથા:
જીવતર કલા ખીલે વાધે પૂરાય જ પૂર્તિમા:
ગૃહ નગરીને તીર્થે કેવાં મનુષ્ય તરે! ભલા!

૪

યુવક જનને છાજે: બાપુ! અહા દિલની દયા!
જ્વલિત કરજે પુણ્યાદર્શો યુગોદ્ધરનારના!
જગત જનના સ્હાગે સ્નેહે વિભૂતિ વિમુક્તિની!
લલિત હૃદયે ગાજે સ્હાજે તું સ્હાગ વિશુદ્ધિની!

તા. ૨૩-૭-૧૯૩૧ મુંબઈ. Dr. N. A. Thoothi-
Prof. of Sociology.

## ૩૪૧-રસાક્ષરની કંઠવીણા

૧

અધર, ભાવભીના, રસ, નીતરે:
હૃદય-તૃપ્તિ, ધીરી ધીરી, નિર્ઝરે:
સરસ કંઠ-વીણા મધુ ગુંજતી-
તુજ, રસાક્ષર! શી, રસસિદ્ધની!

૨

અહો! છવાયલ શો જયદેવ તું:
સ્વર કલા લયલીન રસેશ તું:
ગજવ ગૌરવ ગીત તું ગુર્જરી!
કવિ નિરંકુશ હે રસ કેસરી!

૩

નયનમાં પ્રતિભા તુજ મેં દીઠી:
પ્રિયતમા પ્રણુયાંજન શી મીઠી:
વદન માંહ્ય સુરેખ જ સૌમ્યતા:
ગૃહિણીની શી છવાઇ સુહાગિતા!

૪

હૃદયની તુજ સેર જ ફૂટશે:
સૂર સ્વતંત્ર કલારૂપ ધારશે:
પ્રણુયી પૂર્ણ કલાપી તું ગર્જશે:
રસ કવિત્વ તું માર્મિક સર્જશે!

૫

પ્રિય રસાક્ષર! તું રસ-રાજવી!
જીવનનો તું સુહાય અનુભવી!
રસિક દૃષ્ટિ કળાયલ સાક્ષરી:
પણ સ્હડે રસ સૃષ્ટિ રસાક્ષરી!

તા. ૨-૮-૧૯૩૧: મુંબાઈ: રસાક્ષરથી કે. હ. ધ્રુવને સ્હાંઝે થયું
૧૯-૬-૧૯૩૨

# ૩૪૨—રસ યોગીને

૧

સખે! રસ યોગની વાતે, તું તો નિશદિન રમે છેને?
સતત સંયોગના સુખભોગ જીવિતને ગમે છેને?

૨

સ્મરણુના યોગની ખુશબો મગજને તર કરે છેને?
અને તુજ દમબદમ, વિશ્વાસ ને વ્હાલપ વહે છેને?

૩

શ્રવણના યોગને સંગીત, ધમક ધૂને લચે છેને ?
અનાહત નાદના નૃત્યે, થનકતાં થનગને છેને ?

૪

નજરને યોગ તો બ્રહ્માંડભરને, દિલ ભરે છેને ?
નિહાળે તું નવીન નિત્યે, પ્રભુતા જોગવે છેને ?

૫

હૃદયને યોગ, પણ, બાપુ ! હું ને તું તો ભૂલે છેને ?
પછી તેની સરસ શોધે, જગત ભરમાં ઘૂમે છેને ?

૬

શરણને યોગ તત્ મળતાં હુંમાં તુંમાં પૂજે છેને ?
વિયોગે ગેબના જાદુ જૂદાં જૂદાં સૂઝે છેને ?

તા. ૧૫-૯-૧૯૩૧ મુંબાઇ.

## ૩૪૩–પ્રાણ–પુરાતન

૧

તું પ્રાણ સુન્દર પુરાતન તું પવિત્ર:
ઉચ્છ્વાસ ઉજ્વલ પરિમલ પૂર્ણ નિત્ય:
નિ:શ્વાસ દીન કરૂણાર્દ્ર અધીન મિત્ર:
વિશ્વાસ તું પ્રભુ–કૃપામૃતને વિચિત્ર !

૨

આવે, સખે ! ઘડી, મહલાવી, જતો, સ્વતંત્ર:
તું આરપાર સ્ફુરતો: ફૂજતો સુમંત્ર:
સ્વાધીન, સર્વ હિત સેવક: સિદ્ધ: સંત:
આરોગ્ય–ચેતન અખંડ સખે ! અનંત !

૩

સોઽહમ્ સમાધિં પૂરનાર તું ધ્યાન-યોગે:
પ્રજ્ઞાન બ્રહ્મ સ્ફુરવે ઉર-ભાવ ભોગે:
સૌન્દર્યની વિવિધિતા ઝુલવે તું વિશ્વે:
ઘૂમે તું ત્યાં ભવ સનાતન સત્ય હીસે!

૪

બ્રહ્માંડને અણુ તરે સુતરંગ લ્હેરે:
સ્ફુરે ભર્યું જગવી સંગીત તુંય હેરે:
તું નિત્ય નૂતન હસાવી હસે બધાંને:
સંસારની પ્રગતિ માંહ્ય ત્વરા તું સ્હાજે!

૫

ચૈતન્યનાં સ્વરૂપ ચાર્ અગમ્ય પોષે:
ત્હારી હુંફે ઋતુ ધરે ફળફૂલ નિત્યે:
તું સંચરે સતત પ્રેમ, પ્રભુ-ઉરે થી:
વ્હેજે સદા લલિત જીવન-લાલનેથી!

તા. ૫-૧૦-૧૯૩૧ મુંબઈ. સં. ૧૯૮૭. સૌભાગ્ય નવમી ભાદરવા શુદ ૯.

## ૩૪૪-તું, યે, ગયો!

(સ્વ૦ કવિ પૃથુ. હ. શુક્લને નિવાપાંજલિ)

૧

ખુશબો ઝીલી ખૂબસૂરતીની, આહ દિલની ભેળવી,
ફૂલ પાંદડી જીવતર તણી પ્રકટાવી, પૃથુ! તું યે ગયો!

૨

આશા ભર્યો: અશ્રુ ભર્યો: તું અશોક-પલ્લવમાં લચ્યો:
આરામ-ગાહે ઘેનમાં કિલકારતો તું યે ગયો!

૩

દીઠી સનમને દેહ વિણુ તેથી વિદેહ શું તું થયો ?
દેહે ય દિવ્ય બને દયાથી ત્હોય કાં તું યે ગયો ?

૪

પૃથ્વી તને ન ગમી ? હતો રસ તેજનો તું રાજવી !
અમને રસિક તેજસ્વી કરતો ત્યાં જ કાં તું યે ગયો ?

૫

જોવા હું કરતો આંખમાં તુજ ગેબની કૈં સુરખી !
તું યે અકાળ જતો રહીશઃ બ્હીતો હું ત્યાં તું યે ગયો !

૬

ત્હેં અવતરી અવની પરે જીવન જનેતા ઝૂલવી:
માને હ્રદયે, દિલ દાનવીરઃ સુર માનવી ! તું યે ગયો !

૭

ન્હાનાં સ્વજન સ્વર્ગે સરેઃ મોટા થવું કેમ જ ગમે ?
સંસારને કરતો સરસઃ પૃથુ ! ત્હોય કાં તું યે ગયો ?

તા. ૨૦-૧૧-૧૯૩૧ મુંબઈ.

## ૩૪૫–આબુગિરિ દર્શને–

૧

પૃથ્વી સમુદ્ર સરિતા ગિરિ ગહ્વરોમાં–
દૃશ્યે સુદર્શન કરૂં હું ચરાચરોનાં:
સૃષ્ટિ પ્રદર્શન ધરે વળી પ્રાણીઓનું:
તેમાં અદૃશ્ય તારૂં દર્શન પ્રાણુ-પ્રેર્યું !

૨

આબુ ! તું ગુર્જર દિગોત્તર પ્હાડ ભવ્ય !
આકાશ ઉર્ધ્વ રમણે ગ્રહનો સુરમ્ય !
હિન્દે હિમાલય શું: ગુર્જર શિર્ષ, રક્ષે:
દૃષ્ટિ ભરી ગહન, રાષ્ટ્ર સુહાવ હર્ષે !

૩

આરાવલિ ગિરિ-વનોથી ભરેલ ત્હારી-
ક્ષત્રીય વક્ષસમ રક્ષક તો પ્રજાની:
દેશેન્દ્ર હિન્દતણું વજ્ર અખંડ રહેજે:
ને પ્રાણ-વિદ્યુતનું ચેતન ઉગ્ર વ્હેજે !

૪

હિન્દે હવે રહી લડાયક એક જાતિ !
સત્યાર્થ સર્જી ભૂમિ દિગ્ધરથી છવાતી:
ત્હારે પ્રતાપ તપ તેજ ભરી, ઘવાતી:
તું રાખજે અડગ ગૌરવમાં મ્હલાતી !

૫

ચારે દિશા મહીં ગિરિવરવીર રક્ષે:
હિન્દે નિરંકુશ પ્રજા-પ્રભુને જ લક્ષે:
નિશ્ચિત નિર્ભય રહે નરનાર સર્વે:
તેને ઉરે જનની જાત સુહાય ગર્વે !

તા. ૨૭-૧-૧૯૩૨ મુંબાઇથી બીયાવર.

# ૩૪૬–સુહૃદ્ દમ્પતીને

૧

પુનિત પગલે, સ્હોતાં, સખ્યે, દીઠાં, તમને, અમે:
સરલ ઉરના સખ્યે, સ્હાતાં, મીઠાં મનથી, તમે:
ફૂલ–ફુલ ઘટા છાયા શાંતિ ઝીલાવી રહ્યાં તમે:
તમ શરણમાં મ્હાલ્યાં ફાલ્યાં પ્રફુલ્લિત તો અમે!

૨

રસધર ઋષિ! ન્હાનાં નેત્ર, દીઠો રવિ, તો, અમે:
મણિધર સતી! ત્હારે ભાલે, દીઠો શશી, તો, અમે:
પતિની પ્રતિભા! દેવી! યોગી! સતી શરણું તમે:
રવિ શશી રચ્યા એ સૌભાગ્યે સુહંત રહો તમે:

૩

પ્રણય જીવિત ને દામ્પત્યે પૂજ્યાં તમને અમે:
ગૃહ જગતનાં શ્રદ્ધા–ભક્તિ ભર્યાં અમમાં તમે:
હૃદય–પ્રભુતા આત્મોલ્લાસે ધરી અમને તમે:
દિલ–લગનીએ ને પુણ્યાંશે વર્યાં તમને અમે!

૪

જીવતર તણી એ પચ્ચીશી વટાવી રહ્યાં તમે:
પ્રણય મુહૂર્તે ને ગાણાએ જયંતી ઉજવ્યાં તમે:
સહૃદય સખે! માતૃ-જ્યોતિ! સુદમ્પતી છો તમે:
અમર તપજો સિદ્ધિ સ્હોયાં કુટુમ્બાલ ના તમે!

૫

કરૂણુ દીનતા "જાતા" જાતાં અખોલ સહો તમે:
શિશુની કરૂણા ને વાત્સલ્યે પ્રશાંત છતાં તમે:
નયન જળની ગંગા ન્હાયાં રસોજ્વલ છો તમે:
વિધુર વિરમુ સ્હાળે, શાણાં! પ્રભુ પ્રિય છો તમે!

તા. ૧-૨-૧૯૩૨ અમદાવાદ.

## ૩૪૭—એક સાહિત્ય સખાને

૧

છૂપી જ નિરખ્યો બારીમાંથી અચાનક મેં: સખે!
મીટ મીંચી હતી ભ્રૂએ મેઘો તરંગ ભર્યા ભમે!
નયન-વીજળી ત્યાં તો ત્હારી સખે! સળકી અને—
જૂની કરૂણતા ન્હોતી ચ્હેરે: નરી કરૂણા રમે!

૨

મનન ઝળકે શિર્ષે ત્યારે તપોમયતા મચે:
હિમ જ પીગળે ચિંતા ઉડે ઝગે રસ-ચિંતને:
સરવર ભરે કુંજે, ગુંજે ઉરે ભરતી ચ્હડે:
લહરી ઉછળે ભાવોની તો! જગે સરિતા વહે!

૩

જગ કરૂણતા ટાળી દેવા વહે કરૂણા ભવે:
ખીલતી, ઉરને ઔદાર્ય, જો! શું માનવતા ન કે?
પ્રણય-પ્રતિભા તો ઉલ્હાસે મુખે સ્ફુરતી સ્મિતે:
લલિત-વિજયે કૂજે જો! તો વસંત રસાક્ષરે!

૪

પ્રકૃતિ ફૂલડે લૂમેઝુમે ટહૂકતી કોકિલા!
રસ–જીવિતને રંગે બીજું જ કોણ પ્રભુ વિના?
સતી શરણમાં સ્વામી છૂપે! સુરમ્ય સુહાગિના!
સહુ અનુભવ્યા સાહિત્યે યે સખે! અનુરાગિતા!

૫

ઉડુ, ગગનમાં, જો! આલેખે વિવેક રસાક્ષરી!
કુમુદ–દલમાં તેવી તારી ખીલે મન–ચંદની!
ધરી સહિતતા, મંત્ર દ્રષ્ટા! સુદર્શન સર્જને,
દ્યુતિ–રસિક તું રહેજે મ્હારો સખા શ્રુતિ સંગીતે!

તા. ૧૨–૨–૧૯૩૨ મુંબઇ. (માનસીકાર વિજયરાયને કંઠે)

# ૩૪૮—સનાતનતા

૧

દ્યુતિ–લહરીએ, જ્યોતિર્માલા, ઘુમી રહી: જો! સખે!
શ્રુતિ–લહરીએ, ઉર્મિમાલા, લળી રહી: જો! સખે!
દ્રુતિ–લહરીએ, પૃથ્વી મ્હાલે, પ્રફુલ્લિત: જો! સખે!
ચરિત લહરી આરૂ લ્હેરે મનુષ્યની: જો! સખે!

૨

અકલ વિભુનાં બ્રહ્માંડો, તો, અનાદિ અનંત: જો!
પુનિત પ્રકૃતિ સ્હોહતી રહાતી પ્રદર્શન તંત્ર: જો!
સકલ મનની સંસિદ્ધિએ શી માનવતા સ્ફુરે!
ઉર તણી વહે ગંગા રૂપે ન ઓસરતા શું એ?

૩

મૂલ મુખ નહીં દીસે ક્યાંહી: ન, ઉદ્ભવ: અંત: કે !
જીવતર તણી મધ્યે દીસે અબોલ અદીઠ એ !
હૃદય–વિભૂતિ હાસ્યોલ્લાસે અનુભવતી: સખે !
પ્રકટ વિલસે ધર્માચારે પુરાતનતા: સખે !

૪

સહુ વહનમાં લ્હેરાતી જો ! વસંત જગે ખીલે:
ફૂલ–ફળ લચે: કલ્લોલે, જો ! સુમંજરિયો ઝીલે:
રજકણુ ઝૂલે, વિશ્વો નાચે, પ્રભા ધ્વનિ શાં ઘૂમે:
સતત ગતિ હો આનન્દે, જો ! ચમત્કૃતિ રમ્ય એ !

૫

નરી સુજનતા સદ્ધર્મીસી સુહાય ન ક્યાં ? સખે !
પરિચરણમાં સંસારે, જો ! સુ આશ્રમ શ્રેયને:
પ્રણય–શરણે શ્રદ્ધા ભક્તિ નિરામય જ્ઞાનને:
અમર ફળજો આર્યોની એ સનાતનતા: સખે !

તા. ૧૮–૨–૧૯૩૨ મુંબઇ. (પ્રો. ફરકાળને ઠેઠે)

## ૩૪૯–મોરલો

ઝૂલતે ઝરૂખે, મેં, તો, દીઠો’તો મોરલો !
સોણલાને ઘેન, એ, તો, ડોલતો’તો મોરલો !
દીઠો’તો, ડોલતો’તો, મીઠો એ મોરલો !
એની કલગીનો તોર ! એની ડોકની મરોડ !
એને જોતાં, જાગ્યા મુજ ઉર–જીવનના કોડ !
એના ઘેરા કલ શ્હોર ! એનાં આંસુ બોરબોર !
હતો એ, તો, દુઃખિયારાં કંઇ કાળજાની કોર !

એનો ન્યારો દિલદોર ! ને કલાપ, તો, અજોડ !
　　એને નર્તન, પડછન્દ પડ્યા, ગેબ ભર્યા, ઘોર !
એ, તો, રહેતો રસબોળ ! ને ઉછાળતો રસછોળ !
　　પ્રેમ-ધર્મને દિદાર, ખીલ્યાં પુણ્યનાં પરોઢ !
લલિત લાડિલીની સ્હોડ, રૂમઝુમતો એ મોર !
　　કાલો ઘેલો ઘૂમતો એ કવિતાને હિલોલ !
એનો રંગ રેલ્યો ઓર: તેવો જાગ્યો ચારેકોર !
　　અમર ગાજજો ગુજરાતનો સુરરાજ ચિત્તચોર !

તા. ૨૫-૨-૧૯૩૨ લાઠી: પ્રથમ રાજકુટુંબ દર્શને.

## ૩૫૦—કવિ કલાપીની સમાધે

૧

તેત્રીશ વર્ષ પછી આજ હું લાઠી આવ્યો:
ને તેય ન્હાનલ મહાકવિ છાય: સ્હાયો:
　　સંગે ઝુકયા કવિ કલાપી તણી સમાધે:
　　પુણ્યાત્મ સદ્‌ગતિ થવા પ્રભુ પ્રાર્થતા બે !

૨

રાજા હતા: ત્યમ ગૃહસ્થ હતા કલાપી:
ને ભોગ-વૈભવ હતા: ન સુખી તથાપિ !
　　એ તો હતા પ્રણય વીર ઉરે પ્રતાપી:
　　કેકારવે કરૂણ-હાસ્ય ભર્યા વિલાપી !

૩

મધ્યાન્હની પ્રકટી સૂર્યની પૂર્ણિમા ત્યાં:
એકાંત શાંતિ હતી નીરવ રેલતી ત્યાં:
　　ને દૂર આમ્ર મહીં કૂજતી કોકિલા ત્યાં:
　　કોક અશોક ધીર ગંભીર ગુંજતા ત્યાં !

૪

પ્રેમાગ્નિના કવિ તપસ્વીની જ્યોત જાગી:
ને ત્યાં દીઠી હૃદય-મૂર્તિ ભરી સમાધિ!
આરાધિતા હતી કલાપીની એ જ દેવી!
વાત્સલ્ય ભક્તિ કરૂણાઃ ન, કળીઃ ન, કેવી!

૫

મોંઘેરી તું કવિ-તણી! સતીઃ શોભના તું!
લાડિલી, રમ્ય કવિતાની જ પ્રેરણા તું!
કેકાશ્રુ-નૃત્ય ત્રિપુટી જગવી જ ત્હેં તોઃ
વન્દું તને ગણી સમાધિ જીવંત હું તો!

તા. ૨૮-૩-૧૯૩૨: લાઠી

## ૩૫૧-ગરીબ નિવાજોને!

હિન્દીઓનું હિન્દ રાજ્ય:
સજીવ કેરૂં પૃથ્વી રાજ્ય:
પ્રભુનું બ્રહ્માંડ-રાજ્ય:
સર્વના હિતાર્થે!

હિન્દ માંહ્ય હૃદયરાજ!
જીવન માંહ્ય ધર્મરાજ!
દેહ માંહ્ય જીવરાજ!
માનવી હિતાર્થે,

હિન્દનાં ગરીબ નિવાજ!
ધાગો: લઈ હેત આજ!
સર્વના પ્રભુ શિરતાજ!
જગતના હિતાર્થે!

૧૯૩૨ માટુંગા-મુંબઇ.

# ૩૫૨—મધમાખી

( બાલગીત )

હું તો ગઈ'તી બગીચે ફરે: મધુરૂં મધ લેવા !
મારી નજર પડી મધપૂડે: મધુરૂં મધ લેવા !
દીઠી ઉડતી ઘણી મધમાખી: મધુરૂં મધ લેવા !
ફૂલે ફૂલે રસે રસ ચાખી: મધુરૂં મધ લેવા !
મધમાખી તો રસની રાણી મધુરૂં મધ લેવા !
અમી ભેગું કરે એ તો શાણી: મધુરૂં મધ લેવા !
ઉડે ભમરા ત્યાંયે ભમરાળા: મધુરૂં મધ લેવા !
મધમાખીના પાડે ચાળા: મધુરૂં મધ લેવા !
ભમરા તો છે રૂપના રસિયા: મધુરૂં મધ લેવા !
મધમાખીને મન ગુણ વસિયા: મધુરૂં મધ લેવા !
મન મીઠપની વાત જ આગળી મધુરૂં મધ લેવા !
મધમાખીને ઉદ્યમ વળગી મધુરૂં મધ લેવા !

તા. ૨૭-૪-૧૯૩૨ મુંબઈ.

# ૩૫૩—પીળો પતંગ

( બાલગીત )

પીળો પતંગ: મ્હારો પીળો પતંગ:
આભમાં ઉડતું, મ્હારો પીળો પતંગ !
સોનેરી સૂરજના પીળો છે રંગ:
સૂરજ જેવો મ્હારો પીળો પતંગ !

નાનાં પતંગીયાંના સુન્દર પચરંગ:
મ્હારા પતંગને હું રંગુ નવરંગ!
મારો છે દોસ્ત ઉંચે ઉડતો પતંગ:
ઘૂમું સંગે ઝૂકી આઠેય અંગ!
ધરતીપર હું ને ઉંચે આભમા પતંગ:
મ્હારે દોરે રાખું રંગ! કરૂં દંગ!

તા. ૨૭-૪-૧૯૩૨ મુંબઈ.

# ૩૫૪-કવિ અને કવિતા

અહો! એ રસ દર્શનનો લ્હાવ,
મળે કવિ ને કવિતાના લ્હાવ!
પ્રેમ કલા પરખી, રસ કહે, ઉતરૂં અંતર કુંજ:
ધીરી, ધીમી, હલકે, સંગીતની, સુણી રહું ગુંજાગુંજ!
તેજ પલ્લવે છાયાવેલી તીર નીરે ઝળકાય:
રસ-સરવરમાં પ્રાણ-લહરીઓ રૂમઝુમતી પુલકાય!
અનંત દલનું એક કમલ કોમલ સુન્દર લ્હેરાય:
અભિનય-લીલા લલિત લય-કલા નૃત્ય કરી મલકાય!
કવિને કવિતા જુગલ જોડલી રસછોળે ત્યાં ન્હાય!
જળ-ધારાની ધસતી ધૂને ઉર-ઉછાળ કંઇ ગાય!
કુંજ-કમળનાં એકલ હંસલ પૂરે આત્મ-કલાપ!
જીવન શૃંગારે સંગીતે રસ તેજોમય સ્હાય!

જૂનાગઢ: તા. ૨૬-૫-૧૯૩૨: (કૌમુદી)

# ૩૫૫–ગિરિ ગુંજન

૧

તું તો માથેરાનેઃ ગિરિનર-ઉરે, હુંઃ કવિ સખે!
તું તો લીલી કુંજે રમણીય લીલા સ્હાઈ હરખે!

ઘૂમી ઘાટે ઘાટે પ્રભુ પ્રકૃતિ હૈયે તું પરખેઃ
પ્રભુતાને પન્થે મનુજ જનતાને તું નિરખે!

૨

મહુ-તુંગારણ્યે વિમલ મન માધુર્ય ધરતું:
અહા! શિર્ષોત્કંઠે સકલ ગિરિ સૌન્દર્ય સરતું:

નરી એકાંતે તો હૃદય નિજ ઐશ્વર્ય ઝરતું:
ભર્યું આનન્દે, જો! વન-જીવન કૈં ગાન કરતું!

૩

મહારાષ્ટ્રે ઊભા વન તપ ભર્યા ઘાટ ગરવા:
મનસ્વીના જાણે કંઈ જીવિત ઉચ્ચાટ હરવા:

છવાયેલા ઝુંડે વન-ઉપવને છાય ધરવા,
ધરી ગેરૂ રંગે પરણી હિમતા ભવ્ય ભગવા!

૪

પધારે સ્વર્ગેથી શિખર ગરવે દિવ્ય દૃગ ભરેઃ
ઉંચેથી આવે ત વિનયમય નીચે જ વિહરેઃ

ધરે ભોગે રોગે જીવન-રસ સિંચે ઉર ઉરેઃ
રસાત્મા પૃથ્વીમાં સુર અવતરે પ્રાણ-લહરે

૫

હું તો આદ્રિ શૃંગે મનન-મથને માખણ ધરૂં:
તને સંભારૂં ને પવન–લ્હરે સંગીત કરૂં:
ભમું સાતે ટુંકે અવધૂત નવે દુર્ગ વિચરૂં:
સુણે છે તે મ્હારા ઉર–સૂર ? સખે ! જો ! ભવ તરૂં !

૬

બધે બ્રહ્માંડોમાં અકલ પ્રભુનો નાદ પ્રસરે:
ઝીલું કર્ણે તેવો મધુર મુજ કંઠે જ ઉતરે:
અણુ-રેણુથી એ સચર અચરે વાદળ ભરે:
ગુંથી સંગીતે કૈં લલિત લલકારૂં ભર ઉરે ?

૭

ગિરિ તીર્થે જન્મ્યો: જીવતર વહું ઉર્ધ્વ રમણે:
વિચારૂં જો ! તારાક્ષરી: પવન ગાને ઘૂમું: સખે !
ફૂલોને બાલુડાં મૃદુ રૂમઝુમે ત્યાં ઉર રમે:
મને પૃથ્વીમાં તો ઉદધિ કરતાં પર્વત ગમે !

તા. ૨૯–૫–૧૯૩૨. જૂનાગઢ.

## ૩૫૬–ચારૂ ચન્દની

ચમકે જો ! જીવનની આજ ચારૂ ચન્દની !
ચંદ્રમાની ચન્દની ! તારિકાની ચન્દની !
ધમકે જો ! ફૂલડાંની આજ ચારૂ ચન્દની !
ચિત્તડાંની ચન્દની ! હૈયાંની ચન્દની !
ચમકે જો ! પ્રાણ તણી આજ ચારૂ ચન્દની !

કિરણોની ચન્દની! સ્મરણોની ચન્દની!
ઝળકે જો! દર્શનની આજ ચારૂ ચન્દની!
નયણાંની ચન્દની! સોણલાંની ચન્દની!
પુલકે જો! જગત તણી આજ ચારૂ ચન્દની!
વર્ષા વસંતની: ચંદની સુર-વૃન્દની:
મલકે! બાળકોની આજ ચારૂ ચન્દની!
ચારૂ જન્મ-ચન્દની! ચારૂતાની ચન્દની!
સળકે તો ગુર્જરીની આજ ચારૂ ચન્દની!
વન્દની રસ-ચન્દની નન્દિની ભવ ચન્દની!
હસમુખી જો, પુણ્ય લલિત સ્હોય ચારૂ ચન્દની!

તા. ૩૦-૫-૧૯૩૨ સોમવાર-જૂનાગઢ.

# ૩૫૭-બે એકલાં!

(ગઝલ)

૧

ગુલમ્હોરની કુંજે દીઠાં મેં: બે હતાં બે એકલાં!
ભરચક ભવે ભાવે ભરેલાં બાલૂડાં બે એકલાં!

૨

રસ્તે દીઠેલાં મેદનીમાં યે પ્રથમ બે એકલાં!
દેખાયલાં ત્યારે અપાર્થિવ કાલૂડાં બે એકલાં!

૩

દીઠાં હૃદય-ગીત વણી બે ગુંજતાં બે એકલાં!
આરાધનોને ઘેન લ્હેરે વ્હાલૂડાં બે એકલાં!

૪

નરનારીના ભેદે અભિન્નજ હસમુખાં બે એકલાં !
એક જ અલૌકિક એહનાં દિલ વ્હીલૂડાં બે એકલાં !

૫

બે મુખ બદલે એક નજરે ને સૂરે બે એકલાં !
રસ રમણ કુસુમે ઘૂમતાં બે ઘેલૂડાં બે એકલાં !

મે. ૧૯૩૨–મુંબાઈ

## ૩૫૮–કબૂતરને

(બાલગીત)

આવ: કબૂતર ! આવ !
તુંને દાણા આપું: આવ !
તારી જોડીને બોલાવ !
રૂમઝુમ રમજો લેજો લ્હાવ !
મેળવજો તમ ચાંચે ચાંચ:
તમને નહિ આવે કૈં આંચ !
મેળવજો તમ ડોકે ડોક:
ઘૂઘવજો તમ જીવન ઝોક !
રમજો ભમજો ઉડજો સંગ:
અમ કંઈ ઉછાળજો ઉછરંગ !

મે ૧૯૩૨–મુંબાઇ.

## ૩૫૯–કીડી

(બાલગીત)

ઓહો ! કીડી ! કીડી ! કીડી !
ક્યાં એ જાતી જો ! દમ ભીડી ?

લાંબી લાંબી હારકતાર !
આવે ક્યાંથી હારોહાર !

કીડી ઉનાળે ઉભરાતી:
એના મોમાં શું લઈ જાતી ?

એનું ઘર છે દરમાં એક:
ને ત્યાં આવે જાય દરેક !

બધીય સંગે કરતી કામ:
સંપે જંપે સુખે તમામ !

મે. ૧૯૩૨-મુંબઇ.

## ૩૬૦–પુણ્યેશને

૧

ધન્ય: પુણ્યેશ: તું ! રમ્ય પૂર્ણેશ: તું !
જય: અનન્યેશ: તું ! શરણુ ધરજે !

૨

પ્રકૃતિનો પ્રાણ: તું ! જીવિત-કલ્યાણ: તું !
લલિત ભવ-કહાણ: તું ! અમૃત ઝરજે !

૩

પુણ્ય-મનને પ્રભુ ! પુણ્ય-વદને, પ્રભુ !
પુણ્ય-કરણે, પ્રભુ ! પુનિત કરજે !

૪

ભારતી ઇન્દુઃ તું ! સારથી બન્ધુઃ તું !
સંતતિ સિન્ધુઃ તું ! જગત ભરજે !

૫

સત્‌સનાતનઃ પ્રભુ ! મધુર ચિંતનઃ પ્રભુ !
ચારૂ પરિચરણુઃ પ્રભુ ! તરણુ વરજે !

૬

સમજુ તું પ્રબુદ્ધઃ થા ! સત્ય અનિરૂદ્ધઃ થા !
સુકૃતિથી સમૃદ્ધઃ થા ! નરવીર થજે !

ચિ. પ્રબુદ્ધ સનાતનનેઃ જન્મતિથિઃ સં. ૧૯૮૦ શ્રાવણ સુદ ૩. તા. ૫-૮-૧૯૩૨ શુક્રવારઃ રાતે ૧૧ વાગેઃ બીયાવરઃ પ્રથમ પૌત્રદર્શન

## ૩૬૧—બાલ-નિકેતન

( શાંતિનિકેતનની ધૂને )

અ મા રૂં બાલ-નિ કે ત ન !
અ મા રૂં બા ન્ધ વ-નન્દન !
ઘરના અહીં ભલા ભાવ ! દેશના સ્વતંત્ર લ્હાવ !
જગ-તરવા જી વિ ત-નાવ ! એવું ત્રિ ભુ વ ન !
અમારૂં બાલ-નિકેતન !

પ્રાણ–પાંખડી અનંત ! આત્મ–કમલની સુગન્ધ !
આંખડી ઉજ્વલ હસંત ! એવું પ્રીતિ–વતન !
અમારૂં બાલ–નિકેતન !
પુણ્યને પદ, સહચાર ! કર કળાયલ સહકાર !
શૂરવીર સદાચાર ! એવું સુખ–વહન:
અમારૂં બાલ–નિકેતન !
તારક–સમ તેજ ગાન ! ફૂલડાં સમ નૃત્ય તાન !
સર્વ હિત સમાન ભાન ! એવું સચેતન:
અમારૂં બાલ–નિકેતન !
જન્મ દેશ એક હિન્દ ! માનવનું જગ–કુટુમ્બ !
નિરંકુશ બાલવૃન્દ ! એવું સુર–સદન !
અમારૂં બાલ–નિકેતન !

સં. ૧૯૮૮ ભાદ્રપદ વદિ ૯: તા. ૨૪–૯–૩૨ મુંબાઇ.
ફેલોશિપ સ્કૂલ.

## ૩૬૨–કવિવર ખબરદારને શતાર્ધમંગલ

૧

વચ્ચે મળ્યા, કવિ સખે ! કંઇ આપણે એ:
ત્યારે હું બાલ પ્રભુને શરણે હતો ને ?
વિશ્વાસ ને સરલ વત્સલતા ઝીલાતાં,
ત્યાં તું હતો કરુણના મુજ માપવામાં !

૨

ને તેં કહ્યું કરુણ કાવ્ય જ ગુંજવાને:
આંસુ સર્યું વિધુરતા મુજ રૂઝવાને:

લાવણ્ય શોકનું ખીલ્યું મુજ તુજ બ્હાને:
હૈયે અશોક કરૂણા સરી તુજ સાને !

૩

ઉલ્લાસનો કવિ તું ઉત્સવ ભક્ત જેવો !
કાવ્યે ગીતે ભજન ત્હેં જગયોગ રેલ્યો:
તું આર્ય પારસી રસજ્ઞ ઇરાન કેરો !
ગંગાતટે અદલનો તું સિતાર કેવો !

૪

સાહિત્ય સંગીત કલા મુજ સાધનો તો–
અધ્યાત્મ જીવિત પ્રફુલ્લિત કૈં કરે જો !
ધીરી ત્વરા લલિતતા રસની ભરે ત્યાં–
પર્યાપ્ત ઝૂકી વિરમું પ્રભુ–ગીત ગાતાં !

૫

કાવ્યે ઝરે વિરલ ચિંતન માધુરી તું !
ગર્જાવજે શતકવર્ષ સુધી હજી તું !
તું તો કવિ કડી જ માનવ દેહ મધ્યે:
વદું સખે ! ખબરદાર ! તને શતાર્ધે !

તા. ૩–૧૦–૧૯૩૨ મુંબઈ

## ૩૬૩–મહાહિન્દ

૧

પ્રજા તીર્થ મહાહિન્દ ! માનવ ઉરનું અરવિન્દ !
નિર્ભય સરલ નિશ્ચિંત ! જય જય જય મહાહિન્દ !

૨

હિમગિરિસમ તપ: સિદ્ધ ! ગંગાસમ રસ–સમૃદ્ધ !
અબ્ધિસમ તરંગ શુદ્ધ ! જય જય જય મહાહિન્દ !

૩

પરિચરણ ઋણાનુબન્ધ! નિરંકુશને સ્વતંત્ર!
આત્મકાંતિમય અખંડ! જય જય જય મહાહિન્દ!

૪

ગ્રીષ્મ ક્રાંતિસમ કરાલ! વર્ષાસમ તું કરુણાલ!
રૂપવસંતસમ રસાલ! જય જય જય મહાહિન્દ!

૫

જગત સુહૃદ મહાહિન્દ! સત્ય કસ્તૂરી સુગન્ધ!
એકત્વ તું લોકવૃન્દ! જય જય જય મહાહિન્દ!

તા. ૪-૧૦-૧૯૩૨ મુંબઇ.

## ૩૬૪–એ તો એક!

(બાલગીત)

પાંદડાંની જાળીમાંથી શું જોવાય અનેક ?
એ તો સૂરજ એક !
ફૂલડાંની જાળીમાંની શું જોવાય અનેક ?
એ તો ચાંદો એક !
આંખડીની જાળીમાંથી શું જોવાય અનેક ?
એ તો જીવડો એક !
ગરબી કેરી જાળીમાંથી શું જોવાય અનેક ?
એ તો દીવડો એક !
નાતજાતની જાળીમાંથી શું જોવાય અનેક ?
એ તો સ્વદેશ એક !
તારલિયાની જાળીમાંથી શું જોવાય અનેક ?
એ તો મહેશ એક !

તા. ૪-૧૦-૧૯૩૨ મુંબઇ.

## ૩૬૫—ચાંદો

(બાલગીત)

ઉજળો ચંદનીયો શો ચાંદો !
પણ કાં મનનો રોજ' માંદો ?
એનું મન તો ભાન ભૂલ્યું:
પણ જો ! હૈયું એનું ખુલ્લું !
એને હૈયે સસલું ધ્રૂજે:
એનું દિલ ઘાયલ કંઈ રૂઝે !
ચાંદા ! ત્હારે તે શાં દુઃખ ?
તું તો સૌને આપે સુખ ;
પૃથ્વી તો આપે ફળફુલ:
એના પર અમ જીવતર ફૂલ ?
તારે તો તારાય અનંત:
પણ ક્યાં અમ સમ તુજ વસંત ?

તા. ૧૨-૧૦-૧૯૩૨: સં. ૧૯૮૮ આસો સુદ ૧૪ જૂહુને દરિયે: મુંબઈ. સાંતાક્રુઝ.

## ૩૬૬—કમળનાં ફૂલ લેવા—

(રાસ ગીત)

૧

હું તો ગઈ'તી વિહારને તળાવે: કમળનાં ફૂલ લેવા !
ત્યાં તો રમતીલી માછલી લલચાવે: કમળનાં ફૂલ લેવા !
ઝુલે જળમાં નલ પંખી ઝાડવેલી: કમળનાં ફૂલ લેવા !
મેં ઉછાળી નાતાં જલ-વેલી: કમળનાં ફૂલ લેવા !

હું તો તરતી'તી મછવાની જેવી: કમળનાં ફૂલ લેવા !
મને વળગ્યાં કમળ, જાણી દેવી: કમળનાં ફૂલ લેવા !
ગ્રહે નાચવા ને હસવા લાગ્યાં: કમળનાં ફૂલ લેવા !
મને મીઠાં કમળબાણ વાગ્યાં: કમળનાં ફૂલ લેવા !

૨

ભલે: આવી, તું: અકળ ધુતારી ! કમળનાં ફૂલ લેવા !
તારી આંખો છે કામણગારી: કમળનાં ફૂલ લેવા !
તું જ દીસે કમળની રાણી: કમળનાં ફૂલ લેવા !
તું જીવન-જ્યોત મહારાણી: કમળનાં ફૂલ લેવા !
તારૂં હૈયું કમળની જાગી: કમળનાં ફૂલ લેવા !
એમાં પૂજે તું પ્રાણના માગી: કમળનાં ફૂલ લેવા !
હેરી હેરી એ તુજને હસાવે કમળનાં ફૂલ લેવા !
ભાન ભૂલી ! અમથી શું તું આવે ! કમળનાં ફૂલ લેવા !

તા. ૧૧-૧૦-૧૯૩૨ મુંબઇ.

## ૩૬૭-પ્રથમ ગુરૂ પિતા મહંત

(બાલગીત)

પ્રથમ ગુરૂ પિતા મહંત !
સંતતિ હો પુણ્યવંત !
મા ભરે દૈવ રસ કંદ:
સ્વજનના ગાણાનુબન્ધ !
ગુરૂજન ઉર પ્રભુ વસંત:
વિલસે ગૃહ-ફુલ ફુટ્યા !

દેશ ને સમાજ વૃન્દઃ
માનવ જગત ઉછળંત!
ધન્યઃ જીવન–આનન્દ!
વિલસે પ્રભુતા અનંત!

તા. ૪–૧૨–૧૯૩૨ મુંબઇ.

## ૩૬૮–ગીતાનું ગીત

ગરવા ગોવાળિયાની–
અભય અશોકે, ગર્જે ગીતા!
મહાભારત સર્જે ગીતા!
સરિતાને લહરી હાસ્યે, સાગરને તાણ્ડવ લાસ્યે,
ઉછળાવે ઉર ઉલ્હાસે, ભવ ઉતરાવે ભગવદ્ ગીતા!
ઉજ્જયિનીનાં સંદીપન, દ્વારિકાનાં ઉદ્દીપન,
પ્રાણાત્મ પ્રભાવ પ્રદીપન, જગવે, સંજીવન-જય, ગીતા!
નયનો ફેરે દ્યુતિ શ્રોતે, રસ કંઠ સૂરે શ્રુતિ–ઘોષે,
ફરની જ કલાકૃતિ ઘોષે શૃંગારે જય ભારત ગીતા!
સત્ યુધ્ધે, જો! કુરુક્ષેત્ર, વિરાટને જ સુદર્શન–ચક્રે!
ધર્માંજન ધરી વીર નેત્રે સ્વતંત્રતાની પ્રેરક ગીતા!
પુણ્યેશ પ્રભુવર વિલસે, સૌને ધરી સૌમાં નિવસે,
શ્રધ્ધા-ભક્તિ રસ વરસે સાધુપીડા હરનારી ગીતા!
જીવતર જંજાળ રાખે, વત્સલતાપૂર્ણ મ્હલાવે,
આત્માનું સત્ય જગાડે જગ-યુધ્ધે જય ઝીલવે ગીતા!

માગશર શુદ ૮, સં. ૧૯૮૯: તા. ૫–૧૨–૧૯૩૨ સોમવાર–
મુંબઈ. ચિ. સનાતનની જન્મ જયંતી.

# ૩૬૯-દક્ષિણાનિલને

૧

ગ્રીષ્માંતે, તું, અમીઝર સખે! દક્ષિણાનિલ! આવે:
સંતાપો કૈં, અમ, શમવતો, લાડિલા લ્હાણુ-લ્હાવે:
પાકે, જોકે, જીવિત-ફળ કૈં ઉત્પ્લવે, તો, પ્રતાપે:
કિંતુ, લ્હેરે, તુંજ રસભરે: મોર નાચે કલાપે!

૨

દાક્ષિણ્યે, તો, ગુણ-ચતુર તું, ઉગ્ર, પ્રેરે વિશુદ્ધિ:
ઉષ્માથી, તો, ઉડે મલિનતા, રાજસી, સ્હોય, સિદ્ધિ:
અબ્ધિ-બાષ્પે, ઘન, તું, રચતો! પ્હાડ-દુર્ગો શું ગર્જે!
ગેબી, ઘૂમે, વીજળી ચમકે: ચેતના દિવ્ય સર્જે!

૩

ગોરંભાતાં નભ, દ્યુતિ તણો, ક્યાંક છૂપાઇ જાતાં:
પૃથ્વી વીંટી દશ દિગ્ધરો અંધકારે છવાતા:
શ્યામાંગે, તું, સુસ્વી બજવે કારમી કૃષ્ણ બંસી:
હેતે હૈયાં થનગન થતાં માનવીનાં મનસ્વી!

૪

વર્ષારંભે રજ રમાણુની ફૂંક તારી ફરે જ્યાં-
પ્રાણારોગ્યે ધરી વિમલતા તું રીઝે રાજવી ત્યાં!
તારે હૈયે, જગ રસ ભીની મેઘમાળા ઝુલાવે:
સ્હોડે સ્હાંતા પ્રિયતમ-ઉરે તું અભિસારિકાને!

૫

ત્હારી લ્હેરે છ ઋતુભર તું પ્રેમ વિશ્વાસ લ્હાતો!
એ હિંડોળે સચર ગૂલવે હર્ષ-ઉલ્હાસ સ્હાતો!
તુંથી વાધે જગત-પ્રગતિ પ્રાણ તું તો ધરાનો:
આત્માગ્નિને સતત સજવે! ત્હારી શી શુભ સનો!

૬

માને ઉરે પ્રથમ ઝીલતાં ફુંક પ્રાણી બધાં જે–
રામોત્કંપે, હૃદય–ધડકે, તે શમે જીવનાં તે!
ક્યાંથી આવે? અકલ તું સદા ત્હોય સ્ફુરે સુવાસે:
વિશ્વો મ્હાલે તુજ શરણમાં! તું પ્રભુ–દૂત ભાસે!

૭

ત્હારી વીણા, ઉર–સૂર ભરી ગેબમાંથી ગજાવે:
જાદુ–દંડે રજકણ અણુ સર્વ બ્રહ્માંડ નાચે:
વાત્સલ્યે, તો, વિજય–વિભૂતિ! દેવ! તું: દાનવીર!
ઐશ્વર્યે તું અલગ વળગ્યાં આરપારે વિલીન!

૮

ત્હારે સ્પર્શે ગીત ઝણઝણે ક્યાં તરંગી સિતારે?
એને આંદોલન, તું પજવે રમ્ય આનન્દ તાલે!
સીતારામે, સરૂત સુતનાં ભક્તિ–સૌન્દર્ય, સ્હાયાં
તેવાં તું ગ્યે ઝૂઝી ઝીલનતો ભાવ–લાલિત્ય ક્યાં ના?

તા. ૩૦–૧૨–૧૯૩૨ મુંબાઈ.

૨૧–૫–૧૯૩૯ જૂનાગઢ: સં. ૧૯૯૫ જેઠ શુદ ૨ રવિવાર કાળવા તળાવ કાંઠે.

## ૩૭૦–સાગર સુદર્શન

૧

નિહાળું શૃંગેથી દુર લહરતો સાગર મહા!
ઉભાં નીરે તેના, વન–ઉપવનો શ્યામ મનુનાં:
છતાં લ્હેરે લ્હેરે રવિ રવિ રસાળનો સાંધ્ય લહરે:
રચે રેખા-ચિત્રો નહીં ઝુડી રહું ભાવિ સૂચવે!

૨

ગિરિનારે હુંકે દુર વન મહીં સિંહ ખીણુમાં:
ટહૂકે કુંજોમાં મધુર મયૂરો કોકિલ ઘણા!
ઘુમી ઊંચી ટોચે ગરુડ ચિચિયારી ગજવતા:
તરંગે તોરીલો ઘુઘવી ઉછળે અર્ણવ સદા!

૩

વહે થંડો વાયુ લહરી ગીત સંગીત ગજવે:
ધ્વનિ યોગે હૈયે જીવિત સુરના મસ્ત મચવે:
મીંચું આંખો ઘેને ઘૂંટું જ સૂર ધ્યાને સમરવે:
પછી નાચું ગાને લલિત લલકારું જીવનને!

૪

મહાકાલાબ્ધિ તો ભરતી રસછોળે છલકતો:
રસાત્માએ મ્હારો પ્રકૃતિચમકે તો પુલકતો:
વિભૂતિને ન્યાળી અભય હું અશોકે મલપતો:
કલા સિદ્ધ યોગે પ્રબલ મુજ પ્રાણે સળકતો!

૫

અનેરા લાવણ્યે જીવતર ભરે પ્રાણ–લહરી:
તરંગે અબ્ધિના ઉર શીતલતાની અમી ઝરી:
ભર્યો પૂરેપૂરો તુજ શરણુ મેં ભવ પરખ્યા:
સલૂણું તું તારે ભવ–જીવનઃ વંદ્યાર્ણવ સખા!

૬

ગિરિશૃંગે જન્મ્યો: જીવિત જીવતો અબ્ધિતટ હું:
ન્હડી છોળે દોળે ભવ–રમણનો પાર તરું હું:
વિશાળાં વિશ્વોને પૃથિવીપટથી નિરખી હસું:
દુરેથી દેખાતા પ્રણય પ્રભુને અંતર વસું!

તા. ૧૭–૨–૧૯૩૩ મુંબઈ.

## ૩૭૧–કોના એ કલબોલ?

(મોહનની મોરલીથી દુનિયા આ ડોલે: કવિ ખબરદારના–
એ ગીતની ધૂને)

કોના એ બોલે બોલે દિલડાં તે ડોલે?
ડોલે જોગીજન અડોલ! કહો કોના એવા એકલ બોલ?
કોણ જ એ ભાવ ઢોળે, ઘૂમે કળા સોળે?
અંગે અંગોને હિંડોળ કહો એવા કોના એ રસરેળ?
કોણ જ એ ગીત છોળે, જગને હિંચોળે?
હસવે નચવે જો! એ તરબોળ! કહો એવાં કોણ જ એ તકછોળ?
કોણ જ એ પુણ્ય બબોલે, જીવનને ખોળે,
પ્રભુને પરખાવે સમતોલ અહો! એવાં તો બાળક અણુમોલ!

તા. ૨૮–૨–૧૯૩૩ મુંબઈ.

## ૩૭૨–કાળો ચાંદો

કાળો ચાંદો શું ક્યાંય ઉગતો? રે લોલ!
ત્હોય કૃષ્ણચન્દ્ર કાં પૂજાય? રે!

ધોળો ચાંદો પૂનમે ઝૂકતો: રે લોલ!
ત્હોય કૃષ્ણચન્દ્ર કાં પૂજાય? રે!

કાળી, અજવાળી, ત્હોય, રાતડી: રે લોલ!
ત્યાંય કૃષ્ણચન્દ્ર કાં પૂજાય? રે!

કાળું તે આભ કાળી વાદળી: રે લોલ!
ત્યાં કૃષ્ણચન્દ્ર કાં પૂજાય? રે!

કાળા ઓળા અડી ઉડી જતાઃ રે લોલ !
ત્યાંય કૃષ્ણચન્દ્ર કાં પૂજાય ? રે !
કાળાં ધોળાં સોણાં સંભારણાંઃ રે લોલ !
ત્યાંય કૃષ્ણચન્દ્ર કાં પૂજાય ? રે !
કાળો ચાંદો એ મ્હારે બારમો ! રે લોલ !
કાલું ઘેલું કાળજડું કોરાયઃ રે !
કાળાં દુઃખે તે ધોળાં પુણ્ય છેઃ રે લોલ !
એમ કૃષ્ણચન્દ્ર કાં પૂજાય ? રે !
કાળી કીકીમાં કૃષ્ણચન્દ્ર છેઃ રે લોલ !
એને કામણ શું એ પૂજાય ? રે !

હોળીઃ સં. ૧૯૮૯ઃ તા. ૧૨-૩-૧૯૩૩ મુંબઈ.

## ૩૭૩–કૃતિ–કાવ્ય

૧

સતત ગતિએ બ્રહ્માંડો આ અનંત ભમ્યા કરેઃ
વિવિધરૂપમાં સૌન્દર્યોના કલાપ પૂર્યા કરેઃ
ન મૂક મુખ કે ન્યાળું ક્યાંયે અખંડ વહ્યા કરેઃ
અકલિત છતાં એ દૃશ્યો તો સદાય ગમ્યા કરે ?

૨

પ્રકૃતિ વિલસે, નૃત્ય, નાટ્યે, કલાકૃતિ કાવ્ય શીઃ
વિધવિધ રસે રંગે ગુંજે મનોભર શ્રાવ્ય શીઃ
અભિનય ભર્યાં રૂપાકારે દિસે ધ્વનિભાવ શીઃ
જગજ્જીવિતના સાહિત્યે તો રસાક્ષર લ્હાવ શી !

૩

શરીરકૃતિએ રેખાચિત્રે મનુષ્ય ન કાવ્ય શું ?
નયનવીજળી આલેખે જો ! રસાક્ષરી દૃશ્ય શું ?
વદનસ્મિતથી કંઠેકંઠે મરોડથી ડોલતું:
કરકમળની મુદ્રાપ્રેર્યું પદેપદ નૃત્ય શું ?

૪

વચન અધુરાં બોલે બોલ મધુર મ્હેલાવતાં:
વિમલ ઉરની વાણી ત્હોયે અબોલ સુઝાડતાં:
અભિનય કલા સિદ્ધિ સાધે મનુષ્ય રસેશ તું:
ચલિત ચરિતે ચિત્રે ત્હ:રે જયાકૃતિ કાવ્ય તું !

૫

તુજ જીવિતના એ કાવ્યે તો કલા કરી સાઠ ત્હેં:
ભવદ્યુતિ ભર્યાં મ્હેલે મ્હેલે તું એક–અનેક–કે ?
શતકભર તું ફૂલે ફાલે વસંત મહાકવિ !
તુજ પ્રભુ:મણિ હૈયે ઝૂલે: રસાત્મક રાજવી !

તા. ૩૦–૪–૧૯૩૩ મુંબઈથી તાસગાંવ મહાકવિ ન્હાનાલાલને મણિમહોત્સવાંજલિ.

# ૩૭૪–સત્‌ના આશક મહાત્મા ગાંધીજીને

( ગઝલ )

૧

અજબ દુનિયા મહીં, દીઠો, તને, તો, દિલ નિખાલસ !
દુવાધર, રંકકિંકર, તું: સરલ, ગુણ જાણ, સાલસ !

૨

જીવન છે સત્ય: એક: અનંત: તેનો તું ઉપાસક!
સદા સત્-જુગનો જોગી! તું સત્નો એક આશક!

૩

અસત્ કળજુગ તો છે માનવીની કૈં કરામત!
અનામત જીંદગીને જોગવે, તું તો સલામત!

૪

ગરીબનો બેલી તું ય ગરીબ! તારે દિલ રાહત!
જગતને દુઃખે તું દુઃખી! ન કંઇ તારે અદાવત!

૫

કરે કુરબાની, તું, ખલ્કે, મીટવવા ખૂન નાહક!
દલિતોને દિલે અપનાવનાર: તું જગત–તારક?

૬

પ્રભુ તુજને પીછાને છે: પ્રણય–સંદેશ-વાહક!
મહાત્મા ગાંધીજી! તુજને હયાતી હો મુબારક?

૭

સ્વરાજ્યે હિન્દને મ્હાલે બધા હમદીન દિલાવર!
પ્રજા રાજ્યે રહે ખુશહાલ! તુજ મુરાદ હો બર!

તા. ૮–૫–૧૯૩૩: તાસગાંવ-મહારાષ્ટ્ર.

## ૩૭૫—ગરીબના બેલી ગરીબ

ગરીબના બેલી ગરીબ:
સાધુસંતો—
ગરીબના બેલી ગરીબ !
ભૂખ્યાં દુઃખ્યાં, અંધારે,
અફળાતાં, જ્યાં ત્યાં ભારે:
એવાંને ધરિયે જીવન–દીપ !
કોઇ નથી રંક તવંગર:
બગડયાં માણસનાં અંતર:
સુધરિયે, જાળવિયે જો જીભ !
જીભે ખાવા પીવાનું:
જીભે વળી બોલવાનું:
જીભ તો છે જીવમોતીની છીપ
પ્રભુને ખુલ્લે દરબારે,
ભરપૂર કુદરત ભંડારે,
દરેકને સુખ દે કર્મ–નસીબ !

તા. ૮–૫–૧૯૩૩ તાસગાંવ મહારાષ્ટ્ર–ઉપવાસદિન.

## ૩૭૬—બાળ રમતીયાળ

૧

બાળ રમતીયાળ !
અંગને ઉછાળ:
તું રમે કુદે તું તેમ,
જીવન અમ ઉજાળ !

૨

નેણુલે નચાવ!

મુખડે હસાવ!

હાથપાયથી મચાવ—

ધામધૂમ રસાળ!

૩

બોલ તુજ ગજાવ!

રસાકલા મીલાવ!

હૈયું હલમલાવ!

મ્હાલને તું મન-મહાલ!

૪

તું અમારૂં બ્હાલ!

લે અમારી ભાળ!

જહાલ જોમ ને જગાવ!

તું જ લલિત બાળ!

તા. ૧૨-૫-૧૯૩૩: નાસગાંવ-મહારાષ્ટ્ર.

## ૩૭૭—સત્જુગ, સદા, સુહાય

સત્જુગ, સદા, સુહાય!

જગતમાં—

કળજુગ નથી જરાય!

કુદરત: સતજુગ: દુનિયા: કળજુગ:

પાક દિલે સમજાય!

જેમ જીંદગી ધરે, દમબદમ:

લીલા લ્હેર કરાય!

આકાશે ઉડ ! દોડ ધરતી પર !
તરને પાણી મ્હાંય !
ઘાવ રૂઝવ ! ને દાવ ખુઝવ તું !
ગાયાં ગા ! કર સ્હાય !
ભલાં કામ ભગવાન કરે જો !
ભલું જ સૌનું થાય !
પ્રભુને પગલે, પ્રાણ ધરાતાં,
સુખશાંતિ ભોગવાય !

તા. ૧૬-૫-૧૯૩૩ તાસગાંવ-મહારાષ્ટ્ર

# ૩૮૮-ભીમાતટ તીર્થે

૧

ભીમા ! તું ધન્ય: સરિતા ! તુજ કંઠ નિત્યે,
પૂજાય વિઠ્ઠલ અને રખુમાઇ પ્રીતે !
ને જ્ઞાનદેવ પ્રભુભક્ત સખા તુકોબા:
જેવાં જ ભાવિકજનો કરતાં જ યાત્રા !

૨

મંદિરમૂર્તિ ભગવાનની ભવ્ય સ્હોતી:
તેવી જ ભાવિકની ભાવ-લીલા પન્હોતી:
આરાધનોની સુકુમાર રસાર્દ્ર રેખા-
મ્હેરે સુહાય રસ કંઠરવે ખીલેલા !

૩

શ્રીકૃષ્ણ વિઠ્ઠલજી રુકિમણીની પ્રતિષ્ઠા:
રાષ્ટ્રે મહાવિલગ્ની તવ ઘાટ: ભીમા !
ભક્તોની આસ્તિક જ શાંતિ શી ચંદ્રભાગા !
સૌભાગ્યવંત ભગવજ્જન વંદ્ય લાગ્યા !

૪

આર્યોની સંસ્કૃતિ રચે રસ-તીર્થ સંસ્થા:
યાત્રાળુ પુણ્યથી કરે ભવ-પાર ચર્યા:
 સંસારનું રસ પ્રભુત્વ જગે ઝીલાવે:
 અદ્વૈત ભક્ત ભગવાનનું રમ્ય જામે!

૫

બ્રહ્માંડની વિભૂતિ પાર્થિવ માનવી: તું!
તારે મનો-હૃદય, ભાવિક રાજવી: તું!
 માનુષી દેવ અવતાર ધરે સદા તું!
 ઉધ્ધારજે, જગત, જંગમ તીર્થ તો તું!

તા. ૨૨-૫-૧૯૩૩, પંઢરપૂર: શ્રી વાટગે બુવાની ધર્મશાળા.

# ૩૭૧-अठरावर्ण एकेठाइ वाढते विठ्ठल रुखमाई

૧

વર્ણઅઢારે હારે બેઠાં, પીરસે વિઠ્ઠલ રૂખમાઈ:
એ તો અનુભવ્યું પંઢરપૂરે, પ્રભુ-લીલાની સરસાઇ!

૨

પ્રભુએ તો પડથાર પાથર્યા, પૃથ્વીભર ભંડાર ભર્યા:
પ્રસાદ પ્રાણી માત્ર કરે તે કેવળ એક પ્રભુની દયા!

૩

પ્રાણાંજળ પ્રભુ પેટપૂર્ણ દે, ફુલે ફળે ફાલે સહુ જીવ!
સ્વભાગ્ય ભોગવતાં સૌ પ્રાણી, આનન્દે વિલસેજ અતીવ!

૪

પણ માણસની ભૂખ મટે નહિ: તેથી ઉપજે અસંખ્ય ભેદ:
ભાંગ ફોડના કાળા કેરે એકમેક કરતાં ઉચ્છેદ !

૫

ઊંચ નીચ ને ગરીબ તવંગર લડયા કરે રચી જગ–જંજાળ!
અંત્યજ અગ્રજ મલિન કુલીન ગણી રહે
જીવતે મુઆ અકાળ !

૬

કરૂણાળુ પુણ્યાત્મા વિરલા માગે પ્રભુનો કૃપા પ્રતાપ:
અન્ય પાપને પ્રાયશ્ચિત્તે કરે આકરાં તપો અમાપ !

તા. ૨૨–૫–૧૯૩૩ પંઢરપૂર.

## ૩૮૦–શ્રી કૃષ્ણની વિધાત્રીઓ

૧

શ્રીકૃષ્ણની હતી વિધાત્રી ન એક રૂપે:
પ્રત્યેક નારી હૃદયે અમી પાચું હેતે !
નારાયણી પ્રકૃતિ જીવિત રંગ પૂરે:
ને માનવોત્તમ સ્વરૂપ સદા પ્રફુલ્લે !

૨

દૂધે ભર્યા પ્રથમ દેવકીએ, પનોતા:
સત્પુત્રને નવનીતે ધરવે યશોદા:
વ્હાલે વધાવી નયને રસ–મસ્ત ગોપી–
વૃન્દાવને જ યમુના–જલ કુંજ કોપી !

૩

કૌમારની ઝીલી કલા વ્રજમાં કનૈયે:
રાધા વિધાત્રી થઈ રાસ તણે રંગે:
માતા ભગિની વધૂ પુત્રી હતી ન કોઈ:
આત્માની સિધ્ધિ હતી કૃષ્ણની સ્નેહ-સૃષ્ટિ !

૪

રોહિણી, રેવતી, ગીતા, ગુરૂપત્ની કુબ્જા:
ગાંધારી દ્રૌપદી જ કુંતી હતી સુભદ્રા:
ને દ્વારિકા મુરલિ રૂકિમણી ઉત્તરા યે:
ગોપાલને યુગનરેશ કર્યો પ્રયોગે !

૫

આરાધના ભવલીલાની કરે રસાત્મા:
ભક્તિ કરે જગવિભક્તિથી ભક્ત શાણા:
માધુર્ય ઓજસ પ્રસાદ ઝીલે પ્રતિભા:
ઐશ્વર્યની વિભૂતિ રમ્ય રચે પ્રતિષ્ઠા !

તા. ૨૫-૫-૧૯૩૩: પંઢરપુર-મહારાષ્ટ્ર.

# ૩૮૧-વેણુગોપાળ

( ભૈરવી )

વભવનો તારણહાર: તું: વેણુગોપાળ !
જગનો પાલણહાર: તું: ધેનુરખવાળ !
ઉરનો ઉજાળનાર: તું: રેણુરસાળ !
વેણુનાં આનન્દામૃત: ધેનુનાંય જીવનામૃત:
રેણુનાં ચરણામૃત ધરનાર તું વેણુગોપાળ !

વેણુ, વિશ્વાસે, વાજે ! પુણ્યોલ્લાસે, ગીત ગાજે !
જગ-નૃત્યે, રાસે રીઝવનાર: તું રેણુ :રસબાળ !
ધેનુનાં પાને ગોરસ ! ધરણીના ગાને નવરસ !
રેલવને કરૂણાની રસધાર: તું ધેનુરખવાળ !

તા. ૧-૬-૧૯૩૩ તાસગાંવ-મહારાષ્ટ્ર

## ૩૮૨-રૂક્મિણીજી

રમણીમાં રત્નમણિ રુક્મિણી રે લોલ !
નમણી નારાયણી નિહાળ જો !
પુણ્યનાં પરાક્રમ ભગવાનનાં રે લોલ !
રૂક્મિણીનાં, રંજન-ઉછાવ: જો !
વૈદર્ભી દમયંતી સમ સતી રે લોલ !
રાજલક્ષ્મી રૂક્મિણી રસાળ: જો
વેણુગોપાળ ઝીલે ઘૂમતા રે લોલ,
રૂક્મિણીની વૈજયંતી માળ: જો !
દ્વારિકાને દ્વીપ રમ્યાં દમ્પતી રે લોલ !
ભારતની રચી - યુગપાળ: જો !
એકમેક પ્રેમથી ચગાવતાં, રે લોલ !
જીવનરસની ઘટમાળ જો !
રૂક્મિણીજી તારણહારિણી રે લોલ !
શ્રી કૃષ્ણ તારણહાર જો !
શ્રી કૃષ્ણ શાલિગ્રામ શા રે લોલ !
રૂક્મિણી સુવર્ણ રેખા ભાલ જો !

તા. ૧-૬-૧૯૩૩: તાસગાંવ-મહારાષ્ટ્ર.

## ૩૮૩—એક તું અંતર્યામી !

એક તું અંતર્યામી !
નિરંતર: એક, તું: અંતર્યામી !
ગુંજે હૃદય-નિકુંજ, નિરંતર:
એક, તું: અંતર્યામી !
ભવભવ, અનુભવ-પુંજ: નિરંતર:
એક, તું: અંતર્યામી !
ઉપવાસે, મુખવાસ: નિરંતર:
એક, તું: અંતર્યામી !
ભક્તોને વિશ્વાસ: નિરંતર:
એક, તું: અંતર્યામી !
સંગીતને, તું: સુવાસ, નિરંતર:
એક, તું: અંતર્યામી !
દીનાધીન પુણ્યાશ: નિરંતર:
એક, તું: અંતર્યામી !

તા. ૧-૬-૧૯૩૩: તાસગાંવ-"ઊર્મિ" મહારાષ્ટ્ર.

## ૩૮૪—હૈયાંને હિંચકે, ઝૂલે પુણ્યેશઃ જો !

હૈયાંને હિંચકે ઝૂલે પુણ્યેશ: જો !
હૈયાંને હિંચકે ઝૂલે !
જાણવા. જોવા, જીવ. નાણવે, ભમે: હોય--
તે તો પ્રપંચે ડૂલે:

જાણ્યા જોયા નવ જાય જગદીશ: જો !
પ્રીત ભર્યા પ્રાણે પ્રફુલ્લે !
ઝંખે ઝૂરે રસકંડે એ અવતર: જો !
ભાવ-સંગીતને સૂરે !
ઓચિંતો, જીવ, ક્યાંક ઉંડે છુપી ઉતરે: જો !
ઉરને સરોવર મધુરે !
જાગ્રત્ જગત્ ન એ, સ્વપ્નોને સર્જન,
ઘેલોતૂર થઇ જીવ ઘૂમે !
અંતરની રસ-કુંજને હિંડોળે,
લીલા લ્હેરે રૂમઝૂમે !
રેલે રસતેજ, પરિમલથી, લ્હેરાય જીવ:
પલટે રસાત્મા મ્હાલે !
પુણ્યેશ સંગ સખા ભક્ત પૂર્ણાત્મા,
નાચે પ્રેમ ન્યારે નિરાળે !

તા. ૨-૬-૧૯૩૩: તાસગાંવ-મહારાષ્ટ્ર.

## ૩૮૫-જય: નર્મદ નરવીર !

જય: નર્મદ નરવીર-
ગુર્જરી: જય: નર્મદ નરવીર !
જન્મ દેશની જાત સિદ્ધિ, ત્હેં જગવી ઝૂઝી અધીર !
પ્રતાપીને સુરતરંગ પાયાં પ્રેમ શૌર્યનાં નીર !
ગુર્જરી લલિતકલા મંદિર !
રામબાણુ સાધે ભારતમાં સઉ હૈયાંનાં હીર:
ગુર્જર સુરાષ્ટ્ર એક કર્યો ત્હેં, તારે તાતે તીર !
ગુર્જરી કવિ: નિરંકુશ સમીર !

સાગર સરિતા ગિરિવનકુંજે, તુંય સત્યનો સિંહ !
નિરંકુશ ગર્જી સર્જ્યાં ત્હેં પ્રાણ ચમકનાં ચિન્હ !
ગુર્જરી તુંય રસાક્ષર લીન !
ભવ્યભૂમિ આ પુનિત પુરાતન: ગુણિયલ ને ગંભીર !
પ્રજા, બને, જો ! જગત્ સારથી ! બુધ્ધિ ગૌરવે ધીર !
ગુર્જરી સુર માનવી અમીર !
સ્વાધીન હિન્દે પરસ્પરાધીન ઘૂમે ગુર્જર લોક !
તે તો ધ્વજધર નિર્ભય નેતા ! નર્મદ ! ત્હારે ઝોક !
ગુર્જરી ગુંજે અભય અશોક !

સં. ૧૯૮૯ વટ-સાવિત્રી પૂર્ણિમા ગુરૂવાર: તા. ૮-૬-૧૯૩૩
મુંબઇ. " કૌમુદી "

## ૩૮૬-અનુભવી કવિને

૧

તું નિરંકુશ કવિ !
રસ-દ્યુતિનો રવિ !
જીવનનો અનુભવી-
નવીન સર્જે !

૨

તું રસાક્ષર રચે:
સૂર રમઝટ મચે:
લલિત લયલીન લચે:
નૃત્ય ગર્જે !

૩

જગતમાં તુજ જગત્
હાસ્ય રસની રમત
સર્વને એક સત્–
તું રમાડે!

૪

મન ભર્યો માનવી–
તું હૃદય–રાજવી!
તું રસાત્મા કવિ–
પ્રભુ સુઝાંડે!

તા. ૧૨–૧–૧૯૩૩: તાસગાંવ–મહારાષ્ટ્ર. પ–૮૯/૧૨૬

## ૩૮૭–શ્યામોજ્વલ

૧

કાળા નભે ધવલ અક્ષર સ્હોય તારા
ને અંધકાર પટનેય ઉજાળનારાઃ
શાં ચક્ર ગોળ ચમકે રચી લેખમાલા!
અર્થધ્વનિ અનુભવે જ ઝીલાવનારા!

૨

નીલાભ્રમાં ધવલ વીજળી શી ઝબૂકે!
કૃષ્ણાદ્રિમાં દ્યુતિ રસે નદી ધબૂકે!
ને ઇન્દ્રચાપ શી મયૂરની નૃત્ય રેખા–
શ્યામોજ્વલા પ્રણયની શી વિચિત્ર લેખા!

૭

કારુણ્ય માનવ જગે અજવાળનારું:
શૃંગાર ભોગ-તપ સર્જક સત્યજાતનું!
ત્યારે મનુષ્ય વિલસે દ્યુતિદેવ જેવા
સોહે રસાક્ષરજ બાવનવીર એવા!

૮

કૃષ્ણ તારક નેત્રોના શ્યામોજ્જ્વલ સુહાવતા
સાહિત્યને સુહાવો, જો! સંજીવને રસાક્ષરો!

તા. ૧૧-૭-૧૯૩૩ મુંબઇ ૫—૪૨/૧૨.૯

## ૩૮૮–તદબીર તું કરી જો!

તદબીર તું કરી જો!
તકદીર તારું. ખીલશે!
તું જિંદગી તરી જો!
ભવપાર તું ઉતરશે!
તું તો તને જરી જો!
સૌભાગ્ય તુજ જડશે:
કુદરતનું નૂર ઝીલી જો!
ઉમરાવ દિલ બનશે!
દીનનો અધીન બની જો!
લયલીન તું વિહરશે!
લીધું બધું દઈ જો!
દુનિયા બધી હરખશે!

તા. ૬-૮-૧૯૩૩ મુંબઇ.

# ૩૮૯—દર્દે દિલી

૧

જ્યાં દિલ નથી ત્યાં દર્દ શું? દર્દ નથી ત્યાં દિલ શું?
દર્દ નથી કે દિલ નથી ત્યાં બેકદર બેદિલ શું?

૨

દિલબર તણી દીલાવરીમાં ઇશ્ક જો! ખુદ દર્દ છે:
દર્દ દિલીનો એ હવાધર તો મુઝાવર મર્દ છે

૩

દુનીયા દીવાની છે ખચિત કોની: તું તે જાણી શકે—
તો તો અહોહો! તું! ખચિત દર્દ દિલી માણી શકે!

૪

પણ દર્દ-કે-દિલ તું નથી ત્હારે નથી ત્યાં શું કથું?
એ ભૂલમાં ભટકયા કરે તે યાર તે હું શું મથું!

૫

આ જીન્દગીની દેનગીમાં દિલલગીનું દર્દ છે:
દિલની ખુદાઇમાં જુદાઇનું અજબ હમદર્દ છે.

તા. ૩-૯-૧૯૩૩. મુંબઈ

# ૩૯૦-દર્દે જીગર

૧

દર્દ જીગર મ્હારે નથી કહેનાર એવું કોણ છે?
ચ્હેરે અમોલ ભર્યું દીસે! છૂપાવનારૂં કોણ છે?

૨

થડકે જીગર ને દમબદમ ચ્હેરા ફરે જો! એકદમ!
એ દર્દની ચલગત બધી છૂપાવનારૂં કોણ છે?

૩

દર્દે નથી સુખદુઃખ કે દર્દે નથી સગવડ બધી !
દર્દ ઉછળતી મોજને છૂપાવનારૂં કોણ છે !

૪

રોવું ગમે તો રોઇ લે ! હસવું ગમે તો લે હસી !
દર્દે નથી એમાં છતાં ! છૂપાવનારૂં કોણ છે ?

૫

બદસૂરતી તારી ટળે દર્દે તવાતા તું અરે !
ખૂબસૂરતી તારી ખીલે છૂપાવનારૂં કોણ છે ?

૬

લેને નવાજી દર્દને ત્યાં છે મઝા સાચી તને !
દર્દે જીગર કોને નથી ? છૂપાવનારૂં કોણ છે ?

તા. ૯-૯-૧૯૩૩ મુંબઇ.

# ૩૯૧-કલાયોગી

૧

કલા-સૌન્દર્યનું સ્વપ્નુ, સાચું પાડે જ યોગીઓ:
સંયોગે એવડી ખીલે ! કરે નષ્ટ જ ભોગીઓ !

૨

કલાનો ભોગી છે રોગી ! કલાયોગી સ્વેશ્વર !
કલાનાં રૂપ રંગે, તો, જીવનામૃત જો ! વ્હરે !

૩

રસના અક્ષરે, બોલે, આલેખને, રસાક્ષર !
રંગ રેખાંકને, ચિત્રો, મૂર્તિ, રચે, સ્વરૂપની !

૪

ભાવના–સ્વપ્ન–ઘેને, જો ! ધીમાં આંદોલનો ઘૂમે:
ભાવની રસછોળે, તો ! અબોલ નૃત્ય એ કરે !

૫

નેત્રે, હસ્તે, પદે ડોલે ! પલ્લવી સૂચવે ધ્વનિ !
ગ્રીવા, કટિ, ઘુંટી, ઝોકે, રસિલા મર્મ ઝીલવે !

૬

રસ–કંઠે સ્ફુરે સૂરો ! સંગીતે ગજવે ગિરા !
સાંકેતિક રચે સંજ્ઞા ! બ્રહ્મનાદ ઝીલે ઉરે !

તા. ૧૬–૯–૧૯૩૩ મુંબાઈ.

# ૩૧૨–गो. मा. त्रि. ने

૧

"गो. मा. त्रि. !" મ્હેં તુજ "સરસ્વતીચન્દ્ર" વાંચ્યો:
ત્યારે હતો ગભરૂ બાળક હું નમાયો:
સાહિત્યતીર્થ નડિયાદ નીરે હું ન્હાયો:
ત્યારે કલાપી સહ હું ય તુંથી છવાયો !

૨

મેં ત્યારથી અભય તેમ અશોક ઝીલ્યા:
ને ભાવ કૈં કરૂણજીવિતના રસીલા !
પામ્યો કલા લલિત હું સુકુમાર કંઠે:
કલ્યાણગીત ગજવ્યાં રસની વસન્તે !

૩

તું, ચન્દ્ર: હું કિરણ ઉજ્વલ સૌમ્ય ત્હારૂં:
હૈયે સરી ઝણઝણાવું તરંગ ચારૂ:
દ્રષ્ટા ! રચે તું ભવ-દર્શન ચાંદનીમાં:
નૃત્યે ઘૂમે જગત જીવિત તંત્ર ધીમાં !

૪

ને ગુર્જરી હૃદયવર્ધન ગૌરવે, જો !
"ઇન્દુકુમાર" પ્રકટ્યો યુગ યોગીએ: જો !
રાષ્ટ્રીયતા જગવી ત્હેં તપલેખની જો !
કસ્તૂરી સૌરભ સમર્પણ સત્યને જો !

૫

ઝડાકી સૂરે જ પ્રભુભક્ત નૃસિંહ ગર્જ્યો:
ત્યાં મ્હેંય અર્ઘ્ય મુજ ગુર્જરીને ય આપ્યો:
ને પુણ્યનાં જ પરિચારક ગીતકાવ્યે,
સાહિત્યપ્રદગુરૂ ! પ્રતર્પણ કરાઉં ભાવે !

તા. ૧૬-૯-૧૯૩૩: સં. ૧૯૮૯ ભાદ્રપદ શુદ રેંટીયાબારસ: મુંબઈ.

# ૩૯૩—બકુલ—બુલબુલ !

૧

બકુલ બુલબુલ જુગલ જોડી !
છૂટે નહિ એ કદી છોડી !

૨

બકુલના કર્ણ-ફૂલડાં, જો !
દીપે ઝાગમૂલડાં શાં: જો !

૩

રમે એ ગુચ્છની કુંજે:
ન કો ત્યાં જાય ને ગુંજે !

૪

પ્રભાતે તારલા જાતાં—
ઉડી બુલ્બુલ બકુલ ન્હાતાં !

૫

બકુલને ખોળલે ઝૂલે—
અને બુલ્બુલ દિલે ફૂલે !

૬

બકુલ હું થાઉં કે બુલ્બુલ ?
ભૂલું ભાવે બની મશગુલ !

તા. ૨૨–૯–૧૯૩૩: શુક્રવાર: મુંબઇ.

## ૩૯૪–કમલ–કલહંસ

૧

જોયું જુગતું જુગલ એક: મ્હેં, કમલ અને કલહંસ !
સ્થિર ધીર નીરે લ્હેરાતા સરવરિયે વિલસંત !
અહો ! એ રસ–રંજનની રીત, માનવી !
તને વરી, ન, કાં, નિત્ય ?

૨

ઉષા અને સંધ્યાના રંગે વ્યોમ પૂરે રસરંગ:
વિમલકમલમાં રમે સકલ કલહંસ ધરી ઉછરંગ !
અહો ! કેવાં નિર્ભય નિશ્ચિંત ! માનવી !
કાં તું રહે ભયવંત ?

૩

હૃદયામૃતને રસ-બિન્દુ કમલ ધરે પ્રભુના પ્રસાદ !
જો ! કલહંસ ચરે મોતીડાં, ઘૂમે સ્નેહને સાદ !
અહો ! એવાં તો દેવસમાન ! માનવી !
કાં ભૂલે આત્મભાન ?

૪

સર્જનની સુન્દરતાનો, તું, માનવ ! રસશૃંગાર !
જીવનકલાપ પૂર્ણ પૂરે તું: તો, તુજ છે જયકાર !
અહોહો ! કમલ અને કલહંસ ! માનવી !
જગમાં તું પરમહંસ !

તા. ૨૩-૯-૧૯૩૩ મુંબઈ.

## ૩૯૫—આત્મ-કલાનાં બાળકો

૧

આત્મકલાનાં બેય બાલકો કવિતાને રસકંદ !
બંધુભગિની સમ ઝૂમઝૂમ ઘુમતાં કરે નૃત્ય-આનન્દ !

૨

સરસ્વતીને નારદ મળતાં, રીઝે માનવ-વૃન્દ !
વિવેકમર્મે, નર્મવિનોદે, ભાંગે ભવના દ્વન્દ !

૩

કવિતા ભાવમય સુકુમારિકા કુસુમ સમી લ્હેરાય !
કુમાશ, ઉજાસ, સુવાસભરી હૃદયમહીં હેરાય !

૪

રસકંદ મધુસૂર ભર્યો ત્યાં ગુંજે નરવે નાદ !
પવન-લહરીને લ્હેરે પુલકે રોમાંચક વરસાદ !

૫

રાસ રચે સર્જન જીવનનાં પ્રકટે પ્રણયપ્રસાદ !
સ્ત્રીત્વ અને પુરુષાતન ઉભાં માનવતાને વાદ !

૬

મનુષ્યની આત્મ-કલા ન્યારી ! સૃષ્ટિનો શૃંગાર !
લલિત કલા લાવણ્યે, જગતે સુહાય ગૃહ-સંસાર !

તા. ૯-૧૦-૧૯૩૩ મુંબઇ.

## ૩૯૬-સ્વરાજપૂતને

૧

હવે તો હિન્દમાં ક્ષત્રની લડાયક એક જાતિ !
બન્યા રજપૂત સર્વ સ્વરાજપૂત સ્વતંત્ર સાથી !

૨

દશેદિશભર સ્વદેશે હિન્દના દિગ્ધરો હાથી:
ઘૂમે, જો ! જૂનને જોમે, જમાવટ સદ્ય સાધી !

૩

બધા હિન્દી દિસે, જો ! હિમ્મતેબહાદૂર, નાદી !
હિમાયત, જો ! સ્વદેશીની કરે ધરતા જ ખાદી !

૪

સુવર્ણાશ્રમ હતો હિન્દે જ એકાકાર આદિ !
સુહાતું ચાર ચોકડી એક ચક્રે રાજ્ય આથી !

૫

ન, જાતિ ભેદ, આજે, જો ! સ્વરાજ્યે ઐક્યવાદી !
બધા સ્વાધીન હિન્દે રક્ષકોની બ્હાર વાધી !

૬

ધસો ક્ષત્રને જ સાહસ મોખરે ધરી વજ્ર છાતી !
ઘવાયલ એકસો ઘાવે, સુભટ ! તમ જીત સાચી !

તા. ૧૦-૧૦-૧૯૩૩ મુંબઇ.

# ૩૯૭–નવીન કલાકારને

૧

નવીન કવિતા ત્હારી વાંચી તને નિરખું: સખે !
ધ્વનિ લહરીમાં ભાવોદ્દગારે તને ય સુણું: સખે !
તુજ નયનની ન્યાળું જ્યોતે ઉરોર્મિ ઝીલું: સખે !
સ્થલ સમયથી દૂરે ત્હોયે મળાય જ હો ! સખે !

૨

સ્મરી રહું તને આંતર્જ્યોતે નિહાળી રહું તને !
હસવું હસીને બોલાવું ને કહું કથની તને,
તુજ મીટભરે આંતમૂર્તિ અબોલ હસ્યા કરે,
સ્મિત લહરીને બોલેબોલે અડોલ ઝુલું સખે !

૩

તને દૂર છતાં કલ્પું સંગે વિયોગ ન કૈં વસે:
સ્મરણ મનને ભાવોલ્લાસો અદર્શન ક્યાં રહે ?
સુખ દુઃખ ભુલી આવી રીતે મળું પરમાત્મને
ન મળી શકું કાં તુંને બાપુ ! "વિરાટ–અણુ !" સખે !

૪

અણું જ નથી તું ન્હાનું ! મ્હોટું વિરાટ જ તું નથી !
સ્વજન નયને તું શું છે તે કથ્યું જ જતું નથી !
પલકભરમાં મીઠી દૃષ્ટે પડી છળી ના જતી !
જીવિતભર એ જાગે જ્યાં ત્યાં જીવંત થતી છતી !

તા. ૨૨–૧૦–૧૯૩૩: ગોંડલથી અમદાવાદને મુંબઈ.

# ૩૯૮–જન્મ–ઘાટે

૧

પદ્માસને, તું: ગિરનાર ! અડોલ દીસે !
તહારે મુખે શી પ્રતિભાભરી કાંતિ હીસે !
ને ઉર્ધ્વ દ્રષ્ટિ ધરી તું શું અબોલ બોલે ?
પુણ્યાશયે અધરહાસ્ય રમે, હિલોલે !

૨

ત્હારે તલે, જ, ભવનાથ: સ્વયંભૂ: ત્વષ્ટા:
દેવી: ભવાની: ગણનાથ: ત્રિપુટી: સ્હોતાં
પીઠે ધરે તું શિરછત્રની ભવ્ય છાયા:
શૃંગે સુહાય રવિ–કેતન કેરી જ્વાલા !

૩

લક્ષ્મી ભરી ધરણીનો તું સપૂત યોગી:
ત્હારે ઉરેથી સરિતા સરતી વિજોગી:
કૂટસ્થ વજ્રસમ ભીષણ કાલમીટ !
તારે અરણ્ય તપ સ્હાય સુધીર ધીર !

૪

બ્રહ્માંડમાં, રસકલાકૃતિ: એક: પૃથ્વી !
તેમાં કલાત્મક વિશિષ્ટ જ તુજ સૃષ્ટિ !
દ્રષ્ટા તટસ્થ તું નિરિક્ષણ સૂક્ષ્મ યોજે:
ને સ્વસ્થતા સૂચનનો સચરાચરોને !

૫

તું જન્મધાટ અમ તારણહાર રહેજે:
ગંભીર ભવ્ય ભવ–ગૌરવગાન ગાજે:
આત્મ–પ્રતાપ ભર્યું જીવનનીર વ્હેજે:
રેખા સુવર્ણશી ચરિત્ર–વિશુદ્ધિ દેજે !

તા. ૨૪–૧૦–૧૯૩૩ જૂનાગઢ.

## ૩૯૯–સરોવર પુષ્કરે

૧

સંસ્કૃતિ તણા સૃષ્ટિ–તીર્થે, સરોવર પુષ્કરે,
ગિરિવન, તટે, ઝૂલે ઊભાં અબોલ જળાશયે:
કલરવભર્યાં પંખી ઊડે: જુએ: પ્રતિબિંબને:
પરિમલભર્યા વાયુ લ્હેરે ઉષા હસતી ઊગે !

૨

જીવનવનમાં કુંજેકુંજે લતાતરૂ ઝૂકતાં:
ફૂલફલ તણા પુંજેપુંજે લચી લુમઝુમતાં:
રસભીજભરી ગુંજનગુંજે પ્રસાદ ટહૂકતાં:
પ્રકૃતિપુલકે રોમાંચે કે કળાયલ મૂક ત્યાં !

૩

પુલકી પ્રતિભા સ્વપ્નાદર્શે કલાકૃતિ જો ! રચે:
રસમય શ્રુતિ સર્જે લીલા ચમત્કૃતિ ત્યાં મચે:

પ્રકૃતિ વિલસે ભાવોલ્લાસે પ્રદર્શન પ્રાણને:
ભવ જીવિત આ જીત્યું લાગે સુદર્શન પુણ્યને !

૪

વિધાતા ને વિધાત્રી એ બ્રહ્મા સાવિત્રી દમ્પતી–
એકાંતે ચિંતને ધ્યાને સર્જનકૃતિ જોગવે !

સં. ૧૯૮૯ કાર્તિકી બીજ: બીયાવરથી અજમેર થઇ પુષ્કરરાજતીર્થ ઇ. સ. ૧૯૩૩–નવેમ્બર.

## ૪૦૦–મુંબાઇનાં સંભારણાં

૧

કલાપી શોભનાએ, તો, પ્હેલું મુંબાઇ, દાખવ્યું:
અઢારસે નવાણુંમાં, જોઇ, મેં, હિન્દ–દ્વારિકા !
ઉદ્યોગી સાહસે ઘૂમે ઘાટીલા રાષ્ટ્ર–સાગરે:
મહાગુર્જર સૌરાષ્ટ્રી રાખે સમૃદ્ધ હિન્દને !
વ્યવહારે ચતુરાઇ: નાગરિક, રસિકતા:
કમાય, વાવરે, સંચે, શાણા ગુણજ્ઞ ગુર્જરો !
બોલે બોલી ગુજરાતી હિન્દુ મુસ્લીમ પારસી:
વ્યાપારે દરિયા ખેડે શાહ સોદાગરો જગે !
શ્રેષ્ઠ સંસ્કારિલા લોકો કલા સૌન્દર્ય સેવતા:
ગૃહસંસાર શૃંગારે સુહાય સૌમ્ય દર્શને !

૨

પૃથ્વીની સૌ પ્રજાઓની મળે માનવ–મેદની:
તેમાં ગર્જે ગુણઘેલી ગરવી એક ગુર્જરી !
નવે સૈકે ભભૂકે ત્યાં સૌ હિમ્મત બહાદુરો !
હિન્દી હિન્દે સ્વદેશીઓ અપનાવે વિદેશીને !
અભયે પડકાર સૌ સત્સ્વરાજ્ય સ્વતંત્રતા:
તિલક, ગાંધીજીએ, તો, યોગૈશ્વર્ય ઘડ્યું યુગે !
સહ્યાદ્રિએ સિંહાદિની ગર્જના ગજવી ઘુમે:
મહા હિન્દ વીરો ઝૂઝે સૌ વન્દે માતરં વદે !
રાષ્ટ્ર વિદ્યાલયે પ્રેરી યુગની પ્રાણવીજળી:
યુવક યુવતી જાગ્યાં રોમાંચે શૂર કેસરી !

૩

મહુલીના મહાદર્શે સંસાર જોગવે સહુ:
પ્રેમૈશ્વર્યની લીલા ઝીલી સ્વદેશ જગવે બહુ !
જન્મ–જીવન–લાલિત્યે, મહા સાર્થક નિર્ભયે,
સુહાયચારુતારુણ્ય સનાતન પુરાતન !
કૂટસ્થ ગિરનારેથી, મુંબાઈ, જંબુદ્વીપને,
ગુર્જરરાષ્ટ્રને સેવી મ્હાલ્યાં જનપદે અમે !
ગોંડળે, રાજકોટે, ને, સુરતે ને વડોદરે,
ગામેગામ ભમી ઝીલ્યા લોકાશિર્વાદને અમે !
મહાનુભાવ મુંબાઈ ! હિન્દ–સદ્ભાગ્યની ભૂમિ !
વિદેશિતા તજી રહાજે સ્વદેશિતા: મહામ્બિકે !

૪

જન્મતીર્થે વિમુક્તિની ધારજ્ઞીપધ્વજા ધરે:
જગન્નાગરિકતાને મુંબાઈ ! તું જમાવજે !
સેવું કંઈક દશકાથી તારા સાગર લોકને:
સલૂણાં દર્શને ઝીલું સત્સ્પર્શમણિ–ચેતના !

હિમેશ ગિરિદુર્ગેથી મહા હિન્દાબ્ધિમાં તર્યો
સત્સંગ રત્ન શૃંગાર્યો સુહાયો છું રસેભર્યો !
કોલ્હાપુરે, વિરંગામે, વિહરું આજ લાઠીમાં:
પ્રજાશિર્વાદથી ગુંજું ભાવિનાં સ્વપ્નને સદા !
મુંબઈ બેટ છે ન્હાનો જમ્બુદ્વીપ મહાન છે:
બન્નેના દ્વીપવાસીઓ જગદોદ્ધારકો થશે !

તા. ૨૦-૧૧-૧૯૩૩ મુંબાઇ.
૨૭—૩—૧૯૪૫ લાઠી.

## ૪૦૧—ભક્તની પ્રાર્થના

૧

સ્વસ્થ ભક્ત તુજ, પ્રભુ ! હું ચિત્તશાંતિ સ્હાઉં !
દીન હું લયલીન તૃષા આત્મ-કાંતિ ખ્હાઉં !

૨

ન, હિનચરિત: ન, હું: ભીખારી: ભૂખદુ:ખ, ના, કૈં !
જન્મથી તું દૂધ પાય ! હું નચિંત ત્યાં કૈં !

૩

ત્રાસ કોઇને ન આપું ! કાં સતાવું તુંને ?
ભાગ્યરેખ ભોગવું અબોલ જીરવવું ને ?

૪

સર્વને નિભાવતો તું ! તો હું સર્વ-રજ છું !
મ્હારે ત્હારી ઓથ ! રંક ભક્ત હું ય તુજ છું !

૫

રાખે મ્હારી લાજ તે વધારજે હવે તું !
લાજ વધે તેમ કાજ તુજ, મને ધીરે તું !

૬

કોઈનું ન માગું ! અસત્ કોઈનું ન સાંખું !
સર્વને સહાઉં ભજનથી તુજ સત્ય ભાખું !

તા. ૨૦-૧૧-૧૯૩૩ મુંબઈથી કીર્લોસ્કર વાડીઃ પૂના થઈને.
ચિ. સનાતનભાઈની બદલી, બી. બી. સી. બેંક શાખામાં થતાં.

## ૪૦૨–કીર્લોસ્કર વાડીએ

ક્યાં જીવન-વન ? ક્યાં વન-કુંજો ?
ક્યા ઉપવન ? ક્યાં વાડી ?
ફૂલવાડીમાં ભ્રમરો ગુંજે ! ઝૂમેઝૂમે ફળ-ઝાડી !
રમે જ્યાં કુદરતને કીરતાર, ગમે, ન,
કોને ઘૂમવું આરપાર ?

૨

મુંબઈને દરિયે, ને ડુંગર, ઝીલી અશાંત શાંતિ:
વિજ્ઞાને ઉદ્યોગી માનવ રચે કરકલાકાંતિ:
આરોગ્યાર્થે કરે ઉપયોગ: શમાવે સંયમ ગુણોપભોગ !

૩

કીર્લોસ્કર વાડીમાં ગનનાં એનીનાં ઓજારો:
એક કલાવસ્તુના નમુના કરે મજૂર હજારો:
સ્વદેશી હુન્નર એમ અનંત બને ઉદ્ધારે વિદેશી હિન્દ !

૪

નાટ્યકવિ, ક્યાં, કીર્લોસ્કર ? ક્યાં વસ્તુકલાકર ત્યાગી ?
મહારાષ્ટ્રી ગુર્જરી હિન્દીજન બધે ગયા છે-જાગી !
લાગી ગઈ સ્વરાજ્ય લગની ! વાગી હાકલ હિમ્મતની !

૫

ઉત્ક્રાંતિ તો યુગપલટો છેઃ ઉદ્યમયોગ વિહારી !
પ્રાણ લહરીને પરિમલ ધમકે પુણ્યે પાવનકારી !
ધન્યઃ દિનરાત ઋતુ ફેરફાર ! જીવન છે
નિત્યનવીન સત્સાર !

તા. ૨૦-૧૧-૧૯૩૩ સોમવાર માગશર શુદ સુદ બીજ
સં-૧૯૯૦: ૩૧-૧૨-૧૯૩૩ રવિવાર પોષ પૂર્ણિમા-સં.
૧૯૯૦ મુંબઈથી કીર્લોસ્કરવાડી ગામે ને ત્યાંથી કોલ્હાપુરે.

## ૪૦૩-માર્ગશીર્ષ-પ્રભુ !

૧

ચાલ્યો જાઃ તું ! પ્રભુજી ક્ષિતિજે જો ઉભા માર્ગશીર્ષ !
રોકામાં તું જરી પણ ન્હીંમાં જન્મીને પૃથ્વીતીર્થે !
કાલે આજે વળી વિચરજે આવતી કાલ વીત્યે:
ત્હારે શીર્ષે પ્રકૃતિ જ ધરે છત્ર રક્ષાનું નિત્યે !

૨

જાતાં જોજે તુજપ્રતિપદે સૂણજે દૃશ્યગ્રન્થોઃ
ને તેના કૈં અનુભવ થકી હસ્ત લેજે તું દગ્ધોઃ
તેમાંથી તું સુકૃતિની કલા ગુમ્ફજે પુષ્પ જેવીઃ
તેના પુણ્યે સુખી થઈ ફરે માનવી દેવદેવી !

૩

જન્મીને તો પુનિત પગલે સંચરે તું ય જ્યાં ત્યાં:
તે સંકેતે ગહન જીવિતે સર્વ કલ્યાણ થાતાં:
સંભારી જો ! સુખદ સમયે સંકટે કોણ સ્હાયું ?
સંસારે તો જીવિતભર કૈં ત્હારૂં જો ! ગાયું ગાયું !

૪

ત્હોયે તું તો હરદમ સદા કાં દુભાયો નકામો ?
ઓછું આપ્યું રીઝખીજ ધરી તું ન પામ્યો વિરામો !
જોને ! બાપુ ! પ્રભુ પ્રકૃતિ તો તુજ સંભાળ લેતાં
ઓછું આપે મનુ જગતમાં જો ! તને સ્હાય દેતાં !

૫

તું તો ત્હારે સ્થિરધીરપદે પુણ્ય સેવા ધર્યે જા !
સન્માર્ગે તું ભયરણ જજે શ્રી પ્રભુ સારથીના
પ્રાણીને તું પૃથિવીપટમાં દિવ્ય સર્વે વિભૂતિ:
ધર્મ ક્ષેત્રે કુરુ સુકૃતિ: એ કૃષ્ણ ગીતા જયંતી !

તા. ૨૪-૧૧-૧૯૩૩ ફ્લોરેન્સવાડી સં. ૧૯૯૦ માગશર
સુદ ૮ શુક્રવાર. ચિ. સનાતનભાઇની જન્મ જયંતી.

## ૪૦૪—સુર-મયૂર

૧

સુર મયૂર ! તું ચન્દ્રે ઝૂક્યો છકેલ છટાભર્યો:
ત્નધર તને વીંટી લેતાં અદૃશ્ય તું તો થતો !
ઉડુગણભર્યા વ્યોમે લ્હેરે ફગાયલ વાદળાં:
તહીં થકી ઝીલ્યાં ત્હેં શું રંગો કલાપ-તરંગના ?

૨

ઉર-સરવરે, જોને ! લ્હેરે નહી સુકુમારતા !
વિરલ વિલસે ગુંજે ગર્જે સરસ્વતીની કલા !
રસ-લહરીના સંગીતે તો ધ્વનિ ચમકાવતો:
જગતભરમાં નૃત્યે ઘૂમે સદા તું નચાવતો !

૩

પ્રણયરસિલાં ! સૌન્દર્યાત્મન્ ! તું રૂપભર્યો ઋષિ !
કરુણગભીરી કેકા કૂજે તું મેઘમલ્હાર શી !
કલગી લળકે ! પ્રેમાશ્રુનાં રસાલય તું ભરે !
મીટ ભરી તને દીઠો ત્યાંથી વિચિત્ર તું સાંભરે !

૪

તુજ ઉડી ગયો ! એની એ જો ! ઝૂલે ટગડાળ આ !
હૃદય-વટને આંબે, લાડે, ઝૂરે તુજ કોકિલા !
સ્મરણ અમીની મૂર્તિ ત્હારી રચી રીઝિયે અમે:
રવ ઝીલી ઘૂમે સાહિત્યર્ષિ કલાપીકલાશ્રયે !

૫

નથી તું હિસતો: પત્રે, કેકારવે, કવિરાજતો:
નરસુર ઝગ્યો સંવાદે તો તું ભર્તૃહરિ સમો:
હત જનક શો લાઠીમાં તો પ્રજારખવાળ તું !
જનપ્રતિનિધિ પિચ્છે સ્હાતો સ્વરાજ્ય પ્રકાર તું !

તા. ૩૦-૧૧-૧૯૩૩ ગુરૂવાર: કીર્લોસ્કરવાડી: સતારા ડીસ્ટ્રીક્ટ
તા. ૧૩-૬-૧૯૩૪ : લાઠી-વડિયા-હડાળા (ઊર્મિ).

# ૪૦૫—સુર-મોર

૧

સરસ્વતીનો સુન્દર મધુરો વીણાધર સુરમોર !
ક્યાંથી, ઉતર્યા, ઉરસરોવરે, કમલ હંસની કોર ?

૨

શ્વેત શારદા ! શ્વેત કમલ ! ને, શ્વેત હંસ કંઈ ઓર !
નવરસ રંગીલો રસનૃત્યે ટહૂકે તરંગે-તોર !

૩

મેઘગર્જતો અર્ધકલાપે ! નટવર પાડે નોર !
ગજ્યાં ઝગ્યાંના દિલ ઠારતો, રસ-જીવનને જોર !

૪

લલિતલીલાનો જય શૃંગારક ! અળગો એનો દોર !
વાણીનો સુકુમાર ભાવ એ, જગવે જગ-કલશોર !

૫

એનાં આંસુ ! એનાં નયનો ! એનો મસ્ત મરોડ !
પુરૂષાતનનો કલાવીર એ અમર રહો શિરમોર !

૬

વાદળી વરસે તડકે ફૂટે ધનકણાણુ અકોર !
ગાજવીજથી તેને તોડી પ્રકટે જો ! નરમોર !

તા. ૧-૧૨-૧૯૩૩ કીર્લોસ્કર વાડી: મહારાષ્ટ્ર.
લાઠીની ૧૧ મી ગુજરાતી સાહિત્ય પરિષદને ચરણે ધર્યું.

## ૪૦૬-કોને પ્રતાપે ?

૧

સૃષ્ટિ સ્વતંત્ર વિલસે એ સૂર્યને પ્રતાપે !
પૃથ્વી સ્વતંત્ર વિલસે એ સૃષ્ટિના પ્રતાપે !
પ્રાણી સ્વતંત્ર વિલસે એ પૃથ્વીને પ્રતાપે !
માનવ સ્વતંત્ર વિલસે એ પ્રાણને પ્રતાપે !
પ્રાણે સ્વતંત્ર વિલસે એ આત્મને પ્રતાપે !
આત્મા સ્વતંત્ર વિલસે પરમાત્મને પ્રતાપે !

૨

ભારત સ્વતંત્ર વિલસે એ સ્વાર્પણ પ્રતાપે !
સ્વાર્પણ સ્વતંત્ર વિલસે એ સ્વાશ્રય પ્રતાપે !
સ્વાશ્રય સ્વતંત્ર વિલસે એ પુણ્યને પ્રતાપે !
પુણ્યે સ્વતંત્ર વિલસે એ તપતણે પ્રતાપે !
તપ, જો ! સ્વતંત્ર વિલસે એ ટેકને પ્રતાપે !
ટેકે સ્વતંત્ર વિલસે એ પ્રેમને પ્રતાપે !

તા. ૯-૧૨-૧૯૩૩ ફીલીંગ્કરવાડી-મહારાષ્ટ્ર.

## ૪૦૭-પ્રણય એકજ માનવની કલા !

૧

નયનની વિલસે દ્યુતિની કલા !
શ્રવણની વિલસે ધ્વનિની-કલા !
કરતણી વિલસે સુકૃતિ કલા !
ચરણની ય સદાચરણે કલા !

૨

અભિનયે રસજીવનની કલા !
અવયવે રહી પલ્લવની કળા !
મનન મર્મની સાત્ત્વિકતા કલા !
હૃદય રમ્ય રસાત્મકતા કલા !

૩

સુરસકંઠ દીસે કવિની કલા !
સ્વરૂપ રંગ જ ચિત્ર તણી કલા !
સુગતિ અંગની નૃત્ય તણી કલા !
ધ્વનિત ભાવ જ કાવ્યતણી કલા !

૪

કુસુમ એક વનસ્પતિની કલા !
ઝરણું એક ધરાતલની કલા !
મૃદુ ઉષા નવસર્જનની કલા
પ્રણય એક જ માનવની કલા !

તા. ૯-૧૨-૧૯૩૩: શીલેરકર વાડી.

## ૪૦૮—બાણગંગાનું ગીત

(મના ભગતના ભજનની ધૂને)

હો રામબાણ વાગે,
ત્યાં ગંગાજી જાગે !
ઉરના પાતાળનો ફૂવારો ફૂટે ને
આતમનો માંડવો ભીંજાવે !
ઘૂમ્મટઘટાને ઘેરીને વરસીને
લીલા લ્હેરે ધરા ધરાવે ! હો ! રામબાણ !

કાળજાંનો કારમો, એકજ ઇલાજ,
બાપુ ! ભૂખ્યા તરસ્યાને, સંતોષે !
ભવ માંહે, ભોગજોગે, ભૂલાં પડે,
તેને, જોગવે ધર્મસંજોગે: હો રામબાણુ !

જીવ અકળાય ત્યારે હૈયે અચાનક
ઉગે ઉપાય તે સાધે:
આવરણુ આવે તેવાંને તોડે, એતો,
સ્વેચ્છાજોમેઆગે વાધે ! હો ! રામબાણુ !

અંતર્યામી આતમરામ પ્રેરે ને,
અગમનિગમ વાત સૂઝે !
ભાવને ભરોંસે કરે ઉગ્ર પુણ્ય પરાક્રમ
પ્રાણુનારાયણુ ઝૂઝે ! હો ! રામબાણુ !

રામબાણુ ગંગા વિસામાને ધામ,
બાપુ ! તારે ગ્રીયારામને વિરામે !
જીવનજળ ધોધમાર ધસમસતાં વ્હેતાં ત્યાં
શૂરવીર રણુસતીયા જામે ! હો ! રામબાણુ !

રામબાણુ ગંગા તો કાશી કંદીલીશી,
સાગરમાં મીઠી સરવાણી !
મુક્તિબારૂં તે હિન્દ દ્વારિકા શું નીવડે:
મહામ્બિકા પતિતપાવનકારી ! હો ! રામબાણુ !

કળજુગના ઉદ્યમ ઉદ્યોગ ઉપભોગભર્યા,
સંયમ ઉપયોગ નહિં જાણે !
રામના કાળને કામણે કામે તે તો
જીવન સલૂણાં માણે ! હો ! રામબાણુ !

મુંબઈનો બેટ જંબુદ્વીપને ઉગારે
એક સ્વદેશી રામબાણે !
હિન્દીજન એકમેક સ્વાર્પણે સહાય તો,
રોજ સ્વરાજ્યને માણે ! હો રામબાણ !

સં. ૧૯૯૦ માગશર વદિ ૧૧ બુધવાર તા. ૧૩-૧૨-૧૯૩૩
ક્લોસ્કર વાડી "પુષ્કર."

## ૪૦૯—રસોત્સવી કવિને

૧

રસ જીવનની તું તો પામ્યો કવિત્વ ભરી કલા:
ઉર ઉછળતે ગુંજે ગર્જે સૂરે રસકંદના !
નયન વદને ત્હારાં ત્યારે દીપે સુરખી નરી !
કવિ ! તું દિસતો ભાવોલ્લાસે વિભૂતિ મનુષ્યની !

૨

તુજ મનનના દષ્ટિકોણે દિસે નવું નિત્ય જ્યાં—
તુજ હૃદયના રોમોત્કંપે તું તો લયલીન ત્યાં !
રસ, અનુભાવે ઘેરા ઘેને તું તો તુજ કાવ્યનો !
ધમક ધૂનથી ગાતો ઘૂમે અભાનથી નાચતો !

૩

મધુર સ્વરથી વર્ષાને તું મયૂર નચાવતો !
પરભૃત કૂહોકી કૂહોકી વસંત ખીલાવતો !
જીવિત જીવતો શ્વાસોચ્છ્વાસે મનુષ્ય રસોત્સવી !
રસિક કવિ ! તું મ્હાણે મ્હાલે રસજ્ઞ અનુભવી !

૪

શરીરથી ભલે સૌ જેવો તું દિસે દીન માનવી:
પણ મનનથી સૃષ્ટિ સર્જે સદા તું નવી નવી!
પૃથિવી ઉપરે સ્વાસ્થ્યે ગુંજે ઉરે રસ-રાજવી!
વીર વિચરતો ગાને ઘેલો અનંત ભવાટવી!

૫

કવિ ન હત તો લાલિત્યેથી સુહાવત કોણ ક્યાં?
જગ ન હત તો ઉદ્ગાતાને મ્હલાવત કોણ ક્યાં?
લયલીન કવિ! હૈયાંનો તું ઉદાર રસેન્દ્ર હો?
પ્રણય-જીવને સંગીતે તું રહે બની કેન્દ્ર તો?

તા. ૧૬-૧૨-૧૯૩૩ શનિવાર-કિર્લોસ્કરવાડી. ૬—૧૦/૧૯

## ૪૧૦-કરવીર કોલ્હાપુરે

(મરાઠી સાખી)

સિંહાદ્રિ ગુર્જરપશ્ચિમતટ, પૂર્વ પવનગઢ પ્હાડ!
ઉત્તર અર્બુદ, દક્ષિણ દિગ્ધર, મહારાષ્ટ્રના ઘાટ!
હિન્દના! અપૂર્વ બાહુબન્ધ ઐકયબલ રાષ્ટ્રીય હો જયવંત!

૧

કરવીર દક્ષિણ કાશીતીર્થ, પ્રભુજીની પંચગંગા!
સહ્યાદ્રિ ઘાટે કોલ્હાપુર મંદિરે જગદમ્બા!
છત્રપતિ શિવાજી રાજારામ, રાષ્ટ્રતર આર્યદેશ વિશ્રામ!

૨

અવધૂત યૌવનયોગી સમગિરિ! અક્ષયજટા સમ સરિતા!
ખડક તોડતા જંગજોધ સમ દિગ્વીર સમય વિજેતા!
બ્હેજો ચિંતનના ચમકાર! સ્હેજો હિન્દે સ્વરાજ્યભાર!

૪

દાક્ષિણ્યે રસકલાપ પૂરજો ! કલા ભારતી ખીલશે !
પ્રતિભાની વિદ્યુતે, ચેતવી વર્ષામૃત જ વરસશે !
મેઘ માતંગસમા મહારાષ્ટ્ર ! તુજ સહચર મહાગુર્જર સુરાષ્ટ્ર !

૫

સાંગોપાંગ સ્વદેશી દશદિશ, હો આંતર-પ્રાંતીયતા !
એકાચારે એક વિચારે જન્મભૂમિની વીરતા !
ઝીલાશે ઝપટયુગે જગ મ્હાંય ! હિન્દ ઝાલશે જ માનવ-ઝંડાય !

૩૧-૧૨-૧૯૩૩: કિર્લોસ્કરવાડીથી (પ્રતાપ-સુરત)
૨૧-૧-૧૯૩૪: કોલ્હાપુર.

## ૪૧૧-કરકમલની કલાકૃતિ

૧

કરકમલની ગુમ્ફે કેવી કલાકૃતિ ગાનવી !
પ્રકૃતિ-ચરણે એ ઉદ્દ-યોગી ધરે ફૂલ-પાંખડી !
નભ, જલ, ધરા: શૃંગારે: જો ! શ્રમોદ્યમથી સદા:
સુકૃતિ-વિજયે સ્રષ્ટા સહાયે ઝીલે કૃત્યકૃત્યતા !

૨

જનની ભૂમિને જન્માડે, જો ! ભરી વિભૂતિ વસે:
દશ દિશભર્યા દેશે ખીલે સ્વદેશી કલા ગૃહે:
પ્રભુ-દીધ ધરાનાં સંતાનો સ્વતંત્ર જ સ્વાશ્રયે:
ભરચકભર્યાં પૂર્યાં અર્પે સહાય જ સ્વાર્પણે !

૩

પ્રકૃતિની કલા, ખુલ્લી દીપે: નિહાળી, સુણી, તું, લે:
ખૂબી સમજી લે ! ન્યારી લીલા, છટા, પરખી તું, લે:
સરલ સમતા, સૃષ્ટિમાં, જો ! વિલક્ષણતા ભરી:
રસદ્યુતિભરી રૂપે રંગે વિચિત્ર સુરેખ શી !

૪

સતયુગ સદા દીસે ન્યારો રસાકૃતિથી ભર્યો:
સકલહિતના પુણ્યાર્થીને પલેપલ પ્રેરતો:
સ્ફુરી રહી દ્યુતિ વિશ્વે, જો, તો, શી એક અનેકમાં !
રૂપવિવિધતા સ્હોતી સ્હાતી અનેકશી એકમાં !

૫

કલિયુગ નથી: આ, તો, ત્હારો કલાયુગ, તું રચે:
તુંમય મમતા, ત્હારા સ્પર્શે, મણિકૃતિ, જો ! મચે:
પૃથિવીની પ્રજા દેશે દેશે શી સ્વાધીન છે બધી !
કર તુજ કલા આજે હિન્દે સ્વદેશી સ્વરાજ્યની !

૬

ધમકધૂનથી ખાદી ઘેલા ! કરે ફીનખાબ તું:
ગરીબ, ન, રહે: સૌના જેવો તવંગર થાય તું:
પ્રભુ-મનભર્યા પક્ષે કેવી ઝુલે તુજ પાંખડી !
સુકૃતિ કર તું પુણ્યે સ્હોશે સ્વતંત્ર જ ભારતી !

તા. ૩૧-૧૨-૧૯૩૩ રવિવારે કોલ્હાપુર: શાહુપુરી:
તા. ૫-૧૦-૧૯૩૪ શુક્રવાર શ્રી ભવાની આશ્રમ, આબા સાહેબના સર્વ.

# ૪૧૨–ધ્વનિયોગ

૧

શ્રીકૃષ્ણ, વિષ્ટિ–અંતે, તો, પધાર્યા દ્વારિકાજ: ત્યાં
યુદ્ધાશ્રય, જઈ, સાંપ્યો, દુર્યોધને ય અર્જુને !
નિ:શસ્ત્ર યુગ યોગેશે તપોવૃદ્ધે કહી દીધું:–
“ એક: હું ને બીજું સૈન્ય: ગમે તે, શ્રેય લેઈ લ્યો.”

સૈન્ય દુર્યોધને લેતાં છક્યા ઉદાત્ત અર્જુન
ઊર્મિ ઘેલા ધુમે ગાતા: “ श्रीकृष्ण शरणं मम ! ”
વિનોદે, નીકળી, ત્યાં, તો, સુભદ્રા, અભિમન્યુને,
રુક્મિણી કૃષ્ણ, દૂરેથી, હાસ્ય–મર્મે મઝા જુએ !

અર્જુન, અભિમન્યુને શિરે બેસારી ફેરવે:
પ્રદક્ષિણા સુભદ્રાની, કરે ને બોલ એ વદે:–
એકલા બે પડ્યા, ત્યારે, પછી, તો, સાગરાલયે,
કૃષ્ણે અર્જુનને પ્રેરી ચેતના ધ્વનિ યોગની !

૨

સુભદ્રેશ ! ગુણાભક્ત ! મ્હારે અર્જુન ! એક તું !
હર્ષોન્માદ તજી, ઝીલ, ત્હારો આત્મ–પ્રસાદ તું !
ગુણા–ભક્તિ ગમે, ત્હારા પારદર્શક ઉરની:
ઊર્મિની અનુરક્તિથી, ધરે વાત્સલ્ય–ભાવ તું !

વીરશ્રી આત્મનિષ્ઠાની સત્ત્વ સત્તા જમાવશે:
વિશ્વાસે સ્વસ્થને સહજ સાધજે જયવીરતા !
પ્રેમનાં પુણ્ય, તો શીર્ષે ઝૂઝે, તેજ કરી શકે:
બાણાવળી, તને વીર ! એકાગ્રતા વરી રહી !

દ્યુતિધ્યાને, જુએ નેત્રે, એક અદ્વૈત જ્યોતિ તું !
શ્રુતિ-તાને, સુણે કર્ણે એક તું આત્મનાદને !
કર્ણ તો છે સદા ખુલ્લા આંતરગાન સાંભળે:
હૃદય-પર્ણની લ્હેરે પ્રાણસંગીત, જો મચે !

૩

અંતરાત્મા, ઝુલે, તાલે, લયલીન, નિમજ્જને:
ધ્વનિની ધમકે, ઝીલે સત્પ્રજ્ઞા, નિશ્ચયે, ઉરે !
ધ્વનિમાં, ધ્યાનમાં, એક સચ્ચિદાનન્દ દીપતાઃ
પિંડ: બ્રહ્માંડ: વિશ્વે, જો ! બ્રહ્મ-સૂર સ્ફુરી રહ્યા !

શ્રવણે, દર્શને જાગે, કૈન્યાદર્શજ, સર્વને:
જાગૃતિ ચેતનાંથી, એ પ્રકટે આત્મ-વીરતા !
સજ્જ્યોતિ-સદ્દ્યુતિ-ભાને, સત્સંજીવની, જો ! ચ્હડે:
અસતનાં ઉતરી જાતાં અંધારાં સૂનકાર: એ !

ધર્મને ન્યાયથી ચાલે વિશ્વચક્ર વ્યવસ્થિત:
સત્વના શાસ્ત્રથી, પાર્થ ! અસત્વ નષ્ટ, તો થતું !
અસત્યે મોગતૃષ્ણાનો કાળો કેર જ વર્તતો !
મમતાથી અ હં કા ર જ ગ તે સર્વને દમે !

૪

આત્મજ્યોતિ નિહાળી લે ! સૂણ જીવન-સંગીત !
ભારતના વિજયાર્થે સ્વત્વના વીર ! ઝૂઝ તું !
વ્રજે ગોપાલને, ઝીલી, નેત્રે, આરાધના ઉરે !
રાસે અભિનયે, નૃત્યે. સાધ્યો મેં ધ્વનિયોગ ત્યાં !

હૈયાં ને સ્વરસંવાદે ગાજતું વેણુ હોઠથી:
નેત્ર-ધ્યાને, દ્યુતિ-નાટ્યે, આદર્શાકૃતિઓ કરું !

બ્રહ્મ-સત્વે, ધર્યું વિશ્વ: વિલસે, સ્વત્વ ધર્મથી:
ધર્મ ને સત્ય-યુદ્ધે તું મહાભારત જીતશે !

ઓજસે, આત્મશાંતિને, હોઠે ધ્વનિ ગજાવતો–
ગુંજને, સ્વરવંન તાને, દૈન્ય દારિદ્રય હરશે !
ધ્વનિ ને ધ્યાનને યોગે બ્રહ્મશ્રવણ દર્શને,
સ્વરૂપે આંતરનાદે રહે વિમુક્ત: નરોત્તમ !

વેશે, જગ-વિભક્તિને, પારદર્શક ભક્ત ! તું–
આત્મ-ગણ્યે, જગત્સૌખ્યે, થા પુણ્યેશ ! પરંતપ !

તા. ૮-૧-૧૯૩૪ સોમવાર: કોલ્હાપુર
તા. ૧૯-૮-૧૯૩૯ બુધવાર: સાબરમતી આશ્રમ: વસંતમાં:
ગુજરાતી મંડળ. "श्रीकृष्ण कृपा हि केवलम् ।"

## ૪૧૩–માનવી ! તું તો વિશેષ !

૧

માનવી ! તું તો વિશેષ ! તુજ આત્મબલ અશેષ !
સર્જન છે તુજ સ્વદેશ ! જગતનો, તું, થા સુરેશ !

૨

પૃથ્વીપટ પરે, સુરેશ, પ્રાણભર લીલા અનેક !
સ્વાશ્રયે જીવે, હરેક, સ્વર્ગીય સુહાય છેક !

૩

ગૃહ કુટુમ્બનો મહલાવ ! એક તું અનેક થાવ !
કુલ સમાજને જગાવ ! એકમેક સ્વસ્થ કહાવ !

૪

દેશ રાજ્યને જગાવ! નિરંકુશ સ્વરાજ્ય છાવ!
જગત વિશ્વને સુહાવ પ્રભુનું વૈરાજ્ય સ્હાવ!

૫

પૂર્વજન્મ મહાસાર્થ! તુજ જયવંત પુરૂષાર્થ!
તારાં તું જંગમ તીર્થ! તું રહે નવીન નિત્ય!

કોલ્હાપુર-તા. ૧૨-૧-૧૯૩૪.

## ૪૧૪–જીવન-વન

૧

જીવન-વન જો! ફૂલે ફાલે અપાર જ સર્જને:
સ્થલ જલ નભે પ્રાણી નાચે અનંત જ દર્શને:
કુસુમકુસ ઝુલે રંગે રૂપે વનસ્પતિ ગુંજને:
પૃથિવી જનની પોષે પ્રીતે અખૂટ સુરંજને!

૨

ઉદધિ નથી એ પારાવારે સજીવન ઉછળે:
રણ પણ નથી રેણુ વેણુ બજે જ પ્રતિપળે:
પવન-વન, ના!, ત્યાંયે જંતુ કંઇ રૂમઝૂમતાં:
મન-દવ નથી: બુદ્ધિ જ્યોતિ સંચેતન ઘૂમતાં!

૩

રજકણુ, હું, તો, મધ્યે બિન્દુ સમાન બધે ભમું:
મૂલ મુખ બનું મ્હારૂં જાતે સળંગ બધે રમું:
વિવિધ રૂપમાં ન્યારી ભાતે કળાયલ સંક્રમું:
સતત ગતિના સૌન્દર્યે જો! સદા સઉને ગયું!

૪

અણુની કણિકા ને બ્રહ્માંડો રમે જગનન્દને:
સરલ સમતામાં સૌ મ્હાલે પ્રસર્જન વર્ધને:
પ્રકૃતિ મલપે લીલા લ્હેરે સ્વયં-રત સૌ ખીલે:
જન હૃદયની સાંચી વાંચ્છા પ્રકાશ બધે છ લે!

૫

વિમલ વિચરે આરેપારે વનો-પ વ ને સરે:
તરલ તરણી ધીરી ડોલે ધપે મુજ સત્વરે:
નિજપદપથે વચ્ચે ઝૂલે સહાયક સર્વને:
શાહ-વહનમાં ધ્યાને વન્દું સુકાની ઉરેશને!

૬

જીવન દ્યુતિને શુક્લાંકે કેં ગતિપર ચીતરૂં:
નભપટ તણા તારાંકો શા સ્વાક્ષર કેં ધરૂં:
પ્રિય જીવ સ્ફુરે એવાં દ્રશ્યો કલામય કોતરૂં:
ઉપવન રચી ભાવોર્મિનાં રસોજ્વલ સંચરૂં!

સં. ૧૯૯૦ માઘ શુદ બીજ: મંગળવાર: તા. ૧૬-૧-૧૯૩૪.
કોલ્હાપુર-શાહુપુરી શ્રી ભવાની આશ્રમ.

# ૪૧ પં—જીવિત-ગ્રન્થ

૧

એક જ્યોતિના અનેક કિરણુ પ્રકૃતિમહીં ગુંથાય:
એ ગ્રન્થનને એકાકારે સત્ય સુદર્શન થાય !

એ ગગનમાં અને ઉડુગણુ રચે પ્રભાક્ષર રમ્ય:
એ દ્યુતિદર્શન થકી પ્રજ્ઞાંકિત વાંચે વેદ સુગમ્ય !

એક રસાત્મા અનેક અનુભવ ગુંથે ગ્રન્થની લ્હોધ:
રસાક્ષ રીતે નયનો ઝીલે. મન, ધ્વનિથી મલકાય !

સૂરાવલિની એક રમઝટે સંગીત અકલ સુણાય:
ત્યારે માનવ–ઉર ઉછળે ને જીવતર નૃત્યે છાય !

૨

નિરખો નયને ગ્રન્થ દેહમાં પુણ્યાત્માનાં તેજ !
ઝીલો અનુભવને, સરખાવો: રહો સદાય સતેજ !

કુદરતને, ચ્હેરા મ્હોરાને, સમજો, જગ–હિલચાલ !
સદાચરણને અક્ષર પગલે ગુંથો ગ્રન્થ કમાલ !

ગ્રંથાલયને પ્રેરક મંદિર પ્રબુદ્ધ સાહૃદય થાય !
વાંચે સમઝાવે આચરીને, સદાચાર્ય તે રુડાય !

તું વાંચે ત્યમ તને વાંચતું જગત સદા થઈ જાય !
જીવિત ગ્રન્થ તું એવો ગુંથજે જ્યાં પ્રભુજી હરખાય !

તા. ૧૯–૧–૧૯૩૪ અમદાવાદ. " બુદ્ધિપ્રકાશ "

# ૪૧૬—આકાશિકાએ: એક પૂર્વસ્મૃતિ:

૧

ગંગાતીરે પ્રભુ-રતિધરી, બન્ધુ ! તું રોજ ન્હાજે !
ન્હાતાં ગાજે લલિત ભજનો ! ધર્મશ્રદ્ધા તું સ્હાજે !
પૃથ્વીપીઠે શ્રુતિ ઝીલવની કાશી આકાશિકા છે !
ત્યાંની વિદ્યા ઝીલી તું ઘુમજે ભારતોદ્ધાર કાજે !

૨

તીરે તીરે ઉભય તટનાં દર્શને શું ન સૂઝે ?
બે આરાની વિષમ દિસતી ભેળણો ભવ્ય ગૂંજે !
આ આરે, જો ! સુરની સરિતા માનુષી ભક્તિ પૂજે !
પેલે આરે ચિરવિજનમાં શાંતિ એકાંત રૂચે !

૩

સંસારે આ, સમસરલતા સૃષ્ટિથી ઝીલવાને,
જ્યોતિ જેવા જલવહનમાં ન્હાય સૌ આત્મભાને !
ચેતી જાતાં મૂક વિહરી સૌ જ્ઞાન વૈરાગ્ય સાને:
વ્હેતી સૌની ચરિત સરિતા રમ્ય આનન્દ-ગાને !

૪

આ કાંઠે યે રજરમણુશાં ભવ્ય થા ભસ્મ ન્હાતાં !
જન્મે તેવો હૃદય ઉજળો મસ્ત થા રશ્મિ લ્હાતાં !
ત્યાંથી જોજે ભવ-ભૂલવણી સંભ્રમે સ્વસ્થ રહેજે !
ને આદર્શે જીવન-જળમાં ઝંપલાવી તું દેજે !

૫

ભીને હૈયે સરલ તરતાં તું ઘુમે આરપારે
ત્યારે ત્યાંથી ધ્વનિ તું સુણજે જીવિતોદ્ધારદ્વારે !
નીરેથી જો ! નભતટધરા લાગશે પુણ્ય ન્હોતાં:
ધીરે ન્હાજે અવતરણનાં સચ્ચરિત્રો પનોતાં !

૬

ગંગા ન્હાયો મુજ જીવિતને વર્ષ પચ્ચાસમે હું:
ત્યાંથી ઘૂમું વિજય ગરવો વાનપ્રસ્થાશ્રમે હું:
એ દૃશ્યે તો ભવભવભર્યાં જોઉં ત્રિકાળને હું:
પ્રાણાત્મા જો ! મુજ લહરતો ! માણું પૂર્વસ્મૃતિ હું !

તા. ૨૪-૧-૧૯૩૪: બીયાવર.

## ૪૧૭–બીયાવરની નદીએ–

૧

બીયાવરે ને લઘુ મારવાડે,
નદીતટે, સુન્દર દૃશ્ય લાગે !
વચ્ચે તપોવૃદ્ધ હું, એ, નિહાળું:
કુટુમ્બગણાલાશ્રિત સ્વસ્થ ન્હાલું !

૨

ન્હાનું હતું બાળક એક ત્યાં તો:
તેનો પડ્યો પડછાયડો, જો !
જળે ઝુલે વ્યોમ જ વાદળાંઓ
વૃક્ષો બીજાં માનવ તેમ ગાયો !

૩

એ સૂકવે એકલ વસ્ત્ર ભીનું
હલે ચલે તેનું શરીર ધીનું:
કલા ભર્યું નૃત્ય મને જ લાગ્યું:
અભિનયે જીવન-સ્વપ્ન જાગ્યું !

૪

કલા નથી જીવન સ્વપ્ન લેખા !
કલા દિસે રમ્ય વિચિત્રરેખા !
રવિશશીના અજવાળિયાની
છાયાથી જૂદી જળઝૂલનારી !

૫

છળી છળીલી નિજ રૂપની એ !
તું તો દિસે ભિન્ન તું થી: તને જો !
છતાં તું તો એક જ છે સદેહે !
આત્મા: તું: સર્વમહીં ય દેખે !

તા. ૨૭-૧-૧૯૩૪ બીલાવર.

## ૪૧૮-તુંઃ કવિઃ માનવ-મોર !

૧

નવરંગીલો નટવર, નાચે, તું કવિ ! માનવ-મોર !
ઉછરંગ રસરંગતરંગે તું ગજવે કલશોર !

૨

રસાલયે પ્રેમ, લયલીન, તું, મચવે અંગમરોડ !
કલાપ પૂરતાં પૂર્ણ કરે તું તારા મનના કોડ !

૩

છટા ભરી કલગી ડોલાવે, ચંચુ, નયનો ગોળ:
છાતી ફુલાવી ગર્જે ત્યારે ખીલે કળાયલ સોળ !

૪

રસકંઠે કેકા ટહૂકે તું ધરે આંસુ અણમોલ !
વધાવતી રસદેવી ત્યારે પાળે જીવન-કોલ !

૫

મેઘ મલ્હારે વર્ષા ગજવે દયાળુ તુજ દિલદોર:
પ્રાણ-લહરીએ વિચિત્ર ચિત્રે કંઇ તું આઠે પ્હોર ?

૬

ચરિત્રરેખાં વિચિત્રલેખા રચે ચિત્રપટ ઓર:
અપ્તરંગ સમ સપ્તરંગમય તું જન-કાળજ-કોર !

૭

પ્રતિભા-પંખી ! એકરંગીલે, તુજ, કવિ ! બ્રહ્મહિંડોલ,
અનેકસ્વરંગે તું ભજવે જગનાટક છકછોળ !

તા. ૧૬-૨-૧૯૩૪ અમદાવાદ.

## ૪૧૯—સજજુગના જોગીને

૧

ચરિત-પ્રભુતા પુણ્યાત્માની સુગન્ધ પ્રસારતી:
કરની સુકૃતિ ત્હારી ફાલે શ્રમે પરિશ્વેદથી !
દૃઢ મન બળે યોગેપ્સુ ! તું ઉરે અભયે ભર્યો:
પ્રભુ-શરણમાં તારે સૌને ! સદાશ્રયી ! તું તર્યો !

૨

તું પ્રભુ-વિભૂતિ પ્રાણજ્યોત અંતરાત્મિકા !
ગૃહ સમાજ દેશ રાજ્ય જગતની તું પાલિકા !
તું ધુરંધરની રામાન અંતરે નિયામિકા !
તું સ્વદેશની કમાન તું જ સખ્ય કારિકા !
સ્વસ્થ સર્જ સત્યની તું સાહસિક વીરાંગના !
સ્વાર્પણે તું સ્વાશ્રયે જીતે પ્રસંગ જંગના !

૩

એકલો ધુરંધર ન હવે: ઉભય પુરેપુરાં !
હિન્દતારક સંતાન અભયથી ભર્યાં શૂરાં !
કલ્પવૃક્ષ: દેશ-પુત્ર ! પુત્રી: કામધેનુ તું !
ભારતે નિરંકુશ ગજાવ તુજ વેણુ તું !
હિન્દની ધ્વજા હિમાલયે ચ્હડી તું રોપજે !
ત્યાં પ્રજાતરંગ ઉછળી ભીંજાવશે તને !

તા. ૧૯-૨-૧૯૩૪ સાબરમતી આશ્રમ.

# ૪૨૧–સ્વરાજવીર સયાજીરાવ ગાયકવાડને

(૭૧ મી જન્મજયંતી પ્રસંગે)

૧

સુરાષ્ટ્રગુર્જર મહાહિન્દના સ્વરાજવી સયાજી !
હજી નીવડજે વડોદરે તું છત્રપતિ શિવાજી !
આપ સવાયા જય રણધીર !
ભારત નથી તું એકલવીર !

૨

દ્વારિકેશ તો હતો કન્હૈયો વ્રજે વેણુગોપાલ:
અડગ નીડર તું એવો આજે નરગુર્જર ભૂપાલ !
પ્રજાની ધરજે પ્રીતે ઢાલ:
સ્વદેશ તુજને ધરશે જયમાળ

૩

પ્રજા રાજ્યનાં અનુરંજન દર્શાવ તું અપૂર્વ જગને
રામવિરામે કૃષ્ણાકર્ષણ કેલવને પરિચરણે:
રાજ્ય છે પ્રજાજીવન-વિશ્રામ:
રાજવીર જગતવિશ્વાસ ધામ !

તા. ૨૪-૨-૧૯૩૩ અમદાવાદ: "સયાજીવિજય" વડોદરા.

## ૪૨૨—જવાન બળવાખોર

૧

જવાન: બળવાખોર: નિખાલસ: ઝૂઝે, દિલને જોર !
કુદરતમાં કૌતુક કરવાનાં એનાં કુતૂહલ ઓર !

૨

જાતે જાણે વસ્તુ એ, તો: કરે ભાંગ ને ફોડ:
તેમાંથી એ અજબ કરામત કરે ધરી કંઈ કોડ !

૩

જવાનીના જીવતરને અનુભવ, નવયુગ પડે અજોડ:
આપપ્રવાયા સ્વરાજ ધુરંધર જીતે હિમ્મત હોડ !

૪

વસંતમાં આંબા મ્હોરેને ગ્રીષ્મે ફળનો મોલ:
વિકાસને વિપ્લવ તો પકવે એ બળવાના ગોલ!

૫

વસંત વૈતાલિક કોકિલડા! મચવો જગ-કલ શ્હોર!
આત્મપ્રતાપે નિરંકુશ કલા પ્રગટે તરંગ તોર!

તા. ૨-૩-૧૯૩૪ અમદાવાદ, સાબરમતી આશ્રમ.

## ૪૨૩ નવીન વિરામને

૧

અવનવીન તું ક્યાંથી આવ્યો વિરામ ઝીલાવવા?
ગીતલહરીની છોળે રેળું તનેય મ્હલાવવા:
જગનચવતા કૂજે જોને! સુકોકિલ મોરલા!
ઉર ઉપવને ગર્જે સર્જે રસાર્દ્ર શ્રુતકિલા!

૨

ત્યમ ધરૂં તને કર્ણે છાનાં અબોલ જ કૂજનો:
ચમક ઝીલતાં તુંયે સંગે જગાવીશ ગુંજનો:
ઉભય સૂરથી હૈયાં જોશું અદૃશ્ય ઉંડાં નવાં
ધ્વનિ મૂલસુખે ને એ વ્હેને રમીશું સખે! સદા!

૩

પ્રથમ ધ્રુજતાં રોમો તુંપે પ્રસન્ન દગો ખીલે:
ધમકધુનથી અંગેઅંગો અભિનય ત્યાં ઝીલે:

શરીર ઝૂલતાં એ હિંડોળે વહે રસકંઠ: જો !
હૃદય મચવે એ સંગીતે સચેતન નૃત્ય: જો !

૪

મુજ અનુભવે ગીતો ઘેલાં વહ્યાં જ કરે: સખે !
નયનવદને એના ભાવો સુમૂર્ત બને: સખે !
પ્રણય-લહરી પ્રાણેવ્યાપે પ્રફુલ્લિત: જો ! સખે !
જીવતર વહે ત્યારૂં મ્હારૂં સલૂણું સદા: સખે !

તા. ૨૨-૩-૧૯૩૪ સાબરમતી શ્રીહરિજનાશ્રમેથી કવિશ્રી રામપ્રસાદ શુક્લને: હિમ્મતનગરે ધર્યું; ઙ્ઙર.

## ૪૨૪-કવિ નરસિંહરાવને કરકમળે-

૧

નયન, કવિને, હૈયે કંઠે અને વદને નમું:
રસચરણને એને ચિત્તે પ્રસન્ન સદા રમું:
ઉપવન રચ્યે આદિત્યે એ પ્રફુલ્લિત ત્યાં ભમું:
જીવનવનમાં એને આમ્રે ટહૂકી હું તો શમું !

૨

કવિ મલપતા સાયંકાળે પ્રતૃપ્ત વિનોદથી:
ફૂલ પરિમલે સંધ્યા લ્હેરે ધ્વનિ ગીત ગુંજતી:
ઉર અરવરે અંતર્યામી સરસ્વતી પૂજતી
પ્રકૃતિ ય તને આરાધે જો ! કવિ પ્રભુતા ભરી !

૩

નવયુગ ઉષા આરાધી ત્હેં સનાતન ગુર્જરી!
હૃદય-કુસુમે શૃંગારી ત્હેં શી સંગીત નિર્ઝરી!
ભવ-અનુભવી શોકે ઘેર્યો અશોક રહ્યો ધરીઃ
કરુણ જીવિતે કારુણ્યે શી કલા કવિ ત્હેં ભરી!

૪

રસ રમણમાં જન્મે તારો કવિ! તું તરાવતોઃ
જળ-કમળનાં મોતી ઝીલે કવિ! તું ઝીલાવતોઃ
ધવલરૂપને સૌન્દર્યે તો દીપેન્દ્ર! સુહાય તુંઃ
હૃદયરસને કંઠે, ગાતો કવિ સુકુમાર તું!

૫

પ્રકૃતિ પ્રભુતા ગર્જાવી ત્હેંઃ પ્રભુ પરખ્યા બધેઃ
લલિત ઉરને ત્હેં યે પ્રેર્યાં શારસ્વતીને પદેઃ
તુજ ધ્વનિ ભર્યાં ગીતે કાવ્યે સુગુર્જરી તું વદેઃ
નરવીર કવિ! નિત્યે શાંતિ જયોજ્વલ તું ઝીલે!

૬

પ્રભુ પ્રણયતા રેલાવીને કર્યાં પલટા યુગેઃ
જન-સમૂહના સાહિત્યાર્થે ધર્યાં રસ-મૌક્તિકેઃ
જનની ભૂમિને સિંહાદ્રિએ સમર્થ કહી જગે
નરસિંહ કવિ મ્હેતે રાવે ઉજાળી દીવેટિયે!

ઇ. સ. ૧૮૫૯: તા. ૭-૪-૧૯૩૪ અમદાવાદ.
તા. ૧૪-૧-૧૯૩૭ મૃત્યુતિથિ-ખાર-મુંબાઇ.

## ૪૨૫–પંખીનું પ્રભુ–ગીત

પ્રભુ ! તુજ ગીત પંખીડાં ગાય:
લીલા લ્હેરે કુદરત મ્હેરાય !
નાનું પંખી, ન્હાને રસકંઠે,
આમ્ર નિકુંજ વસંત:
લાઘવને લાવણ્ય, ગજાવે–
જીવનવન આનન્દ !
સવાર બપોરે ને સ્હાંઝે:
ઉડે કરે કલ્લોલ !
વ્હાલે વિશ્વાસે ઉછળાવે–
નૃત્ય છટા રસ છોળ !
બ્રહ્મનાદના સપ્તતરંગે
પંચમ પંખી પ્રાણ !
માનવ મણિને મધ્યમ સૂરે
મળે લલિત પ્રભુ ! ક્હાણ

તા. ૨૦–૪–૧૯૩૪ : અમદાવાદ : શારદામંદિર

## ૪૨૬–ઘરના ઘાવ

ઘાવ લાગેરે ઘરના:
તો, સ્હેતાં અબોલ રહિયે !
અબોલ રહિયે રે !
હૈયે દાબી દઇયે !

કાયા પર કોડી પડે ત્યાં
લવરીથી જીભ લડે ત્યાં:
મગજે દવ ઝેર બળે ત્યાં:
હેત વરસાવીયે !

શતઘાવે વીર ઘવાયલ:
રૂધિરે તનડાં તો ન્હાયલ:
નેહ માણે, નયન–કળાયલ:
આંસુડાં લ્હોહીયે !

વેરીલીની દાનવતા !
મોટા મનની માનવતા !
જીતે કરૂણા વત્સલતા !
જીવન ઝીલાવિયે !

તા. ૨૨–૪–૧૯૩૪ રવિવાર: સાબરમતી આશ્રમ:

## ૪૨૭–ગીરનારનું ગીત

૧

ગુર્જર સુરાષ્ટ્રને શૃંગારે ગરવો એ ગીરનાર !
નવદુર્ગાનો વેર્યો નરવો અવધૂતનો અવતાર

૨

સાત ટૂંકના અશ્વસિંહ રથે ચેતનમય ઉદ્યોત:
ઉષા અરૂણભર ઉદય–દર્શને, ઝળહળતી રવિ–જ્યોત !

૩

શાલિગ્રામે સોનરેખ સમ સરિતા જો ! વહી જાય !
દામાકુંડે પ્રભુજન ન્હાતાં, સર્જન-લીલા સુહાય !

૪

જીવનવનના જન્મ-તીર્થરૂપ હૈયે પ્રભુ લ્હેરાય:
રસ પ્રભુતાને તરંગ તરતાં મહા સાર્થક થવાય !

૫

ભારતને પશ્ચિમ સાગર-તટ, ગિરિલોક દ્વારપાલ:
એક ચક્રને અભય-ધ્વજ ધરે એક સૂત્ર પ્રભુ-માળ !

૬

નિર્ભય ગિરિનર સિંહાદ્રિશિર, ઉર્ધ્વરમણ સંયોગ !
પવન-પાવડીને પરિચરણે, ધરિયે જનસુખભોગ !

તા. ૧-૫-૧૯૩૪ જૂનાગઢ "શારદા"

# ૪૨૮-પ્રભુના પ્રતિહારી: પઢિયારજીને

શ્રી પ્રભુના પ્રતિહારી પઢિયારજી—
અવતર્યા ઉદધિ-તટ ચોરવાડે:
સ્વર્ગના દ્વારપાલક જગતદૂત સમ,
ગજવતાં ૐ સદા મેઘનાદે !

ગુર્જરસુરાષ્ટ્ર હિન્દી મહાસાગરે,
જળવમળ ઘૂમરી ખાય નિત્યે:
કાળ બળ છોળ ઉછળે ગહન ગહન ગર્જતી–
નિત્યનું સત્ય કૈં ગહન રીતે !
પૃથ્વીની પ્રાણલીલા મહીં માનવી,
સ્નેહ સંસાર આશ્રમ સુહાવે:
સ્વર્ગ ને નરક ભૂલી આ ભવે શૂરશ્રમ,
દીન પરિચરણથી જગ મ્હલાવે !
જીવિતામૃત, સરસ, સુન્દર, સરલ, વિમલ,
પામું વરસાવી ત્હેં દેવ–પુત્રે
પુનિત પઢિયારજી ! પુણ્ય–ઉજ્વલ ઋષિ !
લીલી નાઘેર જો ! અમર ઝૂકે !
રસિક ચકચૂર તું યોગી નિષ્કામ તું
બ્રહ્મચારી ઘૂમ્યો ભાવ–ઘેલો !
ગુર્જરી રહેણીકરણી મહીં આર્યતા
જગાવી સુર–માનવી ! તું રહેલો !

તા. ૨–૬–૧૯૩૪ ચોરવાડ

## ૪૨૯—ટહૂકાર

૧

સૂરજના તાપમાં પાકે જો ! આંબલા
આંબે તો કોકિલા ટહૂકે જી રે !
દુનિયાં પાકે અને મેહુલિયો ગાજે
ઝાડને ઝરૂખે મોર ટહૂકે જી રે !

૨

રસનાં એ રંજને ધરણી ધરાય ત્યાં—
નાભિને નાદ કવિ ટહૂકે જી રે!
આભની ઘટા છવાય, વીજળી ઝળકાય, ત્યાં—
સુરતાના સૂર ત્યાં ટહૂકે જી રે!

૩

ધનક-બાણ છાય: ભાવમય ભવ છલકાય ત્યાં—
લીલા લ્હેરે, લોક ટહૂકે જી રે!
વ્હાલને વિશ્વાસ, પ્રાણ અંતરે જો! પુલકે:
પ્રભુને પ્રસાદ, વિશ્વ ટહૂકે જી રે!

તા. ૯-૬-૧૯૩૪: વડિયા: શુક્રવાર. ૫—૧૦/૧૫

## ૪૩૦—બાપુ વાજસુરવાળાને

(હડાળા—બગસરા)

૧

ચાળીશ વર્ષ, આજ, આવ્યો હું, તમ આંગણે:
ગુણ ગરવા, એવા જ, ભાળ્યા બાપુ વાજસુર!

૨

તમ દિલને દરબાર, મ્હેમાનને માળવે,
કલાપીનો લલકાર ન, ઓક! બાપુ વાજસુર!

૩

ગાજે ગોકુલ સુર, તમ સરખા સિતાર ત્યાં,
વરસે, ઘેલો તુર, મેઘલ: બાપુ વાજસુર!

૪

તમેય રાજહંસ જગહૈયાના હોજના !
રસેશના દિવ્યાંશ ! તરજો ! બાપુ વાજસુર !

૫

લાડિલીનો રસરાજ, બાલૂડો, સુર મોરલો,
ટહૂકતો, તમ પાજ, પ્રીતે ! બાપુ વાજસુર !

૬

કલાપીના રખવાળ, વેણુધર, હૃદયાલયે—
લલિતના ગોવાળ, તમે ય ! આપા વાજસુર !

૭

લાઠીનાં એ લાડ ! સમવડિયાનાં વ્હાલ એ !
ધરિયે પ્રભુને પાડ, મળતાં ! આપા વાજસુર !

૮

ગઈ આવતી કાલ, સોણે ને સંભારણે:
દીયે આજનો તાલ, વજસુર એ હો ! વાજસુર !

૯

કાઠી સ્વરાજપૂત, વીર કાઠિયાવાડના !
કેસરિયા જમદૂત, હિન્દી સિંહ હો ! વાજસુર !

૧૦

સ્વેચ્છાના બલવીર લખધર જગના અલખજી
તપોવૃદ્ધ રણધીર દીન વત્સલ રહો ! વાજસુર

તા. ૧૨-૬-૧૯૩૪ હડાળા.

# ૪૩૧–સદાનન્દ

૧

દશે દિશાભરી લીલા શી સૃષ્ટિની હસે સદા !
રમાડતી વિભૂતિ ગાય ને ઘૂમે જગત્ સદા !

પ્રભુનું મધ્યબિન્દુ સર્વને ધરી રહે સદા !
પ્રફુલ્લ પ્રાણને તરંગ નાચું રાચું સર્વદા !

૨

ઉડું, તરૂં, ભમું, નમે, જગે, ધરાપરે, સદા !
અમર્ત્ય હોય આત્મ મુજ વિશ્વને ફરે સદા !

ઉરે ધરી પ્રભુજીને પ્રભુત્વ ઝીલવું સદા !
પ્રભુ ઉરે રમી રહું પ્રભુત્વ પામીને સદા !

૩

વિરામ મંદિરે શમું ! કલાપી કુંજજો સદા !
કરૂણતા જજો ! દયાર્દ્ર ઝીલતાં જગે સદા !

લલિત કંઠ ગાનથી રીઝાવું સર્વને સદા !
પ્રમોદને પ્રસાદ તો પ્રસન્ન મ્હાલું સર્વદા !

લાઠી-તા. ૧૩-૬-૧૯૩૪ બુધવાર. ૫-૭/૯
સં. ૧૯૯૦ જેઠ શુદ ૧.

## ૪૩૨—રસ-કુંજ

અનુભવની રસ-કુંજ !
આ ભવ, ફાલે પુણ્યફલપુંજ !
જળ-કુંજે હંસમીન તરતાં, ન્હવરાવે વરસાદ !
ઝૂલે, જો ! રસધાર-હિંડોળો: લ્હેરે તરંજ નાદ !
પવન-કુંજ, પંખેરૂં હરફરે, વ્યોમધરાની મધ્ય:
ગુંજે જો ! સુર-તાર-સિતારી ! મચતું અદ્ધર નૃત્ય !
વન-ઉપવન-કુંજે, ફળ ફૂલડાં લુમઝુમતાં, સુકુમાર !
જીવન-વાસી ભુવન-કુંજમાં, માનવનો જયકાર !
ભવભવના અનુભવ સાંકેતો રચે ઋણાનુબંધ !
પ્રિયજન પરિચરણે, રસ-રમણે, જયશાંતિ આનન્દ !
ગુણૈશ્વર્યનાં રૂપરંગીલાં સુહાવતાં સંસાર !
છકછોળે રસરોળ રૂમઝુમે અનુભવની આરપાર !

તા. ૧૪-૬-૧૯૩૪ રસકુંજ-શાંતિનિકેતન-એલીસબ્રીજ
અમદાવાદ: શેઠશ્રી નટવરલાલ: ગોવર્ધનલાલ બ્રીજભૂખણ-
લાલને ઘેર.

## ૪૩૩—સાબરમતીને

૧

સરલ તરલા ધીરી ધીરી શી સાભ્રમતી વહે:
વિમલ વહને મીનાક્ષી જો ! રમે, ઉછળે તરે:
ગગન વનની કુંજો હેરે હસે ઝુલતી જળે:
સમળી બગલાં રેતી માંહે ભમે ઉડી સારસે !

૨

ઉભયતટ જો! ખુલ્લા આરે: ન ઝુંડ ઝઝૂમતાં!
ધુલી ધુસરવા કંઠે બન્ને, ન પત્થર કાંકરા!
રસદ્યુતિ વહે વાંકી ચૂંકી નરંતર લ્હેરતી!
જનજીવન ત્યાં ગર્જે પૂલે મીલો સૂર પૂરતી!

૩

નગરી સરિતા સંગે સોહે ભરી પુરી મ્હાલતી:
જળ રમણમાં ન્હાતાં નાચે પ્રજા બહુ રાચતી:
કુદરત ચહે પ્રાણીઓને પ્રફુલ્લ મ્હલાવવા:
મથી કંઇ મિષે આકર્ષે જો! મનુષ્ય મનાવવા!

૪

નદી! તુજ નીરે ન્હેતી પૂરે નર્યાં અલુણાં અગી!
ગિરિવરણીનું હૈયું તુંમાં દિસે ઝરતું નકી!
મનુજીવતરે તારાં જેવાં થશે, ઉપયોગ એ!
વિહરી અલુણા વિશ્વાત્માના રહે પ્રભુતાર્ણવે!

૫

અ-મહજનતા મેદાનોમાં વસે સરિતા તટે
જનની શરણે ખાના પીતાં નિરંકુશતા ઝીલે:
પ્રભુની જ પ્રજા લીલી વર્ષા વસંત સમી ખીલે:
કુદરત મહીં આનન્દે, જો! સ્વરાજ ભરી ઝુલે!

તા. ૨૧-૬-૧૯૩૪ અમદાવાદ-શાંતિનિકેતન-એલિસબ્રીજ
જગદ્‌જ્યોતિ કમળ-કુંજ.

# ૪૩૪–કવિ ને કિમિયાગર

૧

પંખો ફરે છે વીજળીનો ને પવન-લ્હેરે ઝુલું !
ત્યાં મેઘદૂત સંભારતાં કવિ કાલિદાસપદે ડુલું !

૨

ક્યાં મેઘ વાયુ કલાકૃતિ રસધાર ધીરે વરસતો ?
ક્યાં વીજળીનો વીંઝણો થંડક કરી આકર્ષતો ?

૩

કવિ, તો, કરે કૈં કલ્પના રસ-સર્જને ગાતો ઘૂમે !
પણ કર-કલાકાર તો કરે વસ્તુ સુખાકારી જગે !

૪

વાદળ ફરે છે વ્યોમમાં તે આજ ઘરમાં ઘૂમતું !
વીજળી તણું એ રમકડું લ્હેરાવતું રૂમઝુમતું !

૫

આ ઝપટયુગનો, એ, કલાધર, ગ્રામજીવિતનો આશરો !
કવિ લલિત અક્રિય કલ્પનાની બંસીનો રહ્યુ લ્હાવરો !

૬

કિરતારની કુદરત મહીં, જો ! કારમી કારીગરી !
કિમિયાગરે, કવિકલ્પનાએ, એકલે સાચી કરી !

તા. ૨૨-૬-૧૯૩૪: રામનર્સા: શેઠશ્રી બંસીધરભાઇને ત્યાં એલીસબ્રીજ અમદાવાદ.

## ૪૩૫–કાળા માથાના માનવીને

દીઠો મેં તો કોકિલ કાળો:
ભૂરી ભૂરી આંખોવાળો:
રૂડો રસકંદ રૂપાળો:
એનો તો જુજવો ચાળો !

આંબાના ઝુંડમાં છુપાય છાનો ! ઝાંખ્યો ન ક્યાંય જણાય !
લીલી કેરીનાં લીલમ લોલક લટકે: ત્યાં ટહૂકાર થાય !
કાળા માથાના માનવી ! તારી કાળી કીકીની આંખ !
બાંડુ જોમાં, બોલ્યા કાગડા પેઠે ! કોકિલને જરા ઝાંખ !
કોયલ રાણી બેઠા રહે ! એની હુંફે બાળ સેવાય !
કોકિલ લાવે ચાંચ ભરી કણ ! માળે નિરાંતે ખાય !
રાણીજાયાંને જોઈ હરખાતો, કોકિલ કૂદે ને ગાય !
માળે તો એકલાં એને બચ્ચાં આનંદ મંગળ સ્હાય !
મ્હેનતના મીઠા કોળિયા ભરતાં, સ્હામ સ્હામાં મલકાય !
હાજરાહજુર બાલ પ્રભુને ઘરનાં મ્હેમાનીનાં લ્હાવ !

તા. ૨૪–૬–૧૯૩૪ રવિવાર: અમદાવાદ, સાબરમતી શ્વહિર આશ્રમ.

## ૪૩૬–પ્રભુનું પારદર્શન

(ભૈરવી)

પ્રભુ ! તુજ પારદર્શન હો !
ભવની આરપાર !
સર્જન કાયલ:
વિશ્વ વિરાયલ:

રજ રજ તુજ પ્રદર્શન, હો !
ભવની આરપાર !
જગ સંસારે,
પ્રેમાચારે,
જીવનમય દિગ્દર્શન હો !
ભવની આરપાર !
પ્રાણ પરિમલ:
ઉર, આત્મ-કમલ:
મન-ગગને તું સુદર્શન: હો !
ભવની આરપાર !

સં. ૧૯૯૦ જેઠ વદિ ૫: તા. ૧-૭-૧૯૩૪ રવિવાર-અમદાવાદ.
એલીસબ્રીજ-શાંતિનિકેતન-રસકુંજ "વસંત"-બનારસ.
૫-૪/૬ તા. ૧૭-૨-૩૫ કોલ્હાપુરથી.

## ૪૩૭–એક બાલ સખાને

૧

પંખી ગિરિ નગરના વનનો હતો હું–
કૈં ઝંખતો જીગરથી ઝરતો હતો હું–
મ્હારૂં સુણ્યું કરુણ ત્હેં ગીત મ્હેલું, ત્યારે–
ગિચેલ ત્હેં સ્મિતભરી કરુણાર્દ્રતાને !

૨

એ દર્દ ન્હોતું જાનું નહિં જીંદગીનું:
એ દર્દ તો હતું દીનાધીન દિલ્લગીનું:
જ્યાં દર્દની રૂઝવનાર જ 'એક નારી–
ત્યાં દર્દમે સહચરી નહીં તારનારી !

૩

જે સ્નેહની રસ કથા અમ ત્હેં પીછાની–
તે જન્મ સાર્થક થઈ પુરી જો ! મજાની !
ગાયાં મધુર ગવરાવી ઉડ્યાં પ્રતિભા !
એકેલું એકલ કવિ–જીવને સખે ! આ !

૪

દામ્પત્યનો અમ સખા ! તું સદા રહ્યો છે:
સાહિત્ય આશ્રમ મહીં શ્રમ ત્હેં ભર્યો છે:
તારા લલિત ઉર-ભાવ અમે ઝીલ્યા છે:
સામુદ્રિકા જીવિતની તુજ રમ્ય છાજે !

૫

વ્હાલા સખે ! નયનઅંજનથી ઉજાળે:
તું બાલમિત્ર રસ–રંજનથી ઉછાળે:
તું કાવ્ય ને મુજ કવિ–ઉરને વધાવે:
તારા સમાગમ મહીં પ્રભુતા ઝીલાવે !

૬

પચ્ચાશ વર્ષ સુધી આપણને મ્હલાવ્યા:
એકાવને પ્રભુજીએ વળી જો ! ઝુલાવ્યા !
ને એમ ગુર્જર સુરાષ્ટ્ર પદે ઝૂકાવી,
રૂહેજો પ્રભુ ! લલિત લાલનથી ઘુમાવી !

સં. ૧૯૨૯ આષાઢ શુદ લલિતાદશમીઃ તા. ૧૧–૭–૧૯૩૪ મુંબાઇ

તા. ૧૦–૯–૧૯૨૭ મુંબાઇ.

# ૪૩૮–સિન્ધુકંઠેઃ વિમાને–

૧

સિન્ધુકંઠે, અમૃત અલુણાં, મેઘનાદે, વહેઃ જો !
આકાશેથી, ગિરિશિખરથી એ ધરિત્રી ધરેઃ જો !
હિમાદ્રિનાં શીતલ જલ, તો, ધોધ વેગે, ધસેઃ જો ?
સૃષ્ટિ, પુણ્યે, અવતરણની પ્રેમ–ચર્યા કરેઃ જો !

૨

અબ્ધિ, અંકે, સભર રસૂણે, અન્તરંગો ઉછાળે !
બાહુ–ઝૂલે, ઝુલવી, હૃદયે, તારૂને જો ! તરાવે !
શૃંગારે, જો ! ધરણી પટને રેશમી પાલવે, તો !
ભાવોલ્લાસે નીરવ સરિતા–સંગમે, સ્વસ્થ રહેતો !

૩

આરે ઉભી નગરવનની કુંજ કેવી ઝઝૂમે !
પંખી પ્રાણી જનકુળજગે રંજને રૂમઝૂમે !
માને વીંટી કવિ સુહૃદ સૌ દૃશ્ય શ્રાવ્યે ઘુમેઃ જો !
રીઝાવે ને અલુણી સલુણી વિશ્વલીલા રમેઃ જો !

૪

પૃથ્વી પીઠે નદી ઉદધિથી દૃશ્ય સૌન્દર્યનાં એ–
જોતો તેથી સરસ નિરખ્યાં મેં વિમાને ઉડીને !
વ્યોમે ઉડયો દૂર દૂર ઉંચે ફૂલડાં ફેંકી ગાતો !
લ્હેરાતો ને દિલફુલવતાં વાદળાંમાં વીંટાતો !

૫

પંખીશું એ ઝપટથી ઉડ્યું, વાયુના વેગ વીંઝી:
ત્યારે લાગ્યું નભચર રહું આભ ઝૂલે જ હીંચી!

ત્યાં તો ન્હોતું ગગન! વિલસે સૂર્ય આત્મપ્રભાવે!
થંડી લ્હેરે કિરણ ચમકે! રમ્ય રોમાંચ વ્યાપે!

૬

કહે છે તેવું સુર-સદનશું સ્વર્ગ મેં ત્યાં ન દીઠું!
સ્વપ્ને ન્હોતું ગત સ્વજનનું મ્હોંય મીઠું ન દીઠું!

માનેલું મ્હેં પરિચરણમાં રહેશું ત્યાં નિત્ય યોગે!
પામીશું કે પ્રણય પ્રભુના સચ્ચિદાનન્દ-ભોગે!

૭

ત્યાં તો નાચે કિરણ-લહરી ગાય કે ઘૂમતાં એ!
દૃશ્યે શ્રાવ્યે અનુભવ્યું કંઇ રાસ નૃત્યે અહા! મેં!

દીઠાં ચિત્રો દ્યુતિ-ચરિતનાં પ્રેમને ઘેન ઘેલાં!
હાસ્યોલ્લાસે સુરજન રમે એકમેકે લળેલાં!

૮

રૂપે રંગે અભિનય ઝુલ્યાં સૂચવે અંગ-સાને!
ત્યાં તો ગેવાં મૃદુઉર ફુલ્યાં ને ખીલ્યાં કંઠ-ગાને!

જાણ્યું શું કે અજબ ઝલકે નૃત્ય સંગીત તાને?
ઝીલ્યો ચેતે ધ્વનિ લહરીએ, સ્તંભનાં નેત્રધ્યાનેઃ-

૯

ઘુમીએ: વિમાનનાં વાસીઓ !
    કિરણુને અમરૂપરંગ, લહરીને ગીત ઉછરંગ,
રમિયે: અનંતના પ્રવાસીઓ !
    નથી આંહી ભવના પાર ! આ અપાર આરપાર !
ભમિયે: હો ! આજના ઉપાસીઓ !
    આ અગમ્ય છે અકાલ ! અનવકાશ ઉર-ઉજાળ !
ઝમિયે ઉત્ક્રાંતિ: પ્રેમ-પ્યાસીઓ !
    ક્રાંતિ: આત્મની કલા ! શાંતિ: જીવનમંગલા !
ઝુમિયે: વિમાનના વાસીઓ !

૧૦

સ્વપ્નાદર્શે શ્રુતિ ધ્રુતિ-રચ્યા, ઉડતો'તો વિમાને-
    ત્યાં એ ચક્રે ઉલટતું ફર્યું: જાગ્યું કે ભિન્ન ભાવે:
ઊંચે પૃથ્વી: નભ નીચું દીઠાં લ્હેરતાં મોજીલાં એ:
    મધ્યે ત્રીજો હું સ્થિર દીપશો સર્વ આકર્યું હૈયે !

૧૧

એ બન્નેની ફુદડી મહીં મેં જોયું તે કેમ ભાખું ?
    એવું કૈં કૈં અધુરૂં મધુરૂં આચરીને બતાવું !
ત્યાં શું થમ્ભ્યું જીવનચર એ દીસતું ક્યાંય ઊંચે:
    ને હું જાગ્યો નીચું નીરખવા પૃથ્વી તું ગોળ નૃત્યે !

૧૨

દીઠી ત્યાં તો નદી ઉદધિને સંગમે મેં કશંચી:
    લાગી જાણે જળકમળ શી વાલ્મીકિ અંક ક્રૌંચી !

બ્હેતી સિંધુ રત્નનિધિ ઝુલે સ્વસ્થ સંયોગ મ્હાલે:
લ્હેરે લીલા જગત વિભૂતિ બ્રહ્મ-માયાની જાણે!

૧૩

ત્યાં મેં દીઠી લલિત લઘુતા પૃથ્વીને માનવીની
એ દૃશ્યોને નિરખું, નજરે, વિશ્વના રાજવીની!
જોયો મેં તો પરિચિત જગે સૌમ્ય સંસાર મીઠો:
વાત્સલ્યે મેં અવતરણનો જીવનોત્કર્ષ દીઠો!

૧૪

રોમોત્કંપ પલક પુલકે કંઠ ઉત્કંઠથી મેં-
ગાયાં ગીતો સુહૃદ શરણે ઉર્ધ્વ આરોહણે મેં
નેત્રે કર્ણે ચમકતું બધું તે મુખે ગર્જતું'તું:
સિંધુ અબ્ધિ, સ્વજન ઉરને એથ ડોલાવતું'તું!

૧૫

પૃથ્વી તો જો સભર વિલસે પ્રાણી પાર્થિવ અર્થે-
ઘૂમે જોને! ગ્રહગણ-નભે પુણ્યને વિક્રમાર્થે!
રાજે સૌજન્યે સુકૃતિ-વિજયે, માનવી જ્યાં પ્રવર્તે
પીડાતાં કાં ગૂઢ ધરિણી એ ત્હોય સ્વાર્થી અનર્થે?

૧૬

દ્વીપાબ્ધિમાં મલીરવનમાં સિંધુકંઠે વિમાને-
ઘૂમ્યો ત્યારે નવીન નજરે એ કશાંથી કૃપાણે!
દીઠી સીમા મનુ-હૃદયની ભવ્ય આત્મ-પ્રતિષ્ઠા!
ગીતા ધારે ધરી નટવરે એજ ઐશ્વર્ય-નિષ્ઠા!

૧૭

પશ્ચિમે જો ! ઉદધિ ઘુઘવે જ્યાં ઉષા–આર્યખંડે:
એ સ્થાને જો ! જગત ઝીલતી કૃષ્ણની દ્વારિકાને !
સિન્ધુ–અબ્ધિ ભરતભૂમિને રક્ષતાં એક ચક્રે
એ સંયોગે મનુ જગતનો જામસે સર્વતંત્રે !

તા. ૧૫–૭–૧૯૩૪ શુક્રવાર. અમદાવાદ.
એલીસબ્રીજ રસકુંજ —" ઊર્મિ "

# ૪૩૯—દિવસના દીવા જેવા ફુલ !

દિવસના દીવા જેવાં ફૂલ—
સૂરજને કિરણ ખીલે અમૂલ !

લીલાં છમ્મક પાંદડામાં નવરંગીલા દીપ:
રૂપકલાની જુજવી ભાતે ઓપે આપ અધિક !
રંગ સુગંધ કુમાશ ભરેલાં આત્મભાન ભરપૂર !
પ્રભુતાનાં જ વિભૂતિદર્શને નાચે ઘેલાતુર !
ચેતનપૂર્ણ ચળકતાં દીસે સૂરજના શૃંગાર:
જ્યાં ઝૂલે ત્યાં શોભે ફૂલડાં ઓજસના અવતાર !
પુષ્પ દીસો છો દેહાત્માએ સદૈવ એકાકાર !
તમ પારદર્શન પુરાતન ક્યાં ? ને ક્યાં અમ આંચાર ?
ઉર ભરપૂર પ્રભુથી છે તમ: તેથી હસો અબોલ !
દિવસ ઉજાગી લ્હેરાવો છો ! ધન્ય: ફૂલ અણમોલ !

તા. ૧–૮–૧૯૩૪ એલીસબ્રીજ અમદાવાદ.

# ૪૪૦–વ્હાલેરો વાંસળીવાળો

વ્હાલેરો વાંસળીવાળો
કામણની કામળીવાળોરે
કામધેનુનો ગોવાળો રે !

હોઠે વગાડે હૈયાંની હલકે હેતનો પાવો રે
કુસુમો ને હોંશીલો લેતો જીવન-લ્હાવોરે

હાથોહાથની ઝપટે હામથી કરતો કામો રે !
ઉદ્યમલીલાનો યોગેશ્વર જગ-વિસામો રે !

જીવનવનની ઘેરી નિકુંજે ઘૂમતો છાનો રે !
ચમકતી એ ચમત્કૃતિથી સૂચવે સાનો રે !

હાથે સુદર્શન ચક્ર ચલાવે ! હોઠે ગજાવે વેણુ !
હોઠેથી હાથે હૈયું ઉતારે ત્યાં મ્હાલે સ્વતંત્ર રેણુ !

કુદરતની જેમ સંજોગ પ્રેરેને યુગબલને પલટાવે:
માણસ હૈયાને જેમ જીતે એમ ઘેલાંના ગામ વસાવે:

તા. ૩-૮-૧૯૩૪ અમદાવાદ "પ્રસ્થાન"

# ૪૪૧–નર્મદાને સાગર-સંગમે–

( પૃથ્વી )

૧

પિતા સપુત વ્યાસનં શુકજી નર્મદા નીરને–
પવિત્ર કરતાઃ પ્રભા ઝીલતી આર્ય દત્તાત્રિયે !

તરંગિત સ્વરાષ્ટ્રને ભરી, ગુરંગ અધ્યાત્મને,
વહ્યાં, પ્રબલ વેગ કરી, મહાબ્ધિને સંગમે !

૨

અલોપ રહી તું મૂલેથી મુખમાં વહે: નર્મદા !
સવેગ ધરી, વિંધ્ય અદ્રિથી, હસે, ધીરે, નર્મદા !
તું હિન્દ-ઉરનાં અમી જ અલૂણાં ધરે: નર્મદા !
સુરાષ્ટ્ર સલૂણે સમુદ્ર, નિરસે: નદી નર્મદા !

૩

ભૃગુ, પરશુરામ, જાનકીશને, સ્વનિષ્ઠા ધરી,
તું, ગુર્જરીનું તીર્થ, અક્ષર, દીપે, મહાભારતી !
કલા સુકૃતિની ચરિત્ર સતને તું શૃંગારજે !
ત્વરાંકિત યુગે કૃતો ઝપટના હવે પ્રેરજે !

૪

સંગમે, નર્મદાબ્ધિને, સલૂણાં જીવન બને:
ઘનશ્યામ-પ્રતાપે, તો, અલૂણામૃત નિર્ઝરે !

તા. ૭-૮-૧૯૩૪ અમદાવાદ.

## ૪૪૨—વદન-વસંત

રાસગીત

કાળા કૈં વાળની લટકે જો ! વેલડી:
ધોળો મુખ-ચાંદલો ચળકે: જી રે !

કાળી ભમ્મર ને કાળી પાંપણમાં,
    કાળુડી કીકલી ફરકે: જી રે!
વિલસે તલૈયું: ગુલાબી લાલ ફૂલડાં!
    હૈયે હરખ કાંઈ ઉછળે: જી રે!
હોઠ તો, હસું હસું કરી રહ્યા, ક્યારના!
    રોમરોમ ઉલ્લાસ: રસળે જી રે!
વદનના વિલાપીભાવ, લાડિલા, નાચતા!
    આંસુડે, મોતીડાં વેરે: જી રે!
ઉઘડે રસકંઠ ને ટહૂકે કોકિલ કું!
    ફૂલડે વસંતદેવ લહેરે: જી રે!

તા. ૨૮-૮-૧૯૩૪ અમદાવાદ. સં. ૧૯૯૦ શ્રાવણી પૂનમ.

## ૪૪૩—સતીયાના સોરઠા

૧

જાણી જાતા લોક વર્તારા જુગજુગના:
નાણી જોતા લોક કલજુગને સતજુગના!
    આજ તો કળજુગ વર્તે કાળા કેરનો!
    કાલ હતો સતજુગ કહે શી લીલા લહેરનો!

૨

જે છે તે છે આજ સત એકજ સરખું ગયે:
સૌના યુગોને સાજ સતજુગ એક સદાયનો!
    ગઈ કાલથી આજ: આજથી આવતી કાલ: જો!
    અજબ આજને કાજ લાજ વધે હો આપણી!

૩

સત્નો એકાકાર સચેત રાખે સર્વને:
એકમેક આધાર મ્હાલે એકજ માનવી!
આભ–ધરા અક્કેક સર્જન ઘેલાં ઘૂમતાં!
એનો સાધે ભેખ મીઠાં મનનાં માનવી!

૪

સતીયા સત્ના દીપ આજે અજવાળે જગત્!
આત્મ મોતીની છીપ સંત સતી નરનાર જો!
સતીયાં જનની જાત સૂરજ ચાંદાની સમી:
જીવનને દિનરાત, પકવે પોષે ચેતને!

તા. ૨૮–૮–૧૯૩૪ મંગળવાર, સાબરમતી આશ્રમ.

## ૪૪૪–નરનારના જાતિભેદ

જાતિના ભેદ નરનારના જૂજવા:
બ્રહ્મચર્યા ઉભય સ્વસ્થ પાળે!
ઓજસે આત્મ જો ઔરસો અવતરે:
માનવી ભવ્ય સંસાર મ્હાલે!
નારીને, પ્રથમ, નર, અજબ આકર્ષણે,
પ્રાણવિદ્યુતની ચમક ચલવે:
નારીની વાસના નર–વિકારે ગળે:
અભિનયે ગીતનૃત્યેથી રીઝવે!

વરવધૂ કહાલને સંવનન પરિશીલન,
  ઓળખી ઉભય અન્યોન્ય જાતાં:
દેહને હ્રદયને લગ્ન, મનમગ્ન, બે,
  આત્મ-અદ્વૈતનાં સખ્ય સ્હાતાં !
રૂપને મોહ ગુણ કેરી આસક્તિથી,
  પાર-દર્શક પ્રીતિ-વ્હેન વ્હેતાં:
ભોગ-તૃષ્ણા ભર્યાં ઉગ્ર આદેશથી,
  કામ આકર્ષણે દાન દેતાં !
યોગને યજ્ઞ ગૃહ-તીર્થનાં દમ્પતી,
  બાળ-જન્મે છવિતને ઉજાળે !
ધર્મ સહચર યતિ જનક-જનની રચે
  જન જગત્ સંતતિ પ્રભુ ઉછાળે !

તા. ૨૮-૮-૧૯૩૪ સાબરમતી આશ્રમ.

## ૪૪૫-એક રસાત્માને

૧

કવિત્વ, સુકુમાર, ને તુજ કલા, રસાત્મા: સખે !
કૃતાર્થ, ઝીલું, આજ, તો, તુજ પ્રશસ્ત કાવ્યો: સખે ?
પરન્તુ, નિરખેલ, મેં, પ્રથમ વેણુ, જ્યારે, સખે !
તને, સરલ સૌહૃદે, હું પુલકેલ, ત્યારે: સખે !

૨

રસાત્મક, તને. વર્યાં, નયન, સ્હોય, સૌન્દર્ય: તું !
સ્વદેશજન દૈન્યથી પીડિત, સ્હાય, સૌજન્ય: તું !
ચમત્કૃતિ કરે પ્રજા ! અભય, પ્રેર, ચૈતન્ય, તું !
પરાક્રમ કરી, ઉદાત્ત કવિ ! અર્પ ઐશ્વર્ય: તું !

૩

જીવે તું કવિતા, રચી જીવનનાં, સખે! કાવ્ય, તો–
વિશેષ રસકંઠ, સંગીતધૂને, તું ગર્જાવી, જો!
રમે પ્રકૃતિ, રાસઝૂક, મચવે, પ્રભુ, પ્રેમથી:
વિભૂતિ ગીતકાવ્યની, કવિ! ઝીલાય ત્હારી નવી!

૪

નભે ઘુતિ રસાક્ષરી વિવિધ ચિત્રલેખા રચે:
ભરે શ્રુતિ, ધ્વનિ, અણુ–ઉર, અનંત વિશ્વો ઘૂમે:
તરંગ રૂપ રંગના જગવી નૃત્ય સંગીતથી–
મ્હલાય કવિ માનવી કયમ ન ગુંજતી જ્યોતથી?

૫

મને, જનનીએ, દીધાં, હૃદય, કંઠ, લાલિત્ય: જો!
સમુદ્રસમ, ઉછળે, જીવિત મ્હાંય, લાવણ્ય જો!
વહે, લહરી, ભાવ સૌરભનું ગાન–માધુર્ય: જો!
સુયોગ–પ્રણયે, અનુભવું, વિયોગ–કારુણ્ય: જો!

૬

મયૂર રસધાર મેઘ ગજવેય વર્ષા સખે!
વસંત, ફૂલ, કોકિલા, "ટહુકઃ" શું ન કાંઈ? સખે!
ઉષા શી, કવિતા ભરે, જીવિત મ્હાંય, ઉષ્મા: સખે!
પ્રસન્ન કવિ! નિત્ય નૂતન, તને, વધાવું સખે!

તા. ૬–૯–૧૯૩૪ શુક્રવાર, રાતે અમદાવાદ–ઘાસીરામની પોળ:
કવિ સુન્દરમને ઘેર. ઊર્મિ: ૧૩–૩–૩૫ કોલ્હાપુર.

# ૪૪૬-જોગી જીવડો

જીવતરનો મહાવીર જોગી !
હો જીવડો: જીવતરનો મહાવીર જોગી !

કાયાને કેળવે: હૈયાને હેળવે:
મેળવે મનડાં વિજોગી !
એક બીજાની ભૂલવે ભૂલ કૈંક,
ભલા, ભોળાભાવનો ભોગી !
જીવને જોગવે, જીરવે, જમાવે:
ભવ સંસાર તરાવે !
આરપાર એ ઉઠાવે, ને
લાલનથી સૌને લ્હેરાવે !

સતનો દીવડો: જ્ઞાન ગરીબડો:
અસતનાં અંધારાં ઉતારે !
જગના કલ્યાણ માટે જાતે હોમાય કે
કંચન સમ એક આકારે !
જાગે દિનરાત એ, તો, ગુંજન
કરતો: નાચે એ રોમકુવારે:
દેહની ભૂલભૂલવણીમાંથી, એ,
વિલસે હો, અનંતને આરે !

જીતે જય સતીયો નિત્યે સદ્‌ગતિયો,
મનખે જો ! આજ અવતરિયો:
આતમ એકલો જગભરમાં ઝૂઝતો
આવ્યા અવસરનો ઉત્સવિયો.

તા. ૭-૯-૧૯૩૮: શ્રી જૈન પર્યુષણ ઉત્સવ અમદાવાદ.

# ૪૪૭–બાલ પ્રતિષ્ઠા

૧

ઓજસ દિવ્ય આત્માનું હૃદયોર્મિ, સવેગઃ તું !
પ્રજ્ઞા ને પ્રતિભારૂપઃ માનવ–બાળ ! વંદિયે !

૨

પ્રભુએ ઝીલવ્યું, પ્રીતેઃ માતા–તાતે ઉરે ધર્યું :
જન્મ્યું ધન્યઃ જગ–દંકેઃ માનવ–બાળ ! વન્દિયે !

૩

માતાની તું કરે રક્ષાઃ સવાયો તાનથી વધેઃ
એવો તું આત્મ તેજસ્વીઃ માનવ–બાળ ! વંદિયે !

૪

પ્રતિષ્ટા પુત્રની સ્થાપી, પૂજ્ય પિતૃ–દમ્પતીઃ
જગમા–બાપના પુત્ર ! તને, ગણેશ ! વન્દિયે !

૫

જગત્સંતાનને સેવે, ધન્યઃ સંસાર–માનવીઃ
સંતતિ ગણપતિનું પ્રજા–જ્યોતિઃ નમોનમ !

૬

ૐ વિરાટેશઃ પ્રાણીગણ–ગુણેશઃ તું !
સત્યમૂર્તિ ભવરૂપ ! શ્રીગણેશ ! નમોનમઃ !

તા. ૧૨–૯–૧૯૩૪ શ્રી ગણેશચતુર્થી સં. ૧૯૯૦ ભાદ્રપદ સુદ ૪ સાબરમતી આશ્રમ.

## ૪૪૮—નાભિને નિનાદે

૧

સ્વતંત્ર પૃથ્વીના પ્રદેશનાંય પ્રાણ–ચેતનો,
ઉરે ભરેલ ઊર્મિને, સુવાસ, હું પ્રસારતો–
અને અબોલ આંખની ઇશારતે નચાવતો–
ત્વરા ભરેલ તારલા સમો ધૂનો મચાવતો !

૨

ગિરિશિરેથી નીસરી સમુદ્રસંગ ગર્જતો–
જવાની જોમથી હું નાભિનો નિનાદ સર્જતો–
અનિલ લ્હેરતો મને પ્રફુલ્લના સજાવતો.
સજીવ એ અનુભવે હું વર્તમાન જીવતો ?

૩

તરંગની પરંપરા ભરી સ્વતંત્રતા ઝૂકે–
સ્વરાજ્યની ધુરંધરા જ સૂચક ચેતને !
સ્વદેશની પ્રજા અપારમાં અનંત શી દીસે !
વિમુક્તિ ગીત મૌક્તિકે વધાવું ના હું કેમ તે ?

તા. ૧૬-૯-૧૯૩૪ સાબરમતી આશ્રમે-

## ૪૪૯—બાળકના પ્રભુ–બાળકને

૧

પ્રભુ ! તમે દીસો આમ સમ બાલક રમતગમત મસ્તાન !
દોસ્ત બની આવો રૂમઝૂમતા ઘૂમો કરી તોફાન !

૨

હાથ ઉછાળો ! પાય પછાડો ! તન તોડો અલમસ્ત !
મ્હેરે મ્હોરે ચમકાવી દ્યો ! મનોબળ જબરદસ્ત !

૩

હૈયેથી પ્રભુ ! હેત ઉછાળો, ગજાવિયે રસકંઠ !
જીવનબળિયા બાળ નાચિયે, હળીમળીયે ઉત્કંઠ !

૪

બાળકના પ્રભુ ! હસો હસાવો રમો રમાડો રોજ !
સરસ કામ કરિયે ખૂબ રમતાં ઉડે જગતમાં મોજ !

૫

તમ વિણ કોને રમાડિયે ? પ્રભુ ! તમે રમકડું બાળ !
અમ વિણ તમને કોણ હેળવે ? અમમાં પ્રભુ ! તમ વ્હાલ !

તા. ૧૮–૯–૧૯૩૯ શારદા મંદિર–એલીસબ્રીજ અમદાવાદ.

# ૪૫૦–કચ્છડો બારે માસ

( સોરઠા )

૧

કચ્છડો બારે માસ, મીઠો સાકર માવલો !
દીઠો દેશ ન ખાસ, દીઠા કચ્છીમાડુ મેં !

૨

ઊંચા જોણે પ્હાડ ! પ્હોંચે દાના દાનવીર !
જોદ્ધા જબરે હાડ ! હૈયે માખણ ગળકતાં !

૩

સાહસ વીર! હુશિયાર, હોંશે, હેત હિમ્મત!
દરિયાના વેપાર ખૂબ ખીલવજે ખેડતા!

૪

ન્હાનપ, દીનાધીન! મહાજનો મન મ્હોહવે!
પ્રેમ-ભક્ત પ્રભુ-લીન, ગુર્જર સોરઠ કચ્છીઓ!

૫

જગ માંહિ જ્યમ મીન, રસ રમણે રૂમઝુમ રમે!
લલિત વિરમે લયલીન સુહૃદ મહાવર શરણમાં!

તા. ૧૯-૯-૧૯૩૪ સાબરમતી આશ્રમ.
શેઠશ્રી માધવજી ગોવિંદજી-સંતકુંજ.

## ૪૪૧-કામે, લાગો: બાપુ!

કામે લાગો: બાપુ! કામે લાગો!
કામે લાગે તે પામે લાગો!

ઉભે પગે, ને લાંબે ઝ્હાવડે, પરસેવો ઉતાર,
કામે લાગે તેનો થાય કદી નહિં ઓશિયાળો અવતાર!
સંધ્યાવંદન સાંતીડું, ને કોદાળી ખટકરમ,
ફેંટ બાંધીને કરિયે તો ઘરબારનો રહે ધરમ!
કર્માધર્મી તો રોજ કામની
તે આપશે રોટલો ને છાશ
આખો દી તમે દીધે રાખજો:
થાશે હૈયામાં હાશ!

સૂરજ પરતાપે મીઠે રોટલે ધરાજો,
થંડી જ્યાં ઝાડવાની છાય:
કૂવા કાંઠેથી પીતાં પાણીડાં,
નીરાંતે મોજ મણાય!
આવે ને જાય વાટ પંખીડાં આંગણે,
ભુખ્યાં ને તરસ્યાં ધરાય!
મનખો આવે કામ પરભુજીને લેખે
તો ભવોભવ ઉતારી જવાય!

તા. ૨૫-૯-૧૯૩૪ શ્રી હરિજન આશ્રમ: સાબરમતી-અમદાવાદ

## ૪૫૨-ધરવો જીવ-જગદીશને-

( સોરઠા )

૧

એ મનખો મળિયો માંડ! કરો કામ ભગવાન સમ!
થઇયે કદી ન દાંડ! ગરીબના બેલી બનો!

૨

કામે એક ગરીબ: ધનિક નકામા ભોગવે!
ગોળો ભાંગ્યે ઠીબ, ધખધખતી શગડી બને!

૩

બાળે હાય વરાળ અંતરના અંગારની:
હૈયે હેત ઉછાળ, ભાંડરડાંને ઠારિયે!

૪

કર્યાં એ કાયા ખૂણ, કામ કરીને કામનાં!
મહેનતના મ્હેસૂણ, ખવરાવીને ખાઇયે!

૫

સોંપ્યું ધરતીરાજ, થાપ્યા સહુને રાજવી,
એક બીજાને કાજ, ધરવો જીવ-જગદીશને!

૬

એક રાજ ભગવાન, કાયાના જીવ-રાજનો
સતનાં રાજ-પરમાણ ભગવાનની આ ભોમમાં!

તા. ૨૫-૯-૧૯૩૪ સાબરમતી આશ્રમ.

## ૪૫૩-સ્મૃતિ સ્વપ્ને

૧

જવાનોના જીગરને હું ડંતા દરિયે ઉછળતો જ્યાં-
તરંગોને સૂરે સંગીતની ધૂને ધમકતો જ્યાં-
નીતરતો નેહને નીરે સરસ નિર્મળ થનકતો જ્યાં-
દીઠું અલમસ્ત આહ્લાદન પ્રથમ દિલ કોકનું મેં ત્યાં!

૨

જીગરનું પાંદડું ન્હાનું થડકતું રાતાદિન કુંજે,
અરંગી ચિત્રરેખાને અનામી અલરે ગુંજે:
ભરી મુજ નેનમાં એને નિહાળું ધ્યાનમાં હરદમ-
વીતેલી જીંદગીની યાદની, જોને! ચઢે દિલ, ગમ!

૩

અહો! દિલનો દિવાનો હું! ન, દુનિયામાં! ન, દુનિયાનો!
તુફાને જીંદગીને ઝૂઝતાં, ઝીલું અજબ સાનો!
જૂદાઈની અગમ ગમને ગહન ઘેરાઉં એ ઘેને–
ઝૂકું આરામગાહે ઊંઘમાં લ્હેરૂં, સ્મૃતિ સ્વપ્ને!

તા. ૨૩–૯–૧૯૩૪ સાબરમતી આશ્રમ.

## ૪૫૪–વૈષ્ણવી બ્રહ્મ સમર્પણ

શ્રીકૃષ્ણ પ્રભુ! તુજ દાસ ધરૂં–
સર્વસ્વ જ સ્વયં સમર્પિત હું!
સંવત્સર-સહસ્ર સમય થકી
હું વિયોગ થકી તુજ, વ્યથિત ભમું!
સંતાપ ક્લેશથી આનન્દ–વિમુખ હું–
તુજ પરિચરણે લીન નમું!
દેહેન્દ્રિય આણાંતઃ કરણે
નિજ ધર્મ સહિત તુજ શરણ કરૂં
મુજ પત્ની ઘર પુત્ર વિત્ત, ભવોભવ
આત્મ સહિત તુજ ચરણ ધરૂં!

તા. ૨–૧૦–૧૯૩૪ રસકુંજઃ અમદાવાદ.

# ૪૫૫–ઉષા ! તું આશાભરીરે !

૧

આશા ભરી તું ઉષા ઉઘડે ને
કાંઈ ઉછળે અજવાળાં અંકાર રે
ઉષા ! તું આશાભરી રે.

૨

આછાં તેજે તું અવતરે, ને–
કરે સંજીવન સંચાર રે !
ઉષા ! તું આશા ભરી રે !

૩

પોપચે બેસીને પાંપણ ઉઘાડતી, ને–
કાંઇ રોમરોમ જગવે ચમકાર રે !
ઉષા તું આશાભરી રે !

૪

ફૂલની ફુમાશે સ્પર્શતી, ને–
કાંઇ અભિલાષનો કરે પુકાર રે !
ઉષા ! તું આશાભરી !

૫

સોણલે સુહાવે અમ આંખડીને–
કાંઇ મ્હેંકે સંભારણાં અપાર રે !
ઉષા ! તું આશાભરી રે !

તા. ૫–૧૦–૧૯૩૪ સિદ્ધપુર શેઠશ્રી બાપુલાલ છગનલાલ
શાહની પુત્રી ઉષાને.

## ૪૫૬—સિદ્ધપુરે—

૧

સરસ્વતી, કપિલ, રૂદ્રમાળ: સિદ્ધપુરનાં—
સુરાષ્ટ્ર ગુર્જરોત્તરે સુહાય સ્મારકો જૂનાં!

સ્વરાજ્ય ચક્રને પ્રદર્શને, દિસે સૂનાં સૂનાં:
અખંડ કાળ ચેતને ઝીલાય આંસુ ઉરનાં!

૨

ધરા, વનસ્પતિ: દૃશ્ય, પ્રાણી માત્ર: માનવી:
પ્રસર્જને, સુરમ્ય લ્હેરતી લીલા નવી નવી:

અનેકમાં સુરેખ એક ભવ્યતા વધાવવી:
અનન્ય એકની ભવે અનંતતા સુહાવવી!

૩

સરસ્વતી વિભૂતિ તો પુરાણ વેદ કાળથી:
કપિલ દેવહૂતિ કર્દમે મ્હલાય સાંખ્યથી:

સ્વતંત્ર ગુર્જરેશ સિદ્ધરાજ રૂદ્રમાળથી:
સ્વસિદ્ધપુર પાટણે ઘુમે સ્મૃતિ ચિરંજીવી!

૪

સરસ્વતી! ઉછાળ મુગ્ધ માનવી તું વ્હેનમાં!
કપિલ! તું ડહાપણે મ્હલાવ જ્ઞાન ઘેનમાં!

તું રૂદ્રમાળ! સિદ્ધિઓ વિમુક્તિ કેરી પ્રેરજે!
તું ગુર્જરી પ્રજા! સદૈવ સ્વસ્થ સૌમ્ય લ્હેરજે!

૫

સ્વદેશ કાળના સુયોગ પ્રેરતી સદા પ્રજા:
યુગે યુગે યુવાન વર્ગ ઝુઝતો ધરી ધ્વજા:
પરાક્રમે સમર્પણે સ્વભૂમિ તો કરે મજા:
ઘુમોજી આત્મ-સિંહ! રાષ્ટ્ર રક્ષણે સદા, રજા!

તા. ૬-૧૦-૧૯૩૪ સિધ્ધપુરે, ઊર્મિ

# ૪૫૭—પતંગિયાં

નવરંગી ફૂલ પંચરંગીલાં પતંગિયાં!
ફૂલે ઝૂલે ડાંખળિયે પતંગિયાં!
પૂરે રૂપ રંગ પાંખડિયે પતંગિયાં!
ઉડતાં ફૂલડાં એકલાં એ પતંગિયાં!
પાતળી પાંખે,
ઉજળી આંખે,
ફૂલડે ફૂલડે ઝૂકે પતંગિયાં!
જૂજવી ભાત ચીતરેલાં પતંગિયાં!
મીઠું મધ ચૂસી લેનાં પતંગિયાં!
બાળકડાં દોડે ને ઉડે પતંગિયાં!
ઝાલ્યાં ઝલાય નહિ:
જોયાં ભુલાય નહિ:
ફૂલ જેવાં હૈયાંને આંખ શાં પતંગિયાં!
હૈયે ફૂલ-ગાય ફૂલ- આંખે પતંગિયાં!
બાળકનાં દોસ્ત ફૂલડાંને પતંગિયાં!
ઘેલાં તારીલાં નરંગીલાં પતંગિયાં!

તા. ૬-૧૦-૧૯૩૪ સિધ્ધપુર-ફરમાણ.

# ૪૫૮–બાલ પ્રભુનાં વધામણાં

આવે સૂરજ ઉગમણો અમ આંગણેઃ
લાવે તડકા છાયા રમવા કાજઃ જો !

આવો એમ અમારે બાલક–મંદિરેઃ
લ્હાવો કરચરણે લઇયે તમ આજ જો !

ફુલડાં ને બાલકડાં પતંગીયા કુદેઃ
સૂરજદાદા નાચે અમ શિરતાજઃ જો !
ભાઇ બ્હેન તડકા છાયામાં હેરિયે !
વધાવિયે હસતે મ્હોંયે તમ પાસઃ જો !

સૂરજ કિરણો સમાન અમે રૂમઝુમિગેઃ
રગરગ ચમકે ચેતનમય અમ પ્રાણઃ જો !
આવો બાળક–વત્સલ રોમેરોમ ભર–
વ્હાલમની વીજળીએ ધરિયે લ્હાણઃ જો !

પ્રભુ પ્રદેશનાં ચિર પરિચયમય બાળને,
પ્રભુતાને પગલે આવી અજવાળજો !
અબોલ આરાધન સ્મિતનાં ધરિયે અમેઃ
ભલે પધાર્યાં બાલપ્રભુને વધાવજો !

સિધ્ધપુર–ગુજરાત–બાલમંદિરે ત,. ૧૦–૧૦–૧૯૩૪.
શ્રી છોટુભાઇ પંડિત તથા શ્રી ઇશ્વરભાઇ

# ૪૫૯-કવિ દયારામને જન્મતીર્થે-

૧

વહે વેગે ગંગાસમ નરમદા નીર વિમળાં:
ઘૂમે ઘેળી નાદે, રસિક ઉર ભાવાર્દ્ર નવલાં:

વિમુક્ત સૌન્દર્યે જીવિત પ્રતિભા ઓજસ ઝગે:
મહીમાં માનુષી સહૃદય કલાપે ઝગઝગે!

૨

ડભોઇ ચાણોદે કવિવર દયારામ પ્રકટ્યા:
હતાં ત્યારે યે એ નગર પ્રતિહાસે અરગતાં:

જૂના કિલ્લા કોટે ભરચક તળાવે ઝળકતાં:
પરંતુ રેવાને લહરી ગીત ગર્જ્યાં કવિ તણાં!

૩

કવિ જન્મ્યા તેવા નરવર નિરંકુશ નીવડ્યા:
નહાતા વ્હેને એ સરસ ઉર-સંગે ઉછળતા:

ધવાતં હુંયે ભેખડ પડતી તેવા નટ પરે:
વગાડી વાણુને નટવરની એ તો કવિવરે!

૪

ઘુમ્યા ચારે ધામે ભવ અનુભવે ભાવ પરખ્યા:
ધરી શ્રધ્ધા ભક્તિ રસની પ્રભુના મ્હાલી વિરમ્યા:

રસાત્માને પૂજ્યા લલિત લય લાવણ્ય ઉરને-
નરી પ્રીતિ ભક્તિ સુરવરની ગર્જાવી કવિએ!

૫

રચી ગાતાં ઘૂમ્યો હૃદય કવિતા ગમ્ય ગરવી:
રમ્યો રાસે, નાચ્યો પ્રભુ-પ્રણય-લીલા અનુભવી!
સ્વરાષ્ટ્રે સંગીતે રચી ગીત છટા ગુર્જરી નવી:
વિદેશિતા પ્હેલાં રસ દ્યુતિ સ્વયંભુ તુજ શમી!

તા. ૨૧-૧૦-૩૪ ડભોઇ-ચાણોદ-માંડવા કુંવર શ્રી મોતીસિંહજીને
ત્યાં સાહિત્ય-રસોત્સવે: શરદપૂર્ણિમા-સં. ૧૯૯૦.

## ૪૬૦-શ્રીયુત જ્યોતીન્દ્ર હ. દવેજીને

( પૃથ્વીવૃત્ત )

### પ્રશસ્તિ

૧

સખે! નર-કવીન્દ્ર નર્મદ-અનુજ! જ્યોતીન્દ્ર! તું!
વિનોદ ઉર-મર્મને રસ-વિધાન, ઉપેન્દ્ર: તું!
રસાક્ષર, નવીન! સૌમ્ય યુગનો સંસિધ્ધ: તું!
હસાવી હસી હેળવે હૃદયને, સખે! નિત્ય, તું!

૨

મળ્યા સુહૃદ, નર્મદા-તટપરે, પ્રતાપી જળે:
જીત્યા, રસિકને, ય, લ્હેં નવલરામ નારાયણે:
ઝુકેલ રણજીત ગર્જર પદે હું કુટુમ્બાશ્રમે:
રસાર્દ્ર સુરતે કૃતાર્થ કવિતા મને યે સ્ફુરે!

૩

હતા વિરલ ભક્ત નારદ! કટાક્ષ સાહિત્યમાં,
ભરે પ્રણયને રમૂજ-કલહે ઉરે રમ્યતા!
ઝીલાવ રસ-મર્મ તું, સહજ આત્મ-ઉલ્લાસના!
રૂઝાવ ઝખમો, ડહાપણુ પ્રેમો, તું હાસ્યે, સદા!

૪

વિમુક્તિ વીરતા સુનર્મ ગુણ ગૌરવે ગુર્જરી–
હસે કિલકિલે નિરંકુશ–ઉરે વહે નિર્ઝરી !

તા. ૨૬–૧૦–૧૯૩૪ સુરત "પ્રતાપમાં"

## ૪૬૧–પન્હાલાને કિલ્લે

દીઠો મેં દુર્ગ ડુંગરપર મહારાષ્ટ્રે પન્હાલા !
અડગ એ વીરગઢ ઝીલે સમયના કૈં ઝપાટા !
સમુદ્રે ખડક સમ સ્હેતો ઋતુ ઋતુના પછાડા !
પવન વરસાદ થંડી તાપના ત્યાં શું અખાડા ?
શિવાજી–વંશ કોલ્હાપૂરમાં ઝૂઝે મરાઠા–
સ્વરાજ્યે હિન્દને શિરમોર જય ધ્વજધર થનારા !
ફરે સહ્યાદ્રિ દક્ષિણ શિખરો કંઇ ન્હાડનારા
વહે નદી પંચગંગા ! જ્યોતિ ગંગા ! સુરંકાળા !
ધરાજળ વ્યોમમાં વિજળી વિમાનો ઘૂમનારાં:
તહીં તુજ સ્મારકો જય ગર્જશે: શૂરવીર પન્હાલા !
સિંહાદ્રિ સોરઠે ગિરિનર ગજાવ્યા મ્હેં સવાયા !
મહાગુર્જર સુરાષ્ટ્રે ઉદધિ બંધુ આજ મ્હાલ્યા !
સમત્વની વીરતાવાળા પ્રકાશે લોક ન્યારા !
થશે માનવ પ્રતર્પણ પુણ્યવીર: જોજે: પન્હાલા !
દીપે વીરાંગના તારા મહારાણી વિજેત્રી !
સુહાતા શાહૂ રાજારામ બાહૂ આર્યક્ષત્રી !

તા. ૨૪–૧૧–૧૯૩૪ કોલ્હાપુર પન્હાલાને કિલ્લે.

# ૪૬૨–સંગીતનો જન્મ

૧

તેજનાં કિરણ છવાય: દર્શને નયન મીંચાય:
રસમય તેજ લ્હેરાય: રોમ-રંજને ઝુલાય:
જાગે તાન: ભાગે ભાન:
ધન્ય: એ સંગીત-જન્મ!

૨

સૂર ઝરના સુણાય: કર્ણમાં ચમક ઝીલાય:
ધૂનને ધમક ભરાય: અંગ-અભિનયે નચાય:
વિરલ ગાન, ધરે પ્રાણ:
ધન્ય: એ સંગીત-જન્મ!

૩

વદને પુલકે આનન્દ: ગુંજે મુક્ત રસકંદ:
શ્વાસ રચે ગીતતંત્ર: વાદ્ય ઝીલે હૃદય મંત્ર:
વિશ્વ-ગાન: લલિત લ્હાણુ:
ધન્ય: એ સંગીત-જન્મ!

તા. ૧-૧-૧૯૩૪ મુંબઇ મનજી બીલ્ડીંગ સેન્ડહર્સ્ટ રોડ "કૌમુદી"

# ૪૬૩–ઉરસ્વીન

૧

ધર્યું મધુર નામ ત્હેં, તુજ, ભલે: યશસ્વી સખે!
પરન્તુ યશ તો મળે, સુકૃતિથી સદા આ ભવે!
અનામી શરીરે શું નામ રૂપથી વળે? વ્યર્થ એ!
અપૂર્વ તુજ સાહસે, સુવક! તું વીરાત્મા થજે!

૨

સ્વતંત્ર તુજ જીવિતે વિચરજે: મનસ્વી સખે !
નર્યા નયનથી પરીક્ષક તું રત્ન કેરો થજે:
સદા વિમલ સિદ્ધ સ્પર્શમણિ તું ચરિત્રે રહે:
અને નવીન સંસ્કૃતિ તું રચજે હવે ભારતે !

૩

નિરંકુશ તું સ્વસ્થ સજ્જ ઉડજે: તપસ્વી સખે !
પ્રજા જગતની પ્રફુલ્લ હૃદયે બધે સંચરે !
તરુણ નવ હિન્દને તુજ સમા સમૃદ્ધારશે !
સજીવ તપતાં પરાક્રમભર્યો બહુ ઘૂમજે !

૪

તપે ઉર મનોબળે તુજ કુંજે રસાત્મા-સખે !
ધરે લલિત લ્હાવ તું ગરીબને વિમુક્તિ પથે !
તરી તું સુકુમાર સ્નેહથી રસાલયે તારજે:
સુભાશીષ ઝીલે તું સૌની સમભાવ સેવા કરે !

૫

પ્રસન્ન તુજ પ્રાણને પરિમલે તું આકર્ષજે:
સરોજ ફુલની કુમાશ ધરજે: રસેપ્સુ થજે:
સ્વયંભૂ પ્રથમાનુરાગ ફુટતાં ફુવારો બને:
અનેક તમ જીવને વિહરશે ઉરસ્વી સખે !

તા. ૯-૧૧-૧૯૩૪ મુંબઈ.

## ૪૬૪–તુજ પ્રભુઃ તું !

૧

જન્મ રાષ્ટ્રઃ જીવિત કેન્દ્ર !
સ્વસ્થ. સિદ્ધઃ મનુ મહેન્દ્ર !

૨

ઋતુ રસિક યથા યોગ્યઃ
જગ તુજ અનુભવ સુભોગ્ય!

૩

ચિંતનેઃ શરદ હેમંત !
આશાઃ શિશિર વસંત !

૪

વિપ્લવે, તું ઉગ્ર ગ્રીષ્મ !
વર્ષાઃ વાત્સલ્ય લીન !

૫

રમ્ય તુજ લલિત લ્હાવ !
ભવ્ય તુજ ગંભીર ભાવ !

૬

દિવ્ય દ્યુતિ ભર્યો તું દેવ !
તુજ પ્રભુઃ તુંઃ અવશ્યમેવ !

સં. ૧૯૯૧ કાર્તિકી શુક્લ પ્રતિપદા ગુરૂવાર.
તા. ૬-૧૧-૧૯૩૪ કોલ્હાપુર.

# ૪૬૫-જીવનવાસી

ન, કોઈ ઓળખે મને ! ન, ઓળખું હું, કોઈને !
અજાણ સર્વ એકમેક, દીન થાય, જોઈને !
છચોક, ચોકમાં, ભમું, મનુષ્યમેદિની મહીં:
અબોલ આંખમાં નિહાળું આત્મ સત્યને નહીં:

શરીરરૂપ રંગમાં, ગુણેકના નિહાળું હું:
સમાજનો સ્વાંગ, સત્ય ભાવલીન, મ્હાલું હું !
જનપદે, હું, એકલો ધરાતલે, વિચારતો:
મને, ભરાય ગુંજનો ! ઝીલું સ્વાનુરંજનો !

વને, વહુ, પ્રીતિ ભર્યો ! વિચિત્ર પ્રાણી ભાળું જ્યાં !
જીવનવાસી એ અમે ! હું ગાઉં: એ કુહે જ ત્યાં !
નયનભાવ નિર્મળે અભયભર્યાં સુહૃદ રમે !
પ્રાણીને સુવાસ. પ્રાણી: માનવી ગમે ભમે !

સુહાય સૂર્ય રશ્મિ ! નત્રદીપમાળ દીપતી !
પુરાણ પ્રાણ-સૃષ્ટિ, નાચતી, રમે, સુહાગથી !
અનુભવું રીઝાઉં: હમે ન્હાય જીવિત-વિકૃતિ !
વાસના નિયંત્રું તેમ સમજું જગ-ચમત્કૃતિ !

પ્રદીપને પીછું અગમ્ય ને સુગમ્ય હું રચું:
સુગેયકાવ્ય ગાનમસ્ત પ્રેમભક્ત હું મચું !

તા. ૬-૧૧-૧૯૩૪ કોલ્હાપુર.

# ૪૬૬—બ્હેનલ ને બાન્ધવ

બ્હેનલ બાન્ધવની જુગલ જોડલી રે લોલ!
જુગ જુગ જીવજો એ સુજોડ જો!

બ્હેન, ભાઈ-બીજ સમી વીજળી રે લોલ!
ભાઈ, બ્હેન-ભાવ શો અજોડ: જો!

બાન્ધવની બ્હેનલ બેલડી રે લોલ!
બાંહ્ય-ધરી, એ, તો, અખંડ: જો!

બ્હેનલનો બાન્ધવ વિસામો રે લોલ!
હેઠે હૈયે ધરે નીરાંત: જો!

બાન્ધવ બાપુનો વજ્રબાહુ છે રે લોલ!
કુટુમ્બને ધરે છત્ર છાય: જો!

બ્હેનલ માની માયા ઝીલાવતી રે લોલ!
સ્હોડે શમાવી કરે સાહ્ય જો!

બ્હેન બન્ધુ બે સ્વદેશ પાલકો રે લોલ!
નવજુગના બે જવાન જોધ જો!

અજવાળે ગામ ઘર આંગણાં રે લોલ!
દોરે પ્રભુરૂપ જગ ગોવાળ: જો!

તા. ૯-૧૧-૧૯૩૪: ભાઈબીજ-કોલ્હાપુર.

# ૪૬૭–લ્હેરે લીલમબા

( રાસગીત )

લીલો વસંત ! લીલી વર્ષા ! હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

લીલીછમ ધરણીનાં અંગ ! હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

રસરંગીલાં નેન ! હો ! હૈયા લીલીકુંજ
હસતે મ્હોંએ હેરિયે, જીવન પ્રેમનો-પુંજ !

રહિયે હેતાળ ને રસીલાં ! હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

રૂમઝુમિયે પ્રિય જનની સંગ ! હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

લીલમ લીલી ભૂમિમાં પીળો સૂર્ય સુહાય !
લીલાં પીળામાં ઝગે પુણ્યોજ્વલ રસરાય !

જગના સંતાપથી ઉગારવા. હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

ઠારે નયનો, ઉર અનંતઃ હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

ઉન્હાળે ઉગ્યાં અહો ધરતી તલનાં નીર !
લીલે પલ્લવ તરુ ઝુલે શીતળ-વાય સમીર !

લીલાં પાર્ણ્ ફુલ છબીલાં ! હો !
અહિયર ! જોને ! લ્હેરે લીલમબા !

દંગ કરે નવરંગ! હો!
સહિયર! જોને! લ્હેરે લીલમણા!
ચોમાસે નીચે પડે પૃથ્વીપર વરસાદ!
લીલાં ઘાસ લીલી લીલા પ્રકટે પ્રભુ-પ્રસાદ!

સં. ૧૯૯૦ ચૈત્ર શુદિ ૪ સોમવાર સવારે તા. ૧૯-૩-૩૪
બીયાવર ચિ. લીલમણાની જન્મ મંગલ તિથિ:

# ૪૬૮—રમકડાં બને કોણ બાળનાં?

(લલિતવૃત્ત)

૧

રમવું એકલું બાળને ગમે:
રમકડે સદા બાળકો રમે:
રૂમઝુમે: ઘુમે: છૂટથી, ભમે:
પણ રમાડવા કૈંક શોધશે!

૨

રમકડાં જ જ્યાં બાળકો બને:
મન ગમી રીતે સૌ રમાડશે:
નહિ ગમે કદી બાળને જ એ:
રડી છૂટાં થશે તેમ મ્હાલશે!

૩

કુસુમ, કૂદડાં, ને ફળો, દડા:
પશુ ય પંખીડાં-બાળ પાળનાં!
રમત ગમ્મતે બાળ ન્યાળિયે:
અભિનયે ઝૂલે અંગ નૃત્યને!

૪

રમકડાં બને કોણ બાળનાં ?
ઉમળકા ઝીલે કોણ વ્હાલના ?
પ્રભુ–શિશુ હિંચે સૃષ્ટિ–પારણે !
રમકડે રમે: રાજવી બને !

તા. ૨૫–૧૧–૧૯૩૪ કોલ્હાપુર, કુટુમ્બ–નન્દનાલયે.

## ૪૬૯–ગરવાં ગોરાં બાળ

૧

આવો ન્હાનલ ભાઈલો ! ને–
આવો: બ્હેનલ બાળ !
આવો: કંઠ ઝુલો: તમે–
અમ જીવનની જય–માળ !

૨

તારાની જયમાળ પ્હેરીને,
મલકે છે આકાશે !
ફુલડાંની જયમાળ ધરીને,
કરતી પૃથ્વી હાસ્ય !

૩

માણસના ગુણ–બળની મૂર્તિ:
ગરવાં ગોરાં બાળ !
ભાઈલો ભાને બ્હેનલ બા:
અમ જીવન કરે રસાળ !

તા. ૧–૧૨–૧૯૩૪ પુનાથી મુંબઈ.

# ૪૭૦–છોકરાંઓ રે: રેડિયો આવ્યો !

( બાલગીત )

છોકરાંઓ રે ! હો રે !
મુંબઈનો આ રેડિયો આવ્યો ! ક્યાંથી આવ્યો ?

આભના વાદળથી આવ્યો ! ધરતીના ભીતરથી આવ્યો !
ડુંગરની ટોચેથી આવ્યો ! દરિયાની ભરતીથી આવ્યો !
છોકરાંઓ રે ! હો રે !
રેડિયો આવ્યો ! ક્યાં ઉતર્યો ?

ખુલ્લા બબ્બે કાને ઉતર્યો ! કાનમાંથી હૈયે ઉતર્યો !
હૈયેથી તો હોઠે ઉતર્યો ! હોઠેથી હાથપગે ઉતર્યો !
હાથપગથી જીવતરમાં ઉતર્યો, અનુભવગાને ભવ સુધર્યો.
છોકરાંઓ રે ! હો રે !
રેડિયો આવ્યો ! શું શું લાવ્યો ?

મીઠા મનના બોલ લાવ્યો, જગસેવાના કોલ લાવ્યો !
આજના આદેશ લાવ્યો, કાળના સંદેશ લાવ્યો !
દુનિયા ભરના માનવ-ઉરનાં ગીતને સંગીત લાવ્યો !
પૃથ્વીભરની પ્રીત લાવ્યો ! આંસુનાં નવનીત લાવ્યો !
બાળક ઘેલી બોલી લાવ્યો ! વાત ભરેલી ઝોળી લાવ્યો !
લ્યોરે લ્હાવો ! કુ કુ કુ ! બજાવો પાવો ! પૂ-પૂ-પૂ !

તા. ૧-૧૨-૧૯૩૪ શનિવાર-કોલ્હાપુરથી મુંબઈ.
અરવિન હાઉસ. બેલાર્ડ પીયર સ્હાંઝે ૬-૩૦ થી ૭,

# ૪૭૧–રેખાત્મક કવિને

૧

હતી એ આર્યભારતની ઉષાની ચિત્ર લેખા !
દ્યુતિ અનિરૂદ્ધની આકર્ષનાર વિચિત્ર રેખા !

૨

ક્ષિતિજ નભધરણીની સોળે કળા સંયોગરેખા !
ઉદધિ પૃથ્વી મળે ત્યાં જો ! સુરેખ વિયોગ–રેખા !

૩

ચમત્કૃતિ પ્રકૃતિના સૌન્દર્યની આકારલેખા !
પ્રમાણે સ્વયંપૂર્ણ પ્રકાશતી પરિમિત સુરેખા !

૪

વિવિધ રંગેરૂપે આકૃતિ રચે ઔચિત્ય રેખા !
નયન પ્રેરે કરાંગુલિ નૃત્યને તો એક રેખા !

૫

ગગનમાં ને ધરાતલમાં સ્વાકૃતિની સુલેખા !
કલાધર ચિત્રક કવિ ! સર્જજે પરમાત્મ રેખા !

સં. ૧૯૯૦ વિજયાદશમી–દશેરા આસુ શુદ ૧૦ અમદાવાદ.

ગુજરાત કલામંદિર શાળા.

# ૪૭૨–સંતાન છત્રે

૧

સતત ગતિને ઝૂલે ઝીલે ચમત્કૃતિ સૌરભેઃ
જીવિત–વિકૃતિ રોમાંચે, જો ! અનુભવું ઉત્સવે !

પ્રગતિ જગને પ્રેમે મ્હાલે વિભૂતિ રસાંજને !
કવિ ! તું ઉછળે, ઉત્ક્રાંતિમાં રમે નવ સર્જને !

૨

પ્રકૃતિ પ્રભુતાને ઐશ્વર્યે તું ઔરસ છેઃ કવિ !
સરલ વિરલો ગાને ઘેલો તું તો ઉર–રાજવી !

જન–વિજનમાં છાનો ન્હાતો સનાતન માનવી !
પ્રભુ–પ્રતિકૃતિ, સ્રષ્ટા, દ્રષ્ટા, પુરાતનઃ તું: કવિ !

૩

અનુભવ તને ન્યારા તાગે ! નિરંકુશ ત્હોય તું !
સુહૃદય રસોત્કંઠે ગાતો નિરામય સ્હોય તું !

તુજ ચરિતના રેખા ચિત્રે, રચે તુજ કાવ્ય તું !
અણુ, સહુ, અહા ! આત્મૌજસ્વી કરે તુજ નૃત્ય તું !

૪

સુર–હૃત સમો પ્રેરે દોરે તું માનવ–જીવને !
જગમય રહી ધીરે ધીમે ત્વરામય તું કરે !

તુજ પદ–રવે ચારૂ ચર્યા ધરે ભવ–સંસ્કૃતિ !
શિશુપદ મહીં ને વૃદ્ધત્વે તું વત્સલ આકૃતિ !

૫

શરીરની જરા પીડે ત્યારે તું બાલ બની જતો:
યુગ યુગલ શાં સંતાનોને તું છત્ર વિરાજતો!
જનક-જનની બન્ધુ બ્હેનાં તું સંતતિને પૂજે:
લલિત ગીતડાં પર્યાપ્તિનાં કવિ! તું નકાં કૂજે?

સં. ૧૯૯૧ માર્ગશીર્ષ શુદ ૮ શુક્રવારઃ તા. ૧૪-૧૨-૧૯૩૪
મુંબઈ. મિ. સનાતનભાઈની ૨૯ મી જન્મ-જયંતી.

. . .

# ૪૭૩-રસાત્મક રાજવીને

૧

રસકણભર્યો અબ્ધિ ઊંડો કલ્લોલ ઉછળે!
અમૃત અલુણાં, જેની વેગે નદી ઉર ઉછળે!
જીવન-મીઠપે ન લાવણ્યે મુકાય 'રસાર્દ્ર' એ!
શીતલ સમતા પૃથ્વી માટે સચેતન વિસ્તરે!

૨

રજકણભર્યો અદ્રિ ઊંચા, નભે, ન શું નીરખે?
અવનિ-પરની ઘેરી લીલી વનસ્પતિ વિલસે!
રસ-રજ-ભર્યાં પ્રાણી ઘૂમે અહા! સચરાચરે!
પરિચરણથી પ્રાણાત્માની રસાત્મકતા ખીલે!

૩

પ્રાણવીર! તું ફૂલફાલે અનુભવ-જીવિત!
તુજ ઉર-સરે આલોખો. જો! મનોહરણી ગીત!
રસ-કૂજનનાં એ સૂરો ના ધ્વનિ નવમાં ભરે!
જગ-કમળમાં એ મૌક્તિકો સુપર્ણ પરે તરે!

૪

ગભરૂ ગરવા ! ત્હારે રહેવું નિરંકુશ નિસ્પૃહી–
યુગ–ઉપવને, હૈયા–કુંજે સરસ્વતી ગુંજતી–
નવીન નજરે જોવી સૃષ્ટિ: રસાત્મક રાજવી !
ચરિતથી કલા–મર્મે સ્હોવું રજેરજ: માનવી !

૫

સમય–વહને એ સંગીતે જગત્ પણ નાચશે:
અભિનયભર્યા નૃત્યેથી એ મનુષ્ય મ્હલાવશે:
ધવલરૂપ કૈંકૈંના હંસો કને તુજ આવશે !
ઉર–કલરવે ઘૂમી ગાતા કવિત્વ ગજાવશે !

તા. ૧૧-૧-૧૯૩૫ મુંબાઈ.

## ૪૭૪–યુગોત્ક્રાંત કવિને

૧

હિમાદ્રિના જગત મૂલથી જાન્હવી વ્હેતી વેગે–
ભવ્યાદર્શે અવતરણને મ્હાલતી પૃથ્વી કુંજે:
એવાં તારાં અમૃત, અલૂણાં, ક્રાંતદર્શી કવિનાં–
ભાવે ભીનાં ઉર તરપજો ગુર્જરી માનવીનાં !

૨

અશ્રુ જેવાં અકલ રસિલાં કાવ્ય સ્ફુરે સ્વયંભૂ
રોમોત્કંપે રસકણ નર્યાં ઉછળાવે ય સિંધુ–
લાવણ્યે કૈં અગમ-નિગમે સ્હોય યોગે વિયોગે–
જન્માંતે યે ગહન ગરવા જીવને છાય જોગે !

૩

ચિંતામાંથી મન હૃદયનાં ચિંતનો તો વહે: જો !
મીઠાં થંડા રસ-ઝરણમાં ચિત્તડાં તો ઠરે: જો !
ન્હોતું નૃત્યે જગ ગળ્યું ઝળ્યું માનવીનું પ્રવાહે !
શ્રાવ્યે દૃશ્યે અનુભવ ભર્યાં ઘૂમતું પ્રાણ-ચેને ?

૪

ચાર્યાશીને ભવ-પગથિયે તું યુગોત્ક્રાંત ! ગુંજે:
ત્હારી લ્હેરે લલિત વિચરૂં ભૂતલે ગીત-કુંજે:
ઉલ્લાસે તું સરલ વિમળી આત્મ કાંતિથી હેરે:
ક્રાંતિ ઘેલી ચમક વિરલી તું કવિ ! રૌદ્ર પ્રેરે !

૫

ઉચ્છ્વાસે હું પરિમલ ઝીલું વિશ્વ-શાંતિ ભરેલા:
ન્યાળું ત્હારાં નયન વદને ભવ્ય ચારિત્ર્ય-રેખા !
એવા તું તો ધ્વનિત કવિતે કાવ્ય સંગીત સર્જે:
ત્હારા જેવા નવીન કવિથી ગુર્જરી રમ્ય ગર્જે !

તા. ૧૬-૧-૧૯૩૫ મુંબઈ ચોપાટી બેંડ સ્ટેન્ડ
કવિશ્રી ઉમાશંકર જોશીને પ્રથમ મળતાં.

## ૪૭૫-છબીલાં છોકરાં !

( બાળગીત )

૧

વાગે ઝૂલીના ઘંટ ! ગાજે કિલકિલના કંઠ !
ઝૂલે છે છબીલાં છોકરાં !

૨

એના કાલા કલબોલ, જગે, મચવે કલ્લોલ !
ખેલે તોફાની છોકરાં !

૩

ઘુમે ગરવાં હેતાળ ! નાચે ગરવાં રમતીયાળ !
વધે આપ સવાયાં છોકરાં !

૪

કોક કાઢે છે વાંક ! કોક કાઢે છે આંખ !
ઘરમાં ગભરાય છુપાં છોકરાં !

૫

પારકાંને કાં ભળાય ? ઉગતામાં કરમાય !
નિશાળે નિમાણું છોકરાં !

૬

જીવ રમવામાં જાય ! રમે તે રાજા થાય !
ભણે તે ભીખારી છોકરાં !

૭

સાવ છૂટાં મૂકાય: જાતે જીવતર પલટાય !
માગે રમકડાં છોકરાં !

૮

સૌને રમાડે રસાળ ! એને હૈયે બાળ: વ્હાલ !
મેળે સમઝે બધું છોકરાં !

૯

રમતાં રમતાં ભણાય ! ભણતાં ભણતાં રમાય !
જબરાં થઇ જાય બધાં છોકરાં !

તા. ૧૯-૧-૧૯૩૫ મુંબઇ.

૫

રૂપે રંગે જીવિત વિકૃતિ સદ્‌ગુણૈશ્વર્ય સ્હાતી
લોકોદ્ધારે પરિચરણના કિંકરોમાં સુહાતી
ઐક્યે સાધી અભય પ્રભુતા સંસ્કૃતિ માનવોની
છાજો હિન્દે ગભરૂ ગરવા વીર સદ્‌વર્તનોની !

તા. ૩૦-૧-૧૯૩૫ કોલ્હાપુર. ( ઊર્મિ )

## ૪૭૭—નિરંકુશ નિસ્પૃહી !

૧

લલિત લહરી ! આવ્યાં કે હો સુગન્ધ ભર્યાં નર્યાં:
દૂર સ્વજનનાં લાવ્યાં છોકે કહેણ છુપાં નવાં ?
અધીન અણુના વિશ્વાસોની પ્રસન્ન કથા કહો !
પ્રણય-અમીના પ્રાણોચ્છ્‌વાસે સહાનુભૂતિ સહો !

૨

રસ-લહરી ! તું, રોમોત્કંપ, કુદે, ત્યસ, નિર્ઝરે:
ગીત-લહરી ! તું, નાદોત્કર્ષે, સ્ફુરે, ઉર-ગર્જને:
જીવિત-લહરી ! પોષે, અર્પે, પરસ્પર અર્ચને:
સમય-લહરી ! યોગૈશ્વર્યે, રચે, યુગ યૌવને !

૩

કરુણ, વદન, મીઠાં નેત્રે, ઉરે, સુકુમાર, ને-
સરળ ચરિતે ભોળે ભાવે, ભર્યે મન, ઉજળે,
ઝીલવી કરુણા, ધોતાં ઘાવો, પરસ્પર આંસુથી,
પરિચરણથી, જીતે શાણાં, નિરંકુશ, નિસ્પૃહી !

૪

પૃથિવી ઘુમતી, ગાને, નૃત્યે, ધરી ફરી, સૂર્યને:
પરિમળ વહે પાર્થિવોના નિરામય રક્ષણે:
સતત જીવને જન્મો-મૃત્યુ વિવર્ત કલાકૃતિ:
જગત-સુકૃતિ, લીલા-કંઠે, મનુષ્યની રાજતી!

૫

ધન્યઃ તો, જીવિયે, આજ, માનુષી પ્રભુતા ભર્યા:
એકમેક પ્રભુ એવી રહિયે છે જ્યોજ્વલ!

તા. ૨૦-૨-૧૯૩૫ કોલ્હાપુર.

## ૪૭૮-ઉદધિ-હૃદયે-

( પોરબંદરથી મુંબઈ સ્ટીમરમાં જતાં )

૧

ઉદધિ-હૃદયે નૌકા માંહે પ્રવાસ કરી તરૂં:
રસપટ ભર્યા, ઊંડા, પ્હોળા, અપાર પરે, સરૂં:
પવન-લહરી, ઠંડી, મીઠી, વિશુદ્ધિ ઝીલાવતી:
તરલ તરણી ડોલે, ઝોલે, તરંગ ઉછાળતી!

૨

પૃથિવી ઉપરે, પાણી હીંચેઃ નહીં નભ નાચતું:
ક્ષિતિજ ફરતા ગોળાકારે, રસાલય ઝુલતું:
રજનિ દિવસે, જ્યોતિર્બિમ્બો, પ્રકાશ પ્રસારતાં:
તિમિર દ્યુતિને, યોગે. લાગે દિગંત, નવા નવા!

૩

જલની વિભૂતિ, તૃપ્તિ અર્પે, સુહાય રસાર્દ્રતા:
ભીતર, વિલસે, સૃષ્ટિ, પ્રાણે: અરંગ સુરમ્યતા!
નીર–નીરવતા, એકાકારે, સુહાતી જ વર્તુલે:
રસમય જગત્, પૃથ્વી જેવું, ન, કેમ, અનેક, એ?

૪

ઉપર, નભ, ને, વચ્ચે પાણી, ધરા, ધપતી નીચે:
નયન ભરતા, દિવ્યાદર્શો, અબોલ, પ્રસન્ન, એ!
ઘટિત ઘટના, વિશ્વે વ્યાપી, સદા હિત મર્મની:
અનુભવ કરે, ઉદ્યોગે, તો, વિભૂતિ, તું: માનવી!

૫

દીન અધીન, એ, અગ્નિ–મ્હાત્મા, શ્રીકૃષ્ણ સુદામજી:
સત–રસ તપ્યા, રાષ્ટ્રૈશ્વર્યે, કલા થકી, આર્યની!
કવિ–હૃદયની, અબ્ધિ, જેવી, ખીલે રસસિદ્ધિ, તો–
રત્નનિધિ! તું, યે, શૃંગારે, હો, જલોજ્વલ, ઝૂલતો!

તા. ૩/૪: ૫–૧૯૩૫ શુક્ર–શનિ: સાગર-રસાલયે. "ઊર્મિ"

## ૪૭૯–ક્રાંતિની કલા

૧

આશા ભર્યાં નયન સ્વપ્ન ભરે ઉષા તું!
આદર્શને અભય માર્ગે ઉડાવતી તું!
શૃંગારવા પ્રકૃતિને પ્રતિભા ઝીલાવે:
તું તો સદાય નવયૌવનને જગાવે!

૨

મધ્યાન્હના જીવિત-ઉત્સવ કેરી ઉષ્મા!
ઉલ્હાસ ક્રાંતિ યુગ પ્રેરક તું મનીષા!
સંસાર, માનવની રમ્ય કલાકૃતિ-એ
તું તો સદાય ભર-યૌવનને ઉછાળે!

૩

સંધ્યા! તું વત્સલ પ્રતૃપ્તિ અને પ્રશાંતિ!
તું પુણ્ય-મર્મ પરમાત્મક ભવ્ય કાંતિ!
તું નિત્ય યૌવન ભર્યાં સુહૃદાત્મજોને
હર્ષે અશોક કરુણામય શા ઝુલાવે!

૪

અહો રાત્રે ઉષા સંધ્યા ઉત્ક્રાંતિ સૌમ્ય શી કરે?
ક્રાંતદર્શી કલા ઝીલે રસ-રેખાંકને જગે?

તા. ૨૧-૬-૧૯૩૫ કોલ્હાપુર. શ્રીમતી વિદ્યાબ્હેન સુવર્ણ જયંતી
અંક માટે બુદ્ધિપ્રકાશ.

# ૪૮૦—પ્રભુ! ઉરમાં તે ક્યાંથી તું સમાયો રે?

अत्यतिष्ठत् दशांगुलम् । पुरुषसूक्त ।

(ગોધણ ધણીની ભતવારી: એ કવિશ્રીધરાણી ભાવનગર એમના રચેલા એ ગીતને ઢાળે)

પ્રભુ! ઉરમાં તે ક્યાંથી તું સમાયો રે!
તું વિશ્વે તો આપ સવાયો!
તને ઘેરી ઘૂમું રઘવાયો રે! પ્રભુ!

હૈયાંને પાંદડે તું હીંચે હો હસમુખો:
પ્રાણુ ને સુવાસ, ચેતના ળો:
હાથે પગે તું ઉછળે ઉછાંછળો:
સતીયો તું કામણુ કાલો રે! પ્રભુ!
સર્જન સંસારને જીવન રસ-રજકણે,
ભરચક સચરાચરે ભાળ્યો
લાઘવ-લાવણ્યે ત્હેં, લલિત કલા ભરી-
નેણુલાંને નેહભવ ઉજાળ્યો રે! પ્રભુ!
દશ દિગન્ત આંગળીને ટેરવે રમાડતો:
છોગલાંની કલગી વાળો!
આનન્દ-ઘેને ઘનશ્યામ સુન્દર-
વર-સાદે તું મોર મતવાલો રે!

સં. ૧૯૯૧ જેઠ વદિ ૫: તા. ૨૧-૬-૧૯૩૫ શુક્રવાર-કોલ્હાપુર
મ્હારી ૫૯ મી જન્મ-જયંતી: ગુજરાતી કૃષ્ણાંકમાં છે.

## ૪૮૧—ક્ષમાર્પણ

૧

"કવિ! તું હજીયે ક્યાંથી આવો લડાયક ત રહ્યો?"
સુહૃદ પૂછતા આઠે મ્હોરે મને પ્રણયે-અહ્યો!
લડી પડું વળી લાડે ત્યારે કસું સમજી જઇ:
મન-ક્રૂર રહું ત્હોયે મિત્રો નિભાવી રહે હજી!

૨

ઉર-અનુભવી ન્યારા જ્યાં ત્યાં નિરંકુશ કાં રહે?
જગત-ભરમાં વ્હાલાંથી યે ન મેળ જ કાં મળે?
કુદરત ક્રમી એને લાગે? અપૂર્ણ સ્વયં ગણે?
પ્રભુ રવ-ભર્યા ઘૂમે ગાતા ઘવાયલ સો ત્રણે!

૩

લયલીન રહે સંગીત એ સનાતન નાદને:
નજર પડતાં સૌન્દર્યે એ અબોલ ઝુકી પડે:
અકલ સ્મરણે સ્વપ્ને દીસે શું એકલ વીર એ?
દ્યુતિ-રસિક એ ઐશ્વર્યે શું ભવોભવ શું ભમે?

૪

સુહૃદય જનો શાણા લાગે ઘણા અનુકમ્પિલા:
ઉલટ પલટા જ્યાં ત્યાં જોતાં પડે લડી એ છતાં!
સરલ વિમળી સત્યે ભક્તિ દયા અસતે, વળી,
જન સુહૃદના એ ઔદાર્યે ન કાં જગતે ફળી!

૫

સ્વજન! તમને સાથુ પીડા દઉં પ્રભુ-રાજ્યમાં:
જુદી સમજણે, હૈયે પ્રેર્યાં, રહું રસ-રાજ્યમાં:
અભય કરુણા સૌ સામ્રાજ્યે સમાન ઝીલી રહું:
લલિત રમણે ગાને ઘેલો ક્ષમાર્પણ તો ચહું!

તા. ૨૧-૭-૧૯૩૫ પ્રભુ કૃપાલયે: સાક્ષર શ્રી અંજારિયા સાહેબને ત્યાં; ચિરમિત્ર સંમેલને-શ્રી. રતિલાલ અંતાણી: શ્રી. હરિલાલ માંક. શ્રી. ગિરિજાશંકર આચાર્ય: ખાર-મુંબઈ.

## ૪૮૨-અસાડી અમાસ

૧

અસાડી અમાસ કેરી માઝમ રાતમાં-
ગાજે મેહુલિયો માતંગ:
ઝબુકે સોહાગણ વીજળી!

૨

વરસે વરસાદ રોમ રોમ રસધારમાં:
રેલે જો ! રાસ કેરો રંગ:
વાગે જોને ! ક્યાંક વાંસળી !

૩

ધરણીને આભ એક સરખાં અંધારિયાં:
એમાં જાગે રસ જંગ:
રીસાતાં મેહુલિયો વીજળી !

૪

ધારા સીતાર વરસાદ વગાડતા:
હોઠે ચપટીએ મૃદંગ !
પજવે જોને ! ક્યાંક વાંસળી !

૫

ઓઢી અંધાર છુપે મેહુલિયો લાડિલો
ખીજે ચ્હડાવી ભ્રૂ-ભંગ
ગોતે વ્હાલમને જો ! વીજળી !

૬

આંખ ઉઘાડી તોય આવેશે આંધળાં:
એકમેક લપટાતાં અંગ:
હાર્યાં જીતે મેઘ વીજળી !

૭

પ્રેમની ઝૂકમાં ઝડિયો તુટી પડે:
ઉછળે છોળે ઉછરંગ:
રમતાં રસબોળ મેઘ વીજળી !

૮

સાતે પગલાંને સૂર, સાત લોક ગુંજતા:
ઘેલાંતુર તોરને તરંગ,
નાચે જોને ! મેઘ વીજળી !

૯

જીવન–સોહાગ ભરી પ્રિયજનની બેલડી:
ધનક બાણુને નવરંગ,
મ્હાલે જોને ! મેઘ વીજળી !

૧૦

આંખે અજવાળિયાં ને હૈયામાં હેત ત્યાં
ગર્જે ઉત્સવ પ્રસંગ
મલપે જોને ! મેઘ વીજળી !

દીવાસો: સં. ૧૯૯૧: તા. ૩૦–૭–૧૯૩૫ કોલ્હાપુર.

## ૪૮૩–ગુજરાતનાં ત્રણ પાટણો

૧

જનપદ ઝુલ્યાં આનર્ત તો પુરાણિક પત્તને:
રસનિધિ–દીધાં ઝીલ્યાં રત્નો પ્રભાસક પત્તને:
વિભવ ઉછળ્યા ઉત્ક્રાંતિના સુવલ્લભી–પત્તને:
જયધ્વજ ઉડયો સ્વાતંત્ર્યે તો વનાધિપ–પત્તને !

૨

શ્રમ જીવિતની સંપત્તિની હતી પ્રતિપત્તિ એ:
ઉદય બલના એવા એ તો હતા યમ યોગ એ:

ઝૂઝતી જનતા ઉત્સાહેને સમર્પણ સાહસે:
ભરતી ભરતો આર્યાવર્તે સુરાષ્ટ્ર રસાકરે!

૩

ધરણી ઉદધિ એનાં એ ક્યાં નથી નદી ડુંગરો?
રસકણ ભરી કુંજો એ ક્યાં ન વૈભવ સામટો?

વિધવિધ પ્રજા પાણી પીતાં સમાઇ વિદેશની:
પ્રબળ કરણી રહેણી જીતે સ્વદેશી જ ગુર્જરી!

૪

સુરત અમદાવાદે સ્તંભે ભરૂચ વડોદરે:
કચ્છ–ભુજપુરે કાઠીવાડે જુનાગઢ બંદરે

અસલ ગુજરી લોકોની કાં ભરાતી નથી હવે?
ઉલટ પલટે રંગે જોને! વિદેશી સ્વદેશીને!

૫

અવતરી તરે ભૂમિ ભાવે પ્રજા પુર ગામડે:
નિજવટ જીવે બોલે ચાલે અખંડ અનન્ય એ:

જગત ભરને સ્વત્વે સત્યે સુહાવતી હિન્દની:
નવીન રચિયે વીરત્વે હો સ્વરાજ્યની સંસ્કૃતિ!

તા. ૩–૮–૧૯૩૫ કોલ્હાપુર. નવીન ગુજરાતને માટે.

# ૪૮૪–ગુર્જરી જ્યોતને

૧

વિશ્વની વિરાટ જ્યોત–
 જગત વિસ્તરે અનંત!
વામન હૃદય ઉદ્યોતઃ
 જીવને ઝગે અખંડ!

૨

સૂર્ય ઉગ્ર ક્રાંતિ જ્યોત–
 પ્રકટે વિપ્લવ વસંત!
ચન્દ્ર મન્દ્ર શાંતિ જ્યોત–
 રસ–કલાત્મક આનન્દ!

૩

તારક રજની ખદ્યોત–
 ઝમે ભાવની ઉત્કંઠ!
અંધિમાં પ્રેમ ઉદ્યોતઃ
 અનુભવે પ્રભા–પતંગ!

૪

માનવીની આત્મ–જ્યોત–
 રેલવે પ્રસંગ રંગ!
ગુર્જરી સતેજ સ્રોત–
 પુણ્ય વહે જ્યોતિ સંઘ!

તા. ૧૮–૮–૧૯૩૫ કોલ્હાપુર.

# ૪૮૫–જીવનનું સાહિત્ય

૧

અરવ ગતિથી કીડી હસ્તી કલાકૃતિ આચરે:
સતત ગતિને પ્રાણોચ્છ્વાસે પદે વિચરે ધીમે:
વિચરી, મનને, સૃષ્ટિ, સર્જે, મનુષ્ય, ક્રિયા પદે:
પ્રકૃતિની કલા શૃંગારે જો! સનાતન સંપદે!

૨

વિવિધ ગતિનાં વિશ્વે ચિત્રે વિચિત્ર જગત વહે:
પણ તહીં રચી અદ્‌ભુતોની ચમત્કૃતિ માનવે:
અભિનવ ધરી ચર્યા ચારૂ કરી ધ્વનિ–પલ્લવી:
પ્રકટી વદને ભાવોર્મિની સરસ્વતી–સંસ્કૃતિ!

૩

વદનની પરા ભાષા રેખા પ્રસાદની ચીતરે:
નયનની કલા પશ્યંતીને કલંકિત આળખે:
કર–ચરણની મધ્યે મ્હાલે પૃથક્ કૃતિ કિંકરી:
અધુરી મધુરી હોઠે હાલે રસાક્ષરી વૈખરી!

૪

ધ્રુતે ઝીલી શિરે રંધ્રે આત્મા ડુલે રસ–ચિંતને:
પ્રતિ અવયવે દેહે તંત્રે સ્ફુરે કૃતિ ચેતને:
અવતરી ગીતોત્કંઠે સિંચે પ્રભુ હૃદયસ્થને:
અભિનય નૃત્યા બોલે બોલો સજીવન ગુંજને!

૫

જીવતર હિતે દૃશ્યાદર્શે અનુભવ જે મળે–
ગુણ ગરવી, જો! એની ગાથા, અબોલ ઉરે રડે:
જીવિતની કલા સાહિત્યે, જો! રસાંકિત દીપતી:
અમી–રસ તૃષા, વાગાત્માને, પુરાતન, છીપતી!

કોલ્હાપુર: શરદપૂર્ણિમા–સં. ૧૯૯૧ "વસંત" માં છે.
તા. ૧૨–૯–૧૯૩૫.

# ૪૮૬—રામ ભારત

૧

ભરત, અનુજે, આર્યાવર્ત, વિરામ વિરાજ્યને,
જનપદ, કર્યાં, સ્વાસ્થ્યે, સૌખ્યે, સ્વતંત્ર, નિમંત્રણે !
જનક વચને સીતારામે ધર્યો વનવાસ: જો !
રઘુકુલ રીતે સંપે વર્ત્યા, ચતુષ્ટય, બન્ધુઓ !

૨

પ્રણય ભરત, ગુંથી, ગ્રંથિ, કલાત્મક ભારત:
અનુકૂલ પ્રજા સ્હાલી, સ્હોતી, પરસ્પર બન્ધને:
પરિચરણના ધર્મે, મર્મે સ્વરક્ષણ—સાધન,
સરલ અભયે, બન્ધુ, ગર્વે, સ્વરાજ્ય, સદા, કરે !

૩

પ્રિયજન ગૃહે આંબા રોપે ઋણ અનુબન્ધને:
શ્રમ—સહજીવી યજ્ઞેદાન તપોવ્રત આચરે:
- રવિ-કિરણ શા રામે પુણ્યે કર્યા પુરૂષાર્થ. જે—
શશી—કિરણશા બન્ધુ સખ્યે ફળે પરમાર્થ તે !

૪

ચરણ શરણે ચન્દ્ર—જ્યોત્સ્ના જ્યોજ્વલ રેલતી:
દીન અધીનતા આનન્દોર્મિ ઉરે ઉછળાવતી:
દીન પતિતને ઔદાર્યે જો ! ઉગારતી! બન્ધુતા:
દીધી દશરથે કૌશલ્યાએ શ્રીરામ અનુજતા !

૫

રામચન્દ્રે પ્રજા રાજ્ય ભાવે ભરતને દીધું:
ચરણ ચન્દની ખીલી રામ—ભારત ધન્ય: એ !

સં. ૧૯૯૧ ભાદ્રપદ પૂર્ણિમા: તા. ૧૨—૯—૧૯૩૫ કોલ્હાપુર.
" પ્રતાપ " દીવાળી અંકમાં છે.

# ૪૮૬—રીંગો રાખે રંગ

૧

ધાવણુ ધીંગો વીર, જણશે જીતે જંગમાં !
રીંગો રાખે, ધીર, ઘાયલ, સત્‌ના રંગને !

૨

માણસ મારણહાર, મરે કમોતે મા ળ ખાં:
સતીયા, તારણહાર, ઉગરે ને ઉ ગા ર તા !

૩

જન્મે, જીવનરાજ, જીતે, ને જગ જોગવે !
જોગી, ગરીબનિવાજ, જાગે, જુગનો જીતવો ?

૪

તું ને હું બે એક બાંહ્ય–હિંડોળે ઝૂલવિયે:
તે સૌ ત્રીજા છેક: સોંસરવા પ્રભુ ત્યાં રમે !

૫

સત્‌નો ક્યાં છે તાગ ? સતીયાનાં શાં પારખાં ?
એ બાળવાની આગ પકવે આંબા પુણ્યના !

૬

વ્હાલ ભર્યો વિશ્વાસ: મન–મેળાનો માળવો !
આંસુભર ઉલ્લાસ: રીંગો એક જ રંગીલો !

૭

પ્રથમ: પુરાતન, પ્રાણ: આત્મ-સનાતનનો સુહૃદ !
આરૂ ચરણની વ્હાણ સત્વર લલિત અદીઠ દે !

૮

જળકમળ હંસ, મોજ, મ્હાલે તેમ મ્હલાવતો:
હસે, હસાવે, રોજ, કામાઘેલો કામઠો !

૯

રીંગાની એક વાત: એકમેક અપનાવિયે !
સુખ દુ:ખ જે સંગાથ, સતની જીત જગાવિયે !

સં. ૧૯૬૩-૧૯૯૧ ભાદરવા વદિ ૧૦ રવિવાર તા. ૨-૧૦-૧૯૦૭ પુરાતન—૨૯-૯-૧૯૩૫ જન્મદિન.

## ૪૮૭—ગુર્જરી ગિરા

૧

કચ્છ, કાઠિયાવાડ, ગુર્જર સુરાષ્ટ્ર ગર્જતો:
પાટણ અણહિલવાડ, અર્જે જયરૂપ ચાવડો !

૨

એકલ વીર વનરાજ, ગિરિનર સિંહાદ્રિ શિરે !
જગતે જીવનરાજ, સુર-નરસિંહ સજાવતો !

૩

જીવતરને સત્-જંગ ઝૂઝે દિલજ્ઞગરી પ્રજા:
અસત્ના અપ્ત રંગ ફૂંકે ફરે ત્યાં ઉડી જતાં !

૪

પૃથ્વી' નન્દન હિન્દ ભાલૂબંધ ગુજરાત જો !
ગુર્જરિયે અરવિન્દ જો ! મુંબઇની મોહિની !

૫

ઉત્તર આર્યાવર્ત, નર્મદા નીરે ઝૂલતો:
સીતારામ જ સ્વસ્થ, અનસૂયાશ્રમમાં થયાં !

૬

પરાક્રમને પ્રતાપ ભૂમિભાવ ભજવે અભય:
દ:રિકેશનો લાભ જ ય મ હા ભા ર તે ઝીલ્યો !

૭

અનુભવે આત્મ-ભોગ, ઉદ્યોગે ઉપયોગ દે:
ગુણ ગર્જનિયા લોક, ગળકાવે ગુર્જરી ગિરા !

૮

ઉરના અબોલ કોલ, સુકૃત ફુવારે ફૂટતા:
જીવનના જયબોલ, લલકારે ગુર્જરી ગિરા !

૯

ગાંધીજી સત્સંત, જગવે હિમ્મત બહાદુરી:
વીર હાક ઉત્કંઠ, પડકારે ગુર્જરી ગિરા !

(તા. ૨૪-૯-૧૯૩૫ મંગળવાર-કોલ્હાપુર, મહાત્માજીની જન્મ
તિથિ-સં. ૧૯૯૨ ભાદરવા વદિ ૧૨) ગુજરાતને ધર્યું.

# ૪૮૮—નરમેધ યુદ્ધ

૧

શૂરવીર નરો, યુદ્ધે જૂઝે, પરસ્પર હિંસકો:
જીવિત-વીરતા હિંસા માને, સ્વજાતિ-વિઘાતકો !

પ્રબલ પુરૂષો જીત્યા હારે પરાક્રમ-કારકો:
બળહીન શિશુ: નારી: ત્રાસે. અનાથ. સહે દુ:ખો !

૨

સચર અચરે પૃથ્વી સૌની હ્રુમે ધરી સર્વને:
નિજ ધરી પરે નાચે રાસે રવિ-કુંદડી ફરે:

શરીર-વિલસે એનાં પુણ્યે મનુષ્ય ! તું થનગને:
વિભુતિ રૂપ તું આકર્ષાનાં ધરા-પરીધે રમે !

૩

સજીવ મહીં, તું; બુદ્ધિભાવે રસોજ્જ્વલ શું નથી ?
સજીવ પ્રકૃતિનો તું છે, તો, કરે તું હિતે રતિ !

તુજ કૃતિકલા શૃંગારે જો ! લગીર ધરા તલે:
ક્યમ પ્રકૃતિ શો સત્વે, સ્વત્વે, સહાત્મક તું ન રહે ?

૪

અમીરસ પીવા સર્જ્યાં સૌ સ્વજન્મભૂમિ ઉરે:
ઘટિત ઘટના કાં તોડી, તું ઘડીક જીવી મરે ?

સહ જીવિતને લંબાવે તું નિમિત્ત બની જગે:
પ્રભુ પ્રકૃતિને પ્રાણી જૂનાં પૂજે મનુદેવને !

૫

પરિચરણથી પુષ્ટિ થાતી અહિંસક માનવી!
પ્રણય કરૂણા તેવા સત્વે રહે ભવ જીરવી!
શિશુ જનનીઓ! સહયોગીઓ! સહો વચમાં ઝૂઝી!
રૂધિર, દીનને, છંટાશે હો ચિતા નમ-મેધની!

તા. ૧૧-૧૦-૧૯૩૫ કોલ્હાપુર "ઊર્મિ"

# ૪૮૯—ગુર્જર બોલ

( પ્રભુ! તોરી દયા ભઈ અપાર: એ કાફીને ઢાળે )

આપણે સતનો ગુર્જર બોલ:
આતમને સત્ય, જીવન જય આતમને કોલ!
સતને કામણ સોરઠ સાગર ઘુઘવે ગીતા-ગાન!
કચ્છે તોરલનો તારેલો જેસલ મત મસ્તાન!
દયાનન્દ ટંકારવ કરતા વેદોને સત્યાર્થ:
ગાંધીજીને સત્યાગ્રહ, જો! ઝબકે હિન્દ સ્વરાજ!
વનરાજે પાટણમાં ગજવ્યો સ્વતંત્ર ગુર્જર શબ્દ!
નર્મદને પડકારે ઘૂમે ગુર્જર હિન્દ સુરાષ્ટ્ર!
સાત્વિકતાને આડંબ, ઝૂઝે, સતીયા જનના દેશ:
પૃથ્વી વિભુતિ જન્મ તીર્થનો એક જ સત્સંદેશ!
સત્ય સનાતન: ચિત્ત પુરાતન નિત્ય નૂતન આનન્દ!
એ ચારૂ ચર્યાથી જગવો, પ્રભુ! જગ ભર જન-વૃન્દ!

તા. ૧૮-૧૨-૧૯૩૫ કોલ્હાપુર.

# ૪૯૦—સુરતની મહાસભા ક્રાંતિ

૧

સમાદ્રિ દંડક-વનેથી વહી સમુદ્રે—
ત્હારે રસાયન પ્રતાપી તું, તાપી! તારે:
ભૂમિ પ્રભાવ તુજ જોમ ભર્યો ઝીલાવી,
શી નર્મદે ગરવી ગુર્જરીને ઘુમાવી!

૨

સોનાની સૂરતપુરી! તુજ સૂર્ય કાંતિ!
ત્હેં તો અસહ્ય સહી હિન્દની રાજ્ય ક્રાંતિ!
સોદાગરો ઉતરતા તુજ ઠા રિ કા એ:
તારી સમૃદ્ધિ જરીયાન લઇ જતા તે!

૩

એ કંઠ પૂલપદ હિન્દી મહાપ્રજાનું—
ઉદ્દામ ઉગ્ર યુગ-સર્જન ત્હેં કરેલું:
એ ગુર્જરી ઉછળાતા તુજ આત્મ-સત્વે,
ને બારડોલી પડને તું જગાત નિત્યે!

સૂરતે મુંબઈ બાંધ્યું, જમાવ્યું ગુજરાતી એ:
હિન્દી મહાસભા સ્થાપી ગોઠવિયા તળાવડે!

તા. ૨૨-૧૨-૧૯૩૫ કોલ્હાપુર. રવિવાર.

## ૪૯૧-આપણો સ્વદેશહિન્દ

૧

આપણો સ્વદેશહિન્દ ! શિર હેમંત હિમગિરીન્દ્ર !
માનસનું બ્રહ્મ-રન્ધ્ર ! પૃથ્વી કેરૂં ઉર્ધ્વ કેન્દ્ર !

૨

પુણ્યભૂમિને પ્રભાવ, પ્રકટતા મહાનુભાવ !
મૌન શાંતિને પ્રસાદ, ગુંજે નાભિને નાદ !

૩

વિભુ-વૈરાજ્ય એકાકાર ! જગ-સામ્રાજ્ય: એકાચાર !
અણુ સ્વરાજ્ય આરપાર ! એકમેક સર્વાધાર !

૪

વિશ્વની વિભૂતિ સર્વ, પોષતી રસાત્મ સત્વ !
પ્રેરે જો ? ક્રાંતિ તત્વ, હિન્દનું ખીલે મહત્વ !

૫

હતો તે ન આજ હિન્દ ! આજ તે હશે ન હિન્દ !
નવીન પ્રગતિને રવીન્દ્ર, વિકસશે જગનું અરવિન્દ !

તા. ૨૯-૧૨-૧૯૩૫ કોલ્હાપુરથી મુંબઇ મહાસભામાં.

## ૪૯૨—સ્વતંત્ર મનુષ્યને !

૧

મનુષ્ય ! તું સ્વતંત્રતા, વિચારની ઉરે ધરે:
વિચારને તું ઉચ્ચરે: ન ત્હોય કોથી તું ડરે !

૨

છતાં તું આચરે જ તો ન મેળ ખાય. કોઇથી !
વિચારવૃત્તિ વાણી વર્તને તું એક કાં નથી ?

૩

મહાલયે મ્હલાય દેહ રાજવીર શો સદા:
કલાકૃતિ તું ત્હારી ભોગવે, મદે, જગે, છતાં!

૪

તને ન ભાન અન્ય સૃષ્ટિની કલા અનંતનું;
તું તો તું મ્હાંય મોહીને રહે! સદા, મતાન્ધ તું!

૫

ન, દીન: કે અધીન, તું: યથેચ્છ સ્વસ્થ સંચરે:
છતાં ન અન્યને તું કાં સમાન તુજ લેખવે?

૬

સ્વતંત્ર સિદ્ધ અન્ય સર્વને તું સહાય જો જગે,
સમાનતાની સિદ્ધિ ભોગવે સહુ સદા સુખે!

તા. ૨૨-૧-૧૯૩૬ મુંબઈ.

## ૪૯૩–લીલમ જગકુંજ પંખેરૂને

લીલમરામ જગ-કુંજ પંખેરૂ!
તું તો અમ ભવનો ભેરૂ!
ધરણીનું ઢાંકણુ લીલી ધ્રો, ને,
લીલા પીળાં ફળ-ફૂલ:
લીલૂડાં પાંદડાં જેવડો પોપટ!
કીરૂ! તું તો અણમૂલ!
કાંઠલો કાળો ને ડોકે ત્હેં બાંધ્યો:
તે ન લાગે નજર ભૂંડી!

ચંચૂડી તારી લાલ સુરેખને
ખોલી ખોલે બહુ રૂડી !
આવો રૂડો રૂપાળો તું ઉડઃ ત્યાં–
ઉડજો લીલા લ્હેર,
છૂટો ફરફરતો ગાજે ઘડીક તું
ફૂટશે આનન્દની સેર !

તા. ૨૮–૨–૧૯૩૬ મુંબઇ.

# ૪૯૪–હેમંતોપનિષદ

૧

આરોગ્યથી જન્મ થતો સુખેથી:
ને જીવને સ્વસ્થ સદા વહેજી !
તો મૃત્યુ કાં રોગ થકી જ આવે ?
કાં માનવીને બહુ ત્રાસ આપે ?

૨

હૂંફેભરી જન્મથી માની માયા:
ઉછેરતી બાળકને સવાયા:
સંસારમાં વત્સલ છત્ર છાયા !
સદ્ભાવમાંહે પ્રભુ તો સમાયા !

૩

ગંગા વહે જીવનની મ્હલાતી:
અરંગ તાજાં જળ ખૂણ પાતી:
ફળે ફુલે ધાન્યથી પ્રાણ પોષે !
અનંત આત્મા જ અનાદિ સોહે !

૪

મૃત્યુ ન કાં જન્મ શું સૌમ્ય થાતું ?
કે સ્વસ્થ એ જીવન જેવું જાતું ?
આરોગ્ય છે પ્રાણીનું પુષ્ટિ તત્વ:
ને જન્મ મૃત્યુ જીવનાર્થ માત્ર !

૫

આદિ: અંત, પ્રભુ વચ્ચે, હેમંત શાંતિ જામજો
દેહની ત્રિગતિ માંહિ આત્મ-માંગલ્ય વાધજો !

સં. ૧૯૯૩ વૈશાખ સુદ ૧૩ સોમવાર તા. ૪-૫-૧૯૩૬
વિરમગામ.

## ૪૯૫—રોજ રજાની મોજમજા

(બાલગીત)

આજ રજા ! કાલ રજા ! રોજ રજાની મોજ મજા !
રમવાની રજા ! ખીલવાની રજા !
રજા ! રજા ! રજા ! સ્વતંત્રને મજા !
ફરો ! ફરો ! કળા કરો ! મજા કરો ! મજા !
આજ મજા ! કાલ મજા ! રોજ મજાની મોજ મજા !

ઘૂમવાની મજા ! હસવાની મજા !
મજા ! મજા ! મજા ! સ્વરાજ્યની મજા !
તજો કજા ! કરો મજા ! ધરો ધજા ! ધજા !
આજ ધજા ! કાલ ધજા ! રોજ ધજાની મોજ મજા !

કુદરત ઝીલો ! જીવતર જુઓ ! ધરો વિજય ધજા !
ધજા ! ધજા ! ધજા ! સ્વદેશની ધજા !
ધરો ધજા ! કરો મજા ! રજા ! રજા ! રજા !
દશે દિશે દશા સજો: કસો: ધસો સદા !

તા. ૧-૮-૧૯૩૬ મુંબઇ. ફેલોશિપ સ્કૂલ બાળકો માટે.

# ૪૯૬—સંતકવિશ્રી સાગર મહારાજને પુણ્યાંજલિ

૧

હતો તું તો દયાળુ દેવસમ સાગર રત્નાકર !
અવધ ઓળંગીને ઉડી ગયો ગેબી મુસાફર !

૨

જનનીના દૂધ સમ ઉજળો રહ્યો દમણદમ આખર !
હતો વણમૂલનો દુઃખી દીનોનો રંક ચાકર !

૩

રહ્યો સંસારમાં સંન્યાસી તું દિલભર દિલાવર !
સ્વીકારી જીંદગીનો ન્યાસ ધરી દીધો બરાબર !

૪

કલાપીના મયૂર કેકારવે વરસ્યો તું રસધર !
અખાજીના સખા તું સંત નીવડયો સુરજીવનભર !

૫

હતો સાહિત્યનો યોગેન્દ્ર ગંગાધર લીલાકર !
કલાસિદ્ધિ કરી ત્હેં જગ સકળભર્યા એક સાર !

૬

હજી ગુર્જર સુરાષ્ટ્ર સંત પ્રકટે: ધન્ય: ભારત !
મહાત્માઓ સદાચારે શિખવતા દિલ સખાવત !

તા. ૧૭-૮-૧૯૩૬ મુંબઈ.

## ૪૯૭–કૌમારકોને

૧

કુમાર, ને, કુમારી: બે: કૌમારકો, સ્વદેશનાં !
સૌમ્ય કૌમાર બન્નેનાં ઉજળાં એક રૂપનાં !

૨

કૌમારે, તો, મનુષ્યત્વ, અખંડિત રહે, સદા !
મહામાનવતા ખીલે સંસાર સ્વર્ગથી રહુડે !

૩

જાતિ ભેદ શરીરે છે અંશાંશે અલ્પ તે રહે,
અત્યાંશો વિકસે તેમ પૂર્ણાંશે માનવી ફુલે,

૪

માનવાત્મા નિરાળો છે દેહને અતિથી પર !
છે તેવા જ રહેવા દ્યો મનુષ્યો તપના ખીલે !

૫

આત્માના પ્રેમ છે સાચા એકમેક પ્રભુ બને !
સંયોગ-પ્રભુતા, યુગ્મો, લગ્ન-યજ્ઞે, ધરે જગે !

તા. ૧૬-૯-૧૯૩૬ મુંબઇ.

## ૯૯૮-પૂનમને અજવાળિયે-

પનોતી પૂનમને અજવાળિયે,
આવોને રમિયે
જોને, ઉઘડ્યાં અજવાળાં !
કેવાં ઊગ્યાં જ રસાળાં !
આવા અજવાળિયામાં નાહિયે
બ્હેનલ ! ઝૂમઝુમિયે !
હસતાં ઉર વાતે વાતે
એવી રઢિયાળી રાતે
અમી-રસ તેજના રેલાય,
જગમાં ભરી ઉછાળા !
ઉજળી શીતલ એકાંતે,
વિરામા વણે નિરાંતે,
શીળી શાંતિમાં લ્હેરાય,
ચેન કંઇ દુઃખિયારાં !
હળવાં હૈયાં ત્યાં ઝળકે:
હેત ભરપૂર છલકે:
પુલક રોમે રોમે ને મલકાય
ગાતાં મુખડાં !
ધરણી રસીયામણીનાં પુણ્ય ખીલ્યાં:
ઝીલો ભવ સુખડાં !

તા. ૨૯-૧૦-૧૯૩૬ મુંબઇ.

# ૪૯૯—શિરછત્ર પ્રભુને—

૧

જગત જોય એકમેક ! જોઉં જગતને અનેક !
પ્રભુ ! તું એકનો જ એક ! કાં ન દીસતો સુરેખ ?

૨

જગત કહે બોલ બોલ ! કરિયે સહુ યે કલ્લોલ !
પ્રભુ ! તું એકલો અબોલ ! કાં ન ગાય તું અબોલ ?

૩

તું ઘુમે જ દૂર. દૂર ! પણ હિલે રમે અદૂર !
ઘેર તો પ્રભુ ! ભરપૂર ! કાં છુપાય તો તું ક્રૂર ?

૪

તુંથી વિમુખ જગત થાય, પકડવા નિજ પડછાય !
તું ધરે શિરછત્ર સહાય ! સર્વ પાછળે સુહાય !

૫

ચાટીને બને અભિમુખ તું હતી પદ સન્મુખ !
તુજ ઉરે જગત સમાય આત્મ જોઇ ધન્ય થાય !

તા. ૧૨-૧૧-૧૯૩૬ મુંબાઇ સં. ૧૯૯૨ મહાકાલિકા ચતુર્દશી.

## ૫૦૦–પ્રભુની રીત–

પ્રભુ! રહિયે: તુજ રીત–
જગતને પરિચરણે ધરી પ્રીત!
અબોલ તુજ વિભૂતિ સાધને,
રક્ષે તું અણદીઠ!
જીવતરનો રખવાળ અમારો–
પ્રાણ ભરે તું નિત્ય!
માયા–લીન મહેશ છતાં. તું–
પ્રીતિ તણો પ્રકાશ!
છાની સેવા તુજ સમ, જગની,
કરતાં રમિયે રાસ!

મુંબઇ–સં. ૧૯૯૬ કાર્તિકી શુક્લ પ્રતિપદા.
તા. ૧૫–૧૧–૧૯૩૬ રવિવાર.

## ૫૦૧–આજના જવાનને–

આજના જવાન!
તૈયાર હો તમામ!
બારે બુદ્ધિવાન !. સોળે સાન! વીસે દાન!
પચ્ચીસે પહેલવાન
હૈયે, હામ! શિર: ઉદ્દામ! દેહે, આતમ દામ!
હાથે, કામ: આઠે જામ!
પગની દોડધામ!
સ્વદેશ તાન! પ્રજા સ્વમાન!
જીવતર બસ કુરબાન!

જાતનાં તો જોખમ દાખે ! ધર્મે જંગે રણરંગ જ રાખે !
ભારતીના જાયા સત્પુત ! શૂરાપૂરા તનતોડ અચુક !
કુદરતના કાનૂન ધરે:
નહિ ડરાવે: કે: નહિ ડરે !
પાળે તેજ પળાવે સાચ !
સાધુપીડા સહે ! અવાક !

તા. ૨૫-૧૧-૧૯૩૬ બુધવાર: મુંબઇ સં. ૧૯૯૩ દીવાળી.

## ૫૦૨–અજવાળિયાં !

બાર બાર પૂનમે, અખંડ અજવાળિયાં !
આથમે સૂરજ ને ઉગે ચન્દ્રનાં અજવાળિયાં !
દિવસભરનાં અજવાળિયાં !
રાતભરનાં અજવાળિયાં !
એવાં તો એક મીઠા મુખનાં અજવાળિયાં !
જોયા કરિયે હો વદન ચન્દ્રનાં રળિયામણાં !
મહિને માસે તે માંડ ઉગે જો ! ચન્દ્રમા
એનાં કળાયલ અજવાળિયાં !
દિવસ તો ઉજાળે સૂરજ દેવનાં અજવાળિયાં !
સોંઘાં એનાં અજવાળિયાં !
રોજ રોજ રાતદિન ઝળકે અજવાળિયાં !
ઝળકાવે ને હેતનાં હસાવે અજવાળિયાં !
ત્યાંય જૂદાં પ્રિયજનની આંખનાં અજવાળિયાં !

તા. ૨૮-૧૧-૧૯૩૬ મુંબઇ સં. ૧૯૯૩ કાર્તિકી પૂનમ.

# ૫૦૩-સનાતન માર્ગ દૃષ્ટા

૧

સંજીવને કચ તર્યો, તરી દેવયાનીઃ
એને ઉપાસનજ આત્મ-કલા ખીલાવી !
ચારિત્ર્યમાં ધરી રસાક્ષરનો રસાત્મા:
એ માર્ગશીર્ષ તું સનાતન સ્હોય દૃષ્ટા !

૨

ગીતેશ કૃષ્ણનું સુદર્શન એમ સ્હોયું:
યોગેશ્વરે પ્રણય-ભારત એમ પાળ્યું:
સૌરાષ્ટ્રમાં રહી ઝગાવી જ આત્મ-જ્યોતિ
એ પુણ્યને પદ, વિમુક્તિ અખંડ સ્હોતી !

૩

ને કામધેનુ પ્રતિભાની ઉપાસતાં, તો,
પ્રજ્ઞા ઝીલાય નવનીત સમી સદા: જો !
સંસારને કમલ તો દલ દિવ્યતાનાં-
શૃંગારનાં જગતને, ઉર સૌમ્ય સ્હાતાં !

૪

છે ભારતી અમરવેલ લીલી લવિંગી:
એથી પ્રબુદ્ધ હૃદયેશ રીઝે અરંગી:
તારા ભર્યાં લલિત કિરણ એમ ઘૂમો
માધુર્ય ઓજસ ભર્યાં જીવિતે સુહાજો !

સં. ૧૯૯૩ માર્ગશીર્ષ શુક્લ અષ્ટમી: મુંબાઇ.
તા ૨૧-૧૨-૧૯૩૬ સોમવાર.

# ૫૦૪–નવલયુગના દ્રષ્ટાને

૧

નવલયુગના દ્રષ્ટા ! જોજે અદ્રશ્ય તટસ્થ તું !
અમીનજરમાં માપી લેજે સહુસ્થ કૂટસ્થ તું !
ધરણીપરની મધ્યે કેન્દ્રે પરીધ તું દોરજે:
જગતભરને જોતાં ત્યારે તને જ તું ભૂલજે !

૨

જીવિત-જળનાં પ્રાણી, જોજે: અમે ઘુમતા હશું:
અહમહમિકા-ઘેને ઘેર્યાં, અમે છકતાં હશું:
અવનિનભમાં લાડે ત્હોયે અમે રીઝતા હશું:
લહરી ગીતો ફફાવે નૃત્યે અમે કૂજતા હશું !

૩

જન-જગતનાં છાયા તેજે, સમર્થન તું રચે:
સતબાગભર્યાં કૃષ્ણે, તેવાં તું વાર્તિક વિસ્તરે:
ચરિતહિતના સાહિત્યે તું, મથે સ્થલ કાલને,
ઉર અમિ મણિમુદ્રા ઝીલે વિવર્ત સમુદ્રને !

૪

રસિકભવના ઋણે પુણ્યે અનુભવ કૈં ધરું:
પટદશકથી હૈયે ગુંજું: જગે રમી થનગનું:
પૂજું મનુજને પ્રેમાશ્રુથી ઉમંગભર્યાં કરું:
સહૃદય ઝીલી તું જેવાનાં સુદર્શન ઝીલવું !

૫

રસ-રમણને સર્જે સ્રષ્ટા રસાકર તો કવિ:
તટપર રહી ગર્જે દ્રષ્ટા વિવેક રસોન્નવી:

ઉભય જગના ઓજસ્વીને મનસ્વી જ માનવી:
શ્રુતિદ્યુતિકૃતિ સંગે લ્હાશું રસાત્મક રાજવી

૬

અસત્ તમસે માર્ગે દૃષ્ટિ સતેજ તું તો ભરે:
પૃથિવીચર સૌ એ નિર્દંશે નિરંકુશ સંચરે:
મન-હૃદયના યોગૈશ્વર્ય ગીતારવ રેલવી,
લલિત રૂચિથી લ્હેરાવે તું સખે ! રસગુર્જરી !

તા. ૩૧-૧૨-૧૯૩૬ મુંબાઈ.

## ૫૦૫—શ્રીકૃષ્ણ લીલાની વાત

૧

કૃષ્ણ લીલાની વાત: પાંચ હઝાર વર્ષો થયાં,
ભુલે, ન, હિન્દ સુજાત, મહાભારત-ઉદ્ધારની !

૨

હિમાલયે, હેમન્ત, માનસ-સરમાં, પી ગળે:
જીવન જળ બળવંત, ગંગા યમુના નિર્ઝરે !

૩

ગંગાજળનો ભાવ, જ્ઞાન અને વૈરાગ્યનો
જમના જળના લ્હાવ, શ્રીવિજય વિભુતિ ભર્યા !

૪

એ દીલ્હીને ઘાટ, ભાગ્ય ઘડાતાં હિન્દનાં:
મથુરાની મ્હેલાત, એક દિવસ એવી હતી !

૫

ઉગ્રસેનનાં રાજ, કંસ કુમારે, ટાળિયાં:
વસતીને દે ત્રાસ! બેન બનેવી કેદમાં!

૬

સાધુની સંભાળ લેવા, દુષ્ટો દંડવા,
ધર્મ-ધેનુ ગોપાળ, પ્રભુ અવતરે ભારતે!

૭

અદ્ભુત કૃષ્ણચન્દ્ર વસુદેવ દેવકી તણા:
આનન્દ શુક્લ ચન્દ્ર આર્ય-ભારતે ઝળહળ્યા!

૮

કારાગૃહમાં જન્મ: સત્ય યુદ્ધના સારથી:
પ્રેમ ભક્તિને પુણ્ય, સ્વરાજ પ્રેર્યું, અભયનું!

૯

ગામડિયો વ્રજ-બાળ ગરવો એ ગોવાળિયો!
કર્મધેનુ રસ-થાળ ભોગવતાં શીખવી ગયો!

૧૦

એ યમુના છે આજ! એજ સુદર્શન દ્વારિકા!
લોક-લીલાની લાજ, પ્રભુ! રાખજો ભારતે!

૧૧

ગીતાને સંગીત, પ્રેરી, આત્મ-સત્તાકતા!
અભયે, ઝીલવી પ્રીત! યુગ યૌવનને જગવ્યું!

૧૨

સર્વાર્થે જ સ્વદેશ, ચલવ્યું સુદર્શન ચક્રને:
માનવ બને મહેશ! શ્રીકૃષ્ણ ચરણે ઝીલો!

તા. ૨-૧-૧૯૩૭ શનિવાર: મુંબઈના રેડિયોમાં ગાયું.

# ૫૦૬–હિન્દી એકસ્થતા

૧

હિન્દની સંતતિ, શતકભર સમયથી,
નવયુગે, ઝૂઝતી, સ્વરાજ સર્જે !
પ્રેમ–વિશ્વાસથી, હિન્દી–એકસ્થતા,
હિમગિરિ સાગર વિરાટ, ગર્જે !

૨

એક પ્રભુજી તણી, એક માનવ–પ્રજા,
એક પૃથ્વી ભરી, રોજ, મ્હાલે:
સર્વ સિદ્ધિ રચે વ્યક્તિ પ્રત્યેક તે,
સામ્યની યોગ–લીલા ઉછાળે !

૩

માનસર સિંધુ ને બ્રહ્મપુત્રી વહે–
ઉત્તરે અમી અલૂણાં સુછોળે:
દક્ષિણે સાગરે રમ્ય અલૂણાં જળે,
જમ્બુદ્વીપનું કમળ સૌમ્ય ડોલે !

૪

કમળમાં, જીવનની, જો ! જયશ્રી ખીલે:
પાંખડી અનંતદલ પુનિત વિલસે !
દશ દિશે દેશની દિગ્ધરા શી હસે !
હિન્દી સ્વાધીનતા એથી વિકસે !

તા. ૨૧–૨–૧૯૩૭ મુંબઇ.

# ૫૦૭—સ્વ. સૌ. કમળાદેવી

## જવાહરલાલ નહેરૂને પુણ્યાંજલિ

૧

પ્રયાગે, પુણ્યની સંગમ લીલા, તું: સચીવ કમલા !
દશે દિશ હિન્દ દેશે દિગંવરા દુહિતા તું કમલા !

૨

જયશ્રી માનુપી સ્વાધીનતાની તુંહિ: કમલા !
અમર થઈ દાખવી ત્હેં ભારતી નારી પ્રતિષ્ઠા !

૩

તુંથી યે હિન્દ જનનીનાં હૃદે નવયુગ પલટ્યા !
વસંતે ફૂલના ફૂલની રસશ્રી એક કમલા !

૪

સ્વરાજ્યાર્થે કર્યું બલિદાન ત્હેં પરદેશ માંહે !
જવાહિર લોક સત્તાનું ઝગાવ્યું ત્હેં જ કમલા !

૫

હવે તો એક દશકે હિન્દ પૂર્ણ સ્વરાજ કરશે !
સ્વદેશી કર-કળાયલ કમલમાં લક્ષ્મી રહેશે !

તા. ૨૧-૨-૧૯૩૭ મુંબઈ

# ૫૦૮–ધોળી ટોપીનાં ટોળા ઉતર્યાં !

ધોળી ટોપીનાં ટોળાં ઉતર્યાં:
ઉતરિયાં કૈં હિમાલયના હંસ રે ! મંગલ મધુરાં !
માનસ વિમુક્તિનાં મોતીડાં:
કરકળાયલ લાવ્યા કમળ ફૂલરે ! મંગલ મધુરાં !
દશ રે દિશ, દિગ્ધરો ઘૂમી રહ્યા !
રચે દરિદ્રનારાયણનો યુગ રે ! મંગલ મધુરાં !
ધોળી ટોપીમાં પ્રજાવ્રત રહ્યાં:
એકમેક ધરે પ્રભુનાં વસ્ત્રને અન્ન રે ! મંગલ મધુરાં !
આપ કળાયલ અભયવીર રે !
તરીણના ખેલી સતના અવધૂત રે ! મંગલ મધુરાં !
રામબાણ જાગ્યાંતાં સિદ્ધાશ્રમે:
ગંગા ગોદાવરી સાધ્યા સેતુબંધરે ! મંગલ મધુરાં !
સંત સુદામા ગાંધીજી હસમુખા:
બાંહ્યધરી જગ ભોગવે એ ભવ–દ્વન્દ્વરે ! મંગલ મધુરાં !
કૃષ્ણનું સુદર્શન ચમકતું:
દ્વીપદ્વારિકાથી મહાભારત કેન્દ્ર રે ! મંગલ મધુરાં !

તા. ૨૧-૨-૧૯૩૭ મુંબઈ ચોપાટી.

# ૫૦૯–દેશમૂર્તિ

૧

જન્મીને મેં પ્રથમ નિરખી દિવ્ય જે દેશ મૂર્ત્તિ–
એ તો મ્હારી જીવિત ભરની એક આદેશ મૂર્તિ !

ભવ્યાદેશે દશદિશ ઘૂમું ધારું સ્વદેશ-સ્ફૂર્તિ:
ગર્જું, ઘેને, પરિચરણની પૂરું ઉદ્દેશ-પૂર્તિ!

૨

માને હૈયે મુખડું ભરીને ઘૂંટડા તું ભરી જો!
કેડે, કાંટે અચલ મનડે, જોર, કાંઠ, કરી જો!

ઝૂઝે કાયા જુગ પલટતાં સત્ય પાળી બતાવે!
પૂરે, પાયા, ભૂમિ-સુત-સુતા: દિગ્વરો, દેશ, તારે!

૩

માને ખોળે ખુંદી જ વળતાં સાગરે કે હિમાળે,
વચ્ચે મ્હાલે જન જગતનાં સ્હોય અન્યોન્ય સ્હાયે:

ભાગ્યે પ્રેર્યાં અભય ધરીને ઝૂઝતાં દુઃખ સ્હેતાં:
પ્રાણીઓમાં મનુજ રહીને દેવ જેવાં દિસે શાં!

૪

માના ખોલે મનન કરતાં ગાય ઉત્કંઠ કંઠે!
હૈયે હોઠે વદન નયને એકના એક અંતે!

એ સંતાનો યુગ-યુગલ કે હિન્દ-સ્વાતંત્ર્ય સર્જે!
એકાકારે ધરી પ્રભુ-પ્રજા આત્મને નાદ ગર્જે

તા. ૧-૪-૧૯૩૭: વિરમગામ.

ચોકને પીપળે, ભાવમય ઘેલડાં,
ઓટલે ગોળ, ઘુમે, વિસામે !
રાતને જાગરણુ, પૂનમ અજવાળિયે,
હૃદયરસ કંઠ કલ્લોલ જામે !
નયનને દ્વૈત, અદ્વૈત સમદર્શને,
કૃષ્ણચન્દ્રની દ્યુતિ, શુક્લ, સ્હોતી !
ભક્તિવાત્સલ્યને રાસ–રમણે, ઝગે,
નિત્ય સંયોગલીલા, પનોતી !
છાય શિરછત્ર, અનુરક્ત સન્મુખ થતાં,
હારીને, હસી પડે, પ્રભુ કટાક્ષે !
બ્હાલ વિશ્વાસભર, અશ્રુ આનંદની,
છોળ ઉછળે ન, કાં, ભક્ત–હાસ્યે ?

૨

લાડીલાં લોક, અન્યોન્ય, ઝાંખી કરે !
ગોપ ગોપી બની ઝૂક ગજવે !
પ્રકટ પ્રેમે પરસ્પર જુએ કૃષ્ણને
લલિત લયલીન લીલા જ ભજવે ?
જીવનરસ મર્મના રમ્ય ઉલ્લાસથી
ભાવનાધીન જગને વધાવે !
બાળની સરલતાના અનુભવ ઝીલે,
રસ પ્રભુત્વે હસીએ હસાવે !
સ્ત્રી પુરૂષનાં હૃદય પ્રેમ-ભક્તિ ભર્યાં
પ્રાણુ પરિમલ ઝીલે ને ઝીલાવે !
ભૂલી જાતીયતા, મનુજ, સુકુમારતા,
પાળી, નયનાંજનો ઝળહળાવે !

સત્ય કલ્યાણ સૌન્દર્યની કલ્પના,
    મૂર્ત રૂપ, સ્વસિદ્ધ, થાતી:
લાડ-ઘેલાં જ લાવણ્યમય લ્હેરતાં,
    એકમેકે રસ છટા ઝીલાતી!

૩

સૃષ્ટિ લીલા અને મનુજ, માધુર્ય—
    ને ધેન, વિશ્વેશને કાં ન શોધે?
નિરખી પડછાય, પડછંદ સુણી,
    વસ્તુમાં, લાધતા ઇષ્ટ સાકાર પોતે!
સરલ સંસારમાં વિમલ શુદ્ધ-ભાવથી
    આત્મ ઐશ્વર્ય અન્યોન્ય સૂઝે!
માનવાત્મરૂપે, પૂર્ણ ચૈતન્ય પ્રભુ.
    જગ-હિત, અવતરે: ભક્ત પૂજે!
કુસુમ સુકુમાર પ્રભુ-ભક્ત
    નરસિંહને લ્હાવ લાલિત્યનું સ્વપ્ન જાગ્યું!
ગોપનાથે, સમુદ્રે, ઝુકાવ્યા જ ત્યાં,
    ગોપીનાથે સુદર્શન ઝીલાવ્યું!
ગિરિશિખ્ર ગોવર્ધને: લોકયજ્ઞાર્થ: ને,
    ગિરિનર નારાયણે, પ્રેરી ગીતા:
અભય નર, સિંહ અવલોકને, ગર્જના,
    લ્હાણ ગોપાલકોને, ન, ત્રીઠ્યા?

૪

રાસ કુંજે, વજે પ્રેમ વૃન્દાવને,
    જગત્-જમના-જળે, કૃષ્ણ ઝૂઝે!
પ્રભુ શરણ સ્વાર્પણે, જીવન-
    અનુરંજને.ભક્ત વીરત્વનાં દાન ઢજે!

પ્રણય-રંગ કીર્તને દીપ-જ્યોતિર્ધરે,
જીવન-ભર ભારત સુરાષ્ટ્ર જગવ્યો:
રાગ કેદાર ગજવ્યો પ્રભાતે,
પ્રસર્જન પ્રભુતાર્થ સંસાર સજવ્યો!
ભક્ત નરસિંહ મ્હેતાજીને ત્રુઠયા:
દીન-વત્સલ પ્રભુ આજ નહિ ક્યાં?
એક જ દરિદ્ર નારાયણ સ્વરૂપ એ
પરખતા ભાવ વિલસે નહિં ક્યાં?

જન્મતિથિ દિનોત્સવે:—
બીજા જેઠ વદિ ૫ શનિવાર: સં. ૧૯૩૩ તા. ૩૦/૨૯:
૬-૧૮૭૭ જૂનાગઢ ૧૯૩૭ વિરમગામ.

## ૫૧૩–સ્મરણ–સંયોગ

૧

જીવનના જમનાજળમાં ઝુલે-
સ્મરણ-તાજમહાલ: દિલો ડુલે!
જીગર શાહજહાં મુમતાઝ શાં-
અનુભવે પ્રભુ-પ્રેમ—અધીનતા!

૨

રોમોત્કંપે, રસોત્કંઠે, રૂપ સૌન્દર્ય મોહિની:
સ્નેહ-સંજીવની લીલા: કળા સોહે મનુષ્યની!

૩

મનભર્યાં સ્મરણો જ ઝમ્યા કરે:
ઉર ભર્યાં જળ તો છલક્યા કરે:

## ૫૧૬–શ્રીકૃષ્ણનું સુદર્શન

શ્રીકૃષ્ણે, ચલવ્યું, કેવું,
ચેતનનું, એ ચક્ર સુદર્શન !
વ્રજનો નટવીર કનૈયોઃ
રસ રંગે છકેલ છૈયો !
પ્રેરી સત્કર્મ રવૈયો–
કેવું કર્યું નવયુગનું પ્રસર્જન !
પરિચરણે, પ્રેમ-પ્રભા એ,
મનો-ભાવને મહાનુભાવે,
જીવન-લાવણ્ય લહાવે,
કેવું કર્યું ગૌરવનું ગર્જન !
મહાભારત તીર્થ-દ્વારે,
માનવ જગના ઉદ્ધારે,
ગીતાના અભયોદ્ગારે,
કેવું કર્યું જય-હાસ્યે નર્તન !

સં ૧૯૯૪ નવીન વર્ષના પ્રભાતે. તા. ૩-૧૧-૧૯૩૭ ભાવનગર.

## ૫૧૭–રસાત્મિકા

જીવનને ઉછરંગ, ઉછળે—
જગના નવરસરંગ !
ધરણીપર, સચરાચર વિલસે, જીવતરને રણુજંગ !
ત્યાંજ માનવી, મનોભાવથી, ધરે, અનુભવ-તરંગ !
ન, હોયઃ હોય, જઃ એવાં રચાય સુન્દરતાનાં અંગ !
રસ-ચર્ચા, રેલવે, કરકલા, સંજીવનને ઉમંગ !

નેત્ર પલ્લવીની રસાક્ષરી, વદન પ્રસાદે, સ્હોય:
વાણીવીણા, અધુરીમધુરી, નચવે !
ઘેને, ધુમે, સહુ કોય !
અલુણાં સલુણાં નદી ઉદધિ ઝીલે, તારક અક્ષર લેખ !
કરાંજલિ આળખે ઓળખી, રસાત્મિકા ઉદ્રેક !

તા. ૨૨-૧૧-૧૯૩૭ વિરમગામ: કરાંચી. ગુજ. સા. પ. ચરણે

# ૫૧૮-લીમડીના મહારાજાજીને

૧

સત્‌ની એક જ વાણ, રામબાણ જગવે જગે:
સુખ દુઃખની દે સુવાણ, મીઠી કડવી લીમડી !

૨

ભરપૂર ભાવ-તળાવ, પુલક છલક ઉછળે ધીરે:
આંસુડાંના શ્રાવ હૈયાંને હળવાં કરે !

૩

દાનાં, દરિદ્ર, દીન, ભર્યાં પૂર્યાં દિલ-દોલતે,
પરિચરણે લયલીન, લડાવ્યાં પ્રભુ લાડિલાં !

૪

ઓછાં અધૂરાં લોક, લાડકવાયાં, લાડતાં:
અનુરંજને અશોક રીઝવો, વાંક, ન, વસાડતાં !

નયન આંસુ ઉન્હાં જ દ્રવ્યા કરે
વદન ભાવભીનૈં પુલકયા કરે !

૪

નરનારી મટે ત્યારે ખીલે માનવતા નરી
પુણ્યાત્મા ત્યાં મળે ત્યારે આત્મઐશ્વર્ય દીપતું !

૫

યુગલ એક રૂપ રમતાં ઘૂમે:
પ્રકૃતિને પરમેશ સમાં બને:
વદન વિશ્વ વિભૂતિ સમાં ઝગે:
પ્રણયનાં સ્મરણે અંકુરો ધરે !

૬

નિત્ય યૌવન સંસિદ્ધિ, સંયોગે, સાધતાં, ભવે,
પ્રેમને સ્વાર્પણે, બન્ને, લયલીન બની રહે !

નવરાત્રિ સં. ૧૯૯૩ તા. ૮-૧૦-૧૯૩૭ રાકોટ.

## ૫૧૪—ગોવાળણ

હું રે ગોવાળણ લાડિલી ગામની—
ગોરસ મટુકી લઈ જાઉં ઘનશ્યામની !
તરસ લાગી છે એને, મ્હારા રે પ્રેમની !
રોકોમાં કોઈ મને જાવા દ્યો એમની !
છલકે છે હૈયું ! ને મલકે છે મુખડું !
માયા લાગી રે મને એકલા એમની !

હું રે રસબોળ પ્રીત નીતરે નવ-નિત્યની !
ભાળું ભવ-લીલાને એના અણસારની !
વચ્ચે વ્હાલમને ઘેરું રે ઘુમતી
ગરવી મંગળ-ઘડી આજની રળીયામણી

નવરાત્રિ-સં. ૧૯૯૩: લાઠી. તા. ૯-૧૦-૧૯૩૭.

## ૫૧૫-પ્રભુ-ભકત

આરોગો છો ભાતના ચોખા
એવા પ્રભુ-ભક્ત અનોખા !
ડાંગર તો જળબોળ પાકે ને
ઉતરે પાક કમોદ
ખંડાતા ફોતરા ઉતરે ને
અર્પે જગત પ્રમોદ
પારદર્શક એ મોતીના દાણા
ચોખા ચણુબ પરખાય
મંગલ કુમકુમ ભેળવતાં તો
અક્ષત પૂજન થાય !
ભાત જેના પ્રભુ-ભકત જ ભોળા-
ભાવ ભર્યા પૂજાય !
સ્ફટિક શા એનાં દેહને હૈડાં-
પ્રકટ પ્રભુ નિરખાય !

તા. ૨૯-૧૦-૧૯૩૭ શુક્રવાર ભાવનગર.

૫

ભેળાં રહી, દ્યો ઓથ, ગુણિયલ ગરવાં ગરીબને:
ભવ, ભાંડુની સોત, તરી, તારતાં ઉતરિયે!

૬

સ્વરાજ્યનાં સ્વાધીન, સર્વ રાજ્યનાં હિત કરે:
ઝૂકિયે સૌ તલ્લીન શીળા લીમડિયા છાંયડે!

લીમડી ભાવનગરથી: સ્વ૦ શ્રી પ્રભાશંકર પટ્ટણીજી સાહેબ
સાથે જતાં. તા. ૨૬-૧૦-૧૯૩૭ બુધવાર.

# ૫૧૯—મહાહિન્દ સર્વાર્થ

૧

હિન્દની મહાસભા શ્રી હરિપુરે મળે!
આમજન ગરીબી ગૌરવ સજાવે!
વત્સલ દરિદ્ર નારાયણ શરણ ઘૂમે!
યુગ યુવક-યુવતી-યુથ ધ્વજ ગજાવે!

૨

હિન્દીજન, આજના, નિત્ય યૌવન ભર્યાં
અજબ રસ-ચેતને જગ જગાવે!
ચિંતન હિમાલયે, જ્ઞાન-ગંગા જળે,
પ્રણય પ્રભુતાર્ણવે, ભવ, જમાવે!

૩

આત્મ-વીજળી સ્ફુરે, તપ પ્રતાપી જળે,
સંજીવન ખળભળે સુરત ઝળકે!
સરલ સમભાવમય, સુહૃદયો હસમુખાં
હળી મળે હેતથી! પ્રાણ પુલકે!

૪

વસ્ત્ર અંજળ મળે સ્વાશ્રયે ધરણીપર!
સ્વાર્પણે સર્વનું સ્વરાજ્ય પ્રકટે!
રાષ્ટ્ર સંતાન, સઉ, એક રૂપ, માનવી:
સ્વસ્થને સર્જે, સત્યાર્થ સળકે!

૫

પૃથ્વીપરનાં વિદેશી સ્વરાજ્યો, ભલે,
વિદ્ય સંસારમય સ્વાર્થ સાધે!
લલિત કરૂણા, મહાહિન્દમાં પ્રભુ ભરે:
અમિત વિશ્રામ સર્વાર્થ સાધે!

તા. ૨૪-૧૨-૧૯૩૭: વિરમગામથી શ્રીહરિપુરા મહાસભાને
ચિ. પુરાતનભાઈ દ્વારા ધર્યું.

# ૫૨૦-પ્રસર્જને પ્રભુ!

૧

નમું, પ્રસર્જનસાં, પ્રભુને, સદા!
નમું કપાયલ બાલક-બાલિકા!
નમું લળી સુકુમાર કુમારિકા!
નમું ગણેશ સરસ્વતીને સદા!

૨

યુવક ને યુવતી નમું સર્વદા:
વર–વધૂ નમું નેહથી સર્વદા:
જનક ને જનની નમું સર્વદા!
નમું ગુરૂજન ને, પરિચારિકા!

૩

નમું સુચેતન, પલ્લવ, ફૂલને:
નમું હું પ્રાણભર્યાં ફળ બીજને:
પ્રકૃતિને નમું તેમ મહેશને!
નમું નવીન જ નિત્ય વિવર્તને!

૪

રસ–રસાત્મકને નમું જન્મને:
નમું અનુભવ જીવન મર્મને:
હૃદયના બલદેવ કૃપાલને:
નમું હું આત્મજ, માનવ–બાલને!

સં. ૧૯૯૪ માર્ગશીર્ષ વદિ ૧૪. તા. ૩૧–૧૨–૧૯૩૭:
વિરમગામ.

## ૫૨૧–તાપી પ્રતાપી તટે–

(૧૮૭૭ + ૩૦ : ૧૯૦૭ + ૩૦ : ૧૯૩૭)

૧

સાહિક વર્ષપર નર્મદવીર ગર્જ્યો:
તેણે જ ગુર્જર સુરાષ્ટ્ર સ્વદેશ સર્જ્યો!
મુંબાઈની પ્રથમ હિન્દ મહાસભાને–
શૌર્યે વધાવી હતી એ જ પ્રતાપી પુત્રે!

૨

ત્રીસેક વર્ષ પર, સૂરત પાછું જાગ્યું:
ને ગજજરે જગવ્યું વીર વિભાકરે શું !
જ્યાં લોકમાન્ય તિલકે જ સ્વરાજ્ય સ્થાપ્યું:
ત્યાં બારડોલી વીર વલ્લભ જૂથ ઝૂઝયું !

૩

આજેય શ્રી હરિપુરે જનતા જ જાગે:
ને ગામડાની નવજીવન હાક વાગે !
સુભાષબોઝજી, જવાહર, ગાંધીજીએ–
જો સૂત્રચક્રનું સુદર્શન પ્રેર્યું ઝંડે !

૪

તાપીના જળમર્મે તો ગૌરવ ગુર્જરી વસે:
વિદેશીને પલટાવી, સ્વદેશી, હિન્દીઓ કરે !

તા. ૩-૧-૧૯૩૮ વિરમગામથી સુરતના 'પ્રતાપ' અંક માટે.

## ૫૨૨–પ્રેમની પુલક

૧

ઘેરે ઘુમ્મટ આભ ! ઘુમે ધરણી ઘેલડી !
એવાં જોગે માપ, આવે કેમ અમાપનું ?

૨

આંખ્યુંનાં એંધાણ, કળું તેમ, મૂગો મરૂં !
અધુરીમધુરી વાણ, ક્યાંથી સમજાવી શકું ?

૩

પ્હેલી મીટે મીટ, મળતાં સળકે વીજળી:
એકમેકની જીત, પ્રેમે ઝીલે જીવવા !

૪

અકળ્યો કળાય કેમ, સોળ કળાયલ મોરલો ?
થનગન નાચે તેમ, ટહૂકે વિશ્વ ગજાવતો !

૫

પ્રેમે પુલકે પ્રાણ રોમોત્કંપે રસ ઝરે !
એ ઝરણાંની લ્હાણ, કવિને કંઠે ઝીલિયે !

તા. ૨૧-૧-૧૯૩૮ ગુરૂવાર: તુરખા, શ્રી ગગાભાઈ ઓઝાના ગામે. કવિ મેઘાણીજીને.

# ૫૨૩–આરાધનાની અમીધારા

( ગઝલ )

૧

ઝૂરે એ, એકમેક વિયોગથી,
જો ! કૃષ્ણ–રાધા !
વિયોગે, નિત્યયોગી, ધરે–
નયનની અશ્રુધારા !

૨

જગ કાળી કીકીમાં,
કૃષ્ણચન્દ્રની જ્યોત: રાધા !

કરૂણ ઘનશ્યામની કરૂણા—
ઝરે જો ! હૃદય-ધારા !

૩

અમીમય લલિત આરાધન,
ઝીલે જો ! કૃષ્ણ-રાધા !
પ્રભુમય ભક્ત, ભક્તાધીન
પ્રભુની પ્રેમધારા !

તા. ૨૭-૧-૧૯૩૮ ગુરૂવાર વિરમગામ. ભક્ત કવિ અમીધરભાઇને

## ૫૨૪—કવિત્વ-લીલા

( પૃથ્વી )

૧

ઉષા, પ્રકટતી, હજી, તુજ, લગીર, હેમંતની:
દિસે, ભરી-ન-અંધકાર-ન-ઉજાસ, સોહામણી !
સુહાય, સુકુમાર, અદ્‌ભુત, સદા, રળીયામણી !
વધાવું નહિ, કેમ, ત્હારી કવિતા, પ્રભા, ભાનુની ?

૨

અગમ્ય પટ-વેપ દૃષ્ટિશરથી, મનોબુદ્ધિના,
કરીશ, ત્યમ, ઝીલશે, વિમળનીર ગંગાજીનાં !
વિવેક-રસ-શિદ્ધિ, કાવ્ય મહીં, સ્હોય, ઓજસ્વીની
ઉદાર કવિ ! તું સદા, જગવજે જ સત્સ્વામિની !

૩

ધરા ગગનને કલા સુકૃતિથી જ શૃંગારજેઃ
ઘૂમે, સૂર, મયૂરઃ કોકિલ, રસાર્દ્ર, સંગીતને !

ગરીબ જગને કરાંજલિ ધરે ઉરે ગુંજતાં–
કૃતાર્થ જીવને, સુહાય પ્રભુતા, રચી બન્ધુતા !

૪

કવિત્વ, રસતેજની ઝલક છેઃ યશસ્વી લીલા !
સુરેખ સુરખી મનુષ્ય ઝીલતાં જ હાસ્યોજ્જ્વલા !

સં. ૧૯૯૪ પોષપૂર્ણિમા રવિવાર તા. ૧૬–૧–૧૯૩૮ વિરમગામ

## ૫૨૫—જયજીવનનો વડલો

વન જીવનનો, રે ! કેઃ વડલોઃ જીવન–વનનો !
વ્હાલ વતનનો, રે ! કેઃ વડલોઃ સ્વજન સદનનો !
ઘેરો ને ગંભીર ઘટાળોઃ
સોળ કળાયલ, છેલ છટાળોઃ

જૂનો જટાળો રે ! કેઃ વડલો વીર રસાળો !
દીનાધીનને દેવ–વિસામો !
ભોળાં ભલાંને ભરોસાનો ધામો !
રંકનો રામો રે ! કેઃ વડલો સંતઃસુદામો !
દુઃખિયાનો દિલારામ હિંડોળોઃ
લ્હેરાવે નીરાંતે દેતાં હિંચોળોઃ

ગાતો ગાનો રે ! કે: વડલો વત્સલ હાનો !
ઉપભોગે તપસતીયો વિજોગી !
ઉપયોગે સંજીવન-સંયોગી !
મહાસાર્થક જોગી રે ! કે: વડલો જયજીવનનો !

સં. ૧૯૮૮ વૈશાખ સુદ પડવો, મુંબઇ, તા. ૬-૫-૧૯૩૨.
સં. ૧૯૯૮ માઘ વદિ પડવો, જૂનાગઢ તા. ૧૬-૨-૧૯૩૮
મંગળવાર. સ્વ. પિતાજીને સ્મરણાંજલિ

## ૫૨૬—માઝમ રાતનાં અજવાળિયાં !

(શંકર વસે રે કૈલાસમાં: એ ગીતને ઢાળે).

૧

માઝમ રાતનાં અજવાળિયાં: નરી, ઉઘાડે આંખ: રે !
પ્રાણે રે પ્રભુનાં રખવાળિયાં: પ્રેરે, જીવનની પાંખ: રે !

૨

જાગરણના જોગ સાધિયે: જાગે જીવડો અખંડ: રે !
જોયેલને જોવા, દેહે, મથે: ઝંખે, જગને ખંડખંડ: રે !

૩

આંખે ભાસે કાય જૂજવી: એવા માયાના ઢંગ: રે !
અળગી, તે, કેમ, ઓળખાય, એ ? રંગતરંગે અરંગ: રે !

૪

જીવ જૂદા: ને, જૂદા દેહ છે. ઇશ જેવા છે જીવ: રે !
દીવા અનેક, ભલે, ઝગમગે ! એક જ એ
ચેતનની વીજ: રે !

૫

હાલે મ્હાલે ને બોલે મોજથી: એ તો એકજ ભગવંત: રે!
સૌમાં પ્રેમે પ્રભુને પૂજિયે: પ્રેમ: જીવનના પ્રાણ: રે!

તા. ૧૬-૨-૧૯૩૮ જૂનાગઢ.

## ૫૨૭-અપાર્થિવ દર્શન

૧

પૃથ્વી દીઠી ઉદધિને ય દીઠા બહુ મ્હેં:
દીઠાં હિમાલય સરોવર કુંજ સૌ મ્હેં:
　　ગંગાજી સિંધુ જમનાજળને પીધાં મ્હેં:
　　એ પાર્થિવે ભમું અપાર્થિવ શોધવાને!

૨

પાર્થિવ શરીરે ક્યાંથી, એ અપાર્થિવને મળું?
　　અંતરાત્મા સ્ફુરે તેવા પરમાત્માપદે ઢળું!

૩

ચૈતન્યપૂર્ણ પૃથિવિ પર, દેહ ઘૂમે:
દેહે, રમે, અકળ પ્રાણ, જગે, ઝઝૂમે!
　　પ્રાણી મહીં પ્રબળ માનવ, દેવ દીસે:
　　પૂજે, ગૂંજે, જન, પરસ્પર. પ્રેમ-ભાવે!

૪

તીર્થે, સંત સ્વાત્માઓ, રચે, સંસાર સુન્દર!
　　શૃંગારે, પૃથ્વીને પુણ્યે, ઉદ્યોગીલા પરાક્રમે!

૫

પૂર્ણાત્મા, માનવી કેરો, બોલે ચાલે, હસે, રમે !
સંસ્કારે, દેહને, રાખે, પારદર્શક દીપ શો !

૬

ઝીલું અપાર્થિવ સુદર્શન માનવીનાં:
માબાપ ભ્રાત ભગિની જ કુટુમ્બ સૌમાં:
એનાં પરિચરણમાં પ્રભુતા સ્વનેરી—
પામું કૃપા પ્રભુની એ કૃતકૃત્યતાની !

જૂનાગઢ તા. ૧૭-૨-૧૯૩૮.

# ૫૨૮—ઓ હિન્દ–હંસ !

ચિન્તનને, માનસે, જગાવો:
ઓ હિન્દ–હંસ !
ગિરિશિખર હિમાલયેથી આવો !
ઓજસ્–ઐશ્વર્યે, લો, ઝગે, રસ–સરસ્વતી:
મોતીડાં, કમળ–જળે, ઝીલાવો ! ઓ હિન્દ–હંસ !
આત્માનાં ગંગા ને જીવનનાં યમુના:
સંગમ એને ઉજગાવો ! ઓ હિન્દ–હંસ !
માનવનાં હૈયાંનાં પ્રભુતા પ્રકટાવો:
પ્રેમ–ગીત, જગને ગવરાવો ! ઓ હિન્દ–હંસ !
આજને આદેશ, મહામંગલમય પુણ્યથી,
એકમેક, પરિચરણ ચલાવો ! ઓ હિન્દ–હંસ !

જુનાગઢ: તા. ૧૮ ૨-૧૯૩૮.

# ૬૨૯–पितरोपनिषत्

૧

સંસ્કારે, દ્વિજતા અર્પે: ઐશ્વર્યે, આર્યતા વરે:
સમર્પે, સિદ્ધિ, સંસારે, પિતા: પ્રત્યક્ષ સદ્ગુરૂ !

૨

પિતા-હૈયે, પ્રભુ મ્હાલે: પ્રભુ-હૈયેથી, મા ઝીલે:
જન્મતાં બાળકો એમ પ્રેમ ને કરૂણાભર્યાં !

૩

નીતિ ન્યાયે, ઘડે, ધર્મે: ક્ષમાની વીરતા ભરે:
માબાપ, આચરી, અર્પે શિક્ષા, સત્ય ચરિત્રની !

૪

માતા ઉરે, પિતા નેત્રે: આનંદોત્સાહ ઝીલવે:
અનુભવે, દિશા કાલે, પ્રેરે જય પરાક્રમે !

૫

ગીત સંગીત ગાન્ધર્વે, સર્વ સેવાર્થ, મા, ગૃહે.
મનોભાવ જગાડી દે મહાનુભાવ તાતજી !

૬

પિતાજી પ્રભુતા પ્રેરે: પ્રસાદામૃત પાય મા:
ન્હવાયાં બાળકો ખીલે કુસુમાંથી ફળો સમાં !

૭

સંયોગે કે વિયોગે, યે, માતા, પિતા સ્મરે સદા !
આશીર્વાદે વડીલોને સંતાનો સૌખ્યથી ઘુમે !

૮

પિતાને ઓજસે ગૌર: મા–હૃયે ગૌરવે ભર્યાં:
આત્મજો, ઔરસો, પુણ્યે: શિશુઓ સૌ ચિરમ્ જીવો !

૯

મહાસાર્થક મહેશ ! ગંગેશ નિર્ભયેશજી !
જન્મજીવન સુહાવી સંસારામ્ર ફળાવજો !

૧૦

માઘ શુક્લાષ્ટમી એ તો શમ્યા ભીષ્મ પિતામહ:
યોગ સંસિદ્ધની એવી પ્રશાંત સદ્‌ગતિ હજો !

૧૧

અદ્વૈત ઈશ્વરાત્માના માબાપ દ્વૈત રૂપ છે:
જંગમ તીર્થને વન્દુ: છાજો એ વડલો સદા !

૧૨

માની માયા મીઠા ભાવે સચેત બાળને કરે:
પિતાજીને પ્રતાપે તો સતેજ સંતતિ ઝુઝે !

૧૩

માતા પિતા યજમાનો અતિથિ બાળને પૂજે:
વાત્સલ્યે ગુરુને ભાવે પ્રભુને પરણાવતાં !

૧૪

સ્હાય અબોલ વિશ્વાસે સાનમાં સમઝાવતાં:
સ્હામું જોતાં અમી પાતાં માબાપ રાઝવે સદા !

૧૫

ગુણુ માને બધી વાત વાંકને ન વસાડતાં:
મ્હોટે મને દિસે સાક્ષાત્ માતાપિતા પ્રભુ સમાં !

૧૬

ઉષાની કોકિલા ટ્હૌકે શિવાત્મા બ્રહ્મમાં મળે:
ઉર્ધ્વ સદ્દગતિને પામી, વિદેહ શાંત મુક્ત હો !

૧૭

બત્રીશનાં જનેતાં ને, ચ્યાશીના પિતાજીને,
નિત્ય યોગે, સદૈશ્વર્યે, પરમાત્મન્ ! વધાવજો !

૧૮

સાચા દેવો પિતા માતા, છાય સંતાનને ગૃહે:
તેને સંતોષનારાંનો સદા વિજય વાધજો !

૧૯

અમર વેલડી લીલી વડીલ વૃક્ષની ઝૂકો !
લાલિત્યથી લુમીઝૂમી સદા પ્રફુલ્લ ફાલજો !

૨૦

ભાઈબ્હેન સગાંવ્હાલાં એકનાં જ અનેક હો.
પરસ્પરાશ્રયે પામો જ ન તે શ–અ નુ શ હો !

સં. ૧૯૯૪ શાક્ર સુદી ૮ મંગળવાર: તા. ૮–૨–૧૯૩૮ જુનાગઢ: શ્રી ભીષ્મપિતામહ વિદેહતિથિએ સ્હાંજે ૭ વાગે અમારા પ્રાણપૂજ્ય પિતાજી મહાશંકર નરભેશંકર બૂચ ચ્યાશીમે વર્ષે વિદેહ શાંતિ પામ્યા. ૐ શાંતિ.

# ૫૩૦–કલાપીજીની કલગી

નાચે સુરવીર કલાપી કલગીને છોગલે !
મહેલને મોભલે:
તરૂવરને ટોડલે !
રાચે રસધીર વિલાપી ગહનને ગોખલે !
એને કેકારવ કંઠ,
એને અશ્રુ-આક્રંદ,
ઘૂમે જો ! મેઘ અને વીજળી રસ–છન્દ !
ધનકમાણુ રંગ–વૃન્દ !
ઝૂમે જો ! ઢેલરાણી ઉજળે આનન્દ:
મોતીડે અનંત !
ધર્મનીતિ અગ્નિધાર:
પ્રેમ–દયા પુષ્પ–હાર:
ભવસાગર તરણીધર તારે આરપાર !
મુગ્ધ કર્યાં ઉર અનેક માયાધીન મોરલે !

તા. ૪–૨–૧૯૩૮: સં. ૧૯૯૪ માઘ શુકલ ૪ વિરમગામ.

# ૫૩૧–લગ્નમંગલાશીર્વાદ

ચિ. પુરાતનભાઇને તથા ચિ સૌ. આનન્દિની બ્હેનને

૧

આનન્દિની: યુગ પુરાતન: પ્રેમ–લીલા !
સંસારના સરલ યોગ ધરો રગીલાં:
માયા મહેશ અનુકૂલ જ દંપતી હો:
માંગલ્યના જનગણેશની સિદ્ધિ સ્હાજો !

૨

મહાત્મા ગાંધીને છત્ર, લગ્ન-સંયોગ, સાધજો:
હરિદ્વેશપદે. હિન્દે, સ્વયંસેવક ધ્રમજો !

૩

મ્હારે, માઘ, વસંતમંજરી ભર્યા-
આમ્રે કૂંજે કોકિલા !
અન્યોન્યે, પ્રથમાનુરાગ. ધરજો:
સંતુષ્ટ પુણ્યોજ્જ્વલ !
આત્માના વદન-પ્રસાદ ઝીલજો:
રહેજો સદા વત્સલ !
આનન્દિની અને પુરાતન કુલો
સૌભાગ્યને મંગલ !

૪

દશાંગુલિ કરે કામો ! ને સદાચરજો, પદે:
અષ્ટાંગ યોગ ઐશ્વર્યે, સૌખ્યે, સપ્તપદે ધપો !

સં. ૧૯૯૮ માઘ શુક્લ ૧૧ શુક્રવાર તા. ૧૧-૨-૧૯૩૮ નવ વાગે શ્રી હરિપુરે શ્રી હિન્દુસભાની છત્ર છાયામાં લગ્ન સમારંભ થયો છે. સનાતનભાઇ ત્યાં ગયા છે.

## ૫૩૨-સંચિત્-રૂપ-કવિને

૧

“બાલુ” “કલાપી” “લલિત” કવિભાવ ઝીલ્યા:
કાવ્યે, ગીત, ઉર-અમી ઉછળ્યાં, રસીલાં !
ગર્જી રહી હૃદય-ગુર્જરી, આત્મ-ભાને:
સંચિત-કવિત્વ, ગઝલે, કંઇ, રેલ્યું તાને !

૨

સાહિત્યને સ્વરૂપ-ગૌરવ, તો રસાત્મા-
સંસિદ્ધ વીર પુરૂષાર્થ-જયે સુહાતા !
રાજ્યે પ્રયોજક, પ્રજાહિત, રામ-બાણે:
ગંગાજળે, જગતૃષા છીપવે, પ્રદાને !

૩

ઐશ્વર્ય-યોગની ગીતા ગજવી યુગે શેઃ
દૃષ્ટાની ઉગ્ર પ્રતિભા જગવી અશેષે !
ત્યાં સૂર્ય ચન્દ્ર શું મનોહર બુદ્ધિમંત-
સોહ્યા સ્વરૂપ ઉદયે શ્રી હરિ-વસંત !

૪

સચ્ચિદાનંદની જ્યોતે, સંચિદ્રૂપ ભળી રહ્યા !
વિમુક્તિ શાંતિ સંયોગે, બ્રહ્મનાદ ઝીલાવતાં !

તા. ૨૩-૨-૧૯૩૮, રવિવારઃ જુનાગઢ.

# ૫૩૩--વિભુને

૧

વિભુ ! એકના એક અનેક દિસોઃ
સચ્ચેતન પ્રેમને, આકર્ષોઃ
તમે એકમેક હૃદયે વિલસોઃ
તમે પ્રાણવિશ્વાસે જગે વિકસો !

૨

વિભુ ! વિશ્વ–વિભૂતિભર્યાં પુલકો:
તમે ધરણીની ધૂન ધમકે ધમકો:
તમે ચમકભર્યાં ચળકો ઝળકો:
તમે રાસ રમણમાંહે રણકો !

૩

પ્રભુ ! યોગલીલા લહરે ઝુલવો:
તમે સ્વપ્ન–ઘેનેં મનડું ડુલવો:
તમે સર્વ હિતે હુલવો ફુલવો !
તમે અમી સંજીવનનાં ઝીલવો !

૪

પ્રભુ ! જન્મામૃત મા–ઉરેથી ઝરો:
તમે તાતનું છત્ર શિરે જ ધરો:
તમે સ્વજન કુટુમ્બથી જગત ભરો:
તમે ઘેરી હરેકનેં લાડ કરો !

તા. ૨૮–૨–૧૯૩૮ સોમવાર: મહાશિવરાત્રિ સં. ૧૯૯૪
વિરમગામ.

# ૫૩૪–હવે, તો પર્યાપ્તિ–

૧

હવે, તો, પર્યાપ્તિ: પ્રભુ ! તમ કૃપાથી ઝીલી શમું:
પિતા માતા ભાંડુ સ્વજન શરણે તૃપ્ત વિરમું:
ઘણાં વાનાં: એનાં, જગતજનનાં, ઋણ જ ઝીલું:
મહા સાર્થક્યાર્થે, વિભૂતિ, પ્રભુતાંકે, તમ, ઝુલું !

૨

ફુટ્યાં સ્વપ્નો ત્યારે: રગરગ ઊડ્યાં રોમ પર ગો:
ન, જાણું: ના, દેખું: સમજુ નહિ, કે, એ અનુભવે !
છુપું ગાતાં, ઘૂમી, થનગન ફુવારે, રૂમઝુમું:
ભર્યાં ગોળે સાને, સુખદુઃખ સર્યાં: સ્નેહ સમજું !

૩

પડ્યાં સ્વપ્નાં સાચાં, પ્રણય રસ પાતાં, સ્વજનને:
લીધા લ્હાવા લ્હાણું ઉર-અમી ઉછાળી, જગતને !
મનોભાવે માણું મનુજ લઘુ સ્વાર્થે, ગણગણ્યાં:
મકાને કુંજામાં પ્રિયજન તણાં રૂપમુખાં !

૪

જગત સ્વપ્ને, રાચું ક્ષણિક જ, ખુલે નયન, હું:
અવિવેકે ઊંઘે, ન સમજું: જગત્ જાગૃતિ ભર્યું !
છતાં જાણી જાઉં, અનુભવથી. કલ્યાણ સુજનું:
મને, સર્વે, વિશ્વે, ઉર-પર, ઝુલાવે: શરણ છું !

૫

હમેશાં, સર્વાર્થે, ઉજાગર. રહે, મુજ વહજો !
ફુવારે હૈયાને, ચરિત-સરિતા, મુજ વહજો !
કરોથી, વિશ્વાસે, નયન વદનેથી, ભિન થજો !
પ્રભુ ! પ્રેરો, પ્રેમે, નમપદ, જગે, હો શમવજો !

તા. ૨૮-૨-૧૯૩૮: સં. ૧૯૯૪ મહાશિવરાત્રિ, વિરમગામ.

# ૫૩૫—અનેકના એક વિસામા

૧

દુઃખિયાંનાં આંસુ લૂછે:
　　　　ગુણિયલનાં ગૌરવ બૂઝે:
　　　　જીવતરભર સતીયા સૂઝે:
　　　　　　　　પ્રભુતાના લ્હાવ મઝાના !

૨

ઘરઘરના દેવો પૂજે:
　　　　એને તો આગમ સૂઝે:
　　　　ત્યાં તો કામધેનુ દૂઝે:
　　　　　　　　ગોવાળ પ્રભુની પ્રજાના !

૩

જગના રથના લખધરજી
　　　　રથના સારથી અલખજી !
　　　　જીવશિવ યુગયોગ યુગલજી !
　　　　　　　　અનેકનાં એક વિસામા !

તા. ૧૦-૪-૧૯૩૮ મોરબી નામદાર શ્રીમંત મહારાજા લખધીરજી સાહેબને નૈવેદ્ય ધર્યું.

# ૫૩૬–સુર–ગુર્જરી સાબરમતી તું !

નરી નરવી નદી સુર–ગુર્જરી સાબરમતીઃ તું !
ઉર–ઝરણી કરૂણાકૃતિઃ તું !
સંત–સહાનુભૂતિઃ તું !

પ્રભુતા પ્રેમની સ્વદેશમાં સળકાવતીઃ તું !
સત્યે સતેજ કરે,
ચિત્તો સચેત કરેઃ

અભયાનન્દિની પુરાતન પુણ્યાકૃતિ તું !
શું અ–મદવાદ તણું,
ધરે, શિર બેડલું, તું ?

સદ્દર્શને પરાક્રમે જીવન ઉછાળતી તું !
કેડે બાળકને તેડેઃ
માનાં અમી મુખે રેડેઃ

પોષે બળદેવ બાળને સદા બહેલાવતીઃ તું !
વત્સ વીર કર્મ–ધેનુ !
વાગે જો સ્વરાજ્ય–વેણુ !
અનાહત નાદને ડંકે વિજય જગાવતીઃ તું !

સં. ૧૯૯૪ વૈશાખ વદ ૧૨ સાબરમતી આશ્રમ પુણ્યાનંદ કુંજ
તા. ૧૧–૫–૧૯૩૮ બુધવારઃ

# ૫૩૭-ગિરદાબાદ-અમદ-વાદ !

૧

જહાંગીર નુરજહાં પધાર્યાં જોવાને ગુર્જર ગુલઝાર !
સાબરમતીને જળ, ઝૂલીને, થયાં જ છક બીબી દિલ્હદાર !

૨

સારસનાં કૈં સ્નેહયુગલને રસ-રમણે, રીઝયાં મનમસ્ત !
ઇશ્ક જીગરનો, સૌને સરખો એક દિલીનો, એ અલમસ્ત !

૩

ગુર્જર રૈયતની રીયાસત, બુલબુલ જોડલી થઈ ખુશહાલ !
ક્યાં કશ્મીરી કુંજ ? ગુર્જરી સાગર, સિંહ, અજબ રસ-થાળ !

૪

પંચમહાજન ! સુઘડ સ્હોજીલા, આપસવાયા, સરલ, ઉદાર !
રમ્ય રમીલાં શાહ દમ્પતી ! રોજ મોજિલાં દિલ-દરબાર !

૫

પણ ઉત્તરની રણુરેતી-વંટોળે ગભરાતાં દિનરાત !
અમદ-વાદનું નામ પાડયું કે ગજબ દીસે આ ગિરદાબાદ !

૬

ત્યાં તો સ્હેલાણી સૂરતનો, દીઠો, દિલ જેવો દરિયાવ !
સલૂણે: સાગર ! અલૂણી પ્રતાપી !
સંગમમાં, ઉછળ્યાં ગરકાવ !

૭

ક્યાં હિમગિરિની સરિતાઓને ક્યાં ઘૂઘવતો ઘોર સમુદ્ર !
એક ખુદાની મ્હેર ખુદાઇ ! ત્યાં ઇન્સાન દિસે જો ક્ષુદ્ર !

૮

મોગલશાહી હતી જ હિન્દી ! વિદેશીને અપનાવે હિન્દ !
આબહવાની એ તાસીરે, સ્વદેશ, હમેશ, રહે, નચિંત !

તા. ૧૬-૫-૧૯૩૮ સાબરમતી આશ્રમ.

## ૫૩૮—તાજે જહાં કે તાજમહાલ ?

૧

ખરેણપોર તાજમહાલની છાયા ઝીલી લે–
અમી આરસ અમે: તરસ્યા દિલે, તે, તુંય પીલે:

૨

જહાંના શાહ બેગમ તાજધર એ આદમી બે !
થયાં બસ: દિલલગીનાં શહીદ ! એને, તું નમી લે:

૩

અજબ ઇન્સાનિયત: ઇશ્કે અમીરી: પારખી લે !
નૂરે રૂહ, તુજ જીગરનું, ઝીલવા, ઝંખે: ધરી લે !

૪

નથી તું મર્દ કે ઓરત ! તું, તો, ગુલ ગેબનું છે ?
અમર ખુશબો ભરી તુજ જીંદગી ! જાહેર કરી લે !

૫

પુલક એ પ્રેમની દમબદમ મલકાવે તને યે !
- સનમ શોખીન છે તુજ આહની ! આતશ ધરી લે !

૬

રમત એ મર્દને બાઝાર તુજ મોજે રમી લે !
મચક તુજ હાર જીતે દર્દશમાં ! આશક બની લે !

૭

હતાં બેગમ વધૂ કે શાહ ? એ બાજી ભૂલી લે !
હતાં બે એકમેક જ એક, દીલારામ લીલે !

૮

તરે જો ! જીંદગી-જમના મહીં, માશૂક આશક !
સનમની બેલડી "તાજેજહાં" એ બે મુબારક !

૯

અચાનક ઇશ્કને સંકેત આવી જ્યાં મળે બે !
પુરાતન હેતને એ બેત આનન્દ ગળે બે !

૧૦

પ્રભુ પ્રભવે હૃદય-પ્રભુતાભરી સાબરમતીયે-
સદાગ્રહ સંતદંપતીને, પ્રણય-અનુભવ ભરી લે !

તા. ૧૬-૫-૧૯૩૮ શ્રી હરિજન આશ્રમ સાબરમતી.

# ૫૩૯–જય ગિરિનારાયણ ઘનશ્યામ !

( સોરઠદેશ, ત્રિતાલ )

જય: ગિરિનારાયણ: ઘનશ્યામ !
પ્રેમભક્ત નરસિંહે ગજવી–
કૃષ્ણલીલા નિષ્કામ !
સોરઠમાં, 'સુરસંતતીર્થ' તું–
નિર્ગ્રંથતાનું ધામ !
જયજિનેન્દ્ર ! જયપ્રબુદ્ધ અશોક !
દાતાર દિલારામ !
સોનરેખ દામોદર કુંડે,
અઢાર વર્ણ વિરામ !
પ્રાણાલય ! તું જીવનજનાર્દન !
તું: પૂર્ણાત્મારામ !
વ્યોમ–વાદળે, વિવેક ઝીલવે:
તને કૂટસ્થ ! પ્રણામ !
મનુષ્ય ઉરરતિજડિત સુમન તુજ
ભ વા નુ ભ વ વિશ્રામ
જન્મ મહાગાર્થિક, તું, જગવે,
લલિત અનામી નામ !

સં. ૧૯૩૩—૧૯૯૪ જેઠ વદિ ૫ શનિવાર: અને ૧૮૭૭—
૧૯૩૮ જૂન તા. ૩૦— જૂનાગઢ.

# ૫૪૦–બાળકનાં બળરંજન

૧

બાલ, હસમુખાં, સરલ, વિમલ,
પ્રભુસમ ઉજળાં હરખાય !
ઘરને એવે સંતશરણ,
સુન્દર સંસાર જણાય !

૨

સ્ફટિક મણિમૂર્તિ સમ દેહે,
આ ણુ ત્મા પ ર ખા ય !
પ્રેમકિરણ પારદર્શક કરે:
અ પા ર્થિ વં ઓળખાય !

૩

બાળકનાં પાલક, પ્રભુતાર્થે,
પરિચારક બની જાય !
બાલદેવ, એ તીર્થે ન્હાલે:
ત્યાં પ્રભુ–કૃપા ઝીલાય !

૪

બાલકને બલરંજન, જનતા,
સ્વદેશ–સિદ્ધિ સ્હાય !
નિરંકુશ નિર્ભયને ક્રીડન,
સ્વા ધી ન તા સમઝાય !

તા. ૧૧–૧૨–૧૯૩૮: સં. ૧૯૯૪ માગશર સુદ ૮ શનિવાર
વિરમગામ.

# ૫૪૧–તારૂં સ્વરાજ તું છે

૧

જીવન, સ્વતંત્ર, તે, શું ? જરી, જીવિતે, સૂઝી: જો !
મનને પૂછ્યા કરે શું ? તું પ્રાણુને પુછી: જો !

૨

ચમકાવ, તુજ રગેરગ ! પુલકાવ, રોમરોમે !
સળગાવ, તું દગેદગ ! જોબન જમાવ, જોમે !

૩

છાતી ફુલાવી દે, તું ! કદમો મીલાવી દે, તું !
તુજ દમ ઘુંટાવી દે, તું ! મસ્તી મચાવી દે, તું !

૪

દિલભર દિલે, ઝુકી લે ! તું દમબદમ, ખીલી લે !
આગે કદમ, વધી લે ! દુનિયા બધી, જીતી લે !

૫

કુદરત કરે મજૂરી ! પ્રભુનો તું યે હઝૂરી !
તક ભોગવી લે પૂરી દાનત ન તુજ અધૂરી !

૬

મગદૂર કોની છે કે તુજ હિન્દને સતાવે ?
હૈયે જ સતની હિમ્મત, જો ! હિન્દીઓ બતાવે !

૭

મીજમાન છે વિદેશી ! આવે જતા ભલેને !
સંતાન તું સ્વદેશી લ્હારૂં સ્વરાજ્ય છેને ?

૮

તું એકલો ધસે જ્યાં લ્હારૂં જગત્ ઝુલે ત્યાં !
સ્વાધીન હિન્દનું છે ! લ્હારૂં સ્વરાજ્ય તું છે !

તા ૯–૨–૧૯૩૯ મુંબઈ.

# ૫૪૨–હિમાલયના પુનઃસ્મરણ

( હરિણી )

૧

ખરરૂ પીગળે, સૂર્યોષ્માથી, સખેદ, કુટસ્થ દા !
રસધર ઝરે ! ધોધો ફૂટે ! ઋતુ સૂજતી જ ના !
સખિ, ન પલટે, થંડી, જામે: ધ્રૂજે વનવાસીઓ !
ખડક–પથમાં શાંતિ–સ્વાસ્થ્યે, કરે શ્રમ ખેડૂતો !

૨

જન, ઉજવતા, ગીતે, રંગે, પ્રીતે, ઋતુ–પૂર્ણિમા !
વિનય–ગરીબી, આત્મોલ્લાસે, ગૃહે પ્રકટાવતા
નયન–હૃદયે, હસ્તે, પાયે, ચરિત્રમહીં, સખિ !
મનુ–કુલ ઝગે, લાવણ્યે કે, સુવાસ–ઉલ્લાસથી !

૩

રવિ શશી, દિને, રાત્રે, સોહે: મળે, વળી, મેઘલી !
પલવિપલનાં છાયા તેજે, રમે પ્રિય દમ્પતી !
પ્રકૃતિ પરથી, વાત્સલ્યે કે મનુષ્ય મહાલતાં:
પ્રણય–પ્રભુના, સૌજન્યે, શી, ઝુલે, સખિ ! ઝીલતાં !

૪

મુકુટ ધવલા ગેત્રો, શૃંગે, નમે, અડકે ગગને !
વનજળ લીલા ઝૂલે કંઠે વનસ્પતિ માનસે !
કમળ કુસુમો પંખી મત્સ્યો પશુ રૂપરંગીલાં !
અલૂણી સરિતા માંહિ ન્હાતાં, મનુષ્ય, નગે, વસ્યાં !

૫

જીવન વગડે ન્યારૂ લાગે ! ન, માનવ એક ત્યાં !
ચરઅચરમાં, વ્યક્તિ ન્યારી ! સ્વભાવ, ન, એક ત્યાં !
ફળબીજતૃણે, ભોગે, યોગે, ન, જાતિ જ એક ત્યાં !
મન, જ, જુજવે, નેત્રે, બોલે, ન, બુદ્ધિ–અભેદ ત્યાં !

તા. ૧૪–૧–૧૯૪૦ રવિવાર–લાઠી–સંક્રાંતિઃ

## ૫૪૩–ભવ–વિજેતા

ગોપનાથે દીધી જ્ઞાન–દૃષ્ટિ ગહનઃ
આત્મ–દીપક દીધો ગોપીનાથેઃ
ભક્ત નરસિંહ મ્હેતાજી, સંસારમાં,
પરવર્યા કંઠ–કેદાર સાથે !
જીવન–અજવાળિયાં જગતમાં ઉઘડ્યાંઃ
પ્રેમ–આનંદ–સૌન્દર્ય માણ્યાંઃ
આત્મ–ઐશ્વર્ય એકાંતમાં અનુભવ્યુંઃ
પ્રભુજી પરખ્યા જ જાણ્યા–અજાણ્યા !
પ્રકૃતિલીલાભર્યા શ્રીહરિ હેરે હસે,
તેમ નાચે અનુરક્ત મ્હેતાઃ
સત્ય ગાતાં, સુહાતા સરલને વિમલઃ
દેહના દેવ સમ ભવ–વિજેતા !
માનવી એક પ્રાણી પ્રકટ પૃથ્વીપર,
સાધુતા સાધતાં સંત નીવડેઃ
સર્જન–વિભૂતિ, સંયોગ–સત્વે ભર્યાં,
કાલતીર્થે કલાનાથ પ્રકટે !

તા. ૧–૩–૧૯૪૧ શનિવાર–જૂનાગઢ સં. ૧૯૯૭ ફાગણસુદ ત્રીજ

# ૫૪૪-અનામીનાં નામ કાં ?

૧

અનામી માનવી ત્હોયે નામ વિવિધ પાડતાં:
જાતીયતા પ્રમાણે કે પોતાની સમ સર્જને,

૨

પૃથ્વીદેવી વસુન્ધરા ભગવતી આકાશ દ્યૌ દેવ શું ?
બન્નેનીય વિભૂતિઓ વિવિધ શું ? માનવ્ય-મંતવ્ય શું ?
પ્રાણીમાં નરનાર નાન્યતર શું ? નિષ્પ્રાણમાં જાતિ શું ?
નામે રંગરૂપે રસે વિદિત શું ? શું સાધનો છે બધું ?

૩

સત્ય-સિદ્ધિ અનેરી કે અકલિત અનેકમાં:
એક ચૈતન્ય-સૌન્દર્યે ઐશ્વર્યરૂપ ઓપતું !

૪

સૃષ્ટિના સચરાચરે શરીરની ન્યારીભરી આકૃતિ:
તેને કે વ્યવહારમાં સમજવા બોલી રચે માનવી !
તેથી ભેદવિભેદ લેશ પરખે: થાતું સમાધાન શું ?
ત્હોયે કાં ન સૂઝે સમત્વ જીવિતે કે પ્રાણ-સાતત્ય શું ?

૫

સૂર્ય, ચૈત્ર-પ્રતાપે કે વિચિત્રચિત્ર સર્જતો:
કરે વસંતની લીલા વિસર્જને પ્રસર્જનો !

૬

કુંજોમ્હાંય મયૂર કોકિલ કૂજે કેરી લીલી ઝૂલતી:
પૃથ્વીયે નવયૌવને થનગને પ્રેમોષ્ણુતા વ્યાપતી:
સંસારે ઉર-લગ્ન માનવ કરે માંડે ગૃહે મંગલ:
સૌભાગ્યે રમતાં શિશુ કુલફ્લો વાધે સુયોગોત્સવ !

૭

આરાધિયે અનામીને પ્રકૃતિને અનુસરી:
અનેકે એકતા સેવી પ્રભુતા પ્રકટાવિયે !

સં. ૧૯૯૮ ચૈત્રી શુક્લ પડવો: તા. ૧૭-૩-૧૯૪૧ જુનાગઢ.

# ૫૪૫—વરવહુનાં વ્રતતપ

વરનાં વ્રત, વહુ કરે જો ! વ્હાલપે તપસ્વિની,
ગુણગૌરવને ગૃહ સંસાર:
ગૌરી ગર્જે ગીત-વેલડી !
વહુનાં વ્રત, સુન્દરવર, જો ! કરે શ્રમાશ્રમે,
વિશ્રમ્ભે વાળે વિ શ્રા મ:
જીવનગૌર ન્હાતો ઉર-એલડી !
સ્વામી ને સ્વામિનીના એકમેક સંયોગે,
દમ્પતીને દિવ્ય જ સહચાર,
ફળે પ્રેમ-પુણ્ય અમરવેલડી !
વર્ષાની જળધારે ઝૂલે સોહાગણો:
ઝીલે અખંડ સૌભાગ્ય:
જાગતી જ્યોત અહોરાત્રની !

સં. ૧૯૯૭ આષાઢી પૂર્ણિમા : તા. ૮-૭-૧૯૪૧ મંગળવાર
લાઠી.

# ૫૪૬–મનગમતું ઘર

મનગમતું ઘર, છે ધરણી ઉપર !
ઘરની રેણુક, છે મીઠી મઝાક !

મોઘાં માબાપ, છે માયા અમાપ !
ભાઈને બ્હેન, એનાથી સુખચ્હેન !
વરવહૂ ને બાળ–
ગૃહજનનાં ગોવાળ !
પનોતાં પડોશ–
રખવાળાં સંતોષ !

વેરાનોને વન, માનવ સંજીવન !
વ્હાલપને વિશ્વાસ, આનન્દને હાસ્ય
દેહે જ્યમ પ્રાણ–
ઘરનાં ગુણજાણ !

તા. ૧૭–૩–૧૯૪૧ ગુરુવાર જુનાગઢ.

# ૫૪૭–વિચાર-પરંપરા

૧

આવે, ઉડે, કંઈ વિચાર પરંપરાઓ:
ગુંજે અચાનક અનુભવના પ્રલાપો:
ઊર્મીની પાર સરતા રમતાં તરંગો:
એમાંથી કોઈક ઝીલે ઉરની સરંગી !

૨

સુખદુઃખો, તૃષાભૂખ હર્ષશોક, ઘડીકનાં,
દેહારોગ્યાર્થ આયુષ્યે પલટે આત્મ-જીવને !

૩

મને, આવેશો કે બુદબુદ સમા જો ! ઉછળતા:
વિયોગે, સંયોગે, સમવિષમ ભાવો વિચરતા !
પરંતુ હૈયાની સરલ દૃઢ શ્રદ્ધા પ્રણયની,
કલાથી વાત્સલ્યે વિરલતર આદર્શ રચતી !

૪

સ્વપ્નો સમા વિચારો ને સ્મરણે કંઇ ચાલિયે:
અધુરામધુરા ઝીલી સંજીવન ઉજાળિયે !

૫

જગત છે પ્રગતિમય જૂજવું:
જીવિત છે વિકૃતિમય કે નવું:
સતત કાલકૂટસ્થ છતાં ય છે:
અમર આત્મકલા જ ચિરંતન !

૬

સાકાર કે સદાચારે નિરાકાર વિચાર છે:
લીલા વિચારની સ્હોતી, પુણ્યાચારે સદા ભવે !

તા. ૧૯-૭-૧૯૪૧ શનિવાર જુનાગઢ.

# ૫૪૮–અનામીની આરાધના

૧

પ્રકૃતિ–ઐશ્વર્ય વિલસે અનામી ન ક્યાં ?
વિવિધ સૌન્દર્યની શી વિભૂતિ !
નામ, રસ, રૂપ, ગુણરંગ આકાર શા ?
સંચરે સુકૃતિ શી દિવ્ય દ્યુતી !

૨

માનવે કલ્પનાની કલાથી રચી,
નિજ જગતના લીલા કૈંક સરખી:
આત્મ-ચૈતન્ય ભરતાં ભૂલે ભોગવશ,
નિત્ય-નૂતન કરે ચોગ ક્યાંથી ?

૩

લલિત લાવણ્ય શૃંગારરૂપ નીવડે–
માનવી એક તું સૃષ્ટિ મધ્યે !
ધ્યાન, પ્રજ્ઞાન, આનન્દને ઓજસે,
સ્વર્ગના દેવથી સરસ દીપે !

૪

સત્, અનામી, સુહાતું, ન, ક્યાં, વિચરતું,
અકલ ત્યાં વ્યાપતા વિશ્વસ્વામી !
સર્વેશે, હસે, હેરતા, હેતથી,
એક અચલાયતન એ અનામી !

તા. ૨૨-૭--૧૯૪૧ મંગળવાર. જુનાગઢ.

## ૫૪૯—અંજનના રંજન

નયન-અંજન ઝીલું, નેહની ઝલકનું:
જીવન-ચૈતન્યનાં પૂર ન્હડતાં:
હૃદય-અનુરંજને, પ્રાણને પરિમલે;
રોમ-અનુકમ્પને અશ્રુ-સરતાં !
કોણ કોને પૂજે ? રીઝવે, કેમ, ક્યાં ?
અનુભવે મૌન આનન્દ-શાંતિ !
અતિથિ, યજમાનને, શા અનુગ્રહ ધરે ?
ધન્ય: કૃતકૃત્ય પરમાત્મ કાંતિ !
ગીતને ગુંજને, અભય, વિશ્રમ્ભને,
સ્વપ્ન-ઘેને પ્રભુ-શરણ, મ્હાલું !
પ્રેમને ભક્તિ વાત્સલ્યના લ્હાવ લઉં:
જગત લાગે મને કાલું વ્હાલું !
પ્રકૃતિ, ગોપાલને, ધરતી નવનીત ત્યાં,
પ્રાણી સર્વે સરલ સૌમ્ય વિચરે:
માનવી મેળ નવ મેળને મનતણો:
ત્હોય પ્રભુ અંજને રંજન ધરે !

તા. ૨૦-૭-૧૯૪૧ બુધવાર જુનાગઢ

## ૫૫૦ સંસાર-સ્વામિનીના

સુન્દરવરને વિશાળ હૈયે તું હસમુખી-
ઝીલે પ્રેમવર્ષા રસધાર:
વન્દિયે: તને, સંસાર-સ્વામિની !

વીજળીની વેલડી તું અંતર-અભિસારિકા !
તું ઘનશ્યામનો આધાર !
અજવાળે તું જીવન-યામિની !
સર્જન સોહાગણ ! તું પ્રકૃતિની પ્રાણેશ્વરી !
મહેશનો માયા-અવતાર !
લીલી લીલા તું સંયોગિની !
ગૃહિણી ગૌરાંગના ! તું મનુ-વંશ-વર્ધિની
ગુણ મધુર ગૌરવ-ભંડાર !
ભવની તું ભાવભરી ભામિની !
વીર પ્રજાની તું વિધાત્રી ! જનની તું સંતાનની !
ત્હારે સૌભાગ્ય, સદાચાર !
ધન્ય: તું સ્વદેશની ગોપાલિની !

તા. ૨૪-૭-૧૯૪૧ ગુરૂવાર: સં. ૧૯૯૭ આષાઢી અમાસ દીવાસો જુનાગઢ.

## ૫૫૧-"સ્નેહસાન-જીવન જૂનીરે !"

હસમુખી હેરે કાંઇ આંખડી—
તે કોણ જાણે ક્યાંને ઓળખાણ રે !
સ્નેહ-સાન જીવન-જૂની રે !
સાવ અજાણ્યાં હોય, ત્હોય,
કાંઇ વ્હાલે વધાવે ગુણજાણ રે !
સ્નેહ-સાન જીવન-જૂની રે !
હૈયાનાં હેત નયને વહે:
ને વદન ઝીલે જાણે દિલશુલાબ રે !
સ્નેહ-સાન જીવન જૂની રે !

સોળે કળાયલ લ્હેરીએ:
ને જોઈ સ્હામું હસિયે: ધન્ય લ્હાવ રે !
સ્નેહ–સાન જીવન જૂની રે !

મ્હેલી મીરે જાગે મોહિની:
ને વાગે સોંસરવા પ્રેમનાં બાણુ રે !
સ્નેહ–સાન જીવન જૂની રે !

સર્જનલીલાની કળા કારમી:
ને કાંઈ ભૂલવે જગતનાં ભાવ રે !
સ્નેહ–સાન જીવન જૂની રે !

તા. ૧૭–૭–૧૯૪૧ ગુરૂવાર જુનાગઢ.

## ૫૫૨–મેળો

મળે માણસનો મેળો રે
પ્રભુ ત્યાં થાય છે ભેળો રે

આભલેં ને ધરણીની ધારે મેળો મળે દિનરાત:
સૂરજ, ચાંદો, તારલા, ઘૂમે, વગડે. પ્રાણીની ઠકરાત:
વિશ્વંભરનો ભંડારો, ભોગવે સૌ મઝીયારો !

મેળામાં મેળો ભરતાં માણુસ, ઓચ્છવને ઉછરંગ:
ફેજર ફાળકે, હીંચકે, હેલારે, રમતનો જામે રંગ:
રમકડે બાળ રમાડે: પાવાને ફુગા ચગાવે રે !

માટીના ઘરમાં કાયા મ્હલાવે ને કાયામાં જાગતો જીવ:
જીવ રમે દશ ઇન્દ્રિય દેશે, દાંત વચ્ચે જયમ જીભ:
એવો મનોમનનો મેળો રે ઝૂલે જયમ ફુલડે વેલો રે !

જૂના મંદિરના જાગતા દેવને, જગાડે ગાતા ગીતઃ
દાંડીયા રાસને કે પડતાળે: જગ દીસે નવીન નિત્યઃ
માણસ તો છે સાવ નિરાળાં: એણે જીવતર ઉજાળ્યાં રે!

તા. ૧૫-૮-૧૯૪૧ શુક્રવારઃ લાઠી.

# ૫૫૩—કોણ ભજે ભગવાન ?

ભક્ત વીણ, કોણ ભજે ભગવાન ?
કોણ જગ ભૂલે, પ્રભુને ભાન ?
ભાવાત્મા પ્રેમને જ પૂજે:
કલાત્માં જ સૌન્દર્યઃ
આનન્દને પૂજે જ રસાત્માઃ
જગત પૂજે ઐશ્વર્ય !
ભક્તઃ દેહે, ભગવાન જ આત્માઃ
એકમેક આધાર !
ગૃહે, સમાજે, જગતે, વિશ્વે,
રમેજ પાર અપાર !
ભક્ત વિના ભગવાન એકલાઃ
પ્રભુવીણ ઝૂરે ભક્ત !
એકમેક અનુગ્રહે ઝંખતા—
જગત કરે અવિભક્ત !

તા. ૨૫-૮-૧૯૪૧ સોમવાર લાઠી.

# ૫૫૪—માણસ, તો, જીવન માણે

૧

ઘર આંગણે ને ગામની શેરીએ, માણસની મીઠી મ્હેર:
વેરાન વગડે જણુ મળે નહિ, વસ્તીમાં લીલાલ્હેર !
કામે દિવસે સૌ ભેળા: રાતે જામે ભજન-મેળા !

૨

ભર બજારે ભર્યાં પૂર્યાં ને જણસના કરે વેપાર !
ખાવા પીવાની મોજ ઉડેને, હાલે સૌ હારકતાર:
બને એકમેકનાં બેલી: હસે રમે ફીકર ઠેલી !

૩

ભાયડા બાયડી બાળ ઘૂમે, ને ભોગવે લોક સંસાર:
રુડાસું જોતાં તો હસી પડે ત્યાં ધન્ય: માનવ-અવતાર !
ગાજે ગામ સવાર રુડાંએ: સોપો પડે બપોરે રાતે !

૪

ઘરમાં, ગામમાં શહેરમાં માણસ, જમાવે જીવતર જોમ:
હાથવેંતથી કાળને માપે, ખીલવે બગીચાની ભોમ:
માણસ ભલે ભાગ્ય નિભાવે, દ્હોય એ જીવન માણે !

તા. ૯-૯-૧૯૪૧ મંગળવાર લાઠી.

# ૫૫૫—મહિલાની માનવતા

સ્ત્રીજન જગમાં તેને કહિયે જે પ્રભુને ઉર અવતારે રે !
પ્રેમ, ભક્તિ, વત્સલતા, પ્રભુતા, ગોપાલને ઉગારે રે !

જીવતર-આજે, બને સુકાની: ભવ-સાગર ઉતારે રે !
માનવતાનાં માન વધારે: વંશ-વેલ વિસ્તારે રે !

કુલ-કુટુમ્બ સંસારે, ચરિતે, સદ્દબલથી, સતી શૃંગારે રે !
પૃથ્વીભરમાં એક અબજ છે: તે સ્ત્રી શક્તિ તારે રે !

મર્દો કાપે શીષ પરસ્પર, ત્યારે સ્ત્રી સ્ત્રીજન રક્ષે !
બલમૂર્તિ બાલને સંભાળે: પુરૂષને પાછા વાળે રે !

પ્રણાળી, વ્રતદાને, તપયજ્ઞે, સમાજ-જીવન સુધારે !
સ્વસ્થ રહે, સ્વાશ્રયે, સ્વાર્પણે, નવયુગ જગે જગાડે રે !

મહિલાનો એ માનવ-આત્મા નિરંકુશને નિર્ભય રે !
સ્વતંત્ર સ્વાધીન રહે, તેમ, એ નીવડે વિજયી સહૃદય રે !

તા. ૧૧-૯-૧૯૪૧ ગુરૂવાર લાઠી.

# ૫૫૬—ભતવારીનું ગીત

વીજળવેલડી, આવી, ઝબૂકતી !
ભાવનાં ભોજન લાવી લ્હેરખડી !
લ્હેરે લ્હેરખડી !

માથે મટ્કીને હાથે હલાવતી:
પાલવડે ઝૂલવતી ચુંદડલી !
લ્હેરે લ્હેરખડી !

મુખડે છે મોર અને ચિત્તડે ચકોર:
હૈયાંને હેત વર સ્હામું એ ફેરતી!
લ્હેરે લ્હેરખડી!
પગલે કસુમ્બલ કુમકુમ વેરતી:
ભાતના હબૂક કોળિયા ભરાવતી:
લ્હેરે લ્હેરખડી!
એવી તો એક ભતવારી ભાવે ભરી:
ધન્ય જ સૌભાગ્ય સન્નારી નેહે મળી!
લ્હેરે લ્હેરખડી!

તા. ૨૭-૯-૧૯૪૧ શનિવાર લાઠી.

## ૫૫૭-ગ્રામલોકનું ગૃહ-જીવન

સોરઠા

ગામે, ગુણિયલ લોક, ગાળે ગરવું ગૃહ-જીવન:
ભોળાં, ભલાં, અશોક, એની ઓથે અભય છે!
કરે કામણે કામ, ઘરવાળાંને ઘરધણી:
ધણીરણી, તો રામ: ભાંડુડાં રાજા પ્રજા!
ઉભી શેરીએ ગામ, ગજવે ઘરનાં છોકરાં:
બાળક, જગ-વિશ્રામ, અમરવેલ શાં અવતરે!
વૃંદાવન, ગોકુળ, દીસે, ગામડે આજ, પણ:
ગોપ ગોપીનાં મૂળ, નન્દ યશોદા, ક્યાં, નથી?
હાથ-બળે, હળ ખેડ, કુરૂક્ષેત્ર સત્કર્મને,
અન્ન વસ્ત્રની હેડ, હાલે, ગાડે, બળદને!
કુવે, અવેડે, રોજ, મેળો મળે, મીઠે મને:

# ૫૫૯–ગરબીનું ગૌરવ

શરદની ચન્દ્રકલા હેરે: કે: શારદા લ્હેરે: નવરાતમાં !
જળમાં કમળવૃન્દ રાચે: કે: રાસરમણનાચે: નવરાતમાં !
તારાંકિત રાત મ્હલાતી: કે: સુન્દરી ગાતી: નવરાતમાં !
અંગને મરોડ રસતાળી: કે: ગર્જે મૃણાલી: નવરાતમાં !

પંદરે ખીલે રૂપકુમારી કે: પૂર્ણિમા ન્યારી: નવરાતમાં !
નયણામાં તેજ શીતલ પૂરે: કે: કૂજને મધુરે: નવરાતમાં !
પ્રેમને આજ જે પૂજે: કે: સંકેત તેને સૂઝે: નવરાતમાં !
ચન્દ્રમા ચિત્તને ઠારે: કે: જીવનને ઉગારે: નવરાતમાં !

.તમ દીવડા અજવાળે: કે: થંડક વાળે: નવરાતમાં !
નના મહાનુભાવ મ્હાલે: કે: હૈયાં ફાલે: નવરાતમાં !
મેનીનાં કામણબાણ વાગે: કે: પ્રીતમ જાગે: નવરાતમાં !
ર્ન પ્રગલાર્થે ઝૂઝે: કે: પુરૂષાર્થ બૂઝે: નવરાતમાં !

ત્રી ગુજરાતણ ઘૂમે: કે: ગૃહ રૂમઝૂમે: નવરાતમાં !
દીપ અનેકરૂપ દીસે: કે: દીવાળી દીસે: નવરાતમાં !
ા ગૌરવ ઉછાળે: કે: ગરીબી ટાળે: નવરાતમાં !
ાં તે અંજળો ધરાવે: કે: ગીત ગવરાવે: નવરાતમાં !

ગાયક લલિ.

૨

વ્રતસિદ્ધિના સંકેતઃ કેઃ
જીતે, જગ, હેતે ? જો, ભારતે !
આવે માનવ વિદેશીઃ કેઃ
બનતા સ્વદેશીઃ ? જો, ભારતે !
વિરલ કલાકૃતિ એવીઃ કેઃ
જાણેઃ જયદેવીઃ જો ? ભારતે !
આત્મિક વિદ્યાપીઠ એની કેઃ
જીવન-જૂનીઃ જો ભારતે !
વેદનું સંગીત ગુંજેઃ કેઃ
વાયુની કુંજે : જો ? ભારતે !
રસગંગાને ધોધેઃ કેઃ
માનવબોધેઃ જો ? ભારતે !

૩

રેલે, ત્રિકાળને દર્શનઃ કેઃ
સંસાર-સર્જનઃ જો ? ભારતે !
ગઇ કે આવતી કાલેઃ કેઃ
નિત્ય નવીન આજેઃ જો ? ભારતે !
નવસર્જનને શૃંગારેઃ કેઃ
ચમત્કૃતિ ધારેઃ જો ? ભારતે !
સૃષ્ટિને જગત દીસે ન્યારાંઃ કેઃ
ત્હોય નથી નિરાળાંઃ જો ? ભારતે !
શીતલ એકાંતની શાંતિઃ કેઃ
હૈયાંની કાંતિઃ જો ? ભારતે !
એકસ્થ માનવ-જાતિઃ કેઃ
સ્હાશે ભવ-ખ્યાતિઃ જો ? ભારતે !

તા. ૯-૧૦-૧૯૪૧ ગુરૂવાર લાઠી

## ૫૬૧–સીતા-વિરામ

( મારા રામ ગયા વનવાસ રે નયણે નિદ્રા ન આવે જરી
એ ભજનનો રાગ )

સીતાજી પામ્યાં રે વિરામ,
ત્યારે રોયા રઘુરામ !
રામ વનવાસે સીતા,
ગાતાં વરની ગુણ-ગીતા !
ત્યાં તો માયાવી હરણે પૂર્યાં પરધામ !

ક્યાં જગ-જંજાળ-ઝાડી ?
ક્યાં ઉરની અશોક-વાડી ?
લૂછ્યાં અશ્રુ, રામભક્તે ભાવે અવિરામ !

સતના અંગાર જેવો,
સતીએ વનવાસ સેવ્યો:
ધરણીને ખોળે છેલ્લા કર્યા રામરામ !

તા. ૧૨-૧-૧૯૪૨ રવિવાર-લાઠી.

## ૫૬૨–ફાગણ ફુલ્યો !

ફાગણ ફૂલ્યો !
ફૂલડે ઝૂલ્યો !
કેસૂડાંને રંગે ડૂલ્યો !
બાળ ધૃજારમણે અણમૂલ્યો !

# ૫૬૦—श्रीकृष्ण कृपा हि केवलम्

મનસ્વી અર્જુન કેરો હર્ષોન્માદ વિદારીને,
શ્રીકૃષ્ણે ભક્ત સખાનો ટાળ્યો શોક-વિષાદને !

રથધ્વજે વિરાજેલા મારૂતિ રામભક્તજી:
તેને વશ કરી લીધા શ્રીકૃષ્ણે વચન-વ્રતે:

મહાભારત કથા છે કે: યાત્રામાં અર્જુને સુણ્યો:
રામ સેતુ પરે નાદ: "रामकृपा हि केवलम् !"
અર્જુને પૂછ્યું: "એમાં શું ? હતી પત્થર પાજ એ !"
"બાણ નાખી, ન, કાં રામે, બાણસેતુ રચ્યો જળે ?"
હનૂમાને દીધી હાક: "પાર્થ ! બાંધે, ન, એ, તું, કાં ?"
સમુદ્ર-ગર્જને, ન્હાડી, બાણસેતુ, જ, ત્યાં, રચ્યો !
અહંકારે, હસે પાર્થ, તોડે વજ્રાંગ ભૂસકે !
સ્તબ્ધ અર્જુન સંભારે ! 'कृष्ण कृपा हि केवलम् !"
ગુરૂમંત્રે ફરી બાંધ્યો: મારૂતિ, બંધને, ઝુક્યા !
પૂજ્યા ગીતેશ શ્રીકૃષ્ણે ! વધાવ્યા કપિરાજને,

મહાભારતને યુધ્ધે, જીત્યા અંતે ધનુર્ધર:
કૃષ્ણ યોગેશ્વરે સ્થાપ્યા ધર્મને અભિષેકથી !
પ્રેમાકર્ષણે ભક્ત નિમિત્ત પ્રભુના બને !
પ્રસાદે હૈ સ્થિતપ્રજ્ઞ પ્રભુતા આચરે ભવે !

લાઠી. તા. ૧૫-૧૨-૧૯૪૧ સોમવાર:

# ૫૬૧–સીતા–વિરામ

( મારા રામ ગયા વનવાસ રે નયણે નિદ્રા ન આવે જરી
એ ભજનનો ઢાળ )

સીતાજી પામ્યાં રે વિરામ,
ત્યારે રોયા રઘુરામ !
રામ વનવાસે સીતા,
ગાતાં વરની ગુણ–ગીતા !
ત્યાં તો માયાવી હરણે પૂર્યાં પરધામ !

ક્યાં જગ–જંજાળ–ઝાડી ?
ક્યાં ઉરની અશોક–વાડી ?
લૂછ્યાં અશ્રુ, રામભક્તે ભાવે અવિરામ !

સતના અંગાર જેવો,
સતીએ વનવાસ સેવ્યો:
ધરણીને ખોળે છેલ્લા કર્યા રામરામ !

તા. ૧૧–૧–૧૯૪૨ રવિવાર–લાઠી.

# ૫૬૨–ફાગણ ફુલ્યો !

ફાગણ ફૂલ્યો !
ફૂલડે ઝૂલ્યો !
કેસૂડાંને રંગ ફૂલ્યો !
બાળ મૃગરમણે અણમૂલ્યો !

વસંત ખીલ્યો;
રૂપ રસીલો !
કોયલને કિલકાર સૂરિલો:
પ્રાણુપરિમળે વ્હાલપ–વ્હીલો !

કોણ વધાવે !
ફગવા ભાવે !
બાળકડાં જોબન બહુલાવે !
ચાંદાને હોળીએ તપાવે !

તા. ૧૬–૨–૧૯૪૨ સોમવાર—લાઠી.

## ૫૬૩–સ્વરાજહંસનો પડકાર

(નવીન ગણાષ્ટક વૃત: ૨૪ અક્ષર મેળનો:
મ, ર, ત. ભ. ન, જ. સ, યઃ ૮ ગણ છે.)

૧

આર્યાવર્તે, . જુઓ, આર્યો, તજી
પરવશપણું, ક્ષાત્રવીરતા વિચારે !

આવે લોકો વિદેશી કૈં, જતા;
ઉદર ભરણુ તૃપ્તિ કરીને સતાવે !

સત્યે પાળે, અહિંસા, પ્રેમથી.
સચરઅચર જેમ, નિજ આત્મ-રાજ્યે:

ઐશ્વર્યે તેમ ચૈતન્યે, વિભૂતિ પ્રભુજીની
પ્રજા, અભય સ્વાસ્થ્ય સેવે !

૨

શૃંગારે, ભવ્ય સૌન્દર્યે, રસે કુસુમફલ,
લીલા લીલી વસુન્ધરાને:

વવિધ્યે, આકૃતિને, રૂપ, રંગ,
ત્વરિત વદને, અભિનયે, વધાવે:

નેત્રોની પલ્લવીએ ભાવ અર્ઘ-
ભરી સમઝણે વિરલતા સુઝાડે:

સંકેતોની સમસ્યા, ગૂઢ, મૂક,
ગહન, પ્રકૃતિ, મનુજમાં જગાડે !

૩

વિશ્વે વ્યાપેલ, માયાપૂર્ણ, સૃષ્ટિજનિત
શી, ચમત્કૃતિ, ન ક્યાં, સુહાતી ?

સ્વાતંત્ર્યે સ્વસ્થ સ્વેચ્છાધીન,
નિત્યનવીન, પ્રકટે, પ્રણયની પ્રણાલી !

પ્રાણાત્મા, પુણ્ય–સત્વે, દેહની સુઘટિત
ઘટના, સુચરિતે કરે: તો–

બુદ્ધિને સૌષ્ઠવ, જીતે, ભવે,
હૃદયબલથકી, નકી, પ્રસર્જને શો !

૪

બ્રહ્માંડે મેળ સાધે, પાર્થિવેશ મનુજ
નિજ જાતિ ગણુને મ્હલાવે:

પોતાની સર્વ સૃષ્ટિને, સજીવ—
રચી પ્રકૃતિને હૃદયથી રીઝાવે !

ત્યારે સ્હાશે મહાહિન્દે પ્રજા
પ્રીતિબલ પ્રભુતા ભરી તપે પ્રતાપે !

કોની તાંકાત છે કે હંસનું
જીવનજળ વિમોકિતક સ્વરાજ્ય ઝૂંટે ?

તા. ૧૩-૧-૧૯૪૨ મંગળવારઃ લાઠી.

## ૫૬૪—ચન્દ્રની ગૌરતા

ચન્દ્રની ગૌરતા ચિંતનો પ્રેરતીઃ
તારિકાથી સુહાતી અનેરી !
મીટ મંડાય ત્યાં મોહિની લાગતીઃ
હસમુખી ન્યાળતી કેમ હેરી ?

પૃથ્વીની સૃષ્ઠિ નિત્યે નવલરંગીલી—
ધવલિમામાં રસાયન શું રેલે ?
ચન્દ્ર કૃષ્ણાંકની કાલિમા કાં ધરે ?
ચિત્રલેખા શું પાર્થિવ હેરે ?

સોળ શૃંગારભર પૂર્ણિમાની કલા
સ્હોય લીલાભરી ભાગ્ય જેવી !
દુઃખસુખ શોક હર્ષે ભર્યાં જીવિતગ્રામ—
માનવીની વિધાત્રી શું હેવી ?

કલ્પનાની રસાક્ષરી કવિ–ઉર રચે:
સુન્દર વિચિત્ર પટ ઉપરે શું ?

સકલ રેખાંકને વિકલ ભવ કે સુઝે:
અકલ અચલાયતન રીઝવે શું ?

તા. ૫–૩–૧૯૪૨ ગુરૂવાર: લાઠી.

## ૫૬૫–પ્રેમ, તે, શું છે ?

પૂછે સૌ: પ્રેમ, તે, શું છે ?
હૃદયગીત કે શું અશ્રુ છે ?
પરાધીન પ્રેમ કે સ્વાધીન ?
દયાલુ દીન કે લયલીન ?
ભીખારી પ્રેમ કે દાતા ?
તવંગર કે ગરીબ ત્રાતા ?
ભૂલાવે ભાન પ્રેમ સકામ ?
નિર્જાર્પણ દાન કે નિષ્કામ ?
અગમ્ય જ કોણ આકર્ષે ?
પૂજે કોને જ ઉત્કર્ષે ?
રસાત્મક યોગ વિયોગે–
પ્રણય શું સદ્‌ગુણૈશ્વર્યે ?

તા–૧૧–૩–૧૯૪૧ મંગળવાર. જુનાગઢ

## ૫૬૬—ત્હારો, તું ચોકીદાર !

ત્હારો, તું, ચોકીદાર !
કર અજવાળાં ઝંકાર !
અંધારે અટવાય બીચારાં:
થા, તું, દોરવનાર !
તુજ દીવે, દીવાને તેના
બન ઝળકાવનાર !
તુજ સહચાર:
તુજ સહકાર:
મેળવ તારેતાર !
આજ આણઘડી અહીંયાં જોગવ—
જીવતર આરપાર !
એકસંપથી આગળ ધપાવ !
એકમેક આધાર !
કર પડકાર !
કર જયકાર !

તા. ૨૨–૩–૧૯૪૨ રવિવાર–જુનાગઢ.

## ૫૬૭—હિન્દી સ્વરાજ્યની હિત–ઘટના

૧

હિન્દે, તો, ઈતિહાસ, એક, પલટે, માનવ્ય–સત્તાતણો,
જીત્યા મુસ્લિમ બ્રીટનો, વશ થયા બેહોશ હિન્દીજનો,

ત્હોયે સંસ્કૃતિ આર્ય સંજીવનની પુણ્યાભિલાષે વહે:
ગંગાજી ધપતાં હિમાલય થકી ને સાગરે ઉછળે !

૨

એક હજાર વર્ષાંતે યુગ-સંયોગ સાંપડ્યો:
સંઘબળે, ઝુઝે, હિન્દી, પડકારે, વિદેશીને !

૩

જામ્યું છે જગ-યુદ્ધ પૃથ્વી પટમાં, સંહાર દાવાનળે:
જાપાને ત્યમ જર્મની, ઇટલિએ ઝુંબેશ ગર્જાવી છે:
સ્હામે બ્રીટનને અમેરિકન છે રશ્યાય સામેલ છે:
ઘેરે સાગર હિન્દનો: ભયભર્યા ત્રાસે ઘુમે વિગ્રહે !

૪

સંગ-દોષે સહે, હિન્દ, નિર્દોષ, નિસ્પૃહ, રહે:
હિન્દની સંપદર્થે તો વિદેશી હુમલા સ્હૂડે !

૫

હિન્દી માનવ-ઐક્યની પ્રબલતા અબ્જોની છે વસ્તા ધરે:
આધારે રહી એકમેક પ્રણયે રક્ષે ન કાં હિન્દને ?
વીરત્વે, ભૂમિ-પાલને, પણ સ્હુડે જીતે સદા દિગ્ધરો:
સંતાનો નિજદેશ ગૌરવ કરે, સ્વાસ્થ્યે રહે બન્ધુઓ !

૬

હિન્દીઓને હિતે કે સ્વરચિતઘટના થાય હિન્દી સ્વરાજ્યે:
ન્યાયી કાર્યે વ્યવસ્થા જનપદ ચલવે, જાતિભેદો તજીને:
આર્યાવર્ત સમૃદ્ધિ, પ્રકૃતિ-અનુગ્રહે, સર્વકાળે સુહાતી:
તેવી બન્ધુ પ્રજાઓ અભયભરી રહે સખ્ય સૌખ્યે મ્હલાતી !

તા. ૧-૪-૧૯૪૨ બુધવાર. લાઠી.

# ૫૬૮–સાગર સૌન્દર્ય દર્શને–

સંત નરસિંહ મ્હેતે, ઉદધિને તટે,
ચિંતને સાધ્યું કે આત્મ–મન્થન:
સાગરે ભવ્ય સૌન્દર્યને ઝીલતાં,
પ્રકટયું ઐશ્વર્યનું જગત–નન્દન !
માનવ મહાનુભાવે પૂજી વિભૂતિને,
પ્રેમ–સંજીવન પ્રજ્ઞાન જાગ્યું:
જીવન–ગોપાલને, સંદીપન સાંપડયું:
ભવ–રસેશે જ વૈકુંઠ આપ્યું !
કૃષ્ણ રાસેશ, વ્રજગોપગોપી મળ્યાં:
ભક્ત, ગીત નૃત્યને તાન ફૂલ્યા:
પ્રીતિનાં તપ ફળ્યાં, કાવ્ય રસ-કંદરૂપ,
ભક્તિ આરાધને પ્રાણ ઝૂલ્યા !
અનુભવ રસાલયે, જળ-તરંગે, તર્યા:
પુનિત સંસાર–શૃંગાર–યોગે:
સરલ સુભગા સતીને પ્રભાવે જીત્યા–
ભાવના ભાવ અદ્વૈત, ઝોકે !
વિધુરતા વાનપ્રસ્થે સહી શાંતિથી:
બાલ અનુરંજને છાઇ પ્રભુતા:
પ્રભુજીને પરિચયે સ્વાર્પણે રીઝવ્યા:
ધન્ય અનુરકત નરસિંહ મ્હેતા !

તા. ૫–૪–૧૯૪૨ રવિવાર–લાઠી.

# ૫૬૯—પ્રવાસ-પ્રદર્શન

૧

પ્રવાસે દૃશ્યો કૈં પરિચિત થતાં નિત્ય નવલાં:
ન જોયેલું જાણ્યે અનુભવ થતા સાવ અળગા:

પશુ પંખી પ્રાણી ભૂમિતરુ મનુષ્યો સહુ જુદાં:
દિસે ગોળાકારે ક્ષિતિજ નભ મધ્યે મલપતાં!

૨

વિભૂતિ કાલકૂટસ્થ અચલાયતન ઉભી:
ચલાયતન જગતે વચ્ચે સૃષ્ટિ સ્ફુરે હસી:

૩

હાસ્યે સ્હોતાં અમસ્તાં વદન કલરવે ગર્જતાં ગીત કંઠે:
જાનૈયા માંડવૈયા વર-વધૂ શરણે નાચતા સ્નેહ-વૃન્દે:

રાચે એ દર્શને કૈં પ્રકૃતિ પુરૂષ તો યુગ્મ-યોગે ઉમંગે:
પુણ્યોત્કર્ષે વિનોદે રસ-રમણ કરે માનવી કૈં તરંગે!

૪

યોગાનુયોગના લ્હાવે, પ્રભુનાં દર્શન થતાં:
ચરિત પ્રભુતા લ્હેરે, સંયોગે એકમેકને!

૫

રાત્રિને અંધકારે હૃદય-ઉમળકે વત્સલૌદાર્ય વાધે:
નેત્રો તેજોપળેવી પ્રણય અભયથી જોગવે જાગૃતિને:

આકાશે ચન્દ્ર તારા વિજન જગતને સ્વપ્ન-ઘેને મ્હલાવે:
જાગું હું એકલો ત્યાં મન-હ્રદય ભરૂં ચિંતનોર્મિ પ્રભાવે!

ઉષા ઉગે ત્યાં અભિલાષ જાગે:
મનુષ્ય સંસાર વહે જ પુણ્યે:
સ્મરૂં કૃપા તેમ નવીન ઝીલું:
અનુગ્રહો શ્રી પ્રભુના સદા હું!

તા. ૨૬-૪-૧૯૪૨ લાડી જામનગરથી શનિવાર
શ્રી ભૂપતરાયભાઇ દીવાનજીના પુત્રના લગ્નોત્સવે

## ૫૭૦–બાળકને પગલે કુમકુમ

વીણા વાગે છે વાગીશ્વરીની લોલ
માલતીને ફુલ ઝુલે હિંડોલ રે
એવી જગત્કુંજ એક બાલકોની લોલ
ઉછળે જીવનની રસ છોળ રે!
બાળક હરણાર ભરે દીલડાંનો લોલ!
લાગે ઘરણાર તો ભરપૂર રે!
નાચે કૂદે ને ગાય ગીતડાં રે લોલ!
દેવો ને કરે ઘેલા તૂર રે!
મ્હેલાંપૂજાય બાલ બાલિકા રે લોલ!
શ્રી સરસ્વતી ને શ્રીગણેશ રે!
પ્રકટ બાલરૂપ પ્રભુ અવતરે રે લોલ!
આનન્દ મૂર્તિ જ હ્રદયેશ રે!
જેવાં તેવાં બાળકો રહે રે લોલ!
નીવડે એ જગતદેવ દિવ્ય રે!
બાળકને પગલે કુમકુમ ઝરે રે લોલ!
માનવ સંસાર બને ધન્ય રે!

તા. ૨૮-૪-૧૯૪૨ શુક્રવાર–જામનગર બાલ મંદિરે.

## ૫૭૧—પ્રભુનાં પ્રદર્શન

અંતર્યામી ! ચરાચરે, ય,
તમ દર્શન કરૂં એક !
હું ને મ્હારૂં જગત વિરમે:
રંગ તરંગે અનુભવો શમે:
ત્યારે સંદીપન પ્રભુતા કૈં પ્રકટે સૌમ્ય સુરેખ !
માનવનો અવતાર ગમે જ્યાં–
કોણ ન અનુરંજને રમે ત્યાં ?
ગોળામાં વિવિધ રૂપની કૈં જ્યોત ઝળકતી છેક !
જય: સાગર દ્વારિકા દર્શનો:
જય ગિરિ નારાયણ પ્રદર્શનો:
એમાં વિલસે પ્રસર્જનો કંઇ અનેકે એકમેક !
પ્રિયજનની પ્રેમની પ્રભુતા:
આમ્ર–કેરીની રસિક મધુરતા:
મયૂર–કલા: કોકિલરવ: કૈં: પ્રભુ ! તમ સ્વરૂપ દરેક !

તા. ૨૯–૪–૧૯૪૨ બુધવાર–જૂનાગઢ.

## ૫૭૨—ઘટમાળને જંજાળ

જગતની ઘટમાળ ! જુજવી સ્વપ્નાની જંજાળ !
કાયા આળપંપાળ: જોગવે આત્મા અનંત કાળ !
એક માટીના અનેક ઘડુલા,
ભરાય ખાલી થાય,
ચકડોળે ચ્હડતા ને પડતા,
કોણ ક્યાં નવ જણાય !

માયા જ રમતીયાળ: તેને માનવ રમાડનાર !
જન્મારંભ કળાય નહિ કદી:
કે નવ જીવિત અંત:
પ્રસર્જને પ્રેરણાં અજાણ કંઇ
પ્રકટાવે આનન્દ !
સ્થિતિ સ્થલ સમયાનું યોગ, રચે કૈં અનુભવનાભવયોગ !
अत्राद्य महामांगल्ये, जो !
કરે મનુજ કલ્યાણ:
વર્તમાન પુણ્યે જ મળે, જો !
ભોગવતા એ લ્હાણુ !
જાગ્રત નિદ્રાણુ જીવ, કેવો બને પ્રભુનો સચિવ !

તા. ૧-૫-૧૯૪૨ શુક્રવાર જુનાગઢ.

## ૫૭૩—ગામતરાને મેળે

ઘર આંગણેને ગામની સીમે સૌ-
ગામતરે આવે ને જાય:
ઠરી ઠામ ન બેસે માણસ
ક્યાંથી ક્યાં વાએ વીંઝાય !
ધરણી નાની ને માણસ મ્હોટું:
ક્યાંય ન એ તો સમાય:
સાંકડ મનડે ભીડ ન ભાંગે:
નાહક માથાં કપાય !
જંગમ તીર્થ છે કાયા આપણી:
તેમાં છે આતમરામ:

એ તો બધામાં એવા ને એવા:
એને અનુભવવાનું કામ!
હાલતાં ચાલતાં પુણ્ય જ કરિયે:
સત્જન રહિયે અબોલ!
હેતને હામ તો હૈયે ધરિયે:
હેરીએ હસીએ અમોલ!
એક પ્રભુનાં અનેક માળખાં:
કરીએ સંગીત કલ્લોલ:
ઘડીકના મેળામાં મળિયે:
રેલવિયે છકછોળ!

તા. ૪-૫-૧૯૪૨ સોમવાર જુનાગઢથી લાઠી.

## ૫૭૪—મ્હારે ય ભગવાન છે ભેળા

મ્હારે ય ભગવાન છે ભેળા:
મને એના હૈયે જ હેળા!
કોની ભેળા ભગવાન નથી ક્યાં?
કોને જ્યા ત્યાં ન કળાય?
એની સાને સૂઝે અગમનિગમ:
એને તો સૌમાં મળાય!
આગળ, પાછળ, ઉપર, નીચે,
પડખે હાજર હોય:
એનાથી યે આપ-ગવાયાં-
છતાંયે જય ન્યારે ન્હોય!

એનાં એ ભોમને આભની નીચે,
હેરા ફેરા કરે કાય
ભલા ભોળા ભગવાનને પગલે,
ભગત નાચે ને ગાય!
અણુ સરખા આંબા ને બાવળને,
એક સરખા પ્રભુ છાય:
ભોગ-યોગને વિવેક તારવતાં,
પ્રભુતા થૈ દરેક સેવાય!

તા. ૧૯-૫-૧૯૪૨ સાબરમતી આશ્રમ-મંગળવારે

## ૫૭૫-ભરત ભ્રાતૃભાવ

૧

ભરતજી તણી ભ્રાતૃ-ભાવના-
નિજ સમર્પણે ભાવ પ્રેરતી:
જગવી પુણ્યનાં કૈં પરાક્રમો,
રચતી પ્રેમના રામ-રાજ્યને!

૨

વિશ્વાસે, ભક્તિ વાત્સલ્યે, વિવેક-વિનયે ભર્યા:
ક્ષમા વીર કરૂણાર્દ્ર ભક્તે શ્રી રામને જીત્યા!

૩

સુકૃતિથી સ્ફુરે કલ્પના કલા:
ચરિતને ઘડે ભાવ ભાવના:
ભરત ભક્તજી રામને ભજે:
અધીન પૂજને છાય પૂજ્યને!

૪

કૌશલ્યાજી-દશરથે, ઉર્મિલા લક્ષ્મણે, ઉરે,
આરાધ્યાં રામ-સીતાને, માંડવી ભરતે, પ્રીતે !

૫

કૈકેયી પલટયાં પ્રબુદ્ધ હૃદયે કૌટુંબકલેશાંતથી:
ભક્તેશે રીઝવ્યા સખા ભરતને રામે અનુરંજને:
પાદુકા ધરી રામ-રાજ્યની શિરે, આરાધને લોકનાં:
સ્હોયાં દંપતી માંડવી ભરતજી આધીન્યથી ભક્તનાં !

૬

ફળે સાકાર આદર્શો, કાર્ય કર્તવ્ય સત્કૃતિ:
બનાવે ભક્ત, દાસત્વે, મહાન ભગવાનને:

૭

સ્નેહે સંબંધ સાધે રૂધિર બલ થકી બાહુના બાંધવો કે:
રામે ને લક્ષ્મણે યે સુર ભરતજીએ આર્યતાને ઉજાળી:
ધાવા પૃથ્વી સુયોગે અમર બનતી કે બન્ધુતા માનવોની:
વૈરાજ્યો શ્રીપ્રભુને, જગ પ્રગતિ વહે રામવિશ્રામ રાજ્યે !

તા. ૨૪-૫-૧૯૪૨ રવિવાર: અમદાવાદ-સાબરમતી આશ્રમ.

## ૫૭૬—એકલ કલાત્મા

ચન્દ્રમાની ધવલિમા કાં ઢાંકે તારાનાં વૃન્દ ?
આકાશે એકલો શું એ ઘૂમે ઉરને આનન્દ ?

એકલ કલાત્મા એ ધરણીને ધરવે ઉછરંગ !
  શુકલ કૃષ્ણભાવને, એ થનગને, તરલ તરંગ !
પૂર્ણ, જો ! અપૂર્ણ કલાને, કરે સકલ ભરપૂર !
  એ અકલ લીલા કરે ન કોને જ ઘેલાંતૂર ?
રેખાનુરંજને, વિનોદના વિહાર થાય !
  ગુણ ગંભીર ગરવો ગુજરાત હાસ્ય કાં ન સ્હાય ?
ચન્દ્રમા હસે: ચકોર માનવો પણ મલકાય !
  ચન્દનીને જાગરણે સાત્ત્વ રાતે મ્હલાય !
નવયુગ ઘડનાર ધન્ય નરવીર જ્યાં ત્યાં જણાય !
  ગુર્જરી ગર્જે ત્યાં નદી સાગર–સંગમ છલકાય !

સં. ૧૯૯૮ પ્રથમ જ્યેષ્ઠ પૂનમ શનિવાર.
તા. ૩૦–૫–૧૯૪૨ સાબરમતી આશ્રમ.

## ૫૭૭–કવિ–મિલનમાં–

કવિ–મિલનમાં, ફૂવારે, કે, ફૂટે રસ–ધોધવા:
  જળ–લહરીનાં બિન્દુ ઉડે: છવાય અમી–ઝરા:
નયન–ઝલકે, વિદ્યુત્ શી, કે, સુદર્શન કલ્પના–
  નવ જગ રચે: રાચે: નાચે: ગીતો ઉર ગર્જતાં !
ઉમેશ, સ્નેહ—રશ્મિને, મુરલિધર નવા કવિ:
  કમલ નલિની જ્યોત્સ્ના હસે લલિત–રંજને !
યોગી, ત્રિકાલ યુગનાં જ પ્રદર્શનો, કે–
  આલોચના અગમ–નિગમને ઝીલે: જો !
સંયોજતા, સ્થલ, સ્થિતિ, સમયાંતરો ને:
  ત્યારે મનુષ્ય–પ્રતિભા ઝબુકે ઉમંગે !
સનાતન કવિત્વે તો નિત્ય નૂતનતા સ્ફુરે:

કલાત્મા, કાંત દ્રષ્ટાઓ, રસાક્ષરો: શ્રુતિ ઝીલે !
વર્ષે વિશ્રાંતિ વર્ષા: ધરણી ધરવતી: પુણ્યને સત્પ્રતાપે:
કોકિલાને મયૂરો કવિજન ગરવા ગીત સંગીત છેડે !
જો ! સીતારામ ઝૂલે લવકુશ શરણે આશ્રમે વાલ્મીકિને:
કુંજે લીલાભરી, એ, કવિ-હૃદય ઝુકે, જીવને, પૃથ્વી-અંકે
સૃષ્ટિ-સૌન્દર્યને, ઝીલે, નયને, કવિ, નાચતાં:
ઐશ્વર્ય માનુષી અર્પે જગતને ન ચા વ તાં !

તા. ૩-૬-૧૯૪૨ બુધવાર: અમદાવાદ-પંચવટી.
કવિ ઉમાશંકર જોષીને ઘેર

## ૫૭૮-અનંત આર્યતા

શૃંગારે, સ્હોય પૃથ્વી, હિમગિરિવરને,
　　　　　　　　ઉચ્ચ સૌન્દર્ય-શૃંગે:
ગંગાદ્રિ માનસેથી, મધુર જળ વહે,
　　　　　　　　અર્ણવે કૈં ઉમંગે:
આર્યોની સંસ્કૃતિ કૈં જગત જન
　　　　　　　　ઝીલે ભાવનાને તરંગે:
ઐશ્વર્ય માનવાની ચરિત વિભૂતિનો
　　　　　　　　ભારતે છાય રંગે !
અલૂણાં સલૂણાં નીર મળે સાગર-સંગમે:
સ્નાને વસુન્ધરા મ્હાલે ઘૂમતી સૂર્ય-મંડળે !
ગુંજે સિદ્ધાશ્રમે કૈં વ્રત તપ મુનિઓ,
　　　　　　　　દિવ્ય આદેશ ઝીલે:
દ્રષ્ટાઓ, દર્શને, કૈં, દશદિશ, નિરખે:
　　　　　　　　દિગ્ધરો પૃથ્વી રસે:

ઐશ્વર્યોપાસને કેં મનુજ જીવનને
ખીલવે સત્-મહાત્મ્યે:
સાધ્વી સંતો દયાળુ જગવી જગતને
સ્નેહ-સ્વાતંત્ર્ય અર્પે !
ઉષ્મા ભરી ઉષા પ્રેરે: સંધ્યા, શીતલતા ભરી:
દમ્પતી બાળકો પાળે આર્યાવર્તે, ઉદારતા !
વર્ષારંભે તડૂકે ઘન: વીજ ઝબૂકે
વિપ્લવે, ગ્રીષ્મ અંતે:
જ્યેષ્ઠે આષાઢ માંહે જળમય ધરણી
સ્નિગ્ધ સંતુષ્ટ હિંયે:
દેશે કાલે વિવર્ત્તે થતી નવી ઘટના
ત્હોય સૃષ્ટિ સુહાતી:
સ્વસ્તિ માંગલ્ય હિન્દે હિત અમી વરસે
લાડિલી જો ! મ્હલાતી !
અનંત આર્યતા, હિન્દે, ફુવારે અમર ફુટે:
દ્યાવા પૃથ્વી રસ-યોગે વર્ષા-વસંત ખીલવે !

સં. ૧૯૯૮ બીજા જેઠ વદિ ૫ શુકરવાર, રાતે.
તા. ૩-૭-૧૯૪૨ લાઠી. મ્હારી ૬૬ મી જન્મતિથિએ.

## ૫૭૯—વત્સલ વરસાદ—

જળધારે વગાડતી વાદળીઓ રસ-વર્ષાની વીણા !
સંગીતને સૂર ઝીણા !
ઉરના કેં ભાવ ભીના:
વ્યોમે અમીની દોરીએ ઝૂલિયે ગાતાં સંગે વીણા !
કુદરતના લ્હાવ ઝીલિયે:
જગનાં જુદ્ધો જીરવિયે

આવો, અનુરંજન રમણે ભોળાંની કંઈ ભૂલ ભૂલવિયે !
વ્હાલપ વત્સલ વરસાદે:
ઉરના કે અબોલ નાદે:

હાલો કંઇ ઉછાળિયે છકછોળ એકમેકે રીઝવિયે !
વ્રત ઉત્સવ રમ્ય ઉજવિયે:
જલ ઉજ્જ્વલ હસી હસવિયે:

પ્રકૃતિને પ્રસન્ન કરિયે રસ પ્રભુતાના લ્હાવ લઇયે !

સં. ૧૯૯૮ બીજા જેઠ વદિ ૧૧ ગુરુવાર.
તા. ૯-૭-૧૯૪૨ લાઠી.

## ૫૮૦—હૃદયસ્થ પ્રભુને પ્રાર્થના

જય: પ્રભુ ! અકલ અનંત અનામી:
જીવન સ્વામી:
અંતર્યામી !

જય: પ્રભુ ! આત્મ-કમલના વાસી:
પ્રાણ પ્રવાસી:
વિશ્વ-વિલાસી !

જય: પ્રભુ ! અણુ-રંજનમય રાચ્યો:
રગ રગ નાચ્યો:
ભાવ જ જાચ્યો !

જય: પ્રભુ ! હશેન્દ્રિયને દ્વારે:
પ્રેમ ફુવારે:
પ્રેમ ઉછાળે !

જય: પ્રભુ! વિરાટ સર્જન વ્યાપો:
વા મ ન સ્થાપો:
ક રૂ ણા આપો!

સં. ૧૯૯૮ શ્રાવણ શુકલ પ્રતિપદા ગુરૂવાર.
તા. ૧૩–૮–૪૨ લાઠી.

## ૫૮૧–ફુલ-ફળ

ફૂલે: ફાલે: ઘડી, ખીલે: ફૂલો, ફળો, ખરી પડે!
આજને જીવને મ્હાલે: ગઈ–આવતી–કાલ ક્યાં?

રસે રુપે રંગે નિજ ગુણ સુગન્ધે અવનવાં:
અનેરાં સૌન્દર્યે; સ્વકીય ઉપયોગે મલપતાં:

લચે લીલાં વૃક્ષે મધુર કુમળાં સ્નિગ્ધ ઉજળાં:
મનુષ્યો એવાં કૈં ક્યમ ન બનતાં આ જીવનમાં

રાત્રીએ ચન્દ્રની જ્યોતે, ઝંખવે તારલા નભે:
દિવસે સૂર્યની જ્યોતે શૃંગારે પાર્થિવ જગે!
પુષ્પો સૌન્દર્ય પોષે: ફલ,
રસમયતા: જીવનાનન્દ અર્પે:
જીવો, વસ્ત્રાંજળે કૈં: પૃથિવી,
પ્રકૃતિથી: પ્રાણ રક્ષાજ પામે:
લાવણ્યે લાઘવે તો ક્ષણિક જીવતરે
સ્વા ર્પ ણે દિવ્ય સ્હોતાં:
એવાંને આન્હિકે કૈ મૃદુ ગુણ
ગરવાં પૂજ્ય દીસે પન્હોતાં!

પુષ્પો શાં પંખીઓ છે : કે, ફળો શાં પ્રાણી ઝુમ્‌ઝુમે
માનવી શાં, ન, કો, ભાસે: કોના જેવાં હશે જ એ
કુસુમ અવયવો છે તેમ છે ઇન્દ્રિયાંગો:
ફૂલસમ તન લાગે પુષ્ટ પ્રાણે ભરેલાં !
અનુકુળ ફળ ફૂલે ફાલતાં પૃથ્વી બાગે:
પ્રણયનું પ્રભુ-પાયે નિત્ય નૈવેદ્ય અર્પે !

તા. ૩૦-૮-૧૯૪૭. શનિવાર-લાઠી.

## ૫૮૨—હોય તેવું જ ક્યાં ?

કલ્પનાની કલા: હોય તેવું બધું !
વાસ્તવિક ને અનેરૂં જ રચવું !
વિશ્વ તે વિશ્વ નહિ ! મનુજ માનવ નહિ !
કોણ કેવું નિરાળું જ કથવું !
માનુષી ભાવથી મનુજ નિજ હિત જુએ:
કલ્પનાની કલા તેવી સર્જે:
સ્વપ્ન જાગૃતમહીં છાય માનવ-જગત,
ત્યાં મનોભાવ નહિ કેમ પલટે ?
મેઘદૂત કવિ કાલિદાસે રચ્યો,
માનવીસમ ઘનશ્યામને તો !
વાદળીને કવિ શેલીએ તો રચી,
કન્યકા નીરઝરણી સમી: જો !
અંતરાત્મા, હૃદય, મન, જીવન, મનુજનાં,
જગ અમાનુષીને કયમ ન રચતાં ?
કલ્પનાની કલા જૂજવાં સર્જને,
હોય તેવું બધું કાં ન ફૂજતાં ?

## ૫૮૩—સુન્દરી

સુન્દરી !
સ્વયંવરી:
સંસારે ગૃહતરી:
પતિ નિયામિકા નરી:
સંતતિની ભવ–ધરી !
અનુચરી:
સહચરી:
જગતે અગ્રેચરી !

સુન્દરી !
સુભગેશ્વરી:
પ્રેમની પ્રભુતા ભરી:
અમરફૂલની મંજરી:
પુરુષની તું બેલડી,
ગાજણ તું અલબેલડી:
તું સમાજની જનની:
વન્દની:
પ્રભુ–નન્દિની !

તા. ૪–૯–૧૯૪૨ શુક્રવાર–લાઠી.

## ૫૮૪—કલાપીરાજનાં શોભનાં રાણી

કવિ કલાપીનાં રાણી શોભના—
સુવિધવા વ્રતે સ્વર્ગ સંચર્યાં !
સ્મરણ ચિંતને જીવ્યું જીરવ્યું:
ભજન કીર્તને, આયુ જોગવ્યું !

ઘન કણાણના, સત્કલાપના,
નયન-ચન્દ્રકે, જાદુ ઝીલતાં:
રીઝવી, રંજને, રાજવી જીત્યાં:
પુનિત કંપળે, સ્વાર્પણો સહ્યાં!
વ્રત તપસ્વિની મૌન ગુંજતાં:
અનુભવી હતાં સખ્ય સૌખ્યનાં:
દીન અધીનતા ગૌરવાંકિતા,
ન, શું, હતાં, કલા, કાવ્ય, કલ્પના?
ગઝલની ગમે, દર્દ ક્રેડતાં!
પ્રણયને ચામી, પ્રાણ પોષતાં!
ઉનમની, દિલે, આહ, સેવતાં!
પ્રિયતમા હતાં, સુરતા ભર્યાં!
મયૂર કેલણા કુંજમાં રમ્યાં!
પ્રભુ-ઉરે તર્યાં, તૃપ્ત વિરમ્યાં!
ગરવી ગુર્જરી ગીત ગર્જશે!
અમર જીવને, પ્રેમ પૂજશે!

તા. ૨૦-૯-૧૯૪૨: રવિવાર-લાઠી. સં. ૧૯૯૮ ભાદરવા શુદિ
જળયાત્રા એકાદશી: મળરંક.

## ૫૮૫-ચન્દ્રમાને ચન્દનીનાં રીસામણાં

(કાળજાંની વાત કોને કહિયે? ગોવાળિયે ઘેલાં કીધાં રે: ઋષિરાજ)

ચન્દ્રમા ને ચન્દની રીસામણાં!
વસુન્ધરા કેવાં મનાવે?

ચન્દ્રમાને વિશ્વની વિભૂતિઓ વધાવે !
ચન્દનીને પૃથ્વી પધરાવે!
એકલો વિજોગી ચન્દ્ર ઝંખે ને ઝૂરે !
ચન્દની વિજોગણુ તો દૂરે !
તારિકાનાં વૃન્દ, વ્યર્થ, ચન્દ્રમાને ઘેરે !
ચન્દની જળ માંહે હેરે !
ધરણીને પ્રાણ, કોણ, નયણાંને સંજીવન ?
કોણ ચિત્ત-ચિંતનો ચગાવે ?
ચન્દ્રમાને ચન્દનીના ભેદ કોણ જાણે ?
એકમેક હસે ને હસાવે !
પ્રેમને યોગાનુયોગ, રજનીને જોગવી,
ચન્દ્રમામાં ચન્દની વિરામે !

તા. ૧૮-૧૦-૧૯૪૨ રવિવાર-લાઠી.

## ૫૮૬—ગામ ઝાંપે

હાલો ને ગામ-ઝાંપે !
ઘડીક વિસામો આપે !
ગામનાં માણસ ઢોરને ગાડાં-
હાલ્યાં આવે ને જાય !
હસતાં બોલતાં ચાલતાં રોજનાં-
ગામતરાં કંઇ થાય !
વાડીએ, ખેતરે, ગામથી દૂરે,
ખેતી કરે ખેડૂત !
કેડ બાંધી બે હાથે કામે, બને-
રોટલે ભેળા ભવ-દૂત !

ભાત લઈને કોડિલી કણબણ–
ધણીને આપે આરામ !
ધરાય ત્યારે મલકંત મુખડે–
ધણીયાણી જાય નિજ ધામ !

તા. ૨૯-૧૦-૧૯૪૨ ગુરૂવાર-સાકી.

## ૫૮૭–રસ–કુંજ ગુંજન

ઘર પછવાડે, રૂડી વાડીમાંજી રે,
હાલો, મીઠી મીજમાનીમાં મ્હાલવાજી રે !
આવો છોરૂ ને માવતર હોંશીલાંજી રે,
હાથોહાથ બનાવિયે ખાવાનાંજી રે,
કોઇ સાતપડા રોટલા બનાવજોજી રે !
દાળભાત વધારે છમકારજોજી રે !
શાક-પાન કચુંબર તમતમતાંજી રે
ખટ-મધુરાં તે ભોજન ભાવતાંજી રે,
સ્હામસ્હામા તે કોળિયા ભરાવજોજી રે
ખુબ હસજો ને ગીત કંઇ ગાજોજી રે,
આજ રીઝે તેનાં રાજ રોજનાંજી રે !
કાલ આવે ને જાય શીદ સંભારણાંજી રે ?

તા. ૨૫-૧૧-૧૯૪૨ બુધવાર-સાકી.

## ૫૮૮—અમે તો પ્રભુના દેવદૂત

અમે તો પ્રભુના દેવદૂતઃ
ચલવિયે સૃષ્ટિચક્રનું સૂત્ર!
સદાચરણ પ્રભુતાના ઝીલિયે,
અમે જીવના દેશ!
અબોલ અદૃશ્ય હિત–સેવા,
ધરિયે, એ ઉદ્દેશ!
વિશ્વ-વિભૂતિઃ દ્યુતિઃ તત્વઃ વૃન્દ,
ગુપ્ત ધરે આનન્દ!
પ્રભુના સખા હસમુખા એ તો,
પ્રેરે પન્થ અનન્ત!
જનની જનક ને સાધ્વી સંતો,
સેવે ઘર સંસારઃ
ત્યમ પુરૂષાર્થે ને વ્યવહારે,
પુણ્ય–પરાક્રમ–સાર!
પ્રભુ, વિશ્વ ને જગત અમારી–
સંભાળ જ લેનાર,
કહ્યાગરા એના રહેવું ન કાં?
ફુલ પાંખડી ધરનાર!

તા. ૨–૧–૧૯૪૩ રવિવારઃ સાબરમતી આશ્રમે.

## ૫૮૯—ચૈત્ર પૂર્ણિમા

ચિંતનની ચન્દ્રીની વદન–ચન્દ્ર–પૂર્ણિમાઃ
એવી ચૈત્ર–પૂર્ણિમા!
કેસરિયાં કેસુડાં કે અંતરનાં આંસુડાં?
નવરંગી ફૂલ, જુવે, પચરંગી ફૂલડાં!
એવી ચૈત્ર–પૂર્ણિમા!

જન્મતીર્થે, વ્રજે, કૃષ્ણ જયવીર સમ,
રોપ ધ્વજદંડ, તુજ લે તું દીક્ષા!
વતન વેણુ તું રસ-કંઠથી બજાવને,
ગજવ તું ગુણજ્ઞ જ સ્વદેશ ગીતા,
રાસ નૃત્યે તું અનુરંજને રીઝવ જગ,
સારથી થા તું સત્-યુદ્ધ જેતા!
સૃષ્ટિ-લીલા વિરલ, પૃથ્વીની કલા સરલ:
કિરણ-કણ ગુંથ ઐશ્વર્ય ચેતન!
આત્મ-સૌન્દર્ય-આકર્ષણે, પ્રણયમય,
ગૃહથી બ્રહ્માંડ સુધી, તું સજીવન!
સત્ય વિદ્યુત્ સંજીવને સંચરે:
તુજ અનુભવ-વિભવ તું ઝીલાવે:
તેમ મનુ-મંડળો આ ભવે વિલસતાં:
શાંતિ આનન્દથી તું મ્હલાવે!

તા. ૬-૨-૧૯૪૩: સં. ૧૯૯૯ માઘ શુદ પડવો શનિવાર-લાઠી.

## ૫૯૩-ભક્તઃ પ્રભુઃ ચોરના ચોર

ભક્તઃ પ્રભુઃ ચોરના ચોરઃ
એકઃ ગુણ-ચોરઃ
બીજા ચિત્તડાંના ચોર!
ભગવદ્ભાવના-
ભક્ત, ગુણ, ચોરેઃ
ચન્દ્ર ચન્દની ને ચકોર!

# ૫૯૧–પંચ અમરવૃક્ષો

૧

વડલા! શીળી છાય, દિલ વ્હાલપની સ્હોડ, તુજ:
તને સ્હાય: તું સ્હાય: એવો અળગો એક તું!

૨

પીપળા! પૂર્વજ તીર્થ! સુભગાઓ પૂજે તને:
ગૃહ–સંસારે, નિત્ય, ત્હારી ઓથે સહુ રહે!

૩

લીમડા! લીલું છત્ર, પ્રાણીને છાયા ધરે:
આરોગ્યે સર્વત્ર, તું સુખ–શાંતિ અર્પતો!

૪

અશ્રુ પલ્લવ અશોક! તું મંગલ ગૃહ–તોરણે:
તુજ આનન્દન ઝોક, માનવ જગત્ મઝા કરે!

૫

આંબા! ત્હારી કુંજ, અમરફળે લુમઝુમતી!
કોયલ નિજ રસકંદ, જીવન–વન ગર્જાવતી!

તા. ૨૮–૧–૧૯૪૩ ગુરૂવાર–લાઠી.

# ૫૯૨–વતન–વેણુ

મધ્ય–બિન્દુ: વતન: પૃથ્વીને, વિશ્વનું:
કર, ધુરન્ધર! તું, દશદિશ, રક્ષા!

જન્મતીર્થે, વ્રજે, કૃષ્ણ જયવીર સમ,
રોપ ધ્વજદંડ, તુજ લે તું દીક્ષા!
વતન વેણુ તું રસ-કંઠથી બજાવને,
ગજવ તું ગુણુજ્ઞ જ સ્વદેશ ગીતા,
રાસ નૃત્યે તું અનુરંજને રીઝવ જગ,
સારથી થા તું સત્-યુદ્ધ જેતા!
સૃષ્ટિ-લીલા વિરલ, પૃથ્વીની કલા સરલ:
કિરણ-કણુ ગુંથ ઐશ્વર્ય ચેતન!
આત્મ-સૌન્દર્ય-આકર્ષણે, પ્રણયમય,
ગૃહથી બ્રહ્માંડ સુધી, તું સજીવન!
સત્ય વિદ્યુત્ સંજીવને સંચરે:
તુજ અનુભવ-વિભવ તું ઝીલાવે:
તેમ મનુ-મંડળો આ ભવે વિલસતાં:
શાંતિ આનન્દથી તું મ્હલાવે!

તા. ૬-૨-૧૯૪૩: સં. ૧૯૯૯ માઘ શુદ પડવો શનિવાર-લાઠી.

## ૫૯૩-ભક્તઃ પ્રભુઃ ચોરના ચોર

ભક્તઃ પ્રભુઃ ચોરના ચોરઃ
એકઃ ગુણ-ચોરઃ
બીજા ચિત્તડાંના ચોર!
ભગવદ્ભાવના-
ભક્ત, ગુણ, ચોરેઃ
ચન્દ્ર ચન્દની ને ચકોર!

ચિંતનમય ભક્ત, ચિન્તને:-
પ્રભુ ચોરે:
કોરે કાળજડાંની કોર!

તા. ૧૩-૨-૧૯૪૩ શનિવાર-લાઠી.

## ૫૯૪-વિભુના વિયોગીઓને

વિભુના વિયોગી! આવો:
જીવન-સંયોગી રહિયે!

વિમુક્તિના વીર વિલાપી:
સર્જન-શૃંગાર કલાપી:
જગના કંઈ પ્રેમ-પ્રતાપી:
આત્માના ભોગ ધરિયે!

પ્રભુના અવતાર આપણે:
ધરિયે રંજનો સ્વાર્પણે:
પીડા હરિયે અંતર્પણે:
ઉરનાં આરોગ્ય દઇયે!

પ્રાણી પ્રત્યેક વિભૂતિ:
વત્સલ વિભુજીની મૂર્તિ:
મળિયે વ્યક્તિએ વ્યક્તિ:
ભવના રસ-રાસ મચવિયે!

સં. ૧૯૯૯ માઘ શુદિ નવમી શનિવાર-લાઠી. તા. ૧૩-૨-૪૩.
કલાપી જન્મજયંતી

# ૫૯૫—માનવ ! તું મહાનુભાવ:

માનવ ! તું મહાનુભાવ:
તું ઉદાર દિલ દરિયાવ !
વનમાં તું ઉપવન, ઉપજાવે, વચ્ચે, વતન–નિકુંજ:
ગૃહ–સંસારે, સમાજ વિલસે: રચે પુણ્યના પુંજ !
રસ–પ્રભુતાનાં રંજન ધરતો, કરે તું તો કલ્લોલ:
સદ્વર્તનને નર્તન તું તો ઉછળાવે રસ–છોળ !
તું પ્રભુ તુજ: સૌન્દર્ય–સ્વામી તું લલિત લીલા અપાર !
સર્વેશ્વરનો બને દેવ તો પ્રભુ ન ધરે અવતાર !
સ્નેહભાવ વત્સલતા તુજ સદ્ગુણૈશ્વર્ય જ અનંત !
તુજ જીવન શૃંગારે વાધે વર્ષા અને વસંત !
અપાર્થિવ આત્માને જોઇ બને પ્રાણી તુજ ભક્ત:
આ ભવનો ભગવાન બની જા, રહી લગીર નિરાસક્ત !

તા. ૨૬–૩–૧૯૪૩ શુક્રવાર–લાઠી.

# ૫૯૬—જીવન–સરિતા

આવો, જીવન–સરિતાને નીર:
સાધુ સહોદર !
તરિયે આ ભવમાંહ્ય લગીર !
જીવનનાં મૂળ ગિરિવન:
સાગર છે મુખ પરમગહન:
અલુણાં જળ સલુણાં બને લગીર !

તટતીર્થો સ્હામસ્હામે:
ઉતરાવે પાર વિસામે:
વિમુક્તિના ઘાટ અપાર લગીર !

આત્મા પરમાત્મા એક જ:
શરીરો વસ્ત્રો છે છેક જ:
પ્રેમાનન્દાદ્રં વિદેહ લગીર !

તા ૧૦-૪-૧૯૪૩ શનિવાર-લાઠી

## ૫૯૭-રસકંઠ અને કવિતા

૧

મનો-હ્રદયમાં રમે કલ્પના:
રસ-કંઠે સંગીત:
ગેય કવિતા સ્ફુરે રંજને;
પ્રકટે જીવન-પ્રીત !

૨

પ્રિયતમ કંઠ: પ્રિયતમા કવિતા:
કરે અરિત સહચાર !
સહ્રદય સુહ્રદો સહાયક બને:
ધન્ય: કવિ-અવતાર !

૩

મંગલ મહિમા આજ અહીંનો,
સફલ કરે સંસાર:
સૌન્દર્યના રહે શૃંગારક:
રસાત્મક કલાધાર!

તા. ૩૦-૬-૧૯૪૩ બુધવાર–લાઠી.

# ૫૯૮–મારી કાવ્ય જન્મજયંતી

૧

જયંતી આજે છે લલિત ગીત કાવ્યોની મુજ કૈં!
પચાસે વર્ષોઓ વહી જીવન સંગીતમય કૈં!
ફુરે પ્રેમોર્મિથી પરિમલભરી ધાર રસની:
અહા! તેમાં ન્હાતાં અજબ કંઈ છોળો જ ઉડતી!

૨

ઉલ્લાસે તેમ આનન્દે, ઉછેર્યો જગતે મને:
તેના સૂર ન કાં છેડું? પ્રભુતામાં પ્રભુ દીસે

૩

પ્રાણોચ્છવાસે પ્રમાણું સરીગમપધની: કંઠથી હો ગજાવું:
દૃશ્યોમાં કલ્પનાનાં હૃદયમય કલા પૂરી ચિત્રો ઉતારૂં:
આકાશે, પૃથ્વી પીઠે, પુનિત અનુભવે, પુણ્ય ઉત્કર્ષ ઝીલું:
મ્હારા સંજીવને તો સરલ શુભ લીલા આચરૂં ને પ્રચારૂં!

૪

ભવ અનુભવે ન્યારા, જીરવું સુખદુઃખને:
જીર્ણ સર્જનમાં ન્યાળું નર્યું નિત્ય નવીન કૈં !

૫

એનું આ વિશ્વ, કેવી પ્રબળ પ્રગતિ કૈં
આજ આંહીં કરે હો !
નાચે તું એ નિનાદે વીજસમઝબુકે ગર્જના મેઘ જેવો !
તારાં એ વાદ્યગાને ધરણીય ઝૂઝતી: સૃષ્ટિ સંવાદપૂરે:
ઉત્સાહે ચેતના કૈં, કવિ ! તુજ સળકે જીવિતે જો ! મધુરે !

૬

ભૂતભાવિ વિચારે કાં ? વર્તમાન વધાવી લે:
કવિની ધૂન ધમકે પ્રભુ યે સારથી બને !

સં. ૧૯૪૯ / સં. ૧૯૯૯ બીજા જેઠ વદ ૧૩ સોમ/બુધ તા. ૧૨/૩૦ ૬ ૧૮૯૩/૧૯૪૩
જુનાગઢ/લાઠી

## ૫૯૯—મ્હારે સડસઠમે વર્ષે

૧

આશા કેરી ઉપાએ, સડસઠ વરસે,
ભવ્ય કૈં ભાવિ ભાળું:
જોયું તેનાથી જૂદું, અજબ અનુભવું,
આજ, ન્યારૂં, નિરાળું:

ન્હોતું, જે, ભૂતકાળે, નિશદિન નવલું,
વર્તમાને નિહાળું:
માનુષી દિવ્ય દૃષ્ટિ ભરી, ક્વિમપિ,
ભવે, કાં ભવિષ્યે ન ભાળું ?

૨

વ્યોમે, ભાનુ, શશીને ઉડુગણ વિહરે,
એકના એક, કેવા !
તેવા ઋતુઋતુ એ, અવ નવીન બને:
પૃથ્વીને છાય કેવા !
વાયુ–લ્હેરે મનસ્વી ઘન અમી વરસે:
સ્વસ્તિકે રંગ પૂરે:
દિવ્યાત્મા સૃષ્ટિ રક્ષે: પરિચરણ કરે:
સદ્‌વિભૂતિ ઝઝૂમે !

૩

ભૂમિ, યે, એની એ છેઃ લીલીછમ લળકે:
મોન હાસ્યે હુલેતી:
પ્રાણી પાર્થિવ ઘૂમે લચતી ફુલ ફળે:
જો સમૃદ્ધિ સુહાતી:
હૈયાંને હૂલવે, જો, મનુજ: વિજયથી,
જીવને સ્હોય કાંતિ:
ઐશ્વર્યે વિશ્વ મ્હાલે વિરલ મલપતી
રમ્ય આનન્દ–શાંતિ !

૪

પ્રાણી માંહે મનુષ્યો સદય ઉમળકે
ગાય નાચે ઉરસ્વી:

દેવોના સ્વર્ગથી, ચે, સરસ જગ રચે:
શી ચ મ ત્કા ર-સૃષ્ટિ !
શૃંગારે, કૈં, મહીને, પ્રકૃતિ મહીં નથી,
એવું સૌ ન્દ ર્ય સર્જે:
સ્નેહે, સંતો સતી કૈં વિમલ વિહરતાં:
એમ સં સા ર ગર્જે !

| ૧૯૩૩ | જૂનાગઢ | ૩૦ | ૧૮૭૭ |
|---|---|---|---|

સં. ૧૯૯૯ જેઠ વદિ ૫ લાઠી. તા. ૨૨-૬-૧૯૪૩

## ૬૦૦-નિરાળા નટાત્મા

બ્રહ્મ, હાસ્યે, રચે, સૃષ્ટિની રંગભૂમિ !
રંજને, રૂપ રસરંગ, સર્જે !
જીવન-નાટક તણા સૂત્રધાર જ પ્રભુ !
પ્રાણી-પાત્રો સહુ, વેષ, ભજવે !
ઘેરૂં ઘનઘોર જામે નભે જળભર્યું:
વર્ષતું અમી, ધરાપર, હસે: જો !
અવતરે કૈં નટાત્મા સમૃદ્ધિભર્યા
ભોગવે દેહ-જીવિત રસે: જો !
સ્નેહ-સંબંધ સુખદુઃખ કૈં ભોગવે,
આ ભવે નિજ દિવ્યાંશ ભૂલે !
પ્રભુ રીઝે અભિનયે, પારદર્શક લયે,
પ્રેરતાં જવનિકાંતે છૂપીને !
જન્મતાં આજના અતિથિ અણુગણુ
નવા જગતને ખોલપટ કૈં ઉછરતા !

બાલ્ય યૌવન સુવાર્ધક્ય અંતે પ્રભુ આત્મને
 નિજ શરણુ શાંતિ ધરતા !
વાણી સંસાર વ્યવહાર અર્થે, રચે !
 નામ પાડે અનામીતણાં કૈં !
હોય અચલાયતન તેમજ ચલાયતન,
 જૂજવાં, એક જણાય સૌ કૈં !
કોણ હું–તું તેઃ અકલ ? સકલ સર્જન સરલ !
 વિરલ વિશ્વે, વિભુ એક વિલસે !
જન્મજીવન મરણુ ભિન્ન પડદે, જુદા
 અંતરાત્મા નિરાળા જ વિકસે !

તા. ૨૨–૬–૧૯૪૩ લાઠી.

# ૬૦૧–હિન્દી મહાસભાના મુંબઇને

૧

પચ્ચાસ વર્ષથી પ્રજા જય માર્ગ સૂઝે !
વેગે વહે ચરિત હિમ્મત હોંશ હૈયે !
હિન્દી પ્રજાત્વ ઉછર્યું તુજ જન્મ તીર્થે !
ઝીલે સ્વદેશ જગ, મુંબઈ ! તુજ દીપે !

૨

દેહલી પચીસીથી પ્રજાકીય સ્હોય સત્તા !
દાતાર એક જનતા, કરની અદત્તા !
એકાત્મ, માનવ કરે રહી એક સમ્પે !
હિન્દે વસે સકલ હિન્દી જનાનુકમ્પે !

૩

રાજેન્દ્રજી પ્રમુખ હિન્દી મહાસભાના–
ગોપાલ, ગોકુલ સતેજ તટે વિરાજ્યા!
ઘેરો પ્રજા હૃદય–નાદ સ્વતંત્ર ગર્જે!
પૂર્ણ સ્વરાજ્ય ઉછળે ઉદધિ–તરંગે!

૪

બંધુની બેલડીનું આઝ સરે પ્રજાનું!
સુકાન ભક્ત પ્રભુને કર ચાલવાનું!
ગાંધીજી વત્સલ વિરામ પ્રજાજનોના!
છાઇ રહ્યા ઉદધિ શા ઉરથી સદાના!

૫

પ્રાચીન ભારત શી સાંપ્રત સર્વ રાજ્યે–
પ્રત્યેક વ્યક્તિ રહી સ્વસ્થ બને સ્વરાજ્યે!
ધૂમે પરાક્રમ કરે, સુસમૃદ્ધ મ્હાલે!
ઔદાર્યથી શ્રમજીવી પરિચર્ય સાધે!

૬

મુંબાઇ મ્હોય પુરૂષાર્થ પુરી સ્વતંત્ર!
રાષ્ટ્રિય ઘાટ ગજવે તુજ મુક્તિ–મંત્ર!
તારી પ્રજા રસ તરંગિણી ભાવઘેલી!
રત્ને સુહાય અલબેલી કલા ભરેલી!

૭

સિદ્ધાશ્રમે હિમગિરિ પર યોગી ગુંજે!
ને જન્મભૂમિ ઝીલતી હૃદયાર્દ્ર કુંજે!

સ્વાસ્થ્યે હજીય ઝુલશે નહી આત્મ-સૌખ્યે!
જીવંત સંસ્કૃતિ જગે ભરશે જ સખ્યે!

૮

એ ઉર્ધ્વ નિમ્ન ઉર-દૃષ્ટિ વિશાળ થાવા!
કૃષ્ણે સુદર્શન કર્યું ઉદધિનું સ્હાવા:
પશ્ચિમ ભારત તટે રસ છોળ ઉડે:
ને ત્યાં પ્રજા જગતની ઉતરે સદર્થે!

૯

ત્હારે સદાચરણ મુંબઈ! આવી મ્હાલું:
પૂજું છું ગૌરવ સદાય મહાપજાનું:
સંપૂર્ણ હિન્દનું સ્વરાજ્ય પ્રફુલ્લ થાતું:
હિન્દી મ્હોદધિ વિમુક્તિની દ્વારિકા તું!

૧૦

આવ્યા કરૂંય કલહંસ ઉડી ઉમંગે:
જ્યાં ત્યાં ઘુમું મુજ નવીન કવિત્વ રંગે:
હિન્દી ઉરે જગ ઝુલે તુજ તો પ્રજાને:
ત્યાં આરપાર ગજવું ગીત વાનપ્રસ્થ્યે!

૧૧

પૃથ્વી ચમત્કૃતિ ભરી મનુ-સંસ્કૃતિ: જો!
હિન્દી કલાકૃતિ સુહાવતી ત્યાંય જો, તો!
આજે સ્વરાજ્ય જીતશે નહી ધર્મ-યુધ્ધે:
કાલે નિરંકુશ પ્રજાત્મ જગે ઝીલાશે!

૧૨

મુંબઇ ! આજનું મહાત્મ્ય ખીલાવજે તું !
ત્હારો પ્રભુ તું થઇને પ્રભુતા ધરે તું !
બીજી પ્રજા સુતરના તુજ તાંતણાએ-
સંબંધથી પ્રણયના સહચાર સ્હાશે !

૧૩

ઉદ્યોગી તુજ જનતા ઝુલશે સ્વદેશી !
સ્વાધીન ઉદ્યમી ઉદાર બધે પ્રવેશી-
પૃથ્વી પરે નહિં તવંગર રંક રહેશે:
અન્યોન્ય આશ્રયી થશે જગ-માનવો એ !

૧૪

ચાળીશ વર્ષથી ઝીલું સૂર સ્વાસ્થ્યના એ
ગર્જાવતો ઘુમી રહ્યો છું કવિત્વ-ભાને:
ને પ્રેમભક્તિ નરસિંહ તણે પ્રતાપે:
મુંબઈ ! હિન્દી જનતા શરણે છું તારે !

૧૫

મુંબઇને દીઠું સરસ્વતીચન્દ્રમાં મ્હેં:
ને નર્મદે ગજવી ગુર્જરી ત્યાં સુણ્યું ને!
સ્વપ્નેસર્યું કવિ કલાપીજી સંગ ભાળ્યું !
સ્વાયત્ત તે નગર ભારત શોભનાનું !

૧૬

એ દ્વીપથી ડુંગર ને દરિયો નિહાળ્યાં !
ને હિન્દનાં તટવનો ગરવાં નિરાળાં !

પૃથ્વી તણાં જન વસે ઝુઝવાં નર્યાં જ્યાં
રાષ્ટ્રે મહા દીઠું સ્વરાજ્ય રચાતું મેં ત્યાં !

૧૭

વ્યાપાર સ્હોય ગુજરાતી પ્રજા તણો જ્યાં–
શૃંગાર ગુર્જરી જગત્પુરૂપાર્થ તો જ્યાં–
લક્ષ્મી વિલાસ, ગરીબોની દયાઃ ભર્યાં જ્યાં–
ન્યારી નિરંકુશ નવી જનતા ઘૂમે ત્યાં !

૧૮

સૌરાષ્ટ્રનાં અમ ગિરિ ઉદધિ સમાં ત્યાં !
સૌન્દર્યદર્શન ઝીલ્યાં જ અમે અનેરાં !
એ સ્વાસ્થ્યથી રચી કુંજ્યાં ગીત કાવ્ય ન્યારાં–
ઉત્કર્ષને ફળ નિવૃત્તિ મળી મને ત્યાં !

૧૯

છત્રીશ વર્ષથી નિહાળું તને સદા હું:
તેરેક વર્ષ શરણે તુજતો રહ્યો છું:
સંસાર સાર્થક કરે તું મહાત્મનાથીઃ
મ્હાલું અતિથિ પ્રભુનો તુજ દ્વાર સેવી !

૨૦

એ ભારતે અભયદ્વીપની દ્વારિકા શી–
સ્વાધીન રાષ્ટ્રની સ્વતંત્રપુરી થશે તું !
તું હિન્દ સાગર ઉછાળ વિમુક્તિ બારૂં !
તું શોભશે જગતતારક તીર્થ ન્યારૂં !

૨૧

ધારાપુરી.ય શૂર્પારક બાણુગંગા
ત્હેં બૌદ્ધ કિન્નરી ગુફાય શિવાજી રાષ્ટ્રે
ફીરંગી મુસ્લિમ ઇરાની બ્રીટીશ, સુહાવ્યા,
ભૂમિ પ્રભાવથી હવે બહલાવ હિન્દી !

૨૨

તું, તુજ આલમ અઢાર બીરાદરોની–
મર્દોની ગુર્જરી બન્તર ભરે વીરોની:
ઈન્સાન મસ્ત અફ્લાતુનને અનામી !
સુહાશે ધજા રહમદીલીની બેટવાસી !

૨૩

મુમ્બાઇ ! તુજ વધતી રહી છે મહત્તા !
તું હિન્દની સુહવશે નક્કી આત્મ–સત્તા !
સત્યાર્થી તું ય ઝૂઝશે કરી દેશ–રક્ષા !
પ્રત્યેક માનવ થશે તુજ દેવદાના !

તા. ૨૪–૭–૧૯૪૩ મુંબાઇ

## ૬૦૨–ઝાકળિયો વરસાદ

વરસે ઝાકળિયો વરસાદ
ઝીણે જળ–તરંગને નાદ

બાળક ગુંજે છાનાંમાનાં:
વરને-વહુનાં ઘણાંક વાનાં:
જાણે સીતારનો એ સાર!
વરસે ઝાકળિયો વરસાદ!

ઝરમરતાં નીરનાં બિન્દુડાં:
હાસ્યાનન્દ ભર્યાં આંસુડાં:
લીલી વસુન્ધરાશી ધરાય!
વરસે ઝાકળિયો વરસાદ!

મોરલિયા ભીંજાતા હેકે:
કોયલડી છુપાતી ટહૂકે:
ફૂલડાં કરતાં નાચ:
વરસે ઝાકળિયો વરસાદ!

તા. ૨૮-૭ ૧૯૪૩ બુધવાર-લાઠી.

## ૬૦૩-રામબાણને કૃષ્ણચક્ર: જય!

રામબાણને કૃષ્ણચક્ર: જય!
આર્યભારતે, જગાવિયે હો!

પુણ્ય પરાક્રમની પ્રગતિએ,
સંજીવનની ચમત્કૃતિએ,
અરંગ રંગીન સંસ્કૃતિએ,
અભય-જાગૃતિ ચગાવિયે હો!

ઐશ્વર્યે ચૈતન્ય પ્રભુતા:
પ્રકૃતિ-લીલાની સુન્દરતા:
માનવ જગતે હોય આર્યતા:
હિન્દી જનતા છકાવિયે હો!

રામ ઝીલાવે લોકારાધન:
કૃષ્ણ પ્રેરે આત્મ-રસાયન:
પ્રણય કરુણામય અનુરંજન:
લલિત લગનીએ ગજાવિયે હો !

સં. ૧૯૯૯ શ્રીકૃષ્ણ જન્માષ્ટમી શ્રાવણ વદ રવિવાર.
તા. ૨૨-૮-૧૯૪૩-લાઠી.

## ૬૦૪–બાળકો રમે છે !

બાળકો રમે છે !
કૂદકી કૂદે છે:
ગાય છે:
ન્હાય છે:
સ્હાય છે:

ઝાડવાની છાય છે:
નળ દડદડે છે:
બાળકો દડૂકે છે:
જળને પકડે છે !

કોગળા કરે છે:
ફુવારા ફુટે છે:
ન્હાય છે:
જાય છે:

બાળકો રીઝાય છે:
પંખીઓ હસે છે:
ફૂલ વેરણે છે!
કોણુ એ જુએ છે?
બાલ–દાસ એ છે!

તા. ૧૧–૧૧–૧૯૪૬ ગુરૂવાર–સાબરમતી આશ્રમ.

## ૬૦૫–મારે ઘેર આવોજી રે!

મારે ઘેર છે બારણે આંબલોજી રે!
તેમાં કોયલ કરે કિલકાર રે!
મ્હારે ઘેર આવોજી રે!
મારે ઘર પડખે વડપીપળોજી રે!
ત્યાં મોરલા નાચે કરી ટહૂકાર રે!
મ્હારે ઘેર આવોજી રે!
મારે ઘરપડખે લીમડો જી રે!
એની છાયા શીતળ છે અપાર રે!
મ્હારે ઘેર આવો જી રે!
મારા ઘર ઉપર છે ઘુમ્મટ જી રે!
ત્યાં દીવા ઝળકે ઝંકાર રે!
મારે ઘેર આવો જી રે!
મ્હારે ઘેર નીચે છે ભોંયરાજી રે!
ત્યાં ધ્યાને ગજવું હું ૐકાર રે!
મારે ઘેર આવો જી રે!

તા. ૫–૮–૧૯૪૩ ગુરૂવાર લાઠી.

## ૬૦૬—રસનાં: તે: રાસ-કે-રીસ !

રસની બે રીત: એક રાસ: બીજી રીસ રે !
બન્નેના જુજવા છે ભાવ:
લ્હાવ એના અનુભવિયે જીવને !
રાસનું સંગીત, રસ-કંઠે, રેલાવિયે:
અવયવે અષ્ટાંગયોગ છાય:
લ્હાવ એના અનુભવિયે જીવને !
રીસે તો પ્રણય-કલહ જાગે તે જીરવિયે:
રડિયે, હસિયે, ગરકાવ:
લ્હાવ એના અનુભવિયે જીવને !
સુખ-દુ:ખ આવે જાય સંસારને સોણલે:
જાગતે એના ઘા રૂઝાય:
લ્હાવ એના અનુભવિયે જીવને !
પ્રેમને આનન્દ, ઝગે સુન્દરતા નેણલે:
દીસે કંઇ જગત: પ્રભુ-નાવ:
લ્હાવ એના અનુભવિયે જીવને !
મનડે મહાનુભાવ રહિયે: રસિકડાં !
ઉરનાં આંસુ તો અમીસ્રાવ !
લ્હાવ એના અનુભવિયે જીવને !

તા. ૧૦-૯-૧૯૪૩ શુક્રવાર-લાઠી. સં. ૨૦૦૦ ભાદ્રપદ વદિ ૧૦

## ૬૦૭—વન્દે: ગુર્જરી !

વન્દે: ગુર્જરી !
નિર્ભય નીર નિર્ઝરી !
વન્દે: ગુર્જરી !

જીવન-કુંજ બંસરી !
અધર પરિમલે ભરી !
વન્દે: ગુર્જરી !
જન-ઉપવનેશ્વરી !
નયન-પ્રાણેશ્વરી !
વન્દે: ગુર્જરી !
કર-કલા પ્રદર્શની !
સુન્દરી સુદર્શની !
વન્દે: ગુર્જરી !

તા. ૨૨-૯-૧૯૪૩ મંગળવાર-લાઠી.

## ૬૦૮-વીણા ને વેણુ

વાગે ક્યાં વીણા કે વેણુ ?
વીણા તારલિયાની વ્યોમે ?
વેણુ રસ-કંઠની સોમે ?
જાગે ક્યાં વીણા કે વેણુ ?
વીણા મનડાંને તંત્રે ?
વેણુ હૈડાંને મંત્રે ?
માગે શું વીણા કે વેણુ ?
વીણા જીવનને જગાવે ?
વેણુ જગતને ગજાવે ?
લગની ત્યાં વીણા ને વેણુ !

તા. ૬-૧૨-૧૯૪૩ સોમવાર લાઠી.

## ૬૦૯–કોણ એ તે ?

કોણ સ્ફુરે અકલ ધ્યાન ચિંતન મહીં ?
કોણ સચરાચરે સકલ દીસે ?
કોણ આત્મા શરીરે જ અદૃશ્ય એ ?
સચ્ચિદાનન્દ સૌન્દર્ય શું એ ?
કૃષ્ણને કાંતદર્શન અંગે શુક્લ શું ?
શુક્લ જ્યોતે વિરલ કૃષ્ણ તે શું ?
પ્રેમ કલ્યાણકર કોણ એ વિશ્વમાં ?
અનુભવે મૌન પ્રેરે જ એ શું ?
પુણ્ય-પ્રભુતા, શી, પ્રકૃતિની પ્રકટતી ?
કોણ પ્રત્યેકમાં ગુપ્ત લહેરે ?
લગીર પરખાય ત્યાં નિર્ગુણઃ કોણ એ ?
દૃશ્યથી અળગે ઉરે કોણ લહેરે ?
હું સમાઃ તું સમાઃ જગ સમાઃ કોણ એ ?
વિશ્વ સમ કોણ વૈરાટ એ તે ?
અંતરે કોણ વિદ્યુત્કિરણ સમ વસે ?
સર્વમાં સત્ય એ કોણ વિલસે ?

તા. ૨૩-૧૨-૧૯૪૩ ગુરુવારઃ સાબરમતી આશ્રમે.

## ૬૧૦–કવિને રસ-કંઠે–

એવું તે સુન્દર મધુરું શું ફૂટે કવિને રસ-કંઠે ?
સંગીતના અમોલ સૂરે,
પ્રણય પ્રલમ્બિત નાદ મધુરે.

ૐકારે ઐક્ય દાખે અકલ નયનની
પલ્લવીના પ્રણેતા:
મૌને ચિત્તાક્ષરી એ વીજળી સળકતી
ગર્જવે ગેબ જેતા!

૫

ચૈતન્યે પૂર્ણ વ્હેતું નિજ મહીં ઘૂમતું
વિશ્વ, વૈરાટ રૂપે:
વૈવિધ્યે વિસ્તરે કે રજકણુ અણુ શું,
વ્યક્ત, આણુંકને, એ!
કૂટસ્થે વિકૃતિએ, રસમય દ્યુતિ કે,
ભવ્ય આકાર ભાસે:
પશ્યંતીકે ગરામાં ક્રિમપિ ન, ઉતરે,
મધ્યમા વૈખરી એ!

૬

એકાંતે મૌન સેવે, કંઈ અનુભવતાં
ચિંતકો ધ્યાન માંહિ:
આનન્દે ને પ્રસાદે, સ્મિતમય વદને,
ચિત્તરેખા પ્રકાશે:
નેત્રોની પલ્લવીએ અગમ-નિગમની
ચિત્રલેખા સુઆ દે:
ત્હોયે એ તો અનામી! અકલ સકલ કાં
ગૂઢને કાંન લાગે?

૭

ઝીલે કે સ્પન્દનો, એ, ગહન અમજના
નાદને કોક સંતા:

બાપુ! આ સૌ અનામી! અનુભવ લઈલે:
ક્યાં ન તું પ્રાણવંતો?
ધૌ પૃથ્વીમાં તું ત્હારૂં સુરપદ મચવે
માનવી તેમ ન્યારો!
ત્હારા જેવાં નિરાળાં સચર-અચર સૌ
સ્વસ્થ સ્વાતંત્ર્યકારો!

૮

તુંમાં છે તેજ સૌમાં વીજળી ચમકતી:
આકૃતિ માત્ર જૂદી:
સૌને સત્તા સમર્પે સહૃદય હિતથી
સ્હોય અન્યોન્ય પૂર્તિ:
તુંને દેખે છતાં યે મૂક મુખ નયને
હેતથી કૈં વધાવે:
તું યે આનન્દ-ગીતે કંઈ થનગનતાં
મ્હાલજે લીન ન્હાવે!

તા. ૨૦/૨૧-૨-૧૯૪૪ ગુરૂ, શુક્રવાર-લાઠી.

## ૬૧૨-વિલાપી કલાપીને

૧

જાગ્રત્સ્વપ્ને કલાપી, પ્રીતિ,
અનુભવવા પૂજતા કાવ્યમૂર્તિ:
લીલામાં કલ્પનાની ચિતરી
રસકલા ઝીલતા રમ્ય સ્ફુર્તિ:

ઉર-ટહુકે ઘેલાતુરે
શું હશે લાડિલે કંઠે ?
કોકિલ ને કોકિલા શું-
ગાતાં જ હશે ! છકતાં શું ?
ઝીલતાં ચંચૂએ આંસુ-
શું હશે રસિલે રસકંઠે ?
કુદરતમાં પ્રભુને પરખે:
મીટ્રેમીટ ભરતાં હરખે:
હસતાં મુખ એક સરખે:
શું હશે કોકિલે કંઠે ?
હૃદયે નવરંગ ફુવારે,
નયને પ્રતિભા-ચમકારે,
કર-ચરણે નૃત્યાકારે,
શું હશે જ લલિત રસકંઠે ?

તા. ૪-૧-૧૯૪૪ શનિવાર. સં. ૨૦૦૦ પોષ શુદ નવમી-
સાબરમતી આશ્રમે.

## ૬૧૧-પ્રાણાંકન

૧

પૃથ્વી, પ્રાણાંકને, કૈં, સરસ નવરૂપે,
રંગ રેલે, તરંગે:
પીળા સૂર્ય પ્રતાપે દિન ઋતુઋતુને,
અક્ષરાંકે, ઉમંગે !
નેત્રોના ચન્દ્ર તારા, વદન-લહરીઓ,
ભાવના-ભાવ પ્રેરે:

ન્યારાં સંજીવને, તો, ચરિત-વિવિધતા
લાડિલી રમ્ય લ્હેરે !

૨

વૃક્ષે વેલે સુપર્ણે ફૂલ ફળ બીજમાં
પ્રેમ-સૌન્દર્ય હેરે:
વાગર્થે વેદ સ્ફુરે ઉપનિષદ્ ઋતે,
યોગીને ભવ્ય ઉરે !
સંકેતે સૂકતને, કૈં, સકલ વિભૂતિઓ
ઝીલવે કાંત-દૃષ્ટિ
ન્હોતી કે ન્હોય તેવી, કવિ-હૃદય રચે
કલ્પના-કાવ્ય-સૃષ્ટિ !

૩

નીરાળી નિત્ય ન્યારી પ્રકૃતિ વિકૃતિની
સત્કલા ક્યાં ન સૂઝે ?
માનુષી. સર્જનાની પ્રકટતી સુકૃતિ
ત્યાં ચમત્કાર દૂઝે !
માંગલ્યાત્રાદ્ય વાંચે મન-નયન ત્રીજે
દિવ્ય કૈં તીવ્ર દૃષ્ટા:
સત્યાર્થે વાંચ્છનાનાં, જગત, જીવિતનાં
સર્જતા સૌમ્ય સ્રષ્ટા !

૪

પ્રાણીને નેત્ર જોતા, કુદરતસમ કૈં
સૌખ્ય સૌભાગ્ય સ્હોતાં:
દીસે દૈવી રસાત્મા સચર-અચરમાં
સિદ્ધ ત્રિકાલ વેત્તા:

"સંવાદે:" યોગસિદ્ધિ, હૃદય-
ત્રિપુટીમાં, સાધતા સૌખ્ય, ક્રાંતિ:
પચ્ચીશી પૂરી થાતાં વિલીન થઇ
ગયા સુઝતાં દેહ-ભ્રાંતિ !

૨

પ્રેમને નીતિને યુદ્ધે, સુસ્સિંહની સુરતા-
જીતી, જીવનને શૌર્યે, સ્વાર્પણે રસસિદ્ધ એ !

૩

જોયા, પ્રત્યક્ષ, મેં, યે,
નવયુગવીરને, વૃન્દમાં, સાક્ષરોના
ત્યારે, રાજર્ષિ વેશે, અવધૂત
દીસતા, કે, વિયોગી પ્રભુના !
ત્હોયે હાસ્યે મ્હલાતા પ્રિયજન
શરણે અશ્રુભાવે વિલાપી-
નૃત્યે, કેકા કલાપે, સ્ફુરતી
કલગીએ કે સુહાતા કલાપી !

૪

પ્રેમના પરણીયે, તો, પાઇ સંજીવની, જગે:
તરસ્યાને ધરી તૃપ્તિ, અચાનક ઉડી ગયા !

૫

નવે સૈકે પ્રેર્યા નવયુગતણા બાલકવિને:
ધર્યા આદર્શો કે ઉર-જીવનના યે અનુભવે:

ન સુઝયા ત્યારે તે પરખું હરખું છું સમઝણે:
પ્રભુતાને પંથે લલિત વિલસું લાડિલીપદે !

૬

સ્વરાજહંસના મોતી કલાપી અશ્રુનાં બને:
એ શૃંગારે વિમુક્તિને આનન્દ શાંતિ તો મળે !

સં. ૧૯૩૩/૨૦૦૦ માઘ સુદ ૯ તા. ૨-૨-૧૯૪૪ બુધવાર-લાઠી.

## ૬૧૩—કાવ્યનો કવિ

કવિતા: રસ-છંદ: બે મળે:
નયનો ને રસના, ઉરે, ગળે:
મલકાય મનસ્વી, સંગી તે:
શું ઉરસ્વી પુલકાય હો પ્રીતે ?
રસાત્મા કવિનો રીઝે નિર્ભય ને નિરંકુશ:
ન કયાં વસંત વર્ષામાં ટહૂકે મોર કોકિલા ?
પ્રત્યેક માનવ ધરે પ્રતિભા અનેરી:
ત્યાંથી કલાત્મક સ્ફુરે નરી કલ્પના કે:
એ કાંત દર્શન નવું કવિ તો કરે ત્યાં—
લાલિત્ય લાઘવ નિજાત્મક કે સુહાતાં !
ભાવને ભાવના ન્યારાં ! ભાવનાક્ષર એકતા !
ત્રેપનમાં રસેશના કુવારા કંઈ ફૂટતા !
કોડિલી કવિતા, કવિ-સહચરી સૌભાગ્યની-સ્વામિની:
માયા, દિવ્ય મહેશની, પ્રિયતમા લીલા તું લાવણ્યની
કાવ્યે ગૂઢ કવિ સ્ફુરે અકલ કે પ્રાણાંતરાત્મા રૂપે:
પ્રેરે માનવતા કાં સુરપદે સ્વાતંત્ર્ય સંજીવને !

ઐશ્વર્યાનન્દની મૂર્તિ, સ્નેહ ચૈતન્ય પ્રેરક:
જગને જગવનારા કવિ સૌન્દર્ય નાયક!

તા. ૪-૨-૧૯૪૪ શુક્રવાર-લાઠી.

## ૬૧૪—હાસ્યસંગીત

સૃષ્ટિસૌન્દર્ય, હસતું, અહા! વિલસતુ'!
પ્રાણુ પરિમલ ન ક્યાં હાસ્ય પ્રેરે?
પ્રાણી જ વનસ્પતિ હસમુખાં હેરતાં!
માનુષી જગત ત્યાં ક્યમ ન લ્હેરે?
બ્રહ્મના હાસ્યથી વિશ્વ ઘૂમે સકલ:
ચક્ર-હિંડોળમાં કો ન ઝૂલે?
અટ્ટહાસ્યે, ભવે, અંતરાત્મા રમે:
એ નિહાળી નહિ કોણુ ફૂલે?
આકૃતિ જૂજવી એક ચૈતન્યમય
અકલ ઐશ્વર્ય નિજ ઝળાહળાવે!
હેતપ્રીતેભર્યાં હોંસીલાં ગાય ગીત:
કોણુ મનમોજિલાંને મ્હલાવે?
પૃથ્વીને હાસ્ય-મંદિર સૌ ખૂબ હસે:
રમતગમ્મત વિનોદે વિહારે!
જીવનક્રીડાંગણે લલિત લીલા મચે:
હૃદય-સંગીત રંજન સીતારે!

તા. ૧૨-૨-૧૯૪૪ શનિવાર-લાઠી.

# ૬૧૫—આર્યસ્રષ્ટા

શ્વેતશૃંગ કૈલાસસમાં હિમગિરિ શિખરોની મધ્યે:
માનસ સરવરનાં મધુરામૃત ધસમસતાં રસ ધોધે:

ગંગા યમુના, સિંધુ બ્રહ્મપુત્રી:
ભરતભૂમિને ધરે જળ તૃપ્તિ !

ઉત્તર દક્ષિણ આર્યાવર્તે દિગ્ધર ગિરિ સમુદ્ર:
સૃષ્ટિ લીલાની લીલી કુંજે વર્ષા વસંત મૂર્ત:

ફૂલફળે લુમઝુમતાં લચકાય !
પ્રાણીઓ રૂમઝુમતાં લ્હેરાય !

વત્સલ વસુન્ધરાની વિભૂતિ હિન્દ જ એક અનન્ય:
માનવલોક વધાવે જગને સદ્દભાવે જ સુરમ્ય:

આર્યતા પ્રાચીન પૂર્ણ અખંડ:
સંસ્કૃતિ નિત્ય નવીન અનંત !

વેદોપનિષદ્ ગીતાદર્શને તટસ્થ દ્રષ્ટા મલકે:
રસસિદ્ધાત્માના સુદર્શને નિજાનન્દથી પુલકે:

માનવ સર્જે જગ પાર્થિવ:
રૂપે રંગે ચિ ત્ર વિ ચિ ત્ર !

સં. ૨૦૦૦ ચૈત્ર શુક્લ પ્રતિપદા: શનિવાર તા. ૨૫-૩-૧૯૪૪

# ૬૧૬-આપણે સર્વ ભગવાનરૂપ મ્હાલિયે !

૧

ભક્ત, સૌન્દર્ય શૃંગાર, ભગવાનનો,
જગતને, જોગવે, ભાવ ભીને:
દીન-વત્સલ પ્રભુ: ભક્ત લયલીન: ત્યાં-
મ્હાય આરાધનો કોણ કોને ?

૨

ભક્ત, અવતાર છે, ભવ્ય ભગવાનના:
લલિત લાવણ્ય લાઘવ ભરેલા:
સંતનાં દર્શને, વિશ્વ-સ્વામી, દીસે,
સર્વ રૂપધર, પ્રભુ, ત્યાં વસેલા !

૩

સર્વ હિતકર વિભૂતિ વિભુની જ એ:
સિદ્ધ કે સાધુ રૂપે રહેલા:
"શ્રીહરિ: એ જગત!" "જગત એ શ્રીહરિ!"
ધન્ય: માનવ સ્વરૂપે મઢેલા !

૪

ક્યાં ન એવા પ્રભુ મ્હોય ઘર આંગણે-
નિજ સદ્‌ભાવને એ વરેલા !
આપણે સર્વ ભગવાનરૂપ મ્હાલિયે:
ત્યાં પ્રભુ પ્રેમરૂપ વિસ્તરેલા !

તા. ૨૭-૧૧-૧૯૪૫ મંગળવાર-લાઠી.

# રુક્મિણીરમણ

## : ખંડકાવ્ય :

### મંદાક્રાંતાવૃત્ત

શ્યામે સ્હાતાં, ત્વરિત હૃદયે, કન્યકા જ્યાં વિરાજ્યાં,
આવ્યો તેવો રથ ગરજતો વાયુવેગે વહ્યો ત્યાં–
અશ્વો ઊડયા ગરૂડઝપટે, સૌ રહ્યાં સ્તબ્ધ જોતાં,
યાત્રાલગ્ને, પ્રણય–હરણું, રુક્મિણી કૃષ્ણ સ્હોતાં ! ૧

હાહાકારે, નૃપવર શિશુપાલ, વૈદર્ભ રાજા–
ધાયા સૈન્યો લઈ, પણ બધા યાદવોએ હરાવ્યા:
રુક્મિણીનું હરણ કરતા કૃષ્ણને મારવાને
રુક્મીબંધુ ઝડપથી ગયો તોય હાર્યો જ માર્ગે ! ૨

બોલાવેલા વર, કુંવરીએ પત્રસંકેત સાને–
આવ્યા છૂપા વધૂ હરિ ગયા, મંદિરે લગ્નટાણે:
રુક્મિણી યે નિરખી વરને બ્હાવરી દોડી ભેટી:
હૈઠે શ્વાસે વળગી હસતાં ! ધન્ય એ ચિત્ર ! નેતિ ! ૩

એ તો ચાલ્યાં તક ઝડપીને સંપીલાં તોરીલાં બે–
ન્હોતાં જોતાં ઉભય વિણ કૈં નિર્ભયે લાડિલાં બે–
સ્નેહાધારે સરલ વિમળાં સ્વસ્થ એ કોડિલાં બે–
પર્યાપ્તિને પરિમલ ઝૂલે, પ્રાપ્તિમાં હોંસીલાં બે– ૪

દૃષ્ટો દૃષ્ટે લયલીન થતાં વ્યોમ પૃથ્વી સમાં બે–
મધ્યાન્હે તો પ્રણય તપતાં સૂર્ય ઉષ્મા સમાં બે–

પૂર્ણિમમાં ધીર મલપતાં ચન્દ્રિકા ચન્દ્ર શાં બે-
ઉલ્લાસે કેં અભય ઘૂમતાં દંપતી એકલાં બે ! ૫

આકર્ષે શું તરુણ ઉરને ગુણ કે રૂપ રંગો ?
નેત્રે કર્ણે, ચરણ શરણે, સ્હાય ઉત્કંઠ અંગો !
શૃંગારેલાં રસજીવનનાં ન્હાય સૌન્દર્ય ધામે !
સંયોગે જો ! ઉભય અભયે સ્નેહ અદ્વૈત પામે ! ૬

કૃષ્ણે જોયાં રસરમણીને સ્વામિના રુક્મિણીને-
ન્યાળી જોયા રસરમણ એ સ્વામીને રુક્મિણીએ-
ન્હોતાં એ કૈં વ્રજની વનિતા, મૂર્તિ આરાધનાનાં-
ન્હોતા એ કૈં મુકુટધર કે રાજ્યભોગી પ્રજાના ! ૭

કૃષ્ણે છોડ્યું વ્રજ, પિયરને રુક્મિણીએ વિદર્ભે,
સંયોજાતાં પ્રણયી ઉર એ પ્રાણ અન્યોન્ય અર્પે:
કેં સંકેતે ઉદય કરવા યૌવને એકલાં બે-
ક્યાંનાં ક્યાંયે, ઉદધિતટ એ, ન્હાસતાં દ્વારિકા એ ! ૮

સ્વપ્નો કેરી યુગયુવકનાં એ હતી દ્વારિકા જે-
આદર્શોની હતી સફળતા ભારતોદ્ધારની જે-
વૃન્દારણ્યે પ્રણયશુચિતા આત્મના જન્મતીર્થે-
ઝીલી તેને જગ જગવવા ત્યાં જતાં એકલાં બે ! ૯

મુગ્ધા કાંતા પ્રિયતમ ઉરે સ્હાય એકાશ્રયે: જો !
ઘેલો કાંતે ધરી પ્રિયતમા છત્રછાયા કરે: જો !
ત્યારે કાંતિ નયન વદને સ્હોય આનન્દની-જો !
રોમે રોમે રમઝટ મચે મૂક સંગીતની: જો ! ૧૦

એકતે એ પ્રકૃતિવિભૂતિ દમ્પતીને વધાવે:
માર્ગે વૃક્ષો ફુલ ફળ ધરે: પંખીડાં ગાય ભાવે:

દ્યાવાપૃથ્વી વનચર જુએ: ધન્ય આશિષ અર્પે:
આરાધે જો! દયિત દયિતા સ્નેહસૌન્દર્ય ગર્જે! ૧૧

ક્યાંથી આવ્યાં પ્રણયવિજયે? ના ગણે ક્યાં જતાં એ?
જાણે ના કૈં, પથ વિપથ કે માર્ગમાં ક્યાં હતાં એ?
એ અશ્વોને રથ, સમ સખા ઉડતા પાંખ સ્હાતાં–
ને એ માળે હૃદયચર બે એકમેકે લપાતાં! ૧૨

ઉડી જાજો વિતકભૂતડાં, જોડ જ્યાં જંપતી એ!
ચાલી જાજો પલની વિપદો, સ્હોડ જ્યાં ગંપતી એ!
ભાવિ કેરા ભય ન છુપજો, જ્યાં અનુકંપતી એ!
સૌભાગ્યોની લહરી વિહરો, જ્યાં રમે દંપતી એ! ૧૩

ન્હાસી આવ્યાં ધર દુઃખ છૂટયાં દૂર સપ્તાદ્રિથી એ!
ન્હોતાં એને પ્રિયજન બીજાં, એ હતાં એકલાં બે!
નીચે પૃથ્વી, ઉપર નભ ને મધ્ય તો એ હતાં બે:
એવાં ચાલ્યાં જગત ભરમાં પ્રેમપુણ્યાર્થી એ બે! ૧૪

એ માર્ગે તો સરસ સરિતા સપ્તનો રાષ્ટ્ર આવ્યો–
ફૂલ્યો ફાલ્યો તીરવનભરી ઘેરી કુંજે સુહાયો–
વચ્ચે ન્હાનાં ગિરિ ખીણ ગુફા ને તળાવે છવાયો–
પશ્ચિમે જ્યાં ઉદધિ ગરજે ભારતે જે ગવાયો! ૧૫

આવ્યાં જેવાં વિભૂતિગરવા ગુર્જરીના સુરાષ્ટ્રે–
ન્હાયાં તેવાં તરલ તરતાં તાપીનીરે પ્રતાપે:
ઘેરાયાં ત્યાં લલિત લહરી ગીતના રાસનૃત્યે–
જોતાં દૃશ્યે જનજીવનનું નાટ્ય કૈં પુણ્યકૃત્યે: ૧૬

## ગીત પહેલું

જોને ! કેવાં મ્હાલે સુન્દરતાનાં–
બાલુડાં રે !

વિલસે ઋતુઓ સદૈવ સુન્દર–
એનાં ગાયાં ગાય નિરંતર–
છાનાં છુપાઈ નિકુંજ અન્દર–
ઘેલુડાં રે ! ૫

પ્રાણ રમણી અમી કંઠે સિંચે:
પ્રણયરસિક એ હૈયે હિંચે–
લ્હેરાતાં લોચનિયાં વીંચે–
કાલુડાં રે ! ૧૦

પ્રભુ—છવાયલ છેલછબીલાં–
છટે ન કાં બ્હાવરાં રસીલાં–
લ્હેકે લાડ ધરે દિલબ્હીલાં–
બ્હાલુડાં રે !

આનર્ત્તે તો યદુયુવકને દ્વારિકાએ ઝુલાવ્યા:
સૌરાષ્ટ્રે યે પ્રબલ વીરને રૈવતાદ્રિ સુહાવ્યા:
સોમેશે યે સુનટવરને ને પ્રભાસેય છાયાં:
રુક્મિણીને વ્રજકુંવરને ગુર્જરીએ વધાવ્યાં: ૧૭

સપ્તાદ્રિથી, રસધર ! સમાં ! દક્ષિણેથી પધારો:
અર્બુદાદ્રિ ઉતરી, સુજનો ! ઉત્તરેથી પધારો:
વિંધ્યાદ્રિથી, દ્યુતિકિરણ શાં પૂર્વથી યે પધારો:
અબ્ધિઆરે, પ્રણય સલૂણાં ! પશ્ચિમેથી પધારો: ૧૮

સૌરાષ્ટ્રે તો રસ જીવિતના સંગમે સપ્તસિંધુ—
ગાજે વાજે દિલગુણભર્યો ભારતે રાષ્ટ્રબિંદુ:
લક્ષ્મીજીનાં હૃદય ઉર ધરે સાહસે સત્ય ઇન્દુ—
છે આ સ્વાસ્થ્યે જગતજનનો સૌખ્ય પુણ્યાર્થી બન્ધુ ! ૧૯

લીલી કુંજે ઉદધિ સરિતાને તટે ગુંજતી જો !
હુંકે સિંહો ગિરિવનભર્યા, કોકિલા કૂજતી જો !
અશ્વો ધોરી, મયૂર વિલસે સારસો જો ! તળાવે !
એવા રાષ્ટ્રે ગુણમધુરને ગુર્જરી જો ! વધાવે ! ૨૦

ન્હોતી ક્ષીપ્રા, ન હતી યમુના, ગુર્જરી સ્રોતવિણા—
ગુંજે તેના સુર, વધુવરે સાંભળ્યા સુર ઝીણા:
જાગ્યા ભાને સ્થિર ધીર થયાં એમ બન્ને રસીલાં:
વ્હીલાં વેણો અધીર વરનાં રુક્મિણીયે ય ઝીલ્યાં— ૨૧

"સપ્તાદ્રિની સકલ સરિતા તું પ્રતાપી વિદર્ભે—
ચાલી આવી પિયર પુનિતા પ્રાણદેવી અદર્પે:
આકર્ષ્યો તેં રસજીવનના યોગીને ભક્તિભાવે—
રાધા કુબ્જા થકી અધીક તું જીતી હો પુણ્ય લ્હાવે ! ૨૨

આજે મ્હારી રસકૃતિકલા પૂર્ણ ખીલી કલાપે:
ગુંજે જોને ! અવનવીન કૈં રાસ વેણું પ્રલાપે:
તું તો મ્હારા નટજીવનની દ્વારિકા નાગરિકા:
સ્હાજે દેવી: રસરવભરી સંગીતા સાગરિકા ! ૨૩

જન્મીને મેં દ્વિતીય ઘુંટડે દેવકી બા હસાવ્યાં—
લીલાલ્હેરે નવનીત રસે મા યશોદા રીઝાવ્યાં—
આશીર્વાદો મૂક ઉરધર્યા ભા વસુદેવનન્દે—
વૈકુંઠે મેં વિરલ વ્રજમાં ભોગવ્યું ભવ્ય કુંજે ! ૨૪

રાધાજી તો મુજ જીવનનાં યોગલીલા વિધાત્રી !
ગોપી વૃન્દે રસરમણમાં ઘૂમ્યો રાસરાત્રિ !
વેણુનાદે નટવર રમ્યો નૃત્ય, કૌમાર ભીને:
આજે પામ્યો તુજ સમ સતી પ્રાણનારાયણીને ! ૨૫

મુક્તિ દીધી જનક જનની, કંસને તો વિદારી,
યુદ્ધોત્કર્ષે મ્હલવી મથુરા, જન્મતીર્થે ઝુકાવી:
કાલી નાંથ્યો વ્રજની યમુના–નીરમાં ઝંપલાવી;
વૃન્દારણ્યે સુહૃદ જનની પ્રેમભક્તિ જગાવી ૨૬

ક્ષિપ્રાતીરે, ગુરૂશરણમાં ને સુદામાજીસખ્યે–
બુદ્ધિજ્યોતે પ્રણય–પ્રતિભા ઝીલી મેં આત્મસૌખ્યે:
સૌરાષ્ટ્રાબ્ધિથી, ગુરૂસુતની દક્ષિણા મેં સમર્પી,
ચાલો દેવી ! દ્વીપનગરી જે બાંધી સંદીપનેથી ! ૨૭

રુક્મિણી ! તું ધ્વનિત સુરતા ! પ્રાણ ! તું આત્મસત્તા !
શું આરાધું ? જીવિત ભરતું ગૌરલાવણ્ય ગીતા !
તારો પ્રેર્યો પુરૂષવર હું સાધું યોગેશસિદ્ધિ–
તું તો મારી સકલ પ્રકૃતિ યોગમાયાવિશુદ્ધિ ! ૨૮

તું તો મારે જીવનવનની પુણ્ય ઐશ્વર્ય લક્ષ્મી !
તારે લીધે દ્વિગુણબળથી ફાલશે આત્મસિદ્ધિ:
આર્યાવર્તે સભર ભરીશું ધર્મની સત્સમૃદ્ધિ !
જે આનર્તે વિહરીશું હવે પ્રાણ ! જો ! તેની સૃષ્ટિ ! ૨૯

સીતારામે પુનિત જ કર્યું દંડકારણ્ય જો ! આ–
પૂર્ણા તાપી ફળફુલ લચ્યું કુંજસૌન્દર્ય જો ! આ–
વેણુગંગા તટવન ભરે, કોકિલા આમ્ર જો ! આ–
હૈયાંછોળે તરલ વિમળાં નાચતાં લોક જો ! આ– ૩૦

તાપીનીરે ઉદધિ જળ જો ! ઉછળે ભાવછોળે–
વાડી લીલી ઉપવનભૂમિ ઉગ્ર પુણ્યે ઝબોળે:
લાડિલી એ ઉછરતી પ્રજા ભાવનાને પ્રભાવે–
ઊર્મિઘેલી વિમલ નવલાં નિત્ય આતિથ્ય અર્પે ! ૩૧

આ તીર્થેથી તપથી ઉજળાં લોક તો જાગશે કે !
ભૂમિ જેવા ન વ ર સ લી લા શૂરવીરો થશે કે !
સંસારેથી જીવિતની કલા રમ્ય શૃંગારશે કે !
સ્હેશે સ્હારો રણુરમણુમાં ભારતે રાષ્ટ્ર–રાજ્યે ! ૩૨

પૃથ્વીમૈયા જીવનઝુલવે ભારતી ભવ્ય જો ! આ–
સ્વપ્નાદર્શી સ્થળસમયનાં માનુષી પુણ્ય જો ! આ–
આનર્તે જો ! વ્રજહૃદય જો ! દ્વારિકા જો ! વિદર્ભે–
જ્યાં ત્યાં જોજે પ્રકટ સુરતા ,ભારતે ભાગ્યતીર્થે ! ૩૩

ઉત્કર્ષાર્થે ગૃહબળભરી ઘૂમિયે જો ! પ્રવાસે–
ત્યાં જો ! કેવી રસવિવિધતા સૌમ્ય સાકાર ભાસે:
એકાકારે સ્થલજલનભે જો ! રમે કૈં વિલાસે:
સ્હાશું લ્હાણું રમણુરમણી ! દ્વારિકાને નિવાસે ! ૩૪

જો ! આ આવ્યાં નીરવ વહતાં ધીર ગંભીર તાને–
ચાલો, નાહી, તરી, તટપરે વન્દિયે નર્મદાને:
કુંજેકુંજે, વન–ઉપવને, માનવી મંદિરો જો !
ઉદ્યોગી ને, ધરણીજલના મર્મયોગી જનો જો ! ૩૫

ચારૂતાની વ્રજસમ મહી, ભકિતશ્રદ્ધા ભરેલી–
વૃક્ષો જેવી દૃઢ મનબલે નિશ્ચિતાર્થે ઠરેલી !
ચાતુર્થે કૈં જીવતરધને ભારતે પુણ્યઘેલી–
ભૂમિ ભાવે પ્રકૃતજનતા થાય ઉત્કૃષ્ટ કેવી ! ૩૬

આર્યાવર્તે પ્રબલ કરતી ઉત્તરે સ્વર્ગગંગા:
ભાવેઘેલાં હૃદયભરતી પૂર્વમાં બ્રહ્મગંગા:
આત્મશ્રદ્ધા મનમ્હલવતી દક્ષિણે ગૌરીગંગા:
અબ્ધિપારે શ્રમસુહવતી પશ્ચિમે નર્મગંગા! ૩૭

ચાલો, દેવિ! તું મુજ તરણી ને હું તારો સુકાની!
વ્હેતાં નીરે અભય તરિયે નર્મદા મ્હાંય શાણી–
વ્યાસે અત્રિ શુક અનસૂયા દત્તદેવે ય અર્ચ્યાં–
જેણે સૂક્તો રસરવભર્યાં આત્મમર્મેજ સર્જ્યાં! ૩૮

દેહે હસ્તો રચી કૃતિકલા ઉચ્ચયોગે મ્હડાવે:
એ ઉદ્યોગે, શ્રમ, સહુહિતે, ડ્હાપણે જો! જમાવે:
ને વિસ્તારી ગૃહથી જગમાં આશ્રમે રાષ્ટ્રભાવે–
સેવે સૌને, જન, સહી, ધૂમે સત્યને સાહસાંતે! ૩૯

શૃંગારે જો! પૃથિવીપટને માનવી ઉદ્યમે તો–
ને સત્કર્મે જીવતરસુખે મ્હાલતાં સ્વસ્થ સૌ જો:
વેગે વાધે વિભૂતિ જીતતાં સૃષ્ટિનો હેતુ સાધે–
ભોગે ભાંગે જગત ભરનો, સંયમે યોગ જામે! ૪૦

પૃથ્વીને જો! પવન રીઝવે સૂર્ય તેજસ્વી રંગે:
તારા પ્રેરે ચમક પુલકે ચન્દ્ર જો! સ્હાય સંગે:
ત્હોયે સ્વત્વં રસિક રચતાં સત્વસિદ્ધિ વિકાસે–
જો તો! કેવી પરમ વિભૂતિ માનવોની પ્રકાશે! ૪૧

આવ્યાં દેવિ! અજગ ઝડપે આપણે સ્તંભતીર્થે:
સ્હોતાં! કેવાં ઉદધિ સરિતા સંગમે સાભ્ર નિત્યે–
ગુંજે ઘેરૂં સગુણ ગરવો દેશ આ સૌમ્ય કેવો–
એ સંગીતે ઘડિક જ ઘરે સ્વસ્થ વિશ્રામ લેવો! ૪૨

## ગીત

આજનો લ્હાવો લીજિયે જી:
આજ કેવી મીઠી છે!
કાળનો દાવો દીજિયે જી:
કાલ કોણે દીઠી છે?
પ્રાણુઅમક પૂરી ઝીલો–
પુલકે રોમે રોમ:
આજ અળઘડી ને આડીં–
ઉછળે જીવન જોમ!
આજને અવસર ઝૂઝિયે જી:
આજ કેવી મીઠી છે!
કાળની કળતર બૂઝિયે જી:
કાલ કોણે દીઠી છે?
એકમેક આધાર દ્યો:
ઝીલો આડા ઘાવ:
અવતરી ને આ પાર તો–
આરપાર જય સ્હાવ!
આજ અજરામૃત પીજિયે જી:
આજ કેવી મીઠી છે!
કાળને કામણુ રીઝિયે જી:
કાલ કોણે દીઠી છે?
સ્થિતિ સમય સ્થલ જોગવે–
માનવ સંયોગેશ:
ઔરસ આત્મજ પ્રભુતાણો–
તું સર્જને પુણ્યેશ!
આજનો લ્હાવો લીજિયે જી:
કાલ કોણે દીઠી છે?

ગાતી ઘૂમે ઉદધિતટની જો ! તું વાણિજ્ય ખારીઃ
પૃથ્વી પ્રાંતે કરકૃતિકલા ભારતેથી જનારીઃ
આ સંસારે પરિચરણથી સ્વર્ગદેવો થનારા–
આર્યોને, જો ! જીવિતની કલા સંસ્કૃતિ શુભ્ભનારા ! ૪૩

ગર્જે ઘેલો ઉદધિ ઉછળી પશ્ચિમે ગુર્જરી જો !
ગર્જે વ્હીલી રસની સરિતા અંતરે ગુર્જરીઃ જો !
ગર્જે ઘેરી ગિરિતણી ગુહા ક્યાં ન એ ગુર્જરી ? જો !
ગર્જે ગાને વનસુરભિને જન્મભૂ ગુર્જરીઃ જો ! ૪૪

સર્જે શાણી જીવિત સુરતા, વાણી એ ગુર્જરીઃ જો !
સર્જે શાંતિ નયન–અભયે દષ્ટિએ ગુર્જરીઃ જો !
સર્જે શીળી જગતહિતતા સંસ્કૃતિ ગુર્જરીઃ જો !
સર્જે મીઠી પ્રણયપ્રભુતા, સંગતિ ગુર્જરીઃ જો ! ૪૫

આર્યોની એ અમરપદની દ્વારિકા ગુર્જરીઃ જો !
આર્યોની એ હૃદય–ગલની બ્હાંય એ ગુર્જરીઃ જો !
આર્યો કેરા જયધ્વજધરો સિંહ એ ગુર્જરીઃ જો !
આર્યોને યે જગવી ઝૂઝતા ઝોક એ ગુર્જરી જો ! ૪૬

પૃથ્વી પ્રાંતે સુજન વિચરે સાહસે ગુર્જરીઃ જો !
લક્ષ્મી છાયા શ્રમફલ ધરે પંચ એ ગુર્જરીઃ જો !
સંસારીલા પ્રભુ–સુહવતા લોક એ ગુર્જરીઃ જો !
રાસે રાચે ભવભજવતી મેદની ગુર્જરીઃ જો ! ૪૭

આ તીર્થે તો અડગ અનમ્યો સ્તંભ જો ! આર્યતાનો
જો ! ત્યાં ઉડે ધ્વજ અભયનો ચંપુવર્ણો પ્રજાનો !
ખોલે અબ્ધિ ઉરસૂર, મહાકાળ શો ભારતે, જો !
ત્યાં આનર્તે જગજગવતી દ્વરની દ્વારિકા જો ! ૪૮

જંબુદ્વીપે ઉદધિ વીંટતો દક્ષિણાર્ધે સ્વદેશે:
સિંધુ બ્રહ્મા જળપથ વહે ઉત્તરાર્ધે પ્રદેશે:
આવ્યાં પ્રાંતે સુરભિભૂમિને સંગમાબ્ધિ સુરાષ્ટ્રે–
ત્યાંનાં થાશું જનપદ તણાં દ્વિધ્વરો આપણે બે ! ૪૯

એ સ્વપ્નો ને સતી ભગવતી ! એજ આદર્શ મારા–
તારા યોગે સફળ જ થશે ભા ર તો દ્ધા ર ના રા !
રાસે ઘૂમ્યો વ્રજ હૃદયની વાંસળી મેં બજાવી !
તેવી દેશું રસનિધિસમી આર્ય ગીતા ગજાવી ! ૫૦

ચાલો દેવિ ! જઈશું જ હવે ભવ્ય આનર્ત દેશે–
જો ! ત્યાં કેવો ગિરિનર દીસે દુર્ગના દેવ શો એ !
શૃંગારેલો ઉપવન વને સ્વસ્થ સિંહાસને જો !
કેવી ખીલે નવરસલીલા એ વ્રજોપાસને જો ! ૫૧

ભદ્રા નાની નદી ઉતરીને જો ! તું સુવર્ણરેખા–
સોનાનાં એ રજકણ વહે એવી એ ગુપ્તગંગા:
ચોપાસે તો નવગિરિ વીંટે સંયમી દુર્ગ શો જો !
સિદ્ધાકારે સ્તૂપસમ તહીં રેવતાદ્રિ દીપે જો ! ૫૨

શૃંગેશૃંગે સુરપદ નમી દૃશ્ય જો ! ભવ્ય કેવાં !
ખીણે વ્હેતાં સતત ઝરણાં ઝુંડ જો ! કુંજ જેવાં !
પ્હાડી લોકો પ્રબલ મનના ઝૂઝતા સિંહ જાણે–
ભક્તો સંતો પ્રણય સતીયા સચ્ચિદાનન્દ માણે ! ૫૩

આવો નાનો ગિરિનર અહીં ઉદ્ભવ્યો રમ્ય ક્યાંથી ?
સ્હોતા શંભુ સહૃદય સતી, પાર્વતીએ વિંટ્યાથી !
ના, હિમાદ્રિ: પ્રકૃતિસુકૃતિ ! તેમ ગોવર્ધને, ના !
સૌરાષ્ટ્રે શું પ્રણયગૃહ એ ? લેશું ને લ્હાવ એના ? ૫૪

કૈલાસે કે હિમસરવરે ના ગયો સિદ્ધ થાવા–
એકાંતે આ ગિરિસદનમાં આપણે આજ આવ્યાં–
આ પ્હાડેથી પ્રકૃતિ શી મળ્યાં રામને રૈવતી બા–
એની છાયે વિહરી શું અહીં મ્હાલીશું કુંજ ઘેર્યાં ૫૫

નિહાળી લે અમી નજરથી શૃંગને ગોખથી આ–
જો ! નીચે આ ગિરિપુર અને જો ! નદી સોનરેખા–
ત્યાંથી દૂરે ક્ષિતજ પર જો ! સાગરે ને પ્રભાસે–
વચ્ચેનાં એ ગહનવનમાં સિંહ શૂરા ત્હડૂકે ! ૫૬

પ્હાડીલી આ સ્થલતણી પ્રજા આત્મ તેજસ્વી થાશે–
ભક્તિભાવે પ્રીતિથી પ્રીછશે સર્વના શ્રી પ્રભુને–
ટેકીલી એ અવશ બનીને સ્વસ્થને સિદ્ધ રૂહેશે–
સત્યે શૌર્યે અભય કરશે ભારતી દેશને એ ! ૫૭

હિમાદ્રિનું લઘુરૂપ દીસે પ્હાડ–કોરી મઢૂલી !
અબ્ધિવાસી અહીં ઉતરીને જાય કે ભાન ભુલી–
આશ્ચર્યો બે ગિરિ ઉદધિનાં પૃથ્વી પીઠે વિરાજે–
એવાં સંગે નથી વ્રજમહીં આપણે કે વિદર્ભે ! ૫૮

પ્હાડ–દાબી પૃથિવિ સમતા ધારતી જો ! ધરીએ–
વર્ષા ઝીલે ગિરિ, વિહરતા મેઘ વિશ્રામ તીર્થે–
મીઠાં ઠંડાં સરવર જલે રમ્ય વ્હેતી સરિતા–
ધોધો ધાતા નીર ચિર વહે સાગરે વેગવંતા ! ૫૯

પૃથ્વી પ્રાંતે ત્યમ ઉદધિમાં બ્રહ્મ જો ! વ્યોમ વિશ્વે–
શૃંગેથી ત્યાં પ્રભુ પરખવા જો ! વિજોગી પ્રતલ્પે–
મંદિરો જો ! ગિરિશિખર શાં ઉર્ધ્વગામી સુહાતાં !
સંસારે યે ઉદધિ સરિતા શાં ઘુમી શું મ્હલાતાં ! ૬૦

ભૂકંપે. જો ! અચલ ગિરિયે લ્હાય જ્વાલામુખે કાં ?
ઝંઝાવાતે સ્થલ જલ ફરે થાય ઉત્ક્રાંતિઓ કાં ?
ઉલ્કાપાતે સમય પલટે જીવિતોદ્ધાર જાગે-
તેમાં આવા ગિરિ અડગ જો ! શા ટકે, કેર કાળે ? ૬૧

ક્ષીરાબ્ધિમાં ફણીધર તરે પૃથ્વી શીર્ષે ધરીને-
મધ્યે મ્હાલે સ્થિર પ્રણયથી લક્ષ્મીને વિષ્ણુ બન્ને-
ત્યાંથી આવ્યો ગિરિ ભુજગ શો એકલો કેમ આહીં ?
ચાલો, ચાલો, જરી વિહરિયે આપણે બેય ત્યાંહી ! ૬૨

કાળી કીકી ધવલ પડળે સૃષ્ટિ સાકાર ભાળે-
કૃષ્ણે તોરા ધવલ ઉરથી શુક્લ જ્યોતિ નિહાળે !
લીલાછાયો લીલમ મણિ શો સિદ્ધ એ કાલકૂટ-
કારૂણ્યાદ્રિ ગગનઘનશો શ્યામ જો ! સ્નેહકૂત ! ૬૩

ઉર્ધ્વદૃષ્ટિ ગિરિશિખરથી સત્યની જ્યોત ઝીલે-
પુણ્યાત્માની પ્રણય પ્રતિભા બ્રહ્મરંધ્રેથી ખીલે:
યોગી જ્યાંથી અણુઅણુતણું ઐક્ય સાધે પ્રભુત્વે-
સંયોગી ત્યાં વિવિધ પ્રભુતા આપણે યોજીશું બે ! ૬૪

જન્મે આવે ગિરિશરણને જે મહાસાર્થ તીર્થે-
પાસે પુણ્યો પરિચરણનાં ઘુમી દેશાંતમાં તે-
શંગેથી એ ગરૂડ શું જુએ, મોરને કંઠ ગર્જે-
રેલાવે જો ! ઝરણ ગીતડાં શાંતિ આનન્દ સર્જે !- ૬૫

"બ્રહ્માંડે જે ભરતી ઘુઘવે ગર્જતી તે સુરાષ્ટ્રે-
વિશ્વે વ્યાપી સરસ સુરભી તે સુહાતી સુરાષ્ટ્રે-
પૃથ્વી સ્હોતી સરસ સુરભિ આપણે છે સુરાષ્ટ્રે-
રૂડાં વાનાં જગતભરનાં ક્યાં નથી આ સુરાષ્ટ્રે ? ૬૬

ચૈતન્યોની સકલ વિલસે જો ! વિભૂતિ સુરાષ્ટ્રે:
લીલી લીલા ઉદધિ સરિતા પ્હાડ નાના સુરાષ્ટ્રે:
ટેકીલી એ વસતી શૂર છે સિંહ શી જો ! સુરાષ્ટ્રે:
સ્વાતંત્ર્યે તો સમજીવિતની સ્વસ્થતા હો સુરાષ્ટ્રે ! ૬૭

જન્મીને તો જનનીનયને તાતને જો ! સુરાષ્ટ્રે:
તાતે દાખ્યા પ્રભુ, હૃદય જો ! વિશ્વ સ્હોતા સુરાષ્ટ્રે:
બંધુ બ્હેનાં રૂધિર ઋણુને બ્હેન પ્રેરે સુરાષ્ટ્રે:
વ્હાલાં દોરે કુલસ્તુતિભર્યાં ઘુમી ગર્જે સુરાષ્ટ્ર ! ૬૮

જાગે ચિન્તે ચમક વિરલી જન્મ તીર્થે સુરાષ્ટ્રે !
વાગે હૈયે પ્રણયમુરલી કૃષ્ણ તીર્થે સુરાષ્ટ્રે !
લાગે પ્રાણે અભય લગની સ્વાર્પણાર્થે સુરાષ્ટ્રે !
માગે શાંતિ પ્રભુજીની પ્રજા શ્રી સ્વરાજ્યે સુરાષ્ટ્રે !" ૬૯

## ગીત

હો રે સખિ ! મ્હેમાન આવ્યા—
કેહુનાં જોતાંતાં વાટ
ઉરથી અચાનક આંખડીએ આવ્યા—
મનરે ન મ્હોયા મલકાટ !

સૂઝયું ન કાંઇ ત્હોય પ્રાણે પધરાવ્યા—
કેમ કરી ઉઘાડું સાદ ?
હાસ્યને ફુવારે અબોલ મેં વધાવ્યા—
છંટાયા ઉરને ઉછળાટ !

રહી રહીને હેરતી હસતી લ્હેરતી:
લાધ્યું કંઇ એને વસવાટ !

મનની મીટ્ટાશ ભર્યા મ્હેમાન આવ્યા–
હૈયું રહ્યું ન મારે હાથ !
સવળાં પગલાં તે પંખાળ્યાં મેં એનાં–
આંખનાં અમીને વરસાદ !
મ્હેમાનનાં માન મારાં અધૂરાં:
ઉતાર્યા આ તમને ઘાટ !

સૌરાષ્ટ્રીનાં ગીત સુણી હવે ચાલિયે ત્યાં પ્રભાસે–
યાત્રાલુ જો ! ભવદવગળ્યા જંપતા સોમનાથે–
ત્રાડે ત્યાં જો ! નદીવનતટે સંગમે સિંહ સાથે:
કંઠે કંઠે જરી વિહરિયે પ્રાણ ! આવો નિરાંતે ! ૭૦

પશ્ચિમાન્તે ધ્વજદ્દીપ ધરે ભારતીય પ્રભાસ:
રક્ષે રાષ્ટ્રે, દિગ્ગજ, કરી, દેવ દુર્ગેશ વાસ:
સત્કારે જો જગત અતિથિ પુણ્ય પ્રાચીન પ્રાંત–
ભૂમિ દૃશ્યે ભવભય હરે ક્રાંતદર્શી પ્રશાંત ! ૭૧

આ સ્થાનેથી મુજ દ્વીપપુરી એ રહી દ્વારિકા: જો !
એ દ્વારેથી જગત જીતતી આપણી આર્યતા જો !
વિશ્વજ્યોતે મનુકુલકુલી વૈજયંતી ઝુલે: જો !
સૌખ્યે સ્હોતાં સખિ ! તુજ પતિ દ્વારપાલે ડુલે: જો ! ૭૨

સ્વપ્નાં સેવે જીવિતભર તે સત્ય પાડે સ્નેહે:
વેણુ રાસે અભય મથુરા મેં કરી દ્વારિકાને:
કચ્છાકારે જળ-અવતર્યો સિન્ધુનીરે ન્હવાડે–
આવી પહોંચ્યાં રસપુરીતટે દ્વીપ આ દ્વારિકાને ! ૭૩

આંહી આવ્યો મધુરી મથુરા રક્ષવા અબ્ધિકંઠે–
દુર્ગાકારે રચી નગરી મેં ભારતે પશ્ચિમાંતે–

પૃથ્વી અબ્ધિ ભૂમિતલ રચ્યું તીર્થ મેં બાંધ્યું ઘાટે–
શૃંગાર્યું જો ! રસકણ રચ્યાં રત્નથી ને સુવર્ણે ! ૭૪

વેણુ વૃન્દાવનરવભરી દ્વારિકા શંખનાદે–
ગર્જાવ્યાં તે પિતૃગુરૂબલે મેં ધ્વનિ યોગ ધ્યાને:
તારી છાંયે પ્રબલ ધરતાં શાંતિ એકાંત નિત્યે–
ગર્જાવીશું ભરત ભૂમિને આર્યધર્માનુગીતે ! ૭૫

આર્યોદ્ધારે ગૃહકુલ વસ્યાં દિગ્ધરો દ્વારિકામાં–
પૃથ્વીઆરે વિજયગરવી ઉભી રક્ષાર્થ દુર્ગા–
ઉત્કર્ષે તો જનકજનની સ્હોય શૂરી પ્રજાનાં–
રાષ્ટ્રે લોકો જગ સુખી કરે એ સ્વરાજ્યે સદાના ! ૭૬

ગંગા કાશી, સુરપુરી સીતારામની એ અયોધ્યા,
કૈલાસાંકે નગરી અલકા, સ્વર્ગપુરી અનન્તા–
તીરે નીરે તરણ તરણી મોક્ષ દ્વારામતી આ–
ચાલ્યાં આવો, સહચરી ! ગૃહસ્થાશ્રમે સ્વાસ્થ્ય સ્હાવા ૭૭

ને આ આવ્યો રત્નનિધિ સખા રેલતો અન્તરંગે !
ચાલો, દેવી, જીવનજલમાં ઝંપલાવોજી સંગે–
ઓહો ! એ તો પ્રથમ પળના સંગમે ધન્ય રંગે !
આહા: એ તો ચિરપરિચયે પ્રેમના સૌ પ્રસંગે ! ૭૮

જન્મ્યો ત્યાંથી રસ લહરીએ મ્હાલતો આવું છું ના !
સોહાવંતાં દુધ નવનીતે દેવકી ને યમુના !
ત્હોયે આવ્યો જીવિત તરવા સાગરે આ સલુણા–
ત્યાં તો તેં યે હૃદય જગવ્યા પ્રીતિના ભાવ જૂના ! ૭૯

ઉત્ક્રાંતિની વિભૂતિ જ મહાકાળને જો ! સમુદ્રે:
સ્વાતંત્ર્યે તો ઝુલી, ઝુલવિયે રાષ્ટ્રને એક ચક્રે:

છોળે-રોળ્યાં ભવ ઉજવિયે આત્મ ગાતાક મંત્રેઃ
ત્હારો અબ્ધિ, તું મુજ સરિતા, સંગમે આખું પ્રખ્યે ! ૮૦

ઐશ્વર્યે જો ! રસરવ ભર્યો પૃથ્વીને કેવી રોળે !
રેલાવે ના કયમ અવનિને માનવી ઉર-છોળે ?
ત્હોયે કેવો અવિચલ રહે સંયમે સિદ્ધ જેવો-
ન્હાતો ન્હેતો ધુતિમય રસે વીર સંસારી એવો ! ૮૧

વર્ષા ઝૂકે વીજળી ઝમુકે મેઘ ત્હાડે જ ત્યારે-
ધારા ધોધે નદીપૂર ધસે અબ્ધિને શો ઉછાળે !
સિંહો ગર્જે, મયૂર ટહૂકે, નાદ વૈરાટ વાજે-
ત્યારે વેણુધ્વનિ ધમકથી છેડીશું શંખ સાદે ! ૮૨

કૃષ્ણાકારે પ્રલયજળના ઓઘને એકતારે-
છાશે જ્યારે જગ-ભયભરી મેઘલી અંધકારે-
ત્યારે તેમાં હિમની તરણી આપણે એક થાશું-
ને તેમાંથી તરી જ ભવને તારીશું ને સુહાશું ! ૮૩

અબ્ધિ આરે ઉગતી જ ઉષા આથમી જાય સંધ્યા-
ને મધ્યાન્હે રવિકિરણની નાચતી એ સુરેખા-
ત્યારે ત્યારે રમીશું દરિયે ઉછળી 'અન્તરંગે-
ઝીલી છાયા નવીન જળને ચીતરીશું તરંગે ! ૮૪

આકાશેથી ગ્રહ રવિ ઉડુ સાગરે શો ઝૂલે ! જો !
ત્યાંથી કોને ગ્રહીજ ધીરશું ? કેવું હૈયું ફૂલે ! જો !
જોજે ! કેવી ડુબકી દઉંને જાઉં નીરાંતરે તો !
ઝાલી રાખું જળ-રમણમાં છૂટવા તું મથે તો ! ૮૫

રુક્મિણીજી ! કવિ હું રસને કંઠ ! ને તું કવિતા !
ઝીલું, પૂરું સમરવ, સૂરેઃ ગીતની લ્હેર તું થા !

ન્યાળી નોખી દીનહીન તને ભ્રાતના ત્રાસથી મેં-
ક્યાં તે? ક્યાં આ? પ્રથમની તું ક્યાં? દર્શનોમાં ઝીલી મેં! ૯૨

ન્હેલી મીટે દીઠી હતી તને પ્રાણ! સ્વેચ્છાવરી, મેં-
ત્યારે યે તું સ્થિર ધીર શૂરી રાજકન્યા હતી ને?
તોયે ત્હારે નયન નિરખી-ત્યાં હતી તું નિરાંળી-
તેવી આજે સરળ વિમળી દીપતી સૌમ્ય ન્યારી! ૯૩

આવ્યો દોડ્યો વિજય વરવા યૌવનેન્દુ યદુ હું-
ત્યારે કાર્યે મશગુલ હતો ભારતોદ્ધારને હું-
આદર્શે તો ઝુરી ઝુરી ઝૂઝું વેણુગોપાલને, હું!
એથીયે તું સરસ દીસતી: દેવી! શું તે કહું હું? ૯૪

ન્હોતું ધાર્યું અનુકૂળ થશે સર્વથા આમ તો તું-
ન્હાનું માગ્યું રુપ નીવડશે ગુણમાધુર્ય સ્હોતું-
તેં તો મ્હારું કહ્યું કર્યું ગયું: ના કરું કાં કહે તું?
સ્વપ્નું આજે સફળ જ કર્યું: આમ લગ્ને જીતી તું! ૯૫

કૌમારે મેં વ્રજ-વિરહને પ્રેમભક્તિ ઝીલેલી-
તેમાંયે મેં પ્રણયલીનતા યોગ જેવી દીઠેલી:
રાધાજીએ હૃદય નયને જે કલા કેળવેલી-
કંઠે ખીલી મુરલી ધૂનમાં નૃત્યરાસે કુલેલી! ૯૬

એમાં ન્હોતો જરી શરીરનો ભોગ શૃંગાર લ્હાવો-
ખીલ્યા ત્યારે પુનિત ઉરના આત્મ સંયોગ ભાવે:
તેથી તો હું હૃદય ગરવે ભારતોત્કર્ષ યોજું-
સંકેતો ને વિધિમિષ ગણી સાર્થ સંસિદ્ધિ સાધું! ૯૭

તેથી આજે સહચરી તુંથી એવડાં જોમ ઝીલું-
ને સંસારે જયજીવિત હૈં દંપતી આચરીશું:

આ પૃથ્વીમાં નરક મટવી સ્વર્ગ દેવી રચીશું-
દેવો જેવાં રહી બનવીશું માનવીને યજીશું ! ૯૮

આવા ભાવે ભવવિભવને ગુંજતો દ્વારિકામાં-
નેત્રે મીને તુજ સુચવિયાં સ્વપ્ન-ઘેને હતો જ્યાં-
આવ્યા ત્હારા ગુરુજન અને પત્ર ત્યાં તો અચિંત્યા-
કે મેં પૂછ્યું ભ્રમભયભર્યું દૂત ત્યાં તુજ ગર્જ્યા- ૯૯

"જેવા છો જી ! સુકૃતસતીયા તેવી એ તો સતી છે-
તેનાં પુણ્યે વ્રત-તપભર્યાં, પામશોજી તને તે !
એ સૌભાગ્યે વરીશ, વર ! તું ધન્યમાંગલ્ય તેને-
તે તો ત્હારી ચિર-પ્રિયતમા પ્રેરશે પ્રીતિ મર્મે ! ૧૦૦

ધીરાં ડાહ્યાં ગુણથી ગરવાં રુક્મિણી છે અમારાં-
શાણાં ઘાડાં કુસુમકુમળાં નિશ્ચિતાર્થી કુમારાં-
પેખો ત્યારે સતી પરખજો કૃષ્ણ ! નિશ્ચિંત રહેજો-
ન્યારા લ્હાવા, જીવનભર ને લક્ષ્મી-સૌન્દર્ય લેજો ! ૧૦૧

વૈદર્ભી છે પ્રખર પ્રબલા સપ્તપુરી સુમાત્રા-
યોગ્યાધારે જીરવી શકશો તો થશોજી વિજેતા !
દૈવી સિદ્ધિ અભય ભરતી સ્હોય ધુરંધરા એ-
ઓજસ્વી તું યદુવર ! થશે એ તપસ્વિની-સ્હોડે ! ૧૦૨

બંધુ રુક્મિ અસુર વિફર્યો, કેદી માબાપ ત્યાં છે,
ત્રાસે ધ્રૂજે હરિણી શી, શિશુપાલને, રુક્મિણી એ-
તેથી પ્રેર્યો તુરત મુજને, ધાવ, શ્રીકૃષ્ણ ! વ્હારે !
જો ! ચૂક્યા એ હરણ કરવું, કન્યકા-જીવ જાશે !" ૧૦૩

એ સુણીને રથપર ઉડ્યો, મંડપાતે છુપાયો-
અંબાજી ત્યાં તુજ શું રમતાં મેં દીઠાં કે હું ધાયો-

માની મીઠી નજર ઝીલતાં દીઠી, દેવી ! તને જ્યાં–
ઝીલી લીધી હસતી રમતી વ્હાવરી મેં તને ત્યાં ! ૧૦૪

ત્યારે જેવી પલક ભરી મેં તેવી તું ભવ્ય ખીલી–
એ દશ્યે તું હતી પુલકતી તેવી રહેજે રસીલી :
ઝીલું વેણે જીવનની કલા નેત્રથી પલ્લવીનાં–
છેડું વેણુ અજબ રસને કંદ, શી એ પ્રતિભા ! ૧૦૫

ત્હારે નેત્રે નિરખું તુજ જો ! પ્રાણુ એ અંતરાત્મા–
જો ! ત્યાં ત્હારો કુદડી ફરતો એ ફુવારે રસાત્મા :
એકાકારે રસમય રમે સપ્તસૂરે તું ગાતી !
મ્હારે હૈયે સરકમળમાં પદ્મિની ! તું સુહાતી ! ૧૦૬

આ આંખોને, જગત જીવવું, કામણે આપણે યે–
ને કલ્યાણે જીવન ભરવાં નિશ્ચયે તો ભવે યે–
સ્વેચ્છા સિદ્ધિ વરતી વીરને વિશ્વને દોરનારી–
નીતિ ન્યાયે વિહરીશું મહાભારતે જો ! જમાવી ! ૧૦૭

કેવી રીતે નયનની કળા કેળવી, મેં કહું, લે :–
આંખો આંજી પ્રથમ ઉઘડયે મ્હારી એ માત તાતે–
એનાં દુઃખો હરી લઈ બન્યો કૃષ્ણ સંકલ્પતાને–
કાળી કીકી ફરી મુજ અને કામળે સ્હોઉં કાળે ! ૧૦૮

કારાગારે જનકજનની જે મથુરા રીબાતાં–
ખુલ્લે માથે ત્યમ કર પદે ભેખ લીધો તવાતાં–
છાયા અર્પે વ્રજજન ગુણી નંદજી માયશોદા–
ત્હોયે છુપો હું જ તલસતો કંસનું વેર લેવા ! ૧૦૯

એવામાં મેં વિષ નયનનાં કાલી નાગેથી ઝીલ્યાં–
તેવાં મેં તો છુપવીજ દીધાં ગોપગોપાંગનામાં :

શાને ? તેને પ્રણયનરચે નેત્રઓદાર્ય દીઠું-
તેથી એતો વ્રજ ઉગરતું : ધન્ય કારૂણ્ય મીઠું ! ૧૧૦

વ્હોાયે કુરતી રમત જીતવા ગોપમલ્લો લઈને-
ચાલ્યો હું તો તુરત મથુરા કંસને દ્વાર, કિન્ને-
ને ત્યાં ઝુઝ્યો વિષનયનને કંસચાણૂર માર્યા-
તાતે માતે હૃદયહૃધડે ધોઈ, કેશે સમાર્યા ! ૧૧૧

તૃપ્તિ પામ્યો, વ્રજરૂણ છૂટ્યું, મુક્તિને મોતી સ્હોયું,
ત્યારે પાછું વ્રજનયનને અશ્રુ અદ્‌ભુત જોયું-
સેવાનાં એ હતી આધીનતા સ્વાર્પણે શૌર્ય શક્તિ-
સર્વાધારે સરસ પ્રભુતા તેમ વાત્સલ્ય ભક્તિ ! ૧૧૨

આ આંખે જો ! કરૂણકરૂણા ત્યારથી તો વસી છે-
તેવી તો મેં તુજ નયનમાં ક્યારની પારખી છે:
તેથી તો હું વ્રજ સમ કરૂં રાજ્ય જે દ્વારિકામાં-
તેવું, સ્હાયે તુજ, ભરૂં મહાભારતે આર્યતાના ! ૧૧૩

તું વેણુ છે મુજ વિલસતે ભારતી ગાય માતા-
બે આધારે કરૂં સુરકલા વેણુ ગોપાલ ત્રાતા !
આર્યાવર્તે મુરલિ ગીતથી પુણ્ય નિષ્કામ થાતાં-
એ વેરાજ્યે પ્રભુ મ્હલવશે કે, સ્વરાજ્યે પ્રજાના ! ૧૧૪

લાવણ્યે કે, લીન હું સલુણી આમ બોલ્યા કરૂં કાં ?
નાચું ત્હારે નયન સ્મિત કાં ? મૌન ત્હારે ધ્રૂજ્યું કાં ?
સ્ત્રી-સૌજન્યે પુરૂષ બનતો દીન આકર્ષણે કાં ?
સન્નારીને શરણ નર તો વત્સલાધીન રૂહે કાં કાં ? ૧૧૫

વર્ષા જેવો રમણુ વરનો સાદ સુણીસુણીને-
રોમે રંપે નયન વહને પીગળ્યાં રૂક્મિણીયે:

એ કુંવારે પ્રણય રસિલા અશ્રુને કૃષ્ણ ન્હાયા–
એવે હૈયાં ત્યમ ઉદધિયે ઉછળ્યાં એ સવાયાં ! ૧૧૬

વેણુસૂરે વ્ર જ ન ટ વ રે પ્રેમભક્તિ ગજાવી–
એ વાણી તો હૃદય રમણે રુક્મિણીને ઝીલાવી:
બોલે બોલે પ્રણય ગજવ્યો આત્મજેતા શ્રીકૃષ્ણે–
ત્હોયે મૌને વિજય જગવ્યો પત્નીનો રુક્મિણીએ ! ૧૧૭

દેહે પત્ની પતિ યુવજનો સૌ અનામી રસાત્મા–
સંયોગે કૈં સહ ગજવતા સૂર આરાધનાના:
રૂહેતી સ્ત્રી ત્યાં પ્રણય પુનિતા માનુષી દિવ્ય દેવી:
સ્હોતી સ્હોડે ઉછરી જનતા બાળ શી તેની કેવી ! ૧૧૮

સંસારે જો ! ગૃહણી જનની છાય વાત્સલ્ય ભાવે–
જાયાનો એ પતિ પણ શિશુભાવ સ્હાતો પ્રભાવે:
આર્યા એવી ભગવતી સતી સૌથી પૂજાય પ્હેલી–
સીતા જેવી ચિર મલપતી રુક્મિણી કૃષ્ણઘેલી ! ૧૧૯

શ્રી-કૃષ્ણે તો પ્રથમ જ રચી દ્વારિકા જ્યાં સુવર્ણા–
સૌવર્ણીએ દ્વિતીય જ જીતી રુક્મિણી રત્નગર્ભા–
બન્ને જાણે રવિકિરણની કાંતિ સંધ્યા ઉષાની–
આર્યા-ચંપાસમી સ્ફુરી પ્રભા દ્વારિકા રુક્મિણીની ! ૧૨૦

રુક્મિણીના હૃદયે રમણે દ્વારિકા કૃષ્ણ આવ્યા–
ત્યારે બન્ને પ્રણયનિધિના સ્વાગતેથી સુહાયાં :
એ ઉલ્લાસે ઉભયરસિલાં સાગરે મસ્ત ન્હાયાં–
એ સંયોગે રસરૂપ નવાં દંપતી તૃપ્ત મ્હાલ્યાં ! ૧૨૦

છોળે ગાજ્યાં ઉદધિ ઝુલતાં નીરને આસને એ–
નાચ્યાં ઘૂમ્યાં જળનીતરતાં રુક્મિણી કૃષ્ણ બન્ને–

કૃષ્ણે ત્યારે જગવિભવનો શંખનાદે ગજાવ્યો-
ને યોગીશે વ્રજનટવરે નિત્ય રાસે જમાવ્યો ! ૧૨૨

ત્યારે અંતે રહી ન શક્તાં રુક્મિણી મુગ્ધધૃષ્ટા-
લાસ્યે લ્હેર્યાં પ્રણયગીત એ પત્રનું ગાઈ ત્રુઠ્યાં-
કૃષ્ણે સંગે ઉરસૂરપૂર્યાં ઘુમતાં મુક્તકંઠે-
વર્ષાધારા રસની વરસી કોકિલા મેઘકંઠે ! ૧૨૩

## પત્ર—ગીત

સુન્દરવર ! સુણ સુજાણ !
કરજો મુજ પરિત્રાણ !

ત્રિભુવનધર યદુવીર !
ભારત વિજય રણધીર !

સ્મરું ભવોભવ઼ાનુબન્ધ
ધરું પ્રણયજીવન વસન્ત !

પિયરે હું અનાથ દીન
હૃદય મંદિરે અધીન

પ્રથમ વેદ મમાલંબ
कृष्णकृपा कैवल्यम् :

પૂર્ણિમાનું સ્વરૂપ પ્રકટ્યું ચારુ શ્રીકૃષ્ણચન્દ્રે !
ને રેલાવી નયન ઉરમાં ચન્દ્રિકા શુક્લ ચન્દ્રે !
આતે પાડ્યાં પ્રણય પગલાં ચુમ્મતાં સખ્ય ચન્દ્રે !
સૌભાગ્યેથી રસિક રીઝવ્યાં દંપતી સૌખ્ય ચન્દ્રે ! ૧૨૪

| કાવ્ય | પંક્તિ | શુદ્ધ શબ્દ | પાનું |
|---|---|---|---|
| ૧૫૬ | ૭ | ભ્રમ | ૧૪૫ |
| ૧૬૧ | ૧૩ | સુન્દર | ૧૪૯ |
| ૧૬૫ | ૭ | હાસ્યે | ૧૫૩ |
| ૨૫૭ | ૨ | એકાંત | ૨૪૫ |
| ૨૮૬ | ૩ | કરતા | ૨૭૬ |
| ૨૮૬ | ૭ | દિલે | ૨૭૬ |
| ૨૮૭ | ૨૦ | ફુટે | ૨૭૮ |
| ૨૮૭ | ૨૦ | લાલનના | ૨૭૮ |
| ૨૯૧ | ૩૨ | હૂતી | ૨૮૨ |
| ૨૯૩ | ૭ | પ્રફુલ્લિતતા | ૨૮૩ |
| ૨૯૩ | ૧૭ | વહને | ૨૮૪ |
| ૩૦૬ | ૧ | અવનિ | ૨૯૯ |
| ૩૧૦ | ૮ | લ્હેરાતા | ૩૦૨ |
| ૩૧૦ | ૮ | પ્રભુમય | ૩૦૨ |
| ૩૧૧ | ૫ | હેરીહેરી | ૩૦૩ |
| ૩૧૪ | ૧૨ | જોગવનાર | ૩૦૭ |
| ૩૧૮ | ૮ | ભૂઝિયે | ૩૧૧ |
| ૩૬૮ | ૧૮ | પ્રજ્વળે | ૩૫૪ |
| ૩૬૯ | ૭ | ભાંગ્યે | ૩૫૫ |
| ૩૬૯ | ૯ | પટ | ૩૫૫ |
| ૩૭૦ | ૪ | તર્ણાં | ૩૫૬ |
| ૩૭૮ | ૧ | ૩૭૮ | ૩૬૪ |

| કાવ્ય | પંક્તિ | શુદ્ધ શબ્દ | પાનું |
|---|---|---|---|
| ૪૫૨ | ૧ | પાં | ૪૪૩ |
| ૪૫૮ | ૧૨ | વ્હાલપ | ૪૫૦ |
| ૫૦૬ | ૧૧ | સલૂણાં | ૫૦૨ |
| ૫૦૮ | ૧૦ | ગરીબના | ૫૦૪ |
| ૫૫૬ | ૧૪ | જોગવે | ૫૦૪ |
| ૫૫૬ | ૮ | ફેરતી | ૫૫૪ |

| કાવ્ય | પંક્તિ | શુદ્ધ શબ્દ | પાનું |
|---|---|---|---|
| ૧૫૬ | ૭ | ભ્રમ | ૧૪૫ |
| ૧૬૧ | ૧૩ | સુન્દર | ૧૪૯ |
| ૧૬૫ | ૭ | હાસ્યે | ૧૫૩ |
| ૨૫૭ | ૨ | એકાંત | ૨૪૫ |
| ૨૮૬ | ૩ | કરતા | ૨૭૬ |
| ૨૮૬ | ૭ | દિલે | ૨૭૬ |
| ૨૮૭ | ૨૦ | ફુટે | ૨૭૮ |
| ૨૮૭ | ૨૦ | લાલનના | ૨૭૮ |
| ૨૯૧ | ૩૨ | દૂતી | ૨૮૨ |
| ૨૯૩ | ૭ | પ્રફુલ્લિતતા | ૨૮૩ |
| ૨૯૩ | ૧૭ | વહને | ૨૮૪ |
| ૩૦૬ | ૬ | અવનિ | ૨૯૯ |
| ૩૧૦ | ૮ | લહેરાતા | ૩૦૨ |
| ૩૧૦ | ૮ | પ્રભુમય | ૩૦૨ |
| ૩૧૧ | ૫ | હેરીહેરી | ૩૦૩ |
| ૩૧૪ | ૧૨ | જોગવનાર | ૩૦૭ |
| ૩૧૮ | ૮ | ભૂઝિયે | ૩૧૧ |
| ૩૬૮ | ૧૮ | પ્રજાળે | ૩૫૪ |
| ૩૬૯ | ૭ | બાળે | ૩૫૫ |
| ૩૬૯ | ૯ | પટ | ૩૫૫ |
| ૩૭૦ | ૪ | તારી | ૩૫૬ |
| ૩૭૮ | ૬ | ૩૭૮ | ૩૬૪ |

| કાવ્ય | પંક્તિ | શુદ્ધ શબ્દ |
|---|---|---|
| ૪૫૧ | ૧ | પાં |
| ૪૫૮ | ૧૨ | વ્હાલપ |
| ૫૦૬ | ૧૧ | સલૂણાં |
| ૫૦૮ | ૧૦ | ગરીબના |
| ૫૫૬ | ૧૪ | જોગવે |
| ૫૫૬ | ૮ | હેરતી |